॥શ્રી॥

# કૃષ્ણ જન્મખંડ પૂર્વાર્દ્ધ.

મુલ ઉપરથી ગુજરાતી ભાષાંતર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**પુરોહિત સોમા વાલજી.**

દ્વારકા વાસી.

## મુંબઈ

"રાજ્યભક્ત" પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું.

સવંત ૧૯૪૪ સને ૧૮૮૮

કીંમત રૂ૩-૦-૦

સદા સર્વદા પર્મ સ્નેહી

રા. રા. દુરગાશંકર મદનજીની હજુરમાં

મુ૦ માંગરોલ.

તાબે સોરાષ્ટ દેશ.

સાહેબ,

આપે ઓખામંડળમાં પધારી મારી ઉપર તેમ મારા સ્વદેશ બંધુ ઉપર કરૂણા અને દયાની દ્રષ્ટીથી સ્તુતી પાત્ર કામો કરેલાં છે એટલુંજ નહી પરંતુ તેની સાથે મારા સ્વજ્ઞાતિજનોના હિતાર્થે પણ તન મનથી શ્રમ લેઈ ધર્મના કામો કરેલાં છે તેમ મને પણ વિદ્યા વૃદ્ધિના કામમાં ઘણોજ આશરો આપેલો અને આજ સુધી આપો છો તેની યાદગીરી કાયમ રાખવા માટે આપનું નેક નામ આ અતિ ઉત્તમ ગ્રંથ "શ્રીકૃષ્ણ જન્મ ખંડ" મુળ ઉપરથી ગુજરાતી ભાષાંતર ઘણા શ્રમથી તઈઆર કરાવી તેની સાથે જોડી રાખી આપ નામદારને અર્પણ કરૂં છું. એજ.

પુરોહિત સોમા વાલજી.

# પ્રસ્તાવના.

શ્રીકૃષ્ણજન્મખંડ કે જે વેદવ્યાસજીએ કરેલા બ્રહ્મવૈવર્ત્ત પુરાણના પ્રકૃતિખંડ આદિ ખંડોમાંનો એક ખંડ છે, શ્રીકૃષ્ણની મનોહર લીલાઓથી ભરપૂર છે, જન્મમરણને મટાડનાર અને મુક્તિના બીજરૂપ છે, વૈષ્ણવજનોને પ્રાણ સમાન છે, સર્વ રસોના યોગ્ય ચિતારવાળો છે, કાવ્યપ્રકાશ તથા સાહિત્યદર્પણ આદિ સાહિત્યગ્રંથોમાં નિરૂપણ કરયા પ્રમાણે વિભાવ તથા અનુભાવ આદિ અંગોથી પરીપૂર્ણ. શૃંગાર રસના ચકચકિત પ્રતિબિંબનો અરીશો છે, ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એ ચારે પુરૂષાર્થોના સંપૂર્ણ ઉપદેશમય નિરૂપણોથી આ લોકના તથા પરલોકના પરમ કલ્યાણ સબંધી પ્રૌઢ સાધનરૂપ છે, ભકિતરૂપ લતાને વધારવામાં સામયિક વૃષ્ટિના શુભ સેચન રૂપ છે અને કાદંબરીની શૈલીને મળતા વર્ણનના ચમત્કારોથી વાંચનારાઓના ચિત્તોનું આકર્ષણ કરે એવો છે. તે ગ્રંથ સંસ્કૃત ભાષાબદ્ધ હોવાથી આજ દિવસ સુધી તેનો અપૂર્વ આનંદ સંસ્કૃત ભાષાના વિદ્વાનોનેજ મળતો હતો પણ બીજા કોઇને મળતો નહતો તેથી અમોએ તેનું ગુજરાતી ભાષાંતર કરાવી પ્રસિદ્ધ કરવાની ગોઠવણ કરી. આ ગોઠવણ અમારા સ્નેહીજનોને પણ પસંદ આવતાં તેઓની સલાહ ઉપરથી એ ભાષાંતર કરવાનું કામ ગુજરાતી ભાષા ગોઠવવામાં વિચક્ષણતાવાળા એક પ્રૌઢ શાસ્ત્રી કાળીદાસ ગોવીંદજીને સોંપવામાં આવ્યું અને તેમણે પોતાની કસાએલી કલમથી મૂળનો કાંઇપણ અભિપ્રાય કે ચમત્કાર નહી જવા દેતાં કરી આપ્યું કે જે અમોએ આ પુસ્તકરૂપે છપાવી પ્રસિદ્ધ કરયું છે.

શ્રીભાગવત તથા હરિવંશ આદિ ગ્રંથોમાં વર્ણવેલી શ્રીકૃષ્ણની લીલાઓના સંબંધમાં અનુગ્રહ પામેલા જે જે ભકતજનોનાં તથા દૈત્યો વગેરેનાં નામો આવે છે તે તે ભક્તજનો અને દૈત્યો વગેરે લોકો પૂર્વ જન્મમાં કોણ હતા, તેઓને શાં શાં કારણોથી અવતરવું પડયું હતું તથા તેઓએ શાં શાં કામો કર્યાં હતાં ઇત્યાદિ વિષયોનું આ ગ્રંથમાં એવું સુંદર નિરૂપણ કરયુ છે કે જે અપુર્વ છે અને બીજા ગ્રંથોમાં જોવામાં આવ્યું નથી.

શૃંગારના વર્ણન ઉપરાંત વીર, કરૂણ, અદ્દભુત, હાસ્ય, ભયાનક, રૌદ્ર, અને શાંત આદિ બીજા રસોનું પણ સંપુર્ણ, સાહિત્ય શાસ્ત્રોના સંપ્રદાયને અનુસરતું, વાંચવાના સમયમાં વાંચનારના અંતઃકરણમાં તે તે રસોનો પ્રત્યક્ષ આવિર્ભાવ આ-

પનારૂં અને ઉપમા ઉત્પ્રેક્ષા તથા ઊદાત્ત આદિ અલંકારોથી સુશોભિત એવું તો વર્ણન કરયું છે કે જેની સાબેતી આ પ્રસ્તાવનાથી નહી પણ વાંચવાથીજ કરાવી શકાય એમ છે. અમો ધારીએ છીએ કે શ્રીકૃષ્ણજન્મખંડની શૈલી ઉપરથીજ કાદંબરી તથા શ્રીહર્ષચરીત આદિ ગ્રંથો રચાયા છે.

આ ગ્રંથના પુર્વાર્દ્ધ અને ઉત્તરાર્દ્ધ મળીને બે વિભાગ છે. તેમાં પુર્વાર્દ્ધમાં શ્રીકૃષ્ણની જન્મથી તે રાસલીલા સુધીની લીલાનું વર્ણન કરયું છે અને ઉત્તરાર્દ્ધમાં શ્રીગોકુલમાંથી મથુરામાં પધારી કંસનો વધ કરવાથી આરંભીને છેક સ્વધામમાં પધારવા સુધીની સઘળી લીલાનું વર્ણન કરયું છે કે જે શ્રીભાગવત આદિ કરતાં પણ અધિક છે.

શ્રીભાગવતના દશમસ્કંધની પંચ્યાધ્યાયીમાં શુકદેવજીએ પરિક્ષીત રાજાની પાસે શ્રીકૃષ્ણની લીલાના આવેશ પુર્વક ભરપુર શૃંગાર રસનું વર્ણન કરવા માંડતાં પેરીક્ષિત રાજાએ વચમાં રસવિરૂદ્ધ પ્રશ્નો પુછયાં તેથી શુકદેવજીએ એ વર્ણન અપૂર્ણ રાખી દીધું છે એ વાત સમજુ લોકોના ધ્યાનમાં છે. એ વર્ણન આ શ્રીકૃષ્ણજન્મખંડમાં સંપૂર્ણ આપેલું છે માટે આ ગ્રંથ કેટલું મહત્વ ધરાવે છે એ સમજી શકાય એવું છે.

શૃંગાર રસનું વર્ણન અત્યંત કોમળ, મનોહર, ખરી પ્રીતિને બતાવનાર અને લોકોને વ્યભિચારથી અટકાવનાર છે છતાં પણ અવિવેકી લોકોની બીકને લીધે ભાષાંતરમાં કેટલીએક જગે ગુઢાર્થ શબ્દો મુકવામાં આવ્યા છે તથા કેટલીએક જગે અસલ શબ્દો કાહાડી નાખીને ફકત ટુંકોની હારજ મુકવામાં આવી છે તે વિષે સુજ્ઞજનો ક્ષમા કરશે એવી આશા રાખીએ છીએ.

શ્રીકૃષ્ણનું રસ ભરેલું ચરીત્ર ખરી નીતીને વધારનાર છે, ખરા પ્રેમરસને દર્શાવનાર છે, હાલ ફેલાએલી પશુઓના જેવી કામવૃત્તિને રોકનાર છે, કામદેવથી થતા હૃદયના સંતાપને હરનાર છે અને અતિ બહિર્મુખ લોકોને પણ ભકિતમાં અભિમુખ કરનાર છે. શ્રીભાગવતના દશમસ્કંધના ૩૩ મા અધ્યાયમાં કહ્યું છે કે—विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोः श्रद्धान्वितोनुश्रृणुया दथवर्णयेद्यः ॥ भक्तिपरांभगवति प्रातिलभ्यकामं हृद्रोगमाश्वपहिनो त्यचिरेण धीरः ॥ અર્થ — વ્રજાંગનાઓની સાથે શ્રીકૃષ્ણે જે રાસલીલા કરી તેને જે પુરૂષ શ્રદ્ધાથી સાંભળે અથવા વર્ણવે તે પુરૂષ ધીરપણું મળવાથી શ્રીકૃષ્ણની પરમ ભકતીને પ્રાપ્ત થઈ તુરત સઘળી કામનાઓને છોડી દે છે.

શ્રીકૃષ્ણે વ્રજાંગનાઓની સાથે જે રાસલીલા કરી હતી તે કામદેવનો મદ ઉ

તારવાને વાસ્તેજ કરી હતી એમ શ્રીભાગવતનાં आत्मन्यवरुद्धसौरभः (વીર્યને પોત ના શરીરમાંજ રોકી રાખ્યું હતું) ઇત્યાદી વાકયો ઉપરથી સ્પષ્ટ જણાય છે. તે મજ 'શ્રીકૃષ્ણ સર્વના અંતર્યામી હોવાથી તેમને ગોપીઓ પરસ્ત્રીઓજ નહતી' એમ પણ योंतश्चरतिसोध्यक्षः क्रीडतेनेहदेहभाक એ વાકયથી શુકદેવજીએ સ્પષ્ટ રીતે કહેલું છે એટલાં માટે આવી મનોહર અને ભકિત આપીને સંસારમાંથી ઉધ્ધાર કરે એવી લીલા છે એમ વિવેકી સુજનો સેહેજ ધારી શકશે.

અમોએ આર્યબંધુઓની સેવા બજાવવાને વાસ્તે બોહોળા ખરચથી આ ભાષાંતર કરાવી તથા છપાવી, વટાવની આશા નહી રાખતાં લોકોની સગવડ ઉપ ર ધ્યાન રાખી આ પુસ્તકની કીંમત રૂપીઆ ૩-૦-૦ રાખી છે. જેમને જોઇતુ હોય તેમણે રોકડી કીંમતથી મંગાવી લેવું.

પુરોહિત સોમા વાલજી.



આ પુસ્તકને છપાવી પ્રંસિદ્ધ કરવામાં દ્વારકાનાં રહીસ ઠક્કર લીલાંધર માધવજીયે નાણા સંબંધી યોગ્ય મદદ કરી છે તેથી તેનો હું ઉપકાર માનુછું.

પ્ર૦ સોમા વાલજી



# અનુક્રમણિકા.



# જાહેર ખબર.

આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી મળશે જે સાહેબોને જોઇએ તેમ ણે રોકડી કીંમત મોકલી મંગાવી લેવું.

દ્વારકા—વૈદ દેવશંકરને ઘેરથી
બેટ શંખોદ્ધાર—વાયડા ગોકળદાસ મુળજી.
નગર—દવે વીશ્વનાથ ગોવીંદજી તથા બુકશેલરને ત્યાંથી
જુનાગઢમાં—શા. ભગવાન નથુ
અમદાવાદમાં—અમદાવાદ ટાઇમ્સ હાફીસમાંથી.
મુંબઇ—જયેષ્ટારામ મુકુંદને ત્યાંથી કાલબાદેવી રોડ
કરાચી—વૈદ કેશવજી ઝીણા.

પુ૦ સો૦ વા૦

# શ્રીકૃષ્ણ જન્મખંડનું ગુજરાતી ભાષાંતર.

॥ नारद उवाच ॥

श्रुतं प्रथमतो ब्रह्मन्ब्रह्मखंडं मनोहरम् ॥
ब्रह्मणो वदनांभोजात् परमाद्भुत मेवच ॥ १ ॥

નારદજી નારાયણને પુછે છે—હે મહારાજ! મેં પ્રથમ બ્રહ્માના મુખારવિંદથી પરમ અદ્ભૂત અને મનોહર બ્રહ્મખંડ સાંભળ્યો અને તે પછી તેમના વચનથી આપની પાસે આવીને આપના મુખથી અમૃતના સમૂહ કરતાં પણ અતિ ઊત્તમ પ્રકૃતિખંડ અને અનાદિ કાળના સંસાર રૂપ બંધનને તોડી નાખે એવો ગણપતિખંડ સાંભળ્યો. પણ એટલાથી તૃપ્ત નહી થએલું મારૂં મન જગતમાં સર્વોત્તમ શ્રીકૃષ્ણ જન્મખંડને સાંભળવા ઇચ્છે છે. કારણ કે એ ગ્રંથ મનુષ્યોના જન્મ મરણ આદિના ભયને મટાડનાર છે, સઘળાં તત્વોનો પ્રકાશ કરનાર છે, કર્મનાં બંધનોને તોડનાર છે, હરિ ભક્તિને આપનાર છે, તુરત વૈરાગ્યને ઉત્પન્ન કરનાર છે, સંસારરૂપી રોગને ટાળનાર છે, મુકિતનાં બીજોને ઉત્પન્ન કરનાર છે, સંસારરૂપ સમુદ્રમાંથી અત્યંત તારનાર છે, કર્મોના ભોગ ભોગવવા રૂપી રોગોને નિર્મુલ કરવામાં રસાયનરૂપ છે, શ્રીકૃષ્ણનાં ચરણારવિંદરૂપી ઊંચી ભૂમિકાએ ચડવામાં પગથીઆરૂપ છે, વૈષ્ણવોના જીવનરૂપ છે અને જગતને અત્યંત પવિત્ર કરનાર છે. આમ છે એટલા માટે હું કે જે તમારો ભકત, શિષ્ય અને શરણાગત છું તેને એ પ્રસંગ વિસ્તારીને કહો. જગતના એક ઇશ્વર અને સઘળા અંશોથી અત્યંત પરિપૂર્ણ પોતે શ્રીકૃષ્ણ કોની પ્રાર્થનાથી પૃથ્વીપર પધારયા હતા, અને કયા યુગમાં કયા કારણથી તથા કયા સ્થલમાં પ્રકટ થયા હતા. એમના પિતા વસુદેવ કોણ હતા, દેવકી કોણ હતાં, શ્રીકૃષ્ણે માયાથી જગતની રીતિને અનુસરવા સારૂ કોના કુલમાં જન્મ લીધો હતો અને કયા રૂપથી પધારીને શું કરયું હતું. હે મુનિ! કંસની બીકને લીધે શ્રીકૃષ્ણ સુવાવડના ઘરમાંથી તુરતજ ગોકુલમાં પધારયા હતા તો એ

પોતે ઈશ્વર કે જે ભયના પણ નિયંતા હતા તેમને કીડા જેવા કંસનો ભય થવો કેમ સંભવે. જગતના પતિ શ્રીકૃષ્ણે ગોકુલમાં ગોવાળીઆના વેષથી કયાં કયાં કામ કરયાં હતાં, ગોપીઓની સાથે કયા સ્થલમાં વિહાર કરયો હતો, ગોપીઓ કોણ હતી, બાળકના રૂપવાલા ગોવાળીઆ કોણ હતા, યશોદા કોણ હતાં, નંદ કોણ હતા અને એઓએ શાં પુણ્ય કરયાં હતાં. મોટાં પુણ્યવાળાં રાધા દેવી ગોકુલવાસી કેમ થયાં હતાં અને તે વ્રજકન્યા ( રાધાજી ) વ્રજમાં ક્યા પ્રકારથી શ્રીકૃષ્ણને અત્યંત પ્યારાં થયાં હતાં. ઘણા શ્રમથી માંડ પ્રસન્ન કરી શકાય એવા પરમેશ્વર શ્રીકૃષ્ણને ગોપીઓ શી રીતે પામી હતી અને તેઓને છોડીને શ્રીકૃષ્ણ પાછા મથુરામાં શા માટે પધારયા હતા. જેમનાં શ્રવણ તથા કીર્ત્તન પવિત્ર છે એવા શ્રીકૃષ્ણ પૃથ્વીનો ભાર ઉતારયા પછી શું કરીને સ્વધામમાં પધારયા. હે પૂજ્ય મુનિ ! ભગવાનની કથા કે જે અત્યંત દુર્લભ છે, સંસારરૂપ સમુદ્રમાં વાહાણરૂપછે, ગર્ભવાસરૂપી બંધનથી થતા ક્લેશોને કાપનાર તથા કાતરી નાખનાર છે, પાપરૂપી કાષ્ટોને બાળવામાં પ્રજ્વલિત અગ્નિની શિખા જેવી છે અને સાંભળનારાં માણસોનાં કરોડ જન્મોનાં પાપોનો નાશ કરનારી છે તે મારી પાસે કહો. હે કૃપાના ભંડાર રૂપ ! હું કે ભકત અને શિષ્ય છું તેને જ્ઞાન આપો. પૃથ્વીમાં જપથી, તપથી, મોટાં દાનોથી, તીર્થોના દર્શનથી, વેદ ભણવાથી, ઉપવાસો કરવાથી, દેવપૂજન કરવાથી અને સર્વ યજ્ઞોની દીક્ષા લેવાથી મનુષ્યને જે ફળ થાય છે તે ફળ જ્ઞાન દેવાથી ફળના સોળમા ભાગ જેટલું થવાને પણ લાયક નથી. મારા પિતા બ્રહ્માએ મને જ્ઞાનની પ્રાપ્તિને વાસ્તે તમારી પાસે મોકલ્યો છે તો હું જ્ઞાનના સમુદ્રરૂપ આપની પાસે આવીને બીજું ફળ લેવાની ઈચ્છા કેમજ રાખું. એવો કોણ મૂર્ખ હોય કે જે અમૃતના સમુદ્રને પામીને અમૃત વિના બીજું પીવાની ઈચ્છા કરે.

નારાયણ કહે છે—હે કુલને પવિત્ર કરનાર નારદજી! તમે કે જે ભાગ્યશાલી અને જાણે દેહધારી પુણ્યોનો સમૂહ હોય એવા છો તે, લોકોને પવિત્ર કરવા સારૂજ જગતમાં ફરો છો એ હું જાણું છું. બોલવાથી માણસોના હૃદયનો અભિપ્રાય તુરતજ જણાઇ આવે છે. શિષ્યની પાસે, સ્ત્રીની પાસે, કન્યાની પાસે, દોહિત્રાની પાસે, બાંધવની પાસે, પુત્રની પાસે, પૌત્રની પાસે, પડતીના સમયમાં, ચડતીના સમયમાં, સ્ત્રીની પાસે, વ્યાજ લેવાની વાત કરવામાં અને વિદ્યા મેળવવાની વાત કરવામાં માણસોના મનનો અભિપ્રાય તુરતજ જણાઇ રહે છે. તમે ભગવાનના શુદ્ધ ભકત હોવાથી જીવન્મુકત છો, પવિત્ર છો, ચરણની રજથી સર્વના આધારરૂપ પૃથ્વીને પવિત્ર કરો છો, પોતાના દેહનું દર્શન આપીને સર્વ લોકને પવિત્ર કરો છો

અને તેને લીધેજ મહા મંગલરૂપ ભગવત્કથાને સાંભલવા ઇચ્છો છો. જ્યાં ભગવા ત્કથાઓ થતી હોય ત્યાંજ સર્વ દેવતાઓ, ઋષિઓ, મુનિઓ અને સઘળાં તીર્થ રેહે છે. કથા સાંભળતાં અધવચ નહી પણ કથા પુરી થયા પછીજ સંતુષ્ટ થએલા સત્પુરૂષો પોતાના સ્થાનકમાં જાય છે અને ત્યાં પણ ભગવત્ચર્ચા કરે છે. જેઓના મુખમાં શ્રીકૃષ્ણની શુભ કથાઓ હોય તેઓ તીર્થરૂપ છે. શ્રીકૃષ્ણની કથાઓનો વ ક્તા પોતાની સેઈંકડો પેહેડીઓનો ઉદ્ધાર કરતાં સાંભળનારાઓના સર્વે વંશજોને પણ પવિત્ર કરે છે. પુછનાર પુછવા માત્રથી અને સાંભળનાર-શ્રવણ માત્રથી પોત-પોતાના કુલને અને બાંધવોને પવિત્ર કરે છે. જેણે સેકડો જન્મ સુધી તપ કરયાં હોય તેને ભરતખંડમાં મનુષ્યનો જન્મ પ્રાપ્ત થાય છે પણ તે જન્મ ભગવાનની કથારૂપ અમૃતનુ પાન કરવાથી સફળ થાય છે. હે નારદજી! ભગવાનનું પૂજન, વંદન, મંત્રનો જપ, સેવા, સ્મરણ, કીર્તન, નિરંતર પ્રેમ પૂર્વક ગુણોનુ શ્રવણ, પ્રિ ય વસ્તુઓનું નિવેદન અને દાસપણું એ નવ ભક્તિનાં લક્ષણો છે. એઓ કરવાથી જન્મને સફલ કરવામાં આવે છે. આ પ્રમાણે કરનારને કોઇ વિઘ્ન થતું નથી, આં યુષ્ય વ્યર્થ જતું નથી, જેમ ગરૂડની પાસે સર્પ જઇ શકે નહી તેમ તેની પાસે યમરાજા જઇ શકતો નથી, એનો પાસેથી ક્ષણ માત્ર પણ ભગવાન્ દૂર જતા નથી, અણિમા આદિ સિદ્ધિઓ તેને તુરત પ્રાપ્ત થાય છે, એની આસપાસ રાત દીવસ રક્ષણ કરવા સારૂ ભગવાનની આજ્ઞાથી સુદર્શન ચક્ર ફરયાજ કરે છે, એમ થવાથી એનું કાંઇ પણ અનિષ્ટ કરવાને કોઇ પણ સમર્થ થતો નથી, જેમ બળતા અગ્નિને જોઇ કોઇ જનાવર તેની પાસે જાય નહી તેમ યમના દૂતો સ્વપ્નમાં પણ તેની પાસે જતા નથી, કોઈ આધિ, વ્યાધિ, શોક, વિઘ્ન કે માણસોને બીવડાવનાર મૃત્યુ પણ તેની પાસે જતો નથી, તેના ઉપર સર્વે ઋષિઓ, મુનિઓ, સિદ્ધ લોકો તથા દેવતાઓ સંતુષ્ટ રેહે છે અને તે માણસ શ્રીકૃષ્ણના પ્રસાદને લીધે સર્વ સ્થ લમાં નિર્ભયપણાથી સુખી રેહે છે. હે નારદજી! તમને શ્રીકૃષ્ણની કથામાં આ ત્યંતિક પ્રેમ છે. કારણ કે પિતાનો સ્વભાવ પુત્રમાં આવે છે એ નિશ્ચય છે. અ-થવા તમારાં આવાં વખાણ કરવાની કશી આવશ્યકતા નથી. કારણ કે તમે બ્ર-હ્માના મનમાંથી ઉત્પન્ન થયા છો. પ્રાણી જે કુલમાં જન્મ ધરે તે કુલના જેવી તે-ની મતી થાય છે. જેણે ભગવાનના ચરણારવિંદની સેવાથી જગતને રચ્યું છે એ વા તમારા પિતા બ્રહ્મા હજી સુધી નિરંતર ભગવાનની નવ-પ્રકારની ભક્ત કરયા કરે છે. જેને શ્રીકૃષ્ણની કથામાં પ્રીતી હોય, કથા સાંભળતાં આંસુ આવી જતાં હોય, રૂવાડાં ઊભાં થઇ જતાં હોય અને જેનું મન કથામાંજ મગ્ન રેહેતું હોય તે

ભકત કહેવાય એમ વિદ્વાનોએ કહ્યું છે. પુત્રો તથા સ્ત્રીઓ આદિ સઘળું ભગવાનનું જ છે એમ જે જાણે અને શરીરથી, મનથી તથા વાણીથી તે પ્રમાણેજ વર્તે તે ભકત કહેવાય છે. જેઓ તીર્થ સ્થલમાં એકાંતે બેશી સંસારમાં આસકિત છોડી દઈને પ્રેમ પૂર્વક ભગવાનના ચરણારવિંદનું ધ્યાન કરે તેઓ વૈષ્ણવ કેહેવાય છે. જેને સઘળા જીવો ઉપર દયા હોય તથા જે આ સઘળું જગત શ્રીકૃષ્ણ મય છે એમ શુદ્ધબુદ્ધિથી જાણતો હોય તે ભકત વૈષ્ણવ કેહેવાયછે. જેઓ નિરંતર ભગવાનનાં નામોનાં તથા ગુણોનાં ગાયન કરતા હોય, ભગવન્મંત્રોનો જપ કરતા હોય, ભગવત્કથાનું શ્રવણ કરતા હોય અને ભગવાનની ગાથાઓજ બોલતા હોય તેઓ મહાવૈષ્ણવ કેહેવાય છે. પોતાને જે જે પ્યારી વસ્તુઓ મળે તે સઘળી તુરત પ્રીતિથી ભગવાનને અર્પણ કરી દેવાને જેનું મન ઊત્કંઠિત થાય તે ભકત અને જ્ઞાનિઓમાં ઉત્તમ કેહેવાય છે. જેનું મન સ્વપ્નમાં અને જાગ્રતમાં નિરંતર ભગવાનના ચરણારવિંદમાંજ લાગેલું હોય અને પોતે બાહારથી પ્રારબ્ધ કર્મ ભોગવ્યા કરતો હોય તે વૈષ્ણવ કેહેવાયછે. જેના કાનમાં ગુરૂના મુખમાંથી વિષ્ણુનો મંત્ર પેઠો હોય એટલે જેણે ગુરૂની પાસેથી વિષ્ણુ ભકિતની દીક્ષા લીધી હોય તેને વિદ્વાને મહાપવિત્ર વૈષ્ણવ કહેછે. સર્વદા વિષ્ણુની ભકિત કરનારો વૈષ્ણવ પોતાની આગળની સાત પેહેડીઓનો, પાછળની સાત પેહેડીઓનો નાના આદિ માનાસાત પૂર્વજોનો સહોદરોનો, માનો, નાનીનો, સ્રીનો, પુત્રીનો, બંધુનો, દોહિત્રાનો, દાસોનો અને દાસીઓનો પણ ઊદ્ધાર કરેછે. તીર્થોપણ વૈષ્ણવોનાં દર્શન અને સ્પર્શ કરવાની સર્વદા ઈચ્છા રાખેછે. કારણકે તીર્થોને પાપી લોકોના સંગથી લાગેલાં પાપો વૈષ્ણવોના સંગથી નાશ પામે છે. જે સ્થળમાં ગાય દોહોવાય એટલીવાર પણ વૈષ્ણવો ઉભા હોય તે સ્થળમાં તેટલીવાર સઘળાં તીર્થો પણ રહે છે. જેમ તુળસીના વનમાં, ગાયોના સ્થાનકમાં, શ્રીકૃષ્ણના ઉત્તમ મંદીરમાં, વૃંદાવનમાં, હરિદ્વારમાં અને બીજા તીર્થોમાં માન પામેલો માણસ પાપથી મુકત થઈને હરિના પદને પામે છે તેમજ વૈષ્ણવોની ભગવચ્ચર્ચારૂપ જ્ઞાનગંગા ચાલતાં ભગવત્સ્મરણના પ્રવાહમાં જે મરી જાય તે પણ પાપથી મુકત થઇને હરિના પદને પામે છે. પાપી લોકો તીર્થોમાં નાહાય તેથી તેઓનાં પાપો તીર્થોમાં આવે છે. એ તીર્થોનાં પાપો વૈષ્ણવોનો સ્પર્શ કરીને આવતા વાયુનો સ્પર્શ મળવાથી નાશ પામે છે. જેમ બળતા અગ્નિમાં નાખેલાં સુકાં ખડ જરાવાર પણ સ્થિર રહી શકતાં નથી તેમ, કરવામાં આવેલાં પાપો વૈષ્ણવની આગળ સ્થિર રહી શકતાં નથી. જે માણસો માર્ગમાં જતાં વૈષ્ણવનાં દર્શન કરે તેઓનાં પણ સાત જન્મનાં પાપો અવશ્ય નાશ

પામે છે. જેઓ ભગવાનની અને પુણ્યરૂપ તેના ભક્તની નિંદા કરે તેઓનાં સો જન્મનાં પુણ્યો નાશ પામે છે એ નિશ્ચય છે. એઓ ચંદ્ર અને સૂર્ય રહે ત્યાં સુધી ભયાનક મહા ઘોર કુંભીપાક નામના નરકમાં રંધાય છે અને તેઓને અનેક કીડાઓ ફોલી ખાય છે. એવા પાપીને જોવા માત્રથી પુણ્યનો નાશ અવશ્ય થાય છે. એટલા માટે એવાને જોઇ જવાય તો સમજુએ ગંગાજીમાં નાહાવું અથવા સૂર્યનાં દર્શન કરવાં તેથી શુદ્ધિ મળે છે વૈષ્ણવનો સ્પર્શ માત્ર મળવાથી પણ પાપી પાપોથી મુક્ત થાય છે અને વૈષ્ણવોનાં પાપને તેઓનાં ચિત્તમાં રહેલા ભગવાનજ મટાડે છે. હે બ્રાહ્મણોમાં ઉત્તમ! -આ પ્રમાણે વિષ્ણુના અને વૈષ્ણવોના ગુણો તમને કહી સંભળાવ્યા. હવે શ્રીકૃષ્ણના જન્મ વિષયની કથા કહું છું તે સાંભળો.

**इत्येवं कथितो विप्र विष्णु वैष्णवयोर्गुणः ॥**

**अधुना श्रीहरेर्जन्मनिबोध कथयामिते ॥ ६५ ॥**

ઈતિ શ્રી મહાપુરાણ બ્રહ્મવૈવર્ત્તમાના શ્રીકૃષ્ણ જન્મખંડમાં નારદજી તથા નારાયણના સંવાદમાં ' विष्णु वैष्णवयोर्गुण प्रशंसा प्रस्ताव ' એવા નામનો પેહેલો અધ્યાય સંપૂર્ણ:



**॥ श्रीनारायणउवाच ॥**

**येनवा प्रार्थितः कृष्णआजगाममहितिलम् ॥**

**ययंविधायभूमौसजगामस्वालयंविभु ॥ १ ॥**

જેની પ્રાર્થના ઉપરથી શ્રીકૃષ્ણ પૃથ્વીમાં પધારયા હતા અને પાછા જે જે ભાર ઉતારવાના ઉપાયો તથા દુષ્ટ લોકોનો વધ કરવાના ઊદ્યમો કરીને સ્વધામમાં પધારયા તે સઘળો વિષય ચિત્તએકાગ્ર કરી સારી પેઠે વિચારીને તમારી પાસે કહીશ. હમણાં શ્રીકૃષ્ણે ગોવાળીઆનો વેષ ધરવાની, ગોકુળમાં તેમના આવવાની અને રાધા જે કારણથી ગોપકન્યા થયા હતાં તે વિષેની કથા કહુંછું તે સાંભળો. પ્રથમ શંખચૂડના વધ વિષે તમારી પાસે સંક્ષેપથી કેહેવામાં આવ્યું છે તે તમે સાંભળ્યું છે. હવે તે વિષે પણ વિસ્તારથી કહીશ. શ્રી દામા નામના ગોવાળીઆને રાધાજીની સાથે કજીયો થયો હતો તેમાં રાધાજીના શાપથી શ્રી દામા શંખચૂડ

નામને દૈત્ય થયો હતો અને શ્રી દામાના શાપથી રાધાજીને મનુષ્યલોકમાં આવવું પડયું હતું. શ્રી દામાને રાધાજીએ એવો શાપ દીધો કે " તમે મનુષ્ય યોનિમાં જાઓ અને વ્રજમાં ગોપી થઈને પૃથ્વીમાં ફરો." શ્રી દામાના શાપથી ભય પામીને રાધાજીએ શ્રી કૃષ્ણને કહ્યું કે "શ્રી દામાએ મને શાપ દીધો તેથી મારે ગોપીરૂપ થવું પડશે તો હવે મારે શો ઉપાય કરવો તે કહો! હે ભયને ભાગનારા! તમારા વિના હું શી રીતે જીવી શકીશ. હે નાથ! તમારા વિના એક ક્ષણ જાય છે તે પણ મને સો યુગ જેવો થઇ પડે છે અને એક પલક માત્ર વિરહ થવાથી પણ મારી આંખ આંધળી થઈ જાય છે. હે સ્વામી! હું તો શરદૃઋતુની પુનમના ચંદ્ર સરખા અને અમૃતથી ભરેલા તમારા મુખને ચક્ષુરૂપ ચકોરથી રાતદિવસ પીધા કરૂં એજ મારે જોઇએ છે. મારા આત્મા, મન અને પ્રાણ તમેજ છો. હું તો કેવળ દેહમાત્રનું ધારણ કરૂં છું. મારી ચક્ષુ, ચક્ષુની શક્તિ, જીવન અને પરમ ધનરૂપ તમે છો. સ્વપ્નમાં અને જાગ્રતમાં મારૂં મન તમારામાં રેહે છે અને તમારા ચરણારવિંદનું સ્મરણ કરયા કરૂં છું. હે પ્રભુ! આપનું દાસીપણું કરયા વિના હું ક્ષણમાત્ર પણ જીવું નહી." એ પ્રમાણે રાધાજીનાં વચન સાંભળી શ્રીકૃષ્ણે તે પ્યારીને છાતીમાં લઇ નિર્ભય કરવા સારૂ સમજાવ્યાં કે "હે સુંદરી! વારાહકલ્પમાં મારે પૃથ્વિમાં અવતરવું છે તો મારી સાથે તમારે પણ પૃથ્વિમાં અવતરવાનો મેં ઠરાવ કરયો છે. હે પ્યારી હું વ્રજમા જઇ વૃંદાવનમા વિહાર કરીશ અને ત્યા તમને પ્રાણથી પણ અધિક કરીને રાખીશ એટલે હું છતા તમારે શો ભય છે!" એટલાં વચન બોલીને શ્રી કૃષ્ણ ભગવાન્ બોધ રહ્યા હે નારદજી! આ કારણને લીધે શ્રી કૃષ્ણ નંદરાયના ગોકુલમાં પધારયા હતા. સઘળા ભયોનો નાશ કરનારા એ શ્રી કૃષ્ણને કંસનો ભય લાગવાનો સંભવજ નથી. કેવળ માયાને લીધે ભયનું બાહાનું દેખાડી રાધાજીની પાસે ગયા હતા અને ત્યાં જઇ ગોવાળીઆનો વેષ ધરી પોતાની પ્રતીજ્ઞા પાળવા સારૂ રાધાજીની સાથે અને બીજી ગોપીઓની સાથે તેમણે વિહાર કરયો હતો. બ્રહ્માની પ્રાર્થના ઉપરથી શ્રી કૃષ્ણ પૃથ્વિપર આવ્યા હતા. ત્યાં આવી પૃથ્વિનો ભાર ઉતારી પાછા સ્વધામમાં પધારયા છે.

નારદજી પુછે છે—શ્રી દામાને રાધાજીની સાથે કજીયો થયા વિષે તમે સંક્ષેપથી કહી ગયા પણ તે કજીયો કેમ અને શા કારણથી થયો હતો એ વીસ્તારથી કહો.

નારાયણ કેહે છે—એક દિવસે ગોલોકની અંદર પોતે શ્રી કૃષ્ણ ભગવાન રાધાજીની સાથે અલૌકિક મહાવનમાં રાસમંડલના સ્થલમાં એકાંતે પધારયા પછી શ્રી કૃષ્ણ રાધાજીને પુછયા વિનાજ રાધાજીને છોડી દઇ બીજી એક વિરજા નામ

ની ગોપીની પાસે પધારયા. વૃંદાવનમાં એ વિરજા ગોપી રાધાજી જેવીજ શ્રી કૃષ્ણ ના પ્રેમનું પાત્ર હતી અને એની પાસે બીજી સો કરોડ રૂપાળી ગોપીઓ સખીઓ થઇને રહી હતી. રત્નોના સિંહાસનપર બેઠેલી એ વિરજા કે જે શ્રી કૃષ્ણને પ્રાણ કરતાં પણ વધારે પ્યારી હતી, ભાગ્યશાળી હતી, અને સ્રીઓમાં માનપાત્ર હતી. તેણે.શ્રી કૃષ્ણને પોતાની પાસે પધારેલા દીઠા અને શ્રીકૃષ્ણે શરદ્ઋતુની પુનમના ચંદ્ર સરખા મુખવાળી તે વિરજાને દીઠી. મનનું હરણ કરનારી, મંદહાસ્ય કરતી વાંકી આંખથી જોતી, સર્વદા સોળ વર્ષની અવસ્થામાંજ રેહેતી, ચઢતી જુવાની વાળી, રત્નોના અલંકારોથી દીપતી, કામદેવનાં બાણોથી પીડાએલી, શરીરમાં રોમાંચિત થએલી અને જેણે ધોળી સાડી પેહેરી હતી એવી એ વિરજાને જોઈ શ્રી કૃષ્ણે તુરત વૃંદાવનમાં રત્નમંડપ નામના એકાંત સ્થલમાં પધારયા શ્રી કૃષ્ણની ચાતુરીથી આનંદમાં મગ્ન થએલી એ વિરજા કરોડ કામદેવ જેવા રૂપાળા શ્રી કૃષ્ણને જોઇ પોતાના શરીરનું ભાન ભુલી ગઈ. શ્રી કૃષ્ણને રત્નમંડપમાં વિરજામાં આસકત થએલા જોઈ રાધાજીની સખીઓએ તે વાતનું રાધાજીની પાસે નિવેદન કરયું. સખીઓનું વચન સાંભળી કોપને લીધે જેનાં નેત્ર રાતા કમળ જેવાં થઈ ગયાં એવાં રાધાજી સુઈ ગયાં અને બહુજ રોવા લાગ્યાં. રાધાજીએ સખીઓને કહ્યું કે "તમે જો દેખાડી શકો એમ હો તો મારી સાથે ચાલો. સાચુ બોલજો. હું નજરે જોઉ તો પછી એ વિરજાને વાસ્તે અને શ્રીકૃષ્ણને વાસ્તે યોગ્ય ઉપાય કરૂં. હું શિક્ષા કરૂં તો પછી એ વિરજાનું રક્ષણ કરનાર બીજું કોણ છે. હે સખીઓ! શ્રી કૃષ્ણની સાથે મને તુરત મેળવી દ્યો." એ પ્રમાણે રાધાજીનાં વચન સાંભળી કેટલીએક ગોપીઓ તો ભયજ પામી. પછી સઘળી ગોપીઓએ હાથ જોડી સામે ઉભી ભક્તિથી માથાં નમાવીને રાધાજીને નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી.

સખીઓ કહે છે—વિરજાની સાથે શ્રીકૃષ્ણને અમે દેખાડીશું ચાલવું હોય તો ચાલો.

નારાયણ કહે છે—સખીઓનું વચન સાંભળી રાધાજી ત્રેસઠસો કરોડ સખીઓની સાથે રથમાં બેસીને શ્રી કૃષ્ણને જોવા સારૂ ચાલ્યાં. એ રથ કરોડો સૂર્યોની પેઠે શોભતો હતો. ઉત્તમ ઉત્તમ રત્નો અને મણિઓના સારથી રચાએલો હતો. તેનાં ઉપર ત્રણ કરોડ કલશો હતા. સુશોભિત અને પ્રકાશિત ચિત્રોની પંક્તિઓથી દીપતો હતો. પઈડાં એક લાખ હતાં. મનના જેવા વેગથી ચાલનાર હતો. સહુનાં મનનું આકર્ષણ કરે એવો હતો. મણિઓના સારમાંથી બનાવેલા કરોડો સ્તંભોથી શોભતો હતો. મધ્યભાગમાં અનેક પ્રકારના કોતરકામવાળાં મનો-

હર રાતા મણિઓ જડેલા હતા. પઇડાના ઉપરના ભાગોમાં રત્નોથી બનાવેલા સિંહોનાં પુતળાં ધરયાં હતાં. એ રથમાં વિચિત્ર ઘંટાઓવાળાં, વિચિત્ર પુતળીઓથી શોભતાં, ઊત્તમ રત્નોથી બનાવેલાં, મણિનાં સારમાંથી બનાવેલાં કમાડોવાળાં, વિચિત્ર ઘોડાના પુતળાઓથી શોભતાં અને ઉત્તમ મણિઓના કલશોથી શોભતાં રતિ કરવાનાં ઘરો ચાર લાખ હતાં. ભોગની સઘળી સામગ્રીઓથી.. શણુગાર કરવાના પદાર્થોથી, રત્નમય શયનોથી, રંત્નોમાંથી બનાવેલાં કુંભ આદિ પાત્રોથી અને ઇંદ્રનીલ. મણિઓની હજારો બેઠકોથી શોભી રહ્યો હતો. એમાં કેશરી રંગના મણિઓનાં કરોડો પગથીઆં હતાં. અનેક સ્યમંતક મણિ, કૌસ્તુભ મણિ તથા ઉત્તમ રૂચક મણિઓથી બનાવેલાં સેંકડો કરોડો કમળો શોભી રહ્યા હતાં. વિચિત્ર બગિચાઓ અને વિચિત્ર જળાશયો દીપી રહ્યા હતા. ઉપરના ભાગમાં ઉત્તમ ઉત્તમ મણિઓથી બનાવેલો કલશ શોભી રહ્યો હતો. એ રથ તો યોજન ઊંચો હતો. વિસ્તારમાં દશ યોજન હતો. પારિજાત, ડોલર, કરવીર, જુઈ, સુંદર ચંપક, પુન્નાગ, મલ્લિકા, માલતી, માધવી, સુગંધી કદંબ અને હજાર હજાર પાંખડીઓવાળાં કમળોની કરોડો મણિઓથી શોભી રહ્યો હતો. વિચિત્ર પુષ્પોવાળા બગીચાઓ, તળાવો અને વનો દીપી રહ્યાં હતાં. એ રથ સઘળા રથોમાં શ્રેષ્ટ, વાયુના જેવા વેગવાળો, બહુજ ઝીણા ઊત્તમ વસ્ત્રોનાં પડદાઓ વાળો, રત્નોના કરોડો અરીસાઓવાળો, હીરાની દાંડીઓવાળા કરોડો ધોળા ચમરોવાળો, ચંદન, અગરૂ, કસ્તુરી તથા કેશરના રસથી છાટેલાં પારિજાતનાં પુષ્પોની કરોડો શય્યાઓવાળો, કરોડો ઘંટાવાળો, કરોડો પતાકાવાળો, રત્નોની કરોડો શય્યાઓ વાળો, વિચિત્ર હિરાઓના સામાનવાળો, ચંદનથી ખરડેલાં ચંપકનાં પુષ્પો વાળો, શૃંગારને લાયક ફુલની ગાદીઓ વગેરેથી શોભતો અને કોઇના દેખવામાં કે સાંભળવામાં પણ ન આવેલી બીજી પણ સુંદર વસ્તુઓથી ભરપૂર હતો. એવા રથમાંથી ઊતરીને તે ભગવાનને પ્યારા રાધિકાજી તુરત પેલા રત્નમંડપની પાસે ગયાં ત્યાં શ્રીકૃષ્ણે ચોકીને વાસ્તે દ્વારમાં ઊભો રાખેલો, એક લાખ ગોવાળીઆઓથી વીંટાએલો અને હસતા મુખારવિંદવાળો શ્રીકૃષ્ણનો પ્યારો કિંકર શ્રી દામા નામનો ગોવાળીઓ તેમના જોવામાં આવ્યો. એ જોઇ જેનાં નેત્રકમળ ક્રોધથી રાતાં થઈ ગયાં એવાં રાધાજીએ તેને કહ્યું કે "હે રતિમાં લંપટપણું ધરાવનારાના કિંકર! દૂર થઈ જા. દૂર થઇ જા. તારા સ્વામીની મારાથી જુદી બીજી સ્રી કેવી છે તેને મારે જોવી છે." રાધાજીનું વચન સાંભળીને પણ હાથમાં છડી લઈને નિશ્શંકપણાથી આગળ ઉભેલા એ મહાબળવાન્ શ્રીદામાએ રાધાજીને અંદર જવા દીધા

નહી. તે સમયમાં તુરત કોપથી જેઓના હોઠ ફરકવા લાગ્યા એવી રાધાજીની સખીઓએ શ્રી દામાને અને શ્રી દામાના કિંકરોને જોરથી હડસેલા દેવા માંડયા. શ્રીકૃષ્ણ ભગવાન તો એ ગોપીઓનો કોલાહલ સાંભળી રાધાજીને ક્રોધ પામેલાં જાણીને તુરત અંતર્દ્ધાન થઈ ગયા અને વિરજાએ રાધાજીનો શબ્દ સાંભળી શ્રી કૃષ્ણને અંતરર્દ્ધાન થઈ ગયલા જોઇ તથા રાધાજીને ત્યાં આવેલાં જોઈ બીકને લીધે યોગ કરીને પોતામાં પ્રાણ છોડી દીધા. વિરજાનું શરીર તુરત નદી રૂપ થઇ ગયું કે જે ગોલ આકારવાલી નદીએ ગોલોકને ફરતો આટો લીધેલો છે. એ સુંદર નદી કરોડ યોજનના વિસ્તારવાળી, દશ કરોડ યોજન લાંબી, અનેક પ્રકારનાં રત્નોના ઉત્તમ ખાણરૂપ અને કેટલાએક ભાગોમાં બહુજ ઊંડી છે.

कोटियोजनविस्तीर्णं प्रस्थेतिनिम्नमेवच ॥
दैर्घ्येदशगुणंचारु नानारत्नाकरंपरम् ॥ ६६ ॥

ઈતિ શ્રી મહાપુરાણ બ્રહ્મવૈવર્તમાના નારાયણ તથા નારદજીના સંવાદ રૂપ શ્રીકૃષ્ણ જન્મખંડનો 'વિરજાનંદ પ્રસ્તાવ' એવા નામનો બીજો અધ્યાય સંપૂર્ણ.



॥ श्री नारायणउवाच ॥

राधारातगृहंगत्वा ननदर्शहरिंमुने ॥
विरजांचसरिद्रूपांदृष्ट्वागेहंजगामसा ॥ १ ॥

નારાયણ કહે છે—રાધાજી રતિના ઘરમાં ગયાં પણ ત્યાં શ્રીકૃષ્ણ નહી જોવામાં આવતાં અને વિરજા, નદીરૂપ થએલી જોવામાં આવતાં ત્યાંથી પાછાં વળીને પોતે પોતાના ભૂવનમાં પધારયાં. શ્રી કૃષ્ણ તો પોતાની પ્યારી સતી વિરજાને નદી રૂપ થએલી જોઇ બળથી મનનું આકર્ષણ કરનારા તેના કીનારાપર આવીને રોવા લાગ્યા કે "હે પ્યારીઓમાં સર્વોત્તમ! હે સુંદરી! તું મારી પાસે આવ. હું તારા વિનાં કેમ જીવી શકું. તું કે જે સતી છે તે નદીની અધિષ્ટાતા દેવી રૂપે દેહધારી થા, અને મારા આશિર્વાદથી આગળના રૂપ કરતાં પણ વધારે રૂપવાળી થા અને સઘળી સ્રીઓમાં ઊત્તમ થા. હે સતિ! તારૂં આગળનું શરીર નદીરૂપ થઇ ગયું તો હવે બીજું ઊત્તમ શરીર ધરી જળમાંથી નીકળીને મારા પાસે આવ.

હે સુંદરી! હું તને સત્વર અઢારે સિદ્ધિઓ આપુંછું." આ પ્રમાણે શ્રીકૃષ્ણની આજ્ઞા થતાં વિરજા ઉત્તમ શરીર ધરી સાક્ષાત રાધાજી જેવીજ રૂપાળી થઇને શ્રીકૃષ્ણની પાસે આવી. એ વિરજાએ પીળાં વસ્ત્રો પેહેરયાં હતાં. મુખારવિંદ મંદહાસ્યથી શોભતુ હતું. પોતાની સામું જોતા શ્રીકૃષ્ણને વાંકા કટાક્ષથી જોતી હતી. નિતંબના ભારથી નમી રહી હતી. સ્તન પુષ્ટ અને ઊંચાં હતાં. ચાલ મદોન્મત હાથીના જેવી હતી. શરીરનો રંગ સુંદર ચંપકના પુષ્પ જેવો હતો. નીચલો હોઠ પાકેલા ઘોલાંના જેવો રાતો હતો. દાંતની પંકિત્ત પાકેલાં દાડિમનાં બીજની પંકિત જેવી મનોહર હતી. મુખ શરદૠતુની પુનમના ચંદ્ર જેવું હતું. નેત્ર પ્રફુલ્લિત ઇંદીવર ( શ્યામ કમળ ) ના જેવાં હતાં. કસ્તુરીની બિંદીની સાથે કરેલી સિંદૂરની બિંદી શોભતી હતી. લલાટમાં સુંદર કુકડામાંકડાં કરયાં હતાં. ચોટલો બહુજ શોભતો હતો. રત્નના પ્રદેશમાં ઉભી હતી. રત્નોની માળાઓથી શણગારેલી હતી. નાકમાં ગજમોતીનું લટકણીઉં પેહેરયું હતું. મોતીના હારોથી શોભતી હતી. હાથમાં પેહેરેલાં કંકણ, બાજુબંધ અને સુંદર ચુડીઓથી દીપતી હતી, ઘુઘરીઓના શબ્દવાળાં રત્નના ઝાંઝર ઝમકતાં હતાં. સર્વ સ્ત્રીઓએ માન દેવા યોગ્ય, રૂપાળીઓમાં વધારે રૂપાળી, માન રાખનારીઓમાં વધારે માન રાખનારી અને મોટાં ભાગ્યવાળી એ પ્રેમ ભરેલી વિરજાને જોઇ જગતના પતિ શ્રી કૃષ્ણે તુરત તેનું આલિંગન કરયું, એ સમયે તેણે રજસ્વલા હોવાને લીધે શ્રી કૃષ્ણના અમોઘ વીર્યનું ધારણ કરયું અને તુરત એ ભાગ્યશાલી સતીને ગર્ભ રહ્યો. તેણે દેવતાઓનાં સો વર્ષ સુધી ગર્ભનું ધારણ કરયા પછી તેજ સ્થળમાં સાત સુંદર પુત્રોને જન્મ આપ્યો. સાત પુત્રોની મા અને શ્રી કૃષ્ણની પ્યારી તે વિરજા સાતે પુત્રોની સાથે ગોલોકમાં સુખથી રહી હતી. એક દિવસે નિર્જન વૃંદાવનમાં શ્રી કૃષ્ણની સાથે તે વિરજા વિહાર કરતી હતી અને તેનું મન શૃંગારમાં આસકત થયું હતું તે સમયે તેનો નાહાનો પુત્ર ભાઈઓએ કાંઈ પીડા કરવાને લીધે બીકથી તેની છાતીમાં ભરાઇને વલગી રહ્યો. કૃપાના ભંડારરૂપ શ્રી કૃષ્ણે પોતાના પુત્રને બીનેલો જોઇ તુરત વિરજાને છોડી દીધી. વિરજાએ પુત્રને છાતીમાં લીધો અને શ્રી કૃષ્ણ તો રાધાજીનાં ભૂવનમાં ચાલ્યા ગયા. જેનું મન શૃંગારથી તૃપ્ત થયું નહતું એવી વિરજા પુત્રને શાંત કરીને જોય ત્યાં પોતાની પાસે શ્રી કૃષ્ણ જોવામાં ન આવતાં તે સ્થલમાં બહુજ વિલાપ કરવા લાગી. પછી કોપને લીધે તેણે નાહાના પુત્રને શાપ દીધો કે " તું ખારો સમુદ્ર થશે અને કોઈ પણ પ્રાણીઓ તારા જળને પીશે નહી. " તે પછી તેણે બીજા પુત્રાને પણ

પરોક્ષમાં શાપ દીધો કે "હે મુર્ખો ! તમો પણ પૃથ્વીમાં જાઓ. તમારી સ્થિતિ સમુદ્રરૂપે થશે અને તેમાં પણ તમો એક સ્થલમાં નહી રેહેતાં જુદા જુદા સ્થલોમાં રેહેશો એક એક દ્વીપમાં એક એકની સ્થિતિ થશે અને તેમાં આ તમારા નાહાનાના ભાઇની સ્થિતિ સુંદર જંબુદ્વીપમાં થશે. તે તે દ્વીપની નદીઓની સાથે તમો નિર્જન સ્થળમાં ક્રીડા કરજો." માના વચન સાંભળી નાહાના ભાઈએ મોટા ભાઈઓની પાસે જઇને માના શાપની વાત કહી સંભળાવી. એ સાંભળી દુઃખ પામેલા સર્વે ભાઇઓ પોતાની મા વિરજાની પાસે આવ્યા, અને તેની પાસેથી કારણસહિત સ્પષ્ટ વાત સાંભળી તેના ચરણમાં પ્રણામ કરી ભક્તિથી નમ્રતા કરીને સર્વે પૃથ્વીમાં ગયા અને ત્યાં વિભાગ પ્રમાણે સાતે દ્વીપોનાં સમુદ્ર થયા. નાહાનો ભાઈ માના શાપને લીધે જંબૂદ્વીપનો ખારો સમુદ્ર થયો. ખારા જળનો, શેલડીના રસનો, સુરાનો, ઘીનો, દહીનો, દુધનો અને મીઠા જળનો એ રીતે સાત સાત સમુદ્રો નાહાનાથી મોટા સુધી એક એક કરતાં બમણા થયા. એઓનું જળ વરસાદદ્વારા પૃથ્વીમાં ધાન્યોને ઉપયોગી થાય છે. એ સાત સમુદ્રો સાત દ્વીપ વાળી પૃથ્વીમાં વ્યાપ્ત થયા અને મા તથા ભાઇઓના વિરહને લીધે રોવા લાગ્યા. પુત્રોના તથા પતિના વિયોગને લીધે વિહ્વલથએલી વિરજા બહુજ રોવા લાગી અને રોતાં રોતાં શોકને લીધે મૂર્છા પામી ગઇ. વિરજાને શોક રૂપી સમુદ્રમાં ડુબેલી જાણી રાધાજીના પતિ શ્રી કૃષ્ણ હસતા હસતા ફરી વાર તેની પાસે આવ્યા. શ્રી કૃષ્ણને જોઇ વીરજા આનંદરૂપ સમુદ્રમાં ડુબી ગઇ અને તેણે શોક તથા રોવું એ બન્નેને છોડી દીધાં. કામદેવથી વ્યાકુલ થએલી વિરજાએ શ્રી કૃષ્ણને પોતાની છાતી સાથે દાબ્યા. પોતામાં આસક્તિને લીધે જેણે પુત્રોને પણ છોડી દીધા એવી વિરજાને જોઈ પ્રસન્ન થએલા શ્રી કૃષ્ણે પોતાનાં મુખને તથા નેત્રને પ્રફુલ્લિત કરીને તેને વરદાન દીધું કે "હે પ્યારી ! હું નિત્ય અવશ્ય તારા ભૂવનમાં આવીશ. જેવી રાધા પ્યારી છે તેવીજ તું સર્વદા મને પ્યારી રહીશ અને મારા વરદાનના પ્રભાવથી તુ નિત્ય તારા પુત્રોને દેખીશ." આ પ્રમાણે વચન આપવાથી શ્રી કૃષ્ણને વિરજાની પાસે રેહેતા જોઈ રાધાજીની સખીઓએ તે વાત રાધાજીની પાસે કહી. એ વાત સાંભળી રાધાજીને શ્રી કૃષ્ણ ઉપર રીસ ચડી અને તેથી તે ઈશ્વરી ક્રોધના ઘરમાં જઈને સુતાં. હે નારદજી ! આ સમયમાંજ શ્રીકૃષ્ણ રાધાજીની પાસે આવ્યા અને શ્રી દામાની સાથે દ્વારમાં ઉભા રહ્યા. શ્રી કૃષ્ણને જોઇ રાતનાં ઈશ્વરી રાધાજીએ ક્રોધથી તેમને કહ્યું કે "હે કૃષ્ણ ! ગોલોકમાં તમને મારા કરતાં વધારે પ્યારી ઘણી સ્ત્રીઓ છે માટે તેઓની પાસે જાઓ, તમારે મારૂં શું પ્રયોજન છે. તમારી

પરમ પ્યારી વિરજા મારી બીકથી દેહને છોડી દઈને નદીરૂપ થઇ ગઇ છે તોપણ તમે તેની પાસે જાઓ અને તેને કીનારે મંદિર કરીને રહો. હવે અહીંથી જાઓ. એ નદી થઇ ગઇ છે તો તમે તેની પાસે નદી થવાને યોગ્ય છો. નદને નદીનો સમાગમ બહુ મળતો આવે. કારણ કે સ્વજાતિમાં શયન તથા ભોજન આદિના સુખથી પરમ પ્રીતિ થાય. અહો ! ! દેવતાઓના શિરોમણિ નદીની સાથે ક્રિડા કરે છે એ વાત સાંભળી સઘળા લોકો તુરત હંસ્યા વિના રહેશે નહી. જે લોકો તમને વિચક્ષણ કેહે છે તેઓ હવે તમારા તત્વને બરાબર જાણશે કે સર્વ પ્રાણીઓના આત્મા શ્રી કૃષ્ણ નદીને ભોગવવા ઈચ્છે છે.” એટલાં વચન બોલી રાધાજી ચૂપ રહ્યાં અને ક્રોધને લીધે ધરતીપર સુતાં હતાં ત્યાંથી ઉઠયાં નહી. આ સમયે એક લાખ ગોપીઓ તેમની સેવા કરતી હતી. કેટલીએક ચામર લઈને, કેટલીએક ઝીણાં વસ્ત્ર લઇને, કેટલીએક પાનબીડાં લઈને, કેટલીએક માળાઓ લઈને, કેટલીએક સુગંધ પદાર્થોથી વાસેલાં જળ લઇને, કેટલીએક કમળો લઇને, કેટલીએક સિંદૂર લઈને, કેટલીએક પીવાના પદાર્થો લઈને, કેટલીએક રત્નોના અલંકાર લઇને, કેટલીએક કાજળ લઈને, કેટલીએક વેણુ તથા વીણા લઈને, કેટલીએક કાંકમીઓ લઈને, કેટલીએક સુગંધ ચૂર્ણ લઇને, કેટલીએક યંત્રો લઈને, કેટલીએક ફુલેલ તેલ લઇને, કેટલીએક કરતાલ લઈને અને કેટલીએક ચંડુ નામનાં પક્ષીઓ લઇને ઉભી હતી. કેટલીએક મધુર મૃદંગ અને મુરલી બજાવતી હતી, કેટલીએક તાન ગાતી હતી, કેટલીએક ગાયનમાં પોતાની નિપુણતા બતાવતી હતી, અને કેટલીએક નાચમાં તત્પર થઇ હતી. કેટલીએક ક્રીડાની વસ્તુઓ લઈને, કેટલીએક મધ લઇને, કેટલીએક અમૃતનાં પાત્ર લઇને અને કેટલીએક વેષ ધરવાની વસ્તુઓ લઇને ઉભી હતી. કેટલીએક પગ ચાંપતી હતી અને કેટલીએક હાથ જોડી ઉભી હતી. હે નારદજી ! આ પ્રમાણે રાધિકાજીની આગળ જુદાં જુદાં કામોમાં નીમાએલી ઘણી ગોપીઓ હતી. કેટલીએક પોતપોતાના વર્ગ પ્રમાણે બાહારના પ્રદેશમાં ઉભી હતી અને કેટલીએક છડીઓ લઇને દ્વારની ચોકી કરતી હતી. દ્વારમાં ઉભેલી સખીઓએ અંદર જવા ન દેતાં શ્રીકૃષ્ણ દ્વારમાંજ સામા ઉભા હતા તે સમયે રાધાજીએ ફરીવાર નીચે પ્રમાણે નહી કહેવા જેવું, અયોગ્ય અને અત્યંત કઠણ પ્રતિકૂલ વચન કહ્યું.

રાધાજી કેહે છે—હે કૃષ્ણ ! હે વિરજાના પ્યારા ! હે ચપલ ! હે રતિના ચોર ! હે અતિલંપટ ! મને શા માટે મુંઝવોછો. મારી પાસેથી ચાલ્યા જાઓ. અહીંથી તુરત પદ્માવતીની પાસે અથવ રૂપાળી રત્નમાળાની પાસે અથવા અનુપમ

રૂપવાળી વનમાળાની પાસે જાઓ. હે નદીના પતિ ! હે દેવતાઓના સ્વામી ! હે દેવતાઓના ગુરૂના ગુરૂ, મેં તમને ઓળખી લીધા છે. તમારૂં ભલું થાઓ. મારા ભૂવનમાંથી જતા રહો. તમે નિરંતર માણસોના જેવા વ્યવહારમાં લંપટ રહોછો માટે ગોલોકમાંથી ભરતખંડમાં મનુષ્ય યોનિમાં અવતરો. હે સુશીલા હે શશિકલા ! હે પદ્માવતી ! હે માધવી ! આ ધુતારાને અહીંથી કાહાડી મુકો. એનું અહીં શું પ્રયોજન છે ?

નારાયણ કેહેછે—એ પ્રમાણે રાધાજીનાં વચન સાંભળી ગોપીઓએ શ્રીકૃષ્ણને તે સમયમાં ઘટે તેવાં હિત, સાચાં અને સારરૂપ વચનો નમ્રતાથી કેહેવા માંડયાં. કેટલીએક કેહેવા લાગી કે “હે કૃષ્ણ ! જરાવાર અહીંથી બીજે ઠેકાણે જાઓ, રાધાજીનો કોપ ઉતરશે ત્યારે અમો તમારી પાસે આવીને ચેતાવીશું.” કેટલીએક પ્રેમથી કેહેવા લાગી કે “જરાવાર ઘરની અંદર ગુપચુપ પધારી જાઓ. રાધાજીને તમેજ વધારયાં છે તો તમ વિના બીજા કોને કહે.” કેટલીએક વળી રાધાજી ઉપર પ્રેમને લીધે કેહેવા લાગી કે “રાધાજીનું માન ઉતરે ત્યાં સુધી વૃંદાવનમાં જતા રહો.” કેટલીએક વળી હાંસીનાં વચન કેહેવા લાગી કે “હે કામી ! ભક્તિ દેખાડી કાલાવાલા કરીને રાધાજીનો ક્રોધ ઉતારો.” કેટલીએક બોલી કે “તમે બીજી સ્ત્રીની પાસે જાઓ. હે નાથ ! તમે કે જે લંપટ છો તેને વાસ્તે અમે વૃથા પરિશ્રમ શા માટે કરીએ.” કેટલીએક મંદહાસ્ય કરીને કેહેવા લાગી કે “તમે રાધાજીની પાસે જઇ તેને ધરતી પરથી ઉઠાડીને કાલાવાલાથી થંડાં કરો.” કેટલીએક બોલી કે હે પ્રાણનાથ ! રાધાજીનું મુખારવિંદ કે જેમાંથી કઠણ અને દુષ્ટ અક્ષરો નીકળે છે તેની સામુ પણ હમણાં કોણ જોઈ શકે.” કેટલીએક બોલી કે “ હમણાં બીજે ઠેકાણે જાઓ, કોપ ઉતરે ત્યારે ફરીવાર આવજો” કેટલીએક પ્રૌઢતાવાળી ગોપીઓ બોલી કે “અમો તમને અહીંથી કાહાડી મુકશું, નહીંતર તમારી મેળે બીજા ઘરમાં જાઓ.” સર્વના સ્વામી શ્રી કૃષ્ણ કે જે મુખથી હસ્યા કરતા હતા, ચિંતા નહી કરતા હતા અને ક્રોધ પણ નહી કરતા હતા તેમને કેટલીએક ગોપીઓ તો હાથ પકડીને કાહાડવાજ લાગી. એ પ્રમાણે ગોપીઓના અટકાવવાથી જગતનાં કારણોના પણ કારણરૂપ શ્રીકૃષ્ણ ભગવાન બીજા ઘરમાં જતાં તે સમયે શ્રી દામાને તુરત ભારે કોપ ચડયો. શ્રીદામાએ ક્રોધ પામેલાં અને રાતાં કમળ સરખાં નેત્રવાળાં રાધકાજીને કોપથી કહ્યું કે “હે મા ! મારા ઇશ્વરને તમે કડવાં વચન કેમ કહો છો. હે દેવી ! વિચાર કરયા વિના તમે આ વૃથા તિરસ્કાર કરો છો. શ્રીકૃષ્ણ કે જે બ્રહ્માના, શેષનાગના, સદાશિવના અને દેવતાઓના સ્વામી છે,

જગતનાં કારણોનાં પણ કારણરૂપ છે, નિર્ગુણ છે, આત્મારામ છે, પૂર્ણ કામ છે અને સરસ્વતીના, લક્ષ્મીના તથા મુળ પ્રકૃતિના પણ સ્વામી છે. તેમની પાસે આવા ખોટા ચાળા શા માટે કરો છો. તમેજ કહો કે તમને સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ટતા મળી છે તે કોની સેવાથી મળી છે. હે કલ્યાણિ! હું શું કહી શકું. જેમના ચરણની સેવાથીજ તમે સર્વનાં અધીશ્વરી થયાં છો તેમને તમે જાણતાં નથી? કોઇમાં પણ જેને વાસ્તવિક આસક્તિ નથી એવા શ્રી કૃષ્ણ કે જે જરા ભ્રમરના ચાળાથીજ તમારા જેવી બીજી કરોડો દેવીઓને ઉત્પન્ન કરવા સમર્થ છે તેમને તમે ઓળખતાં નથી. વૈકુંઠલોકમાં લક્ષ્મીજી ભક્તિપૂર્વક પોતાના કેશવતે જેનાં ચરણારવિંદને સાફ કરવા રૂપ સેવા કરે છે અને સરસ્વતી કાનને અમૃત જેવાં મીઠાં લાગે એવા સ્તોત્રોથી ભક્તિપૂર્વક જેની નિરંતર સ્તુતિ કરે છે તે ઇશ્વરને તમે ઓળખતાં નથી. હે માનવાળાં! સર્વ જગતના બીજરૂપ માયા પ્રકૃતિ ભય પામીને ભક્તિથી જેની નિરંતર સ્તુતિ કરયા કરે છે તેને તમે જાણતાં નથી. હે ભામિની! ચારે વેદ નિરંતર સ્તુતિ કરયા કરે છે તોપણ જેના મહિમાના સોળમા ભાગને પણ જાણતા નથી તેને તમે ઓળખતા નથી. હે ઇશ્વરી! વેદોને ઉત્પન્ન કરનારા બ્રહ્મા ચારે મોહોડાંથી જેની સ્તુતિ કરે છે અને જેના ચરણારવિંદની સેવા કરે છે, યોગિઓના ગુરૂ સદાશિવ આનંદના અશ્રુથી પૂર્ણ થઇ તથા રોમાંચિત થઇ પાંચે મોહોડાંથી જેની સ્તુતિ કરે છે અને જેના ચરણારવિંદની સેવા કરેછે, શેષનાગ હજાર મોહોડાંથી જેની નિરંતર સ્તુતી કરેછે અને જેના ચરણારવિંદની સેવા કરેછે. સર્વનું રક્ષણ કરનાર સર્વનો સાક્ષી અને સર્વનો અધિપતિ ધર્મ પ્રેમસહિત ભક્તિથી જેના ચરણારવિંદની સેવા કરેછે, શ્વેત દ્વીપમાં રેહનારા અને સર્વનું રક્ષણ કરનાર વિષ્ણુ ભગવાન જેના અંશરૂપ છે અને જેમાં નામરૂપ ઊત્તમ અક્ષરને જપ્યા કરે છે અને સુર અસુર મોટા મુનિઓ મનુઓ તથા વિદ્વાનો સેવન કરતાં પણ જેના ચરણારવિંદને સ્વપ્નમાં પણ દેખતા નથી તે પ્રભુ શ્રી કૃષ્ણને તમે કેમ ઓળખતાં નથી. હે દેવી! લીલામાત્રથી જેની ભમર જરાક હલતાં સૃષ્ટિનો સંહાર થાયછે, તે શ્રીકૃષ્ણના ચરણારવિંદનું તમે સેવન કરો અને તુરત રોષ છોડી દીઓ. હે રાધિકા! જે વર્ષોના એક એક દિવસમાં અઠયાવીસ ઇંદ્રો પડી જાયછે એવાં એકસો ને આઠ વર્ષો સુધી જીવનારા બ્રહ્મા પણ જેના નિમેષમાત્રથી મરી જાય છે, તે મારા પ્રભુની પાસે તમે અથવા બીજી સ્ત્રીઓ પણ કોણ માત્ર છો. સઘળું બ્રહ્માંડ મારા પ્રભુનેજ વશ્ય છે." હે નારદજી! એ પ્રમાણે કેવળ કડવાશથી ભરેલું શ્રી દામાનું વચન સાંભળી શ્રી કૃષ્ણનાં પ્રાણનાં ઇશ્વરી તે રાધિકાજીને તુરત ભારે કોપ ઊત્પન્ન

થયો. કોપને લીધે ફૂટકતા હોઠવાળાં અને રાતાં કમળ સરખાં નેત્રવાળાં રાધાજીએ એમને એમ છૂટા કેશથીજ ઉઠી બાહાર નીકળીને તે શ્રી દામાને નીચે પ્રમાણે કઠણ વચન કહ્યાં.

રાધાજી કહે છે—અરે મહામૂઢ અનાડી! લંપટના કિંકર! હું તારા ઈશ્વરને જાણતી નથી તો તું પણ કાંઈ જાણતો નથી. હે ગોવાળીઆઓમાં અધમ! શ્રી કૃષ્ણ તારા ઈશ્વર છે પણ કાંઇ અમારો ઇશ્વર નથી, તું તો સમજુછે!! એટલે બાપનાં વખાણ કરે છે અને માની સર્વદા નિંદા કરેછે! હે મુઢ!.જેમ અસુરો દેવતાઓની સર્વદા નિંદા કરે છે. તેમ તું સર્વદા મારી નિંદા કરે છે માટે તું અસુર થઈ જા. હે ગોવાળીઆ! તું ગોલોકમાંથી બહિષ્કૃત થા અને આસૂરિ યોનિમાં અવતરય. મેં તને આજ શાપ દીધો તો હવે હું જોઈશ કે તારી કોણ રક્ષા કરી શકે છે.

નારાયણ કહે છે—શ્રી દામાને એ પ્રમાણે શાપ આપી રાધિકાજી બંધ પડયાં અને સુઈ રહ્યાં રાધિકાજીનાં વચન સાંભળીને શ્રીદામાએ તેમને નીચે પ્રમાણે કહ્યું.

શ્રી દામા કહે છે— હે મા! કોઇ માણસ જાતની સ્ત્રી જેવો કોપ કરે તેવો તમે કોપ કરયો છે એટલા માટે હું તમને શાપ આપુ છું કે, તમે પણ છાયાથી અથવા અંશથી પૃથ્વીમાં મનુષ્યજાતિ થશો એમાં સંદેહ નથી અને તમને પરપુરૂષમાં આસકત થયાનું કલંક પણ લાગશે. પૃથ્વીમાં મૂઢ લોકો તમને રાપાણની પત્ની કેહેશે કે જે રાપાણ વૃંદાવનમાં શ્રીકૃષ્ણના અંશથી વૈશ્યજાતિમાં જનમશે. હે રાધાજી! એ મોટા યોગી છતાં પણ શાપને લીધે ગર્ભવાસ પામશે. તમે ગોકુલમાં એનાં પત્ની છતાં શ્રી કૃષ્ણની સાથે વૃંદાવનમાં વિહાર કરશો. મનુષ્ય લોકમાં પણ તમને સો વર્ષ સુધી શ્રીકૃષ્ણનો વિયોગ થશે અને તે પછી પાછાં તે પ્રભુને પામીને ગોલોકમાં આવશો.

નારાયણ કહે છે—એ પ્રમાણે રાધાજીને કહી પ્રણામ કરીને શ્રી દામા શ્રી કૃષ્ણની પાસે ગયો. ત્યાં જઇ શ્રીકૃષ્ણને પ્રણામ કરી અનુક્રમથી સઘળી શાપની વાત સંભળાવીને બહુજ રોવા લાગ્યો. રૂદન કરતાં એ શ્રી દામાને શ્રી કૃષ્ણે કહ્યું કે "તારે પૃથ્વીમાં જવું પડશે અને ત્યાં તું દૈત્યોનો રાજા થશે. તને કોઈ પણ જીતી શકશે નહી. પચાસ યુગો વીત્યા પછી સમય પ્રાપ્ત થતાં સદાશિવનાં ત્રિશૂળથી શરીર છોડીને તું પાછો મારા આશિર્વાદથી મારી પાસે આવીશ." એ પ્રમાણે શ્રીકૃષ્ણનું વચન સાંભળી શોકથી ઘેરાએલા શ્રી દામાએ તેમને કહ્યું કે

"હે નાથ ! મને કદી પણ તમારી ભક્તિથી રહિત કરશો નહી." એમ કહી શ્રી કૃષ્ણને પ્રણામ કરીને શ્રી દામા પોતાના સ્થાનકમાંથી બાહાર નીકળયો. તેટલી વારમાં રાધાજી તેની પાછળ જઈને વારંવાર રોવા લાગ્યાં. અને 'હે પુત્ર કયાં છો' એમ બોલીને બહુજ વિલાપ કરવા લાગ્યાં. શ્રી દામા પણ રાધાજીને જોઇ પ્રીતિથી વિહ્વલ થઇને રોઇ પડયો. એ શ્રીદામા તુળસીનો પતિ શંખચુડ નામે દૈત્ય થયો. શ્રી દામા ગયા પછી રાધિકાજી શ્રી કૃષ્ણની પાસે ગયાં અને ત્યાં જઈને તેમણે સઘળી વાતનું નિવેદન કરયું. શ્રીકૃષ્ણે શોકથી આતુર થએલાં રાધાજીને ઉત્તર આપ્યો અને સારી રીતે સમજાવ્યાં. શંખચુડ કાળે કરી પાછો શ્રી કૃષ્ણની પાસે ગયો. રાધાજી વારાહકલ્પમાં શ્રીકૃષ્ણની સાથે પૃથ્વીમાં ગયાં અને ત્યાં ગોકુળમાં વૃષભાનુ નામના ગોવાળીઆને ઘેર અવતરયાં હે નારદજી! આ પ્રમાણે શ્રી કૃષ્ણનુ સઘળાઓએ ઇચ્છેલા સારરૂપ મહા મંગળકારી સઘળું આખ્યાન મેં તમારી પાસે કહ્યું હવે બીજું શું સાંભળવા ઈચ્છો છો:

**इत्येवंकथितंसर्वं श्रीकृष्णाख्यान मंगलम् ॥**
**सर्वेष्यांवांछितं सारं किंभूयः श्रोतुमिच्छसि ॥ १३६ ॥**

ઈતિ શ્રી મહાપુરાણ બ્રહ્મવૈવર્ત્તમાના નારાયણ તથા નારદજીના સંવાદરૂપ શ્રી કૃષ્ણ જન્મખંડનો 'सप्तसमुद्रजन्मराधाश्रीदामशापोद्भव' એવા નામનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ

---

**॥ नारदउवाच ॥**

**केनवाप्रार्थितः कृष्णोमहींचकेनहेतुना ॥**
**आजगामजगन्नाथोवदवेदाविदांवर ॥ १ ॥**

નારદજી પુછેછે—હે વેદ જાણનારાઓમાં ઉત્તમ ! જગતના નાથ શ્રી કૃષ્ણ કોની પ્રાર્થના ઉપરથી અને કયા કારણથી પૃથ્વીમાં પધારયા હતા તે કહો.

નારાયણ કહે છે—પૂર્વે વારાહકલ્પમાં બહુજ ભારથી દબાએલી પૃથ્વી શોકથી પીડાઇને બ્રહ્માને શરણે ગઇ અને તે સમયે દૈત્યોના સંતાપથી મનમાં બહુજ ઉદ્વેગ પામેલા દેવતાઓને પણ પોતાની સાથે બ્રહ્માની સભામાં તેડી ગઇ હતી. જ્યાં કોઈ સાધારણથી પોહોચી શકાતું નથી એવી બ્રહ્માની સભામાં જઈ-

ને તેણે બ્રહ્માનાં દર્શન કરયાં. બ્રહ્માની સભામાં બ્રહ્મ તેજથી બહુ દીપતા હતા. મોટા મોટા ઋષિઓ, મુનિઓ અને સિદ્ધલોકો પ્રેમથી એમની સેવા કરતા હતા. અને અપ્સરાઓના નાચને પ્રેમથી મંદહાસ્ય પૂર્વક જોતા, ગંધર્વ લોકોના મનોહર ગાયનને સાંભળતા, પરબ્રહ્મરૂપ 'કૃષ્ણ' એ બે અક્ષરનો જપ કરતા, ભક્તિને લીધે આવેલાં આનંદનાં અશ્રુઓથી ભીંજાએલા અને તેથીજ જેના શરીરમાં રૂવાડાં ઉભાં થઇ ગયાં હતાં એવા બ્રહ્માને પૃથ્વીએ ભક્તિપૂર્વક પ્રણામ કરયા અને દેવતાઓએ પણ પ્રણામ કરયા. અશ્રુથી ભીંજાએલી અને રોમાંચિત થએલી પૃથ્વી બ્રહ્માની સ્તુતિ કરવા લાગી અને રોવા લાગી. બ્રહ્માએ પુછ્યું કે "હે કલ્યાણી! તું શા માટે સ્તુતિ કરે છે, કેમ રોય છે અને શા કારણથી આવી છે તે કહે. તારૂં ભલું થશે સ્થિર થા. હું જીવતાં છતાં તારે શો ભય છે." એ પ્રમાણે પૃથ્વીની આશ્વાસના કરીને બ્રહ્માએ આદરપૂર્વક દેવતાઓને પણ પુછ્યું કે "હે દેવતાઓ! તમો શા પ્રયોજનથી મારી પાસે આવ્યા છો." બ્રહ્માનું વચન સાંભળી દેવતાઓએ તેમને વિજ્ઞપ્તિ કરી કે "હે પ્રભુ! પૃથ્વી ભારથી પીડાએલી છે અને અમોને નીચ લોકોએ દુખી કરયા છે. સર્વ જગતને ઉત્પન્ન કરનારા તમે છો માટે તુરત અમારા દુઃખનું નિવારણ કરો. હે મહારાજ! આ પૃથ્વીના શરણ રૂપ પણ તમેજ છો માટે તેના દુઃખનું નિવારણ કરવું જોઈએ. પૃથ્વીને જેઓના ભારથી પીડા થઇ છે તેઓથીજ અમો પીડાએલા છીએ માટે આપ પૃથ્વીનો ભાર ઉતારો." દેવતાઓનાં વચન સાંભળી બ્રહ્માએ પૃથ્વીને કહ્યું કે "હે પુત્રી! ભયને દૂર કરીને મારી પાસે બેસ. હે કમળ સરખાં નેત્રવાળી! તું કયા લોકોનો ભાર ઉપાડવાને અશક્ત છે? તે કહે. હું તારા ભારને દૂર કરીશ અને તારૂં અવશ્ય કલ્યાણ થશે." બ્રહ્માનું વચન સાંભળી જેનાં મુખ અને નેત્ર પ્રસન્ન થયાં એવી પૃથ્વીએ પોતાની પીડાથી પીડાએલા તે બ્રહ્માને નીચે પ્રમાણે કહ્યું.

પૃથ્વી કહે છે—હે પિતા! કહું છું તે સાંભળો. પોતાના વિશ્વાસપાત્ર બંધુ વિના બીજાની પાસે પોતાના મનની પીડા કહેવાયજ નહી. સ્ત્રી તે જે અબળા જાતિ છે તેની તેના બંધુઓએ નિરંતર રક્ષા કરવી જોઈએ. બીજાઓ સ્ત્રીને પીડતા કે ધિક્કારતા હોય ત્યારે પિતાએ, સ્વામીએ અને પુત્રે તો અવશ્ય રક્ષા કરવી જોઈએ. હે પિતામહ! તમે મને પુછ્યું તેથી હું વાત કરવાને લજાતી નથી. હવે મને જેઓના ભારની પીડા થઇ છે તે સાંભળો. જેઓ શ્રીકૃષ્ણની ભક્તિથી રહિત છે અને જેઓ શ્રીકૃષ્ણના ભકતોની નિંદા કરે છે તે મહા પાપી લોકોના ભારને હું ઉપાડી શકતી નથી. જેઓ પોતાના ધર્મ પાળવાથી રહિત છે, નિત્ય

કર્મથી રહિત છે અને વેદમાં શ્રદ્ધા વગરના છે તેઓના ભારથી પીડાઊંછું. જેઓ પિતાનું, માતાનું, ગુરૂનું, સ્ત્રીનું, પુત્રનું અને પોષણ કરવા યોગ્ય વર્ગનું પોષણ કરતા નથી તેઓનો ભાર ઉપાડવાને હું અશકત છું, જેઓ મિથ્યા બોલનારા છે, સત્યથી રહિત છે અને ગુરૂની તથા દેવતાઓની નિંદા કરે છે તેઓના ભારથી હું પીડાઊં છું. જેઓ મિત્રોને દ્રોહ કરે છે, ઊપકાર કરનારનું ભુડું કરે છે, ખોટી સાક્ષી પુરે છે, વિશ્વાસઘાત કરે છે અને પરાઇ થાપણને ઓળવે છે તેઓના ભારથી હું પીડાઊંછું. જેઓ કલ્યાણ કરનારાં સૂકતોને, સામવેદના મંત્રોને અને મહામંગલરૂપ ભગવાનના નામને વેચે છે તેઓના ભારથી હું પીડાઉંછું. જીવનો ઘાત કરનારા, ગુરૂનો દ્રોહ કરનારા, ગામોટપણું કરનારા, પારાધીપણું કરનારા, મૂલ્ય લઇને શબને બાળનારા અને શુદ્રોના અન્નને જમનારા બ્રાહ્મણોના ભારથી પીડાઊંછું. જે જે મૂઢ લોકો પૂજાને, યજ્ઞને, ઊપવાસ આદિ અને અનેક પ્રકારનાં વ્રતોને તોડી નાખે છે તેઓના ભારથી હું પીડાઉંછું. જે પાપીઓ સર્વદા ગાય, બ્રાહ્મણ, દેવ, વૈષ્ણવ, વિષ્ણુ, ભગવત્કથા અને ભક્તિ એઓનો દ્વેષ કરે છે તેઓના ભારથી પીડાઉંછું. હે બ્રહ્મા! શંખઆદિ વસ્તુઓને જો આસન વગર મુકવામાં આવે તો તેઓના ભારથી અને તેથી પણ વધારે દૈત્યોના ભારથી હું પીડાઉંછું. હે પ્રભું! આ સઘળું મેં મારી વ્યથાના કારણોનું નિવેદન કરયું. તમારે જો મારૂં સારી રીતે પાલન કરવું હોય તો મારી પીડાનું નિવારણ કરો.

**નારાયણ કહે છે**—એટલાં વચન બોલીને પૃથ્વી વારંવાર રોવા લાગી. પૃથ્વીને રોતી જોઈ કૃપાના ભંડારરૂપ બ્રહ્માએ તેને નીચે પ્રમાણે કહ્યું.

**બ્રહ્મા કેહે છે**—હે પૃથ્વી! યોગ્ય ઉપાય ગોઠવીને તારી ઊપરના દૈત્યોના ભારને તથા બીજા ભારને પણ દૂર કરીશ. સઘળાં કાર્યો ઉપાયો કરવાથી સિદ્ધ થાય છે. સમય પ્રાપ્ત થશે ત્યારે મારો પ્રભુ તારા ભારને ઉતારશે. મંત્ર, શિવલિંગ, કેસર, જેઠીમધ, ચંદન, કસ્તૂરી, તીર્થની માટી, ખડ્ગ, ગેંડાના અંગમાંથી બનાવેલા પદાર્થો, સ્ફાટિક, માણક, નીલમી, સૂર્યકાંત મણિ, રૂદ્રાક્ષ, દર્ભનાં મૂલ, શાલગ્રામની શિલા, શંખ, તુલસી, પ્રતિમાનું જળ, નિર્માલ્ય, નૈવેદ્ય, હરિતવર્ણનો મણિ, બ્રહ્મગાંઠવાળું જનોઇ, અરીસો, ધોળો ચમર, ગોરોચન, મોતી, છીપ, પુરાણનું પુસ્તક, અગ્નિ, કપુર, ફડશી, રૂપું, સોનું, પરવાળું, ગાયનું મૂતર અને ગાયનું છાણ એ પદાર્થોને જે મૂઢ લોકો આસન વગર તારા ઉપર મુકશે તેઓ દશ હજાર વર્ષો સુધી અવશ્ય કાલસૂત્ર નામના નરકમાં રંધાશે.

**નારાયણ કેહે છે**—જગતને કરનારા બ્રહ્મા એ પ્રમાણે પૃથ્વીની આશ્વા-

સના કરી પૃથ્વીને અને દેવતાઓને સાથે લઇ શંકરના નિવાસરૂપ કૈલાસ પર્વતમાં ગયા. એ રમણીય પર્વતમાં બ્રહ્માએ મહાદેવને દીઠા. મહાદેવ ગંગાજીને કાંઠે અક્ષયવટની નીચે બેઠા હતા. વાઘ ચર્મને ધરનારા, દક્ષની કન્યા સતીનાં અસ્થિઓને આભરણરૂપે ધરનારા, ત્રિશૂલ તથા પટ્ટિશને ધરનારા, પાંચ મુખવાળા, ત્રણ નેત્રવાળા, અનેક સિદ્ધોથી વીંટાએલા મોટા મોટા યોગીઓના સમૂહે સેવેલા, ચારેકોર અપ્સરાઓના નાચને મંદહાસ્ય પૂર્વક પ્રેમથી જોતા, કૌતુકથી ગંધર્વોના ગાયનને સાંભળતા, અને વાંકા કટાક્ષથી જોતાં પાર્વતીને પ્રીતિથી નીરખતા સદા શિવ બ્રહ્માને પૃથ્વીની અને મસ્તક નમાવીને ચાલ્યા આવતા દેવતાઓની સાથે પધારેલા જોઈ ભકિતને લીધે તુરત ઉભા થયા. સદાશિવે પ્રેમથી મસ્તક વતે બ્રહ્માને પ્રણામ કરયા અને બ્રહ્માએ તેમને આશિર્વાદ દીધા. સર્વે દેવતાઓ અને પૃથ્વી ભકિતથી સદાશિવને પગે લાગ્યાં અને સદાશિવે તેઓને આશિર્વાદ આપ્યા. પછી બ્રહ્માએ સઘળા વૃતાંતનું નિવેદન કરતાં તે સાંભળીને ભકતવત્સલ સદાશિવે તુરત પોતાનાં મુખોને નીચાં નમાવ્યાં અને ભકતોનાં દુઃખ સાંભળીને પાર્વતીને પણ તેવુંજ દુઃખ થયું. બ્રહ્માએ તેઓને ઘણી રીતે સમજાવ્યાં. પછી બ્રહ્મા અને મહાદેવ પૃથ્વીને તથા દેવતાઓને પ્રયત્નથી સમજાવી તેઓને પોતપોતાનાં સ્થાનકોમાં પાછાં મોકલી ત્યાંથી તુરત ધર્મને ઘેર આવ્યા અને ત્યાં ધર્મની સાથે વિચાર કરી ધર્મને સાથે લઈને વિષ્ણુના વૈકુંઠલોકમાં ગયા. કે જે વૈકુંઠલોક જરા તથા મૃત્યુથી રહિત છે, સઘળા બ્રહ્માંડથી ઊપર છે, વાયુથી ધરાએલ છે, બ્રહ્મલોકથી એક કરોડ યોજન ઉંચો છે, નિત્ય છે, કવિઓથી પુરેપુરો વર્ણવી શકાય એવો નથી, વિચિત્ર છે, માણક તથા નીલવીજ્રઆદિ રત્નોથી બનેલોછે અને ઉત્તમ રાજમાર્ગોથી શોભાયમાન છે. બ્રહ્મા, સદાશિવ અને ધર્મ એઓએ મનના જેવા વેગથી મનોહર વૈકુંઠ લોકમાં જઇ વિષ્ણુના અંતઃપુરમાં પ્રવેશ કરયો ત્યાં વિષ્ણુનાં દર્શન થયાં. વિષ્ણુ રત્નોના સિંહાસન પર બીરાજેલા હતા. રત્નમય અલંકારોથી શણગારેલા હતા. જેઓમાં રત્ન જડેલાં હતાં એવાં બાજુબંધ, કંકણ અને નેપુરોથી શોભતા હતા. એમનાં ગંડસ્થળો રત્નમય કુંડળોની જોડથી દીપતાં હતાં. પીળાં વસ્ત્ર પેહેરયાં હતાં. કંઠમાં વનમાળા પેહેરી હતી. સ્વરૂપ શાંત હતું. સરસ્વતી અને લક્ષ્મી એમનાં ચરણારવિંદનું સેવન કરતાં હતાં. કરોડ કામદેવ જેવા રૂપાળા હતા. મુખારવિંદ મંદહાસ્યથી શોભતું હતું. ભુજાઓ ચાર હતી. સુનંદ, નંદ અને કુમુદઆદિ પાર્ષદો સમીપમાં ઉભા હતા. સઘળા અંગમાં ચંદનનું લેપન કરયું હતું. ઉત્તમ રત્નમય મુકુટ દીપી રહ્યો હતો અને પોતે ભકતો ઉપર અનુગ્રહ કર-

વામાં તત્પર હતા. હે નારદજી ! પરમ આનંદના બોજાથી દબાએલા અને જેઓનાં રૂવાટાં ઉભાં થઈ ગયાં હતાં એવા બ્રહ્મા આદિ એ ત્રણ મોટા દેવતાઓએ તે પરમ આનંદરૂપ વિષ્ણુને ભક્તિથી પ્રણામ કરયા અને પરમ પ્રેમથી નીચે પ્રમાણે સ્તુતિ કરી.

**બ્રહ્મા સ્તુતિ કરે છે**—લક્ષ્મીના પતિ, શાંત, સર્પના સ્વામી આપ વિષ્ણુ ભગવાન કે જેના અમો અંશરૂપ છીએ અને બીજા દેવતાઓ અંશના પણ અંશ રૂપ છે તેમને પ્રણામ . કરૂં છું. હે નિરંજન ! મનુઓ, મોટા મુનિઓ, મનુષ્યો અને બીજાં પણ સચરાચર પ્રાણીઓ તમારા અંશના અંશની કળામાંથી ઉત્પન્ન થયા છે.

**શંકર સ્તુતિ કરે છે**—આપ કે જે અવિનાશી, અક્ષર બ્રહ્મરૂપ, સ્થુલરૂપે સ્પષ્ટ, સૂક્ષ્મરૂપે અસ્પષ્ટ, ઇશ્વર, આદિ રહિત, સર્વના આદિ, આનંદરૂપ, સર્વરૂપ, અણિમા આદિ સિદ્ધિઓને દેનારા, સર્વના કારણરૂપ, સિદ્ધિને જાણનારા, સુખ દેનારા અને સિદ્ધિરૂપ છો તેમની સ્તુતિ કરવાને કોણ સમર્થ હોય.

**ધર્મ સ્તુતિ કરે છે**—જેનું વેદે નિરૂપણ કરયું હોય તેનું જ વિચક્ષણ પુરૂષોથી વર્ણન કરી શકાય પણ આપ કે જેનું નિરૂપણ વેદ પણ કરી શકયા નથી તેમનું વર્ણન કરવામાં કોણ સમર્થ હોય ? તમારૂં સગુણ સ્વરૂપ મનમાં ધારી શકાય પણ તમે તો સગુણથી ન્યારા નિરંજન અને નિર્ગુણ છો માટે હું તમારી સ્તુતિ કેમ કરી શકું.

નારાયણ કેહે છે—હે નારદજી ! આ પ્રમાણે બ્રહ્મા આદિ દેવતાઓએ છ શ્લોકથી જે સ્તુતિ કરી તેનો પાઠ કરવાથી માણસ સઘળાં કષ્ટોમાંથી છુટે છે અને વાંછિત ફળ પ્રાપ્ત થાય છે. દેવતાઓએ કરેલી શ્તુતિ સાંભળીને વિષ્ણુએ તેઓને નીચે પ્રમાણે કહ્યું.

**વિષ્ણુ કેહે છે**—તમો ગોલોકમાં જાઓ અને હું પણ લક્ષ્મીની સાથે ત્યાં પાછળથી આવું છું. શ્વેત દ્વીપમાં રેહેનારા નારાયણ, સરસ્વતી, શેષનાગ, મારી માયા, કાર્તિકેયસ્વામી, ગણપતિ અને વેદની માતા સાવિત્રી પણ ત્યાં પાછળથી અવશ્ય આવશે. હું ગોલોકમાં ગોપીઓની અને રાધાજીની સાથે બે ભુજાવાળા શ્રીકૃષ્ણ રૂપે રહું છું અને અહીં સુનંદઆદિ પાર્ષદોથી વીટાઈને લક્ષ્મીની સાથે ચાર ભુજાવાળા સ્વરૂપથી રહું છું. શ્વેતદ્વીપમાં રેહેનારા નારાયણ પણ મારૂં જ સ્વરૂપ છે. તમો બ્રહ્મા આદિ સઘળા દેવતાઓ મારી કળાઓ રૂપ છો અને સુર, અસુર તથા મનુષ્ય આદિ પ્રાણીઓ અંશના અંશની કળારૂપ છે. તમો ગોલોકમાં જાઓ,

ત્યાં તમારૂં કાર્ય સિદ્ધ થશે અને હું સર્વેનું કાર્ય સિદ્ધ કરવા માટે પાછળથી આવીશ.

નારાયણ કહેછે—સભામાં એટલું બોલીને વિષ્ણુ બંધ રેહેતાં સર્વે દેવતાઓ તેમને પ્રણામ કરીને પરમ ઉત્સાહ ધરી મનના જેવા વેગથી અદ્ભુત ગોલોકને માર્ગે ચાલ્યા કે જે ગોલોક પરમ ધામરૂપ છે, વિચિત્ર છે, તથા મરણને હરનાર છે, વૈકુંઠલોકથી પચાસ કરોડ યોજન ઉંચે છે, વાયુએ ધરેલો છે, પ્રભુની પોતાની ઇચ્છાથી બનેલો છે અને વર્ણન કરવાને અશક્ય છે. ચાલ્યા જતા ત્રણે દેવતાઓ વિરજા નદીને કીનારે પોહોચ્યા અને તે કીનારાને જોઈને ભારે વિસ્મય પામ્યા. એ કીનારો શુદ્ધ સ્ફટિક મણિ જેવો છે. બહુજ વિસ્તીર્ણ છે. મનોહર છે. મોતી, માણક અને ઉત્તમ રત્નોની ખાણોથી ભરપૂર છે. કાળા, ધોળા, પીળા અને રાતા અનેક મણિઓથી શોભે છે. કોઈ સ્થળમાં ઉત્પન્ન થએલાં પરવાળાંનાં અંકુરોથી મનનું આકર્ષણ કરેછે. કોઈ સ્થળમાં પરમ અને અમૂલ્ય શ્રેષ્ટ રત્નોની મોટી મોટી ખાણોથી દીપી રહે છે. કોઇ સ્થળમા બ્રહ્માએ પણ નહી દીઠેલા આશ્ચર્યકારી અનેક ભંડારોથી ભરપુર છે. કોઈ સ્થળમાં માણક અને ઇંદ્રનીલ મણીના સંમૂહોથી શોભી રહેલ છે. કોઈ સ્થળમાં અમુલ્ય પીળા રંગની મણિઓથી શોભેછે. કોઇ સ્થળમાં રત્નોના સમુહવાળોછે. કોઇ સ્થળમાં કૌસ્તુભ જાતના મણીઓથી દીપેછે. કોઇ સ્થળમાં જેઓનું વર્ણન પણ કરી શકાય નહી એવા મણિઓથી ભરપૂર છે અને કોઈ કોઈ સ્થળમાં વિહાર કરવાનાં રમણીય સ્થળોથી શોભી રહેલ છે. એ આશ્ચર્યકારી વિરજાના કીનારાને જોઈ ત્રણે દેવતાઓ તે નદીને ઊતરયા ત્યાં શતશૃંગ નામનો મનોહર પર્વત જોવામાં આવ્યો. એ પર્વત પારિજાતનાં વનોની પંકતીઓથી દીપી રહ્યો છે. કલ્પવૃક્ષોથી અને કામધેનુઓથી વીટાએલોછે. કરોડ યોજન ઊંચો છે. દશ કરોડ યોજન લાંબો છે. એની શાખા રૂપ ટેકરીઓ પચાસ કરોડ યોજનોમાં ફેલાએલી છે. એના એક કીલ્લા જેવા શિખર ઊપર રાસમંડલ નામનું સ્થળ છે. એ રાસમંડળ દશ યોજનના વિસ્તારવાળું છે. ગોળ છે. ઊત્તમ છે. ઘણાં સુગંધી પૂષ્પોવાળી અને ભ્રમરોના સમૂહવાળી હજારો ફુલવાડીઓથી શોભે છે. કામદેવને ઉતેજન આપનાર અનેક રતિમંદિરોથી અને કરોડો રત્નમંડપોથી સંયુક્ત છે. સઘળાં પગથીઆં રત્નોથી જડેલાં છે. ઉપર રત્નમય કલશ દીપી રહ્યોછે. ચારે કોર સિંદૂર જેવા રંગવાળા મણિઓથી જડેલો અને મધ્યમાં ઇંદ્રનીલ મણિઓથી જડેલો લીલા મણિનો સ્તંભ તેમાં ઝળકી રહ્યો છે. રત્નના કીલ્લામાં જાતજાતના મણિઓ જડેલા છે. સીડીઓ ઉપર ચડવાની સુંદર દોરીઓની ગાંઠો શોભ્યા કરેછે. સુંદર કમાડોવાળાં ચાર દ્વારોમાં ફરતાં આંબાનાં પાંદડાવાળા અનેક કળના થાંભલાઓ રાખેલાછે. મંગળને વાસ્તે

તે તે સ્થળોમાં ધોળા ચોખા, પાંદડાના સમૂહ અને ધ્રોના અંકુર ગોઠવેલા છે. ચારે કોરે ચંદન, અગરૂ, કસ્તુરી અને કેસરનો રસ છાંટેલો છે. એ રાસ મંડલમાં કરોડો ગોપકન્યાઓ ફરયા કરેછે. સઘળી કન્યાઓએ રત્નના અલંકાર, રત્નની માળાઓ, રત્નનાં કંકણ, રત્નના બાજુબંધ અને રત્નના ઝાંઝર પેહેરેલાં છે. ગંડસ્થળમાં રત્નમય કુંડળોની જોડ, હાથની આંગળીઓમાં રત્નમય વીંટીઓ, પગની આંગળીઓમાં રત્નનાં છવીંટીઆં, મસ્તકોમાં ઉત્તમ શોભાવાળા રત્નમય મુકુટો, અને નાસિકાઓના મધ્યોમાં ગજમોતીના અલંકારો પેહેરેલા છે. લલાટમાં સિંદુરની અને કસ્તૂરીની બિંદીઓ કરેલીછે. વસ્ત્રો પીળાં રંગનાં પેહેરયાં છે. સુંદર ચંપકનાં ફુલ જેવાં અંગોમાં ચંદનનાં લેપન કરેલાં છે. સઘળી ગોપકન્યાઓનાં મોહોડાં શરદૃઋતુની પુનમના ચંદ્રની કાંતિને પણ લજવી દીએ એવાં છે. નેત્રો શરદૃઋતુનાં પ્રફુલ્લીત થએલાં કમળોની શોભાને ધિકારેછે અને સારા આકારથી આંજેલાં કાજલોની રેખાઓથી મનનું આકર્ષણ કરે છે. ચોટલાઓમાં પ્રફુલ્લિત માલતીની માળાઓ ગુંથેલી છે. ગતિઓ હાથીના અને હંસના અભીમાનને તોડી નાખે એવી છે. વાંકી ભમરોના ચાળાના સંયોગથી મીઠાં લાગતાં મંદહાસ્યોથી ખુલતી દાંતની પંક્તીઓ પાકેલાં દાડિમના બીજ જેવી લાગે છે. નાસિકાઓ પોપટની ચાંચ જેવી ઊંચાઇથી શોભે છે. સઘળી ગોપીઓ જાણે હાથીઓનાં કુંભસ્થળ જેવાં સ્તનોના બોજાથી નમી રહી હોય એવી લાગે છે. પુષ્ટ નિતંબ અને કઠણ તથા પુષ્ટ સ્તનો તેઓનાં શરીરોને આગળ તથા પાછળ પોતાના ભારથી નમાવી દે છે. તેઓનાં મન કામદેવની ચપલ ચેષ્ટાઓથી જાજરાં થયલાં છે. પૂર્ણચંદ્ર સરખાં મોહોડાંઓને દર્પણમાં જોવાના પ્રેમવાળી અને જેઓના મનોરથ રાધિકાજીના ચરણારવિંદની સેવા કરવામાં લાગેલાંછે એવી એ ગોપકન્યાઓએ રાધિકાજીની આજ્ઞાથી રક્ષણ કરેલા, ક્રીડા કરવાનાં લાખો સરોવરોથી વીંટાએલા, ફુલનાં શયનોવાળાં કરોડો કુંજ આદિ ગુપ્ત સ્થળોથી શોભતા, નોખનોખા રંગોના કમળોમાં ભીડ કરનારા ભ્રમરોનાં ગુંજારવાળી પ્રફુલ્લીત હજારો ફુલવાડીઓવાળા, કપુર તાંબુલ તથા વસ્ત્ર આદિ ઉપભોગનાં સાધનોથી સંપૂર્ણતાવાળા અને ચારે કોર શોભી રહેલા રત્નોના દીવા, ધોળા ચમરો, દર્પણો તથા પુષ્પોની માળાઓથી દીપી રહેલા એ રાસમંડપને જોઇ બ્રહ્મા, સદાશિવ અને ધર્મએઓ શતશૃંગ પર્વતમાંથી બાહાર નીકળયા. બાહાર નીકળે ત્યાં રાધાજીને તથા શ્રીકૃષ્ણને પ્યારૂં અને રાસમંડપ કરતાં પણ વધારે રમણીય વૃંદાવન નામનું સુંદર વન જોવામાં આવ્યું. એ વૃંદાવન રાધાજીને તથા શ્રીકુષ્ણને ક્રીડા કરવાનું સ્થાનક છે. હજારો કલ્પવૃક્ષોથી શોભી રહ્યું છે.

વિરજા નદીના જળની કણીઓથી ભીંજાએલા મંદમંદ પવનોએ કંપાવેલુ છે. કસ્તૂરીના જેવી સુગંધીવાળાં કમળપત્રોએ અને બીજાં પુષ્પોએ સુગંધમય કરી દીધેલું છે. નવીન પલ્લવોના સ્વાદમાં લાગેલી કોયલના ટોકારાઓથી ભરપૂર છે. કોઇ સ્થળમાં ક્રીડા કરવાના કદંબોના સમુહથી રમણીય લાગે છે. કોઈ સ્થળમાં મંદાર, ચંપક અને ચંદનોના પુષ્પોની સુગંધીથી વ્યાપ્ત થઇ રહેલું છે. આંબા, વંગરાગ, પંનસ, તાડી, નાળીએરી, જાંબુ, બોરડી, ખજુરી ગુવાક, જંગલી આંબા, લીંબુ, કેળ, બીલી, દાડિમ, પીપળ, સાલ, પીપળા, લીંબડા, શેમળા અને આંબલીઓથી દીપી રહેલું છે. સુંદર ફૂલ, ફળ અને પાંદડાંઓવાળાં બીજાં પણ જાતજાતનાં અનેક વૃક્ષોથી વ્યાપ્ત છે. ચારે કોર કલ્પવૃક્ષોનાં અનેક યુથોથી શોભે છે. મલ્લિકા, માલતી, ડોલર, કેતકી, માધવી અને જુઇ, ઓના સમુહથી સંકીર્ણ છે. પચાસ કરોડ કુંજ અને ગુપ્ત રતિનાં સ્થળોથી સંયુકત છે. એ વૃંદાવનમાં રત્નના દીવા, સુગંધી ધુપો, શૃંગારના પદાર્થો, સુગંધી પવનો, ચંદનોથી છાંટેલી અનેક માળાઓવાળી ફુલની સય્યાઓ, મકરંદમાં લલચાયેલા ભ્રમરોના શબ્દો અને રત્નોના અલંકારોવાળી ગોપીઓનાં ટોળાં ભારે શોભા આપે છે. એ વૃંદાવનની અંદર રાધિકાજીની આજ્ઞાથી પંચાસ કરોડ ગોપીઓએ રક્ષણ કરેલું 'દ્વાત્રિંશતકાનન' (બત્રીસ વનનો જથો)એવા નામનું નિર્જન અને રમણીય કરતાં પણ રમણીય એક ઉત્તમ સ્થળ છે. એ સ્થળ અત્યંત પાકેલાં મધુર ફળોથી, ગાયોના વડાઓના સમુહોથી ગાયોના સમુહોથી, હજારો પ્રફુલ્લિત ફુલવાડીઓના સુગંધથી, મકરંદ પીવામાં લાગેલા ભ્રમરોના સમુહથી અને શ્રીકૃષ્ણ જેવાંજ રૂપવાળી તથા ઉત્તમ રત્નોથી સર્વ અંગોમાં શણગારેલી પચાસ કરોડ ગોપીઓના વિલાસોથી મનનું અત્યંત આકર્ષણ કરેછે. હે નારદજી! બ્રહ્મા, સદાશિવ અને ધર્મ એઓ એ રમણીય વૃંદાવનને જોઇ ફરતા ગોળ આકારવાળા, કરોડ યોજના વિસ્તારવાળા, રત્નના કીલ્લાવાળા, ચાર દ્વારવાળા, અને ગોવાળીઆઓના તથા દ્વારપાળોના સમુહોથી શોભતા ગોલોકમાં ગયા. એ ગોલોકમાં રત્નથી બનેલા અને નાના પ્રકારની ભોગની સામગ્રીઓથી ભરપૂર અનેક આશ્રમોછે, નાચ કરવા રૂપ સેવા કરનારી પચાસ કરોડ ગોપીઓ છે. સેવા કરવામાં તત્પર રેહેનાર ગોવાળીઆઓના સો કરોડ આશ્રમો છે. ઉત્તમ રત્નોથી જડેલા પાર્ષદોના દશ કરોડ આશ્રમો તો એઓથી પણ વધારે વીસ્તીર્ણ અને વધારે વિલક્ષણ છે. શ્રીકૃષ્ણના જેવાજ રૂપવાળા જેઓ ઉત્તમ પાર્ષદો છે તેઓના અમુલ્ય રત્નોથી બનાવેલા કરોડો આશ્રમો છે. કેવળ રાધિકાજીનીજ સેવા કરનારી ગોપીઓના ઉત્તમ પદાર્થો

થી અને ઉત્તમ રત્નોથી ભરપુર બત્રીશ કરોડ આશ્રમો છે. એ ગોપીઓની સેવા કરનારી બીજી ગોપીઓનાં મણિ તથા રત્નાદિકથી રચાએલાં દશ કરોડ મનોહર ઘરો છે. જગતના અધ્યક્ષ બ્રહ્મા, સદાશિવ અને ધર્મ એ ત્રણ દેવતાઓ એ અદ્‌ભુત જોઈને પ્રીતિથી કાંઇક આગળ વધ્યા ત્યાં એક રમણીય 'અક્ષયવટ' નામનો વડ જોવામાં આવ્યો. હે નારદજી ! એ વડનો વિસ્તાર પાંચ યોજનમાં છે. ઉંચાઈ દશ યોજનની છે. હજારો થડમાં લાગેલી શાખાઓ અનેક છે. ચારે કોર રત્ન જેવાં પાકેલાં ફળો વ્યાપી રહ્યાં છે અને નીચે અનેક રત્નમય બેઠકો શોભી રહી છે. એ વડની નીચે શ્રીકુષ્ણનાં જેવા રૂપવાળા, પીળાં વસ્ત્રોવાળા, ક્રીડા કરવામાં લાગેલા સર્વ અંગોમાં ચંદનનાં લેપનવાળા, અને રત્નમય આભૂષણોથી શણગારેલા કેટલાએક મનોહર બાળકો જોવામાં આવ્યા. જરા આગળ વધ્યા ત્યાં શ્રીકૃષ્ણના ઉત્તમ પાર્ષદોને દીઠા અને ત્યાંથી જરા દૂર જતાં મનોહર રાજમાર્ગ જોવામાં આવ્યો. હે નારદજી! એ રાજમાર્ગમાં ચારેકોર સિંદુર જેવા આકારવાળા મણિઓનાં સડકો બાંધેલીછે. રાજમાર્ગમાં ઈંદ્રનીલ, માણુક,હીરા અને રૂચક આદિ મણીઓથી બનાવેલી અનેક બેઠકોવાળો, ચંદન, અગરૂ કસ્તુરી તથા કેસરના રસના છંટકાવવાળો, દહી,શાલ, ફળ ફુલ તથા ધ્રોના અંકુરોની યોગ્ય ગોઠવણોવાળો, ઝીણા ઝીણા દોરાઓની ગાંઠયોમાં બાંધેલાં ચંદનનાં પલ્લવોવાલો, કેસરથી રંગેલા કેળના થંભનાં સમુહોવાલો, રત્નમય સ્થળોમાં રાખેલા તથા ઉપર રાખવામાં આવેલી ફળ સહીત શાખાઓવાળા મંગળ કલશોથી શોભી રહેલો, અને ક્રીડા કરવામાં લાગેલી અનેક ગોપીઓના સમૂહવાળો એક રત્નમંડપ છે. એ રત્નમંપમાં સઘળાં વૃક્ષો સિંદુર તથા કેસરથી રંગેલાં, સુગંધી ચંદનથી પુજેલાં અને પુષ્પોની માળાઓથી શણગારેલાં છે. ત્યાં અમુલ્ય રત્નોનાં પગથીઆંવાળાં, અગ્નિમાં નાખવાથી ધોવાય એવાં રમણીય વસ્ત્રોવાળાં, ધોળા ચામર, દર્પણ રત્નની શય્યાઓ તથા પુષ્પોની માળાઓથી શોભી રહેલાં, સોળ સોળ દ્વારવાળાં, દ્વારપાળોની ઉત્તમ ચોકીઓવાળાં, ફરતી ખાઈઓવાળા, મોટા કીલ્લાથી વીટાએલાં અને ચંદન અગરૂ કસ્તુરી તથા કેસરના રસના છંટકાવવાળાં કેટલાંએક મનોહર ઘરો જોવામાં આવ્યાં. એ જોઈ આગળ વધવામાં ઉત્સાહ પામેલા એ ત્રણ દેવતાઓ કાંઇક દુર ગયા ત્યાં રાસનાં ઈશ્વરી, સર્વ ગોપીઓમાં ઉત્તમ, દેવતાઓનાં પરમેશ્વરી અને શ્રીકૃષ્ણને પ્રાણ કરતાં પણ અધિક પ્યારાં રાધિકાજીનો સઘળા રમણીય પદાર્થોથી ભરપુર, કોઇથી વર્ણન કરી શકાય નહી એવો અને પંડિતોની કલ્પનાશકિત પણ જેમાં કામ ન આવે એવો આશ્રમ જોવામાં આવ્યો. અતિસુંદર ગોળ આકારવાળો

એ આશ્રમ બાર ગાઊના પ્રમાણમાં છે, સૈકડો ઘરથી શોભી રહેલ છે, રત્નોના તેજથી પ્રકાશિત છે, અમુલ્ય રત્નોના સારભાગોથી બનાવેલો છે, ચારે કોર ગંભીર તથા ઓળંગી શકાય નહી એવી ખાઈઓથી સુશોભિત છે, કલ્પવૃક્ષોથી વીંટાએલ છે, અંદર સુંદર સૈકડો ફૂલના બગીચાઓવાળો છે, મોટાં મુલ્યનાં રત્નોથી ચણેલા કીલ્લાઓથી વીંટાએલ છે, ઉત્તમ રત્નની બેઠકોવાળાં સાત દ્વારોવાળો છે અને તેમાં રત્નો આદિનાં ઘણાં વિચિત્રતાવાળાં એ મુખ્ય સાત દ્વારો ગોળ આકારમાં ગોઠવાએલાં છે. હે નારદજી! મુખ્ય સાત દરવાજાઓમાં પેસતાં સઘળી તરફ જેમાં અનુક્રમે સોળ સોળ દરવાજા જોવામાં આવે એવો એક બીજો કીલ્લો જોવામાં આવ્યો. ચાર હજાર હાથ ઉંચા, તેજથી પ્રદીપ્ત અને ઉત્તમ રત્નોવાળા નાહાના અને સુંદર કળશોથી દીપી રહેલા એ કીલ્લાને જોઇ ત્રણે દેવતાઓને ભારે વિસ્મય થયો. એ કીલ્લાને પ્રદક્ષિણા કરતાં પ્રીતિથી કેટલેક છેટે ચાલ્યા ગયા ત્યાં ચાલતાં ચાલતાં એ કીલ્લો પછવાડે રહી ગયો અને ત્યાં ગોવાળીઆઓના તથા ગોપીઓના અમુલ્ય રત્નોથી બનેલા બીજા સો કરોડ આશ્રમો જોવામાં આવ્યા. એ ચારે કોર ગોવાળીઆઓના તથા ગોપીઓના નવા નવા આશ્રમોને તથા પ્રત્યેક અધિક શોભાવાળાં વનોને જોતાં જોતાં ગોલોક સઘળો જોવાઈ રહ્યો. એટલે પાછા બીજે છેડે આવ્યા ત્યાં ગોળ આકારવાળાં રમણીય વૃંદાવન, શતશૃંગ પર્વત અને વિરજા નદી તેઓના જોવામાં આવ્યાં. પછી શુન્ય ભાગમાં ચાલતાં બીજું એક ગોલોકનુ સ્થળ જોવામાં આવ્યું કે જે રત્નમય છે, અદભુત છે, રાધિકાજીની આજ્ઞાને લીધે ઇશ્વરે પોતાની ઈચ્છાથી બનાવેલું છે. હજારો સરોવરોથી યુકત છે અને કેવળ મહામંગળ રૂપ છે. એ સ્થળમાં બ્રહ્મા, સદાશિવ અને ધર્મ એઓએ મનોહર નાચ થતો જોયો અને રાધાકૃષ્ણના ગુણોના વર્ણનવાળું ઉત્તમ તાન સંયુકત ગાયન સાંભળ્યું. હે નારદજી! એ ગાયનરૂપ અમૃતનું શ્રવણ કરી પ્રથમ તો તેઓને મુર્છાજ આવી ગઈ. જેઓનાં મન શ્રીકૃષ્ણમાંજ લાગ્યાં હતાં, એવાએ દેવતાઓ જરાવારમાં ચેતના પામીને જોવા લાગ્યા ત્યાં ઠેકાણેઠેકાણે મનનુ આકર્ષણ કરે એવાં પરમ આશ્ચર્યો જોવામાં આવ્યાં. અનેક પ્રકારના શૃંગારોનો ધરનારી સઘળી ગોપીઓ જોવામાં આવી. એ ગોપીઓમાં કેટલીએકના હાથમાં મૃદંગ હતાં, કેટલીએકના હાથમાં વીણાઓ હતી, કેટલીએકના હાથમાં ચામર હતા કેટલીએકના હાથમાં કાંશીઆ હતા અને કેટલીએકના હાથમાં યંત્રઆદિ સાધનો હતાં. સઘળી ગોપીઓ રત્નમયઝાંઝરોથી શોભતીઅને તેઓની રત્નમય ઘુંઘરીઓનો શબ્દ ચારે કોર વ્યાપી રહ્યો હતો. કેટલીએક માથાપર કુંભો લઇને નાચના અનેક પ્રકાર

દેખાડતી હતી, કેટલીએક પુરૂષોનો વેષ ધરીને ઉભી હતી, કેટલીએક તેઓની નાયિકાઓ થઈને ઉભી હતી, કેટલીએક શ્રીકૃષ્ણનો વેષ ધરયો હતો અને કેટલીએક રાધાજીનો વેષ ધરયો હતો. કેટલીએક સંયોગ કરીને જુદી પડી હતી, કેટલીએક આલિંગન કરતી હતી અને કેટલીએક મંદહાસ્યપૂર્વક ક્રીડાઓ કરવામાં લાગી હતી. કેટલેક દુર જતાં એ દેવતાઓને રૂપથી, ગુણથી, વેષથી, યૌવનથી, સૌભાગ્યથી અને અવસ્થાથી રાધાજીના જેવી રાધાજીની મુખ્ય સખીઓના આશ્રમો જોવામાં આવ્યા. જેઓના વેષનું યથાર્થ વર્ણન નહી કરી શકાય એવી રાધાજીની મુખ્ય તેત્રીસ સખીઓ છે તેઓના નામ કહુંછું તે સાંભળો. સુશિલા, શશિકલા, યમુના, માધવી, રતિ, કદંબમાલા, કુંતી, જાન્હવી, સ્વયંપ્રભા, ચંદ્રમુખી, સાવિત્રી, ગાયત્રી, સુમુખી, સુખા, પદ્મમાલયા, પારિજાતા, ગૌરી, સર્વમંગળા, કાલિકા, કમલા, દુર્ગા, ભારતી, સરસ્વતી, ગંગા, અંબિકા, મધુમ્રતી, ચંપા, અપર્ણા, સુંદરી, કૃષ્ણપ્રિયા, સતી, નંદિની અને નંદના એ તેત્રીસ સખીઓ છે. એ સધળી સરખી છે, રાધિકાજીને પ્યારી છે અને ઉત્તમ ઉત્તમ રત્નોને ધરનારી છે. હે નારદજી! બ્રહ્માંડથી બાહાર ઉંચામાં ઉંચો એ ગોલોક છે. ગોલોકથી ઉંચે કોઇ પણ લોક નથી. ગોલોકથી ઉપર સધળું શૂન્ય છે અને સૃષ્ટીનો છેડો પણ ગોલોકજ છે. જેમ સાત પાતાળોની નીચે કોઇ લોક નથી પણ કોઇથી જઈ શકાય નહી અને કોઇથી જોઇ શકાય નહી એવું અંધારૂં તથા જળજ છે તેમ બ્રહ્માંડથી બહાર ગોલોકથી ઉપર બીજું કોઈ સ્થાનક નથી પણ કેવળ શૂન્યજ છે કે જે ગોલોકનું વર્ણન તમે મારી પાસેથી સાંભળ્યું.

**तदधश्चजलंध्वांते मगतंव्यमदृश्यकम् ॥**

**ब्रह्मांडांततद्बहिश्चसर्वमत्तः श्रुतंत्वया ॥ १८२ ॥**

ઇતિ શ્રી મહાપુરાણ બ્રહ્મવૈવર્ત્તમાના નારાયણ તથા નારદજીના સંવાદરૂપ શ્રીકૃષ્ણ જન્મખંડનો 'गोलोकवर्णन' એવા નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ.

## ॥ नारायणउवाच ॥

**गोलोकंनिखिलंदृष्ट्वा देवास्तेहृष्टमानसाः ॥**

**पुनराजग्मूराधायाः प्रधानद्वारमेवच ॥ १ ॥**

નારાયણ કેહે છે—સધળા ગોલોકને જોઇ મનમાં રાજી થએલા તે દેવતાઓ

પાછા રાધિકાજીના પ્રધાન દ્વારમાં આવ્યા કે જે દ્વાર ઉત્તમ રત્નો તથા મણીઓથી બનાવેલા બે ઓટાઓવાળું છે અને હળદર જેવા રંગવાળા મણીઓ, હીરાઓ તથા બીજાં પણ અમૂલ્ય રત્નોની કારીગરીવાળાં કમાડોથી સુશોભિત છે. ત્યાં તે દ્વારની ચોકી કરવામાં નીમાએલો વીરભાનુ નામનો દ્વારપાળ જોવામાં આવ્યો. એ દ્વારપાળ રત્નમય સિંહાસનપર બેઠેલો હતો, વસ્ત્રો પીળાં પેહેરયાં હતાં અને ઉત્તમ રત્નમય મુકુટથી દીપી રહ્યો હતો. અનેક પ્રકારનાં વિચિત્ર ચિત્રોથી ચિત્રેલું એ દ્વાર પણ અત્યંત અદ્ભુત લાગતું હતું. બ્રહ્મા, સદાશિવ અને ધર્મ એઓએ તે દ્વારપાળની પાસે પોતાનું કારણ બતાવી અંદર જવાની આજ્ઞા માગતાં 'હું હમણાં શ્રી કૃષ્ણની આજ્ઞા વિના તમને અનુજ્ઞા આપી શકતો નથી' એમ કહીને તેણે પોતાનાં કિંકરોને શ્રી કૃષ્ણની પાસે પુછવા મોકલ્યા અને તેમની આજ્ઞા આવ્યા પછી તે દેવતાઓને અંદર જવા દીધા. એની સાથે વાતચિત કરીને તે દેવતાઓ અંદર ગયા ત્યાં અતિ ઉત્તમ બીજું દ્વાર જોવામાં આવ્યું કે તે દ્વાર પેહેલા દ્વાર કરતાં અધિક વિચિત્ર, સુંદર અને મનોહર હતું.. હે નારદજી! ત્યાં જતાં તે દ્વારની ચોકી કરવામાં નીમાએલો ચંદ્રભાનુ નામનો દ્વારપાળ જોવામાં આવ્યો. એ દ્વારપાળ કિશોર અવસ્થાવાળો, શ્યામસુંદર કાંતિવાળો, હાથમાં સોનાની છડીવાળો, રત્નના સિંહાસનપર બેઠેલો, રત્નમય આભૂષણોથી શણગારેલો અને પાંચ લાખ કિંકરોથી વીટાએલો હતો. હે નારદજી! એની સાથે, વાતચીત કરીને તેથી પણ વધારે શોભાવાળા અને મણિઓના તેજથી દીપી રહેલા ત્રીજા વિચિત્ર દ્વારમાં ગયા ત્યાં તે દ્વારની ચોકી કરવા નીમાએલો સૂર્યભાનુ નામનો દ્વારપાળ જોવામાં આવ્યો. એ દ્વારપાળ બે ભુજાવાળો, હાથમાં મુરલીવાળો, કિશોર અવસ્થાવાળો, શ્યામસુંદર, મણિના કુંડલની જોડથી શોભતાં ગંડસ્થળવાળો, હાથમાં રત્નની છડી ધરીને બેઠેલો, રાધા કૃષ્ણનો ઉત્તમ અનુચર અને રાજાધિરાજની પેઠે નવ લાખ કિંકરોથી વીટાએલો હતો. એની સાથે વાતચિત કરીને તે દેવતાઓ ત્રીજા દ્વારથી પણ અધિક શોભાવાળા અને મણિઓના તેજથી પ્રકાશી રહેલા ચોથા દ્વારમાં ગયા ત્યાં તે દ્વારની ચોકી કરવા નીમાએલો વસુભાનુ નામનો દ્વારપાળ જોવામાં આવ્યો. એ દ્વારપાળ અત્યંત વિચિત્ર વેષવાળો, મનોહર, કિશોર અવસ્થાવાળો, હાથમાં મણિની છડીવાળો, રત્નના સિંહાસનપર બેઠેલો, રત્નમય આભરણોથી શણગારેલો, પાકેલા ઘોલા સરખા રાતા હોઠવાળો અને મંદ હાસ્યથી શોભી રહેલો હતો. એની સાથે વાતચીત કરીને તે દેવતાઓ હીરાની ભીંતોમાં આલખેલાં વિચિત્ર ચિત્રોથી શોભી રહેલા પાંચમા દ્વારમાં ગયા ત્યાં તે

દ્વારની ચોકી કરવા નીમાએલો દેવભાનુ નામનો દ્વારપાળ જોવામાં આવ્યો. એ દ્વારપાળ સુંદર સિંહાસનપર બેઠેલો હતો, રત્નનાં આભરણોથી શણગારેલો હતો, મોરપીંછના મુકુટથી તથા રત્નની માળાથી શોભતો હતો, કાનમાં પેહેરેલાં કદંબનાં ફુલ જેવા કુંડળોથી શોભતો હતો, ચંદન અગરૂ કસ્તૂરી તથા કેસરના રસના લેપનવાળો હતો અને ચક્રવર્તિની પેઠે દશ લાખ કિંકરોથી વીટાએલો હતો. એ છડીદારની સાથે વાતચીત કરીને રાજી થએલા તે દેવતાઓ પાંચે દ્વારથી વધારે શોભાવાળા, હીરાઓથી બનાવેલી ભીંતોવાળા અને પુષ્પોની માળાઓથી દીપી રહેલા તથા વિચિત્ર ચિત્રોની પંક્તિઓવાળા છઠા દ્વારમાં ગયા ત્યાં તે દ્વારની ચોકી કરવા નીમાએલો શક્રભાનુ નામનો ગોવાળીઓ જોવામાં આવ્યો. એ દ્વારપાળ અનેક પ્રકારના અલંકારોથી દીપતો હતો, દશ લાખ કિંકરોથી વીટાએલો હતો, અને તેને ચંદનનાં પલ્લવોથી શોભાવેલાં ગંડસ્થળોમાં કુંડળ પણ ઝલકી રહ્યાં હતાં. એ દ્વારપાળની સાથે ભાષણ કરીને તે દેવતાઓ પૂર્વનાં સઘળાં દ્વારો કરતાં વધારે શોભાવાળાં અને અનેક પ્રકારનાં ચિત્રોવાળાં સાતમા દ્વારમાં ગયા ત્યાં તે દ્વારની ચોકી કરવા નીમાએલો રત્નભાનુ નામનો શ્રી કૃષ્ણનો પ્યારો દ્વારપાળ જોવામાં આવ્યો. એ દ્વારપાળ મણિઓથી તથા રત્નોથી મનનું આકર્ષણ કરનારાં રમણીય આભરણોથી શણગારેલો હતો, રાજાધિરાજની પેઠે બાર લાખ અનુચરોથી વીટાએલો હતો, હીરાના સિંહાસનપર બેઠેલો હતો અને મુખારવિંદથી મંદમંદ હસતો હતો. એ છડીદારની સાથે ભાષણ કરીને તે દેવતાઓ સાતે દ્વારથી અધિક શોભાવાળા વિચિત્ર આઠમા દ્વારમાં પ્રીતિથી ગયા ત્યાં તે દ્વારની ચોકી કરવા નિમાએલો સુપાર્શ્વ નામનો સુંદર દ્વારપાળ જોવામાં આવ્યો. એ દ્વારપાળ મંદમંદ હસતો હતો, બહુજ રૂપાળો હતો, ચંદનનાં તિલકથી શોભતો હતો, રત્નમય કુંડલોથી તથા બીજા પણ સઘળા અળંકારોથી દીપી રહ્યો હતો. બપોરીયાના ફુલ જેવા હેઠલા હોઠવાળો હતો, રત્નમય છડી લઇને બેઠો હતો અને કિશોર અવસ્થાવાળા બાર લાખ ગોવાળીઆઓથી વીટાએલો હતો. એ દ્વારપાળની સાથે વાતચીત કરીને તે દેવતાઓ તુરત હીરાઓથી તથા ઉત્તમ રત્નોથી જડેલા, ચાર બેઠકાવાળાં અને અપૂર્વ ચિત્રોમાં ગોઠવેલી અનેક માળાઓથી દીપતા નવમા દ્વારમાં ગયા ત્યાં સુંદર સ્વરૂપવાળો સુબલ નામનો દ્વારપાળ જોવામાં આવ્યો. એ દ્વારપાળ અનેક ભૂષણોથી શણગારેલો, ભૂષણોને પણ શોભા આપે એવો અને બાર લાખ ગોવાળીઓથી વીટાએલો હતો. એ મનોહર છડીદારની સાથે ભાષણ કરીને તે દેવતાઓ આગળ ચાલ્યા ત્યાં નવે દ્વારોથી વધારે શોભાવા

ણું, કોઇથી પણ વર્ણન કરી શકાય નહી એવું અને કોઈ દિવસે દીઠામાં કે સાંભળવામાં પણ નહી આવેલું દશમું દ્વાર જોવામાં આવ્યું કે જેને જોઈને સર્વેને ભારે વિસ્મય થયો. ત્યાં શ્રી કૃષ્ણ જેવા અવર્ણનીય રૂપવાળો, વીશ લાખ ગોવાળીઆઓથી વીંટાએલો અને અત્યંત મનોહર સુદામા નામનો દ્વારપાલ જોવામાં આવ્યો. એ છડીદારનાં દર્શન કરીને તે દેવતાઓ તુરતજ મહાઅદભુત અને સુંદર ચિત્રોવાળા અગીયારમાં દ્વારમાં ગયા ત્યાં તે દ્વારમાં બેઠેલો અને રાધિકાજીને પુત્ર સમાન પ્યારો શ્રીદામા નામનો દ્વારપાળ જોવામાં આવ્યો. એ દ્વારપાળ પીળાં વસ્ત્રથી શોભતો હતો, અમૂલ્ય રત્નોથી રચેલા સિંહાસનપર બેઠેલો હતો, અમૂલ્ય રત્નોનાં આભરણોથી શણગારેલો હતો, બહુજ રૂપાળો હતો અને કરોડ ગોવાળીઆઓથી વીંટાવાને લીધે ચક્રવર્ત્તી કરતાં પણ વધારે દીપતો હતો. એ દ્વારપાળની સાથે વાતચીત કરીને ત્રણે દેવતાઓ પ્રેમથી બારમા દ્વારમાં ગયા કે જે દ્વારમાં બેઠકો અમુલ્ય રત્નોથી રચેલી હતી અને સઘળી ભીંતો હીરાની હતી. સઘળાઓને દુર્લભ વિચિત્ર, દેખવામાં કે સાંભળવામાં પણ નહી આવેલાં અને મનનું આકર્ષણ કરનારાં એ દ્વારમાં જતાં ત્યાં ચોકી કરવાને વાસ્તે નીમાએલી કરોડો ઉત્તમ ગોપીઓ જોવામાં આવી. એ સઘળી ગોપીઓ નવી જુવાનીથી સંપન્ન હતી, રત્નોનાં આભરણોથી શણગારેલી હતી, વસ્ત્રો પીળાં પેહેરયાં હતાં, ચોટલાના જથાથી શોભતી હતી, ગંડસ્થળોમાં રત્નમય કુંડળોની જોડોથી દીપતી હતી, ચંદન, અગરૂ, કસ્તુરી તથા કેસરનારસનાં લેપનવાળી હતી, પુષ્ટ નિતંબોના અને પુષ્ટ સ્તનોના ભારથીનમી રહેલી હતી, સો કરોડ ગોપીઓમાં શ્રેષ્ટ હતી અને શ્રીકૃષ્ણને પણ પ્યારી હતી. એ કરોડ ગોપીઓને જોઇ વિસ્મય પામેલા તે દેવતાઓ એઓને બોલાવીને પ્રેમથી અન્યદ્વારમાં ગયા ત્યાં અનુક્રમથી ત્રણે દ્વારોમાં અત્યંત મનોહર ઉત્તમ ઉત્તમ ગોપીઓ તેઓના જોવામાં આવી. સઘળી ગોપીઓ શ્રેષ્ટ હતી, રમણીય હતી, ધન્ય હતી, માનપાત્ર હતી, રૂપાળી હતી, સૌભાગ્યથી સંપન્ન હતી, રાધિકાજીને પ્યારી હતી, રમણીય ભૂષણોથી શણગારેલી હતી, અને ખીલતી નવી જુવાનીવાળી હતી. એ પ્રમાણે ત્રણવાર સ્વપ્નમાં જોવામાં આવતાં અદભુત જેવું દીઠામાં કે સાંભળવામાં નહી આવેલું, અત્યંત રમણીય અને વિચક્ષણ લોકોથી વર્ણન ન કરી શકાય એવું આશ્ચર્ય જોઇ તે તે ગોપીઓની સાથે વાતચીત કરી વિસ્મય પામેલા એ ત્રણે દેવતાઓ જેની અંદર રાધિકાજી રહે છે એવા અને સર્વે દ્વારોમાં મુખ્યપણું ધરાવનારાં મનોહર સોળમાં દ્વારમાં ગયા. તેત્રીસ ગોપીઓના હાથ તળે રેહેનારી અનેક ગોપીઓ તે દ્વારનું રક્ષણ કરતી હતી. એઓ

વર્ણન નહી કરી શકાય એવી હતી; અનેક ગુણોથી સંપન્ન હતી રૂપ તથા યૌવનથી ભરપૂર હતી રત્નમય અલંકારોથી શણગારેલી હતી. રત્નમય કંકણ બાજુબંધ તથા ઝાંઝરોથી દીપતી હતી. કેડના ભાગોમાં ઉત્તમ રત્નની કટિમેખળાઓ પેહેરી હતી, ગંડસ્થળોમાં રત્નમય કુંડલોની જોડયો શોભી રહી હતી. વક્ષઃસ્થળમાં પ્રફુલ્લિત માલતીનાં પુષ્પોની માળાઓ શોભતી હતી. મુખરૂપી ચંદ્રો સરદ્ઋતુની પુનમના ચંદ્રની શોભાને હરી લીએ એવા હતા. પારિજાતનાં પુષ્પોની અનેક માળાઓ ધરી હતી. હેઠલા હોઠ પાકેલાં ઘીલાં જેવા રાતા હતા. મુખારવિંદ હસતાં હતાં. દાંતની પંક્તિઓ પાકેલાં દાડિમનાં બીજની પેઠે શોભતી હતી. શરીરના વર્ણ સુંદર ચંપકના ફુલ જેવા હતા. કટીઓ પાતળી હતી. નાસિકાઓમાં ગજમોતી દીપી રહ્યાં હતાં. મોટા હાથીઓનાં કુંભસ્થળ જેવાં કઠણ સ્તનોના ભારથી નમી રહી હતી. નાસિકાઓ પોપટની સુંદર ચાંચોની શોભાને હઠાવી દીએ એવી હતી. પુષ્ટ નિતંબોના ભારથી દબાતી હતી અને તે સર્વ ગોપીઓનાં મન શ્રીકૃષ્ણનાં ચરણારવિંદમાં લાગેલાં હતાં. બ્રહ્મા, સદાશિવ અને ધર્મ એ ત્રણે દેવતાઓ આંખોના મટકાં પણ નહી મારતાં તે દ્વારને જોઇ રહ્યા. એ દ્વારમાં બન્ને બેઠકો ઉત્તમ રત્નોથી અને મણિઓથી બનેલી હતી. થાંભલાઓ લીલા મણિઓના હતા. મધ્યભાગમાં સિંદૂર જેવા રાતા મણિઓ જડેલા હતા અને એ સઘળું દ્વાર પરિજાતનાં પુષ્પોની માળાઓથી શણગારેલું તથા તે પુષ્પોના સ્પર્શથી સુગંધી થએલા પવનોએ ચારે કોર સુગંધમય કરી મેલ્યું હતું. એ રાધિકાજીના પરમ આશ્ચર્યરૂપ અભ્યંતર દ્વારને જોઈ દ્વારનું રક્ષણ કરનારી ગોપીઓને બોલાવીને તે દેવતાઓ શ્રીકૃષ્ણનાં ચરણારવિંદનાં દર્શનની ઉત્કંઠાને લીધે ત્યાંથી તુરત આગળ વધ્યા. ભકિતની વૃદ્ધિને લીધે આંસુઓથી વ્યાપ્ત થએલા અને જેઓનાં શરીર રોમાંચિત થઇ ગયાં હતાં એવા એ ત્રણે દેવતાઓ પ્રેમથી કાંઈક ડોકાં નમાવીને આગળ ચાલ્યા ત્યાં સમીપમાં રાધિકાજીનું સુંદર રેહેવાનું ઘર જોવામાં આવ્યું. એ ઘર અનેક ઘરોના મધ્યમાં હતું. શાળાઓ ચાર હતી. અમૂલ્ય રત્નોના સારના સારમાંથી બનાવેલું હતું. હીરા તથા મોતી આદિ અનેક રત્નોના થંભોથી શોભતું હતું. પારિજાતનાં પુષ્પોની અનેક પ્રકારની માળાઓથી દીપતું હતું. મોતીના સમુહ, માણિકય, ધોળા ચમર, દર્પણો અને અમૂલ્ય રત્નોના સારમાંથી બનાવેલા કલશોથી બહુ મનોહર લાગતું હતું. આંગણામાં ઉત્તમ દોરાઓની ગાંઠયોમાં બાંધેલાં ચંદનનાં પાંદડાંઓવાળા મણિઓના થાંભલાઓના સમુહો શોભતા હતા. ધોળા ચોખા, ધોળાં ફુલ, કુંવળીઆં, ફળ, ધોળાં ધાન્ય, પાંદડાં, ધો,

અક્ષત અને શાળ્યોની રચનાઓ શોભતી હતી. તે તે સ્થળોમાં સિંદૂર અને કેસરથી શણગારેલા રત્નમય કુંભો પોતા ઉપર ધરેલાં ફળોથી દીપી રહ્યા હતા. પુષ્પોના સુગંધીવાળા પવનો ચારે કોર ફેલાઇ રહ્યા હતા. જે જે વસ્તુઓ વર્ણન કરવાને અશક્ય, મનમાં ધારવાને અશક્ય અને સઘળાં બ્રહ્માંડોમાં પણ દુર્લભ છે તે તે વસ્તુઓ સંપૂર્ણ રીતે ત્યાં ગોઠવાએલી હતી. પારિજાતનાં પુષ્પોની નાના પ્રકારની માળાઓ લટકતી હતી. ઝીણાં ઝીણાં વસ્ત્રોના સામાનવાળી અનેક રત્નમય શય્યાઓ દીપતી હતી. હે નારદજી! રત્નમય કુંભો અને રત્નમય પાત્રો કરોડો દેખવામાં આવતાં હતાં. સઘળી વસ્તુઓ અમૂલ્ય અને સુંદર હતી. વાજાંઓનાં, સ્વરયંત્રોના, વીણાઓના અને ગોપીઓના ગાયનોના અનેક પ્રકારના મધુર સ્વરો સાંભળવામાં આવતા હતા. એ અભ્યંતર મંદિરને જોઇ વિસ્મય પામેલા તે દેવતાઓ મધુર ગાયનને સાંભળવા લાગ્યા, ઉત્તમ નાચને જોવા લાગ્યા અને વાજંત્રોના તથા મૃદંગોના શબ્દોથી તો મોહજ પામી ગયા. જેમાં શ્રી કૃષ્ણ જેવા અનેક ગોવાળીઆઓનાં તથા રાધિકાજી જેવી તેમની અનેક સખીઓનાં ટોળાં ફરતાં હતાં અને રાધાકૃષ્ણનાં ગુણોનાં ઉત્તમ વર્ણનવાળાં સંગીતનાં પદો સાંભળવામાં આવતાં હતાં. એવા એ સ્થળમાં તે દેવતાઓ એકાગ્રચિત્તે ઉભા રહ્યા ત્યાં ચારસો હાથના પ્રમાણનું, ફરતા ગોળ આકારવાળુ, છાપોવાળા નાહાના નાહાના કલશોના સમૂહોથી સંયુકત, વિચિત્ર પુતળીઓવાળું અને વિચિત્ર ફુલવાડીઓનાં ચિત્રોથી શોભી રહેલું એક રમણીય રત્નમય સિંહાસન તેઓના જોવામાં આવ્યું. હે નારદજી! એ સિંહાસન ઉપર કરોડો સૂર્યોના જેવી પ્રભાવાળું ચકચકિત, ભારે આશ્ચર્ય આપનાર, સાત તાડ જેવડું, ઉંચે તથા ચારેકોર વ્યાપ્ત થએલું, સર્વના તેજને ઝાંખા પાડનારૂં, શ્રમરહિત, સર્વના બીજરૂપ, સર્વમાં વ્યાપક અને ચક્ષુઓનો રોધ કરનાર અપૂર્વ તેજનું મંડલ જોવામાં આવ્યું. એ તેજોમય સ્વરૂપને જોઈ ધ્યાનમાં તત્પર થએલા ત્રણે દેવતાઓ માંથાં નમાવીને પરમ ભકિતથી પ્રણામ કરવા લાગ્યા, તેઓનાં નેત્રો પરમ આનંદના સંયોગને લીધે આંસુઓથી ભરપુર થઈ ગયાં, સઘળા અંગોરોમાંચિત થઈ ગયાં અને ધારયા પ્રમાણે સઘળી વાંછાઓ પરિપૂર્ણ થઈ. એ તેજોમંડલરૂપ પરમેશ્વરને પ્રણામ કરી ઉભા થઈ ધ્યાન ધરીને એ દેવતાઓ તે તેજની આગળ ઉભા રહ્યા. હે નારદજી! પરિપૂર્ણ રીતે ધ્યાન કરી બ્રહ્મા હાથ જોડી ઉભા. પછી જેનું ચીત ધ્યાનમાં લાગ્યું હતું એવા બ્રહ્માએ પોતાની જમણી કોર સદાશિવને અને ડાબી કોર ધર્મને ઉભા રાખી ભકતીના ઊત્કર્ષને લીધે કારણોના પણ કારણરૂપ ગુણાતીત અને આત્મસ્વરૂપે સર્વમાં વ્યાપી રહેલા

એ પ્રભુની નીચે પરમ.ણે સ્તુતિ કરી.

**બ્રહ્મા સ્તુતી કરેછે**—આપ તેજોરૂપ કેજે સર્વોત્તમ છો, સેવવા યોગ્યછો, વર્દાન દેનારછો, વરદાન દેનારાઓને શકિત આપનાર છો, અને સર્વ પદાર્થોના કારણરૂપછો તેમને હું પ્રણામ કરૂંછું. આપ તેજોરૂપ કે જે મંગળરૂપ, મંગળોનાપણ મંગળરૂપ મંગળ દેનારા અને સઘળાં મંગળોના આધારરૂપછો તેમને નમુંછું. આપ તેજોરૂપ કે જે સર્વમાં નિર્લેપપણાથી રહેલા, આત્મસ્વરૂપ, પરથી પણ પર, ક્રીયા રહીત અને તર્કથી અગમ્ય છો.તેમને પ્રણામ કરૂં છું. આપ તેજોરૂપ કે જે સગુણ બ્રહ્મરૂપ, નિર્ગુણ બ્રહ્મરૂપ, જ્યોતિરૂપ, નિત્ય, સાકાર અને નિરાકાર છો તેમને નમું છું. આપ તેજોરૂપ કે જે નિરૂપણ કરવાને અશકય, સગુણરૂપે સ્પષ્ટ, નિર્ગુણરૂપે અસ્પષ્ટ, એક, પોતાની ઈચ્છામય અને સર્વરૂપ છો તેમને પ્રણામ કરૂં છું. આપ ત્રણે ગુણોના વિભાગને વાસ્તેજ કેવળ સ્થુલ, સૂક્ષ્મ અને કારણરૂપ થાઓ છો અને એ સઘળાં શરીરવાળાઓ તમારા અંશમાંથી થાય છે માટે તેઓ તમારા વેદથી પણ અગમ્ય સ્વરૂપને જાણે કે! નજ જાણે. આપ તેજોરૂપ કે જે સર્વના આધારરૂપ, સર્વરૂપ, સર્વના બીજરૂપ, અનાદિ, સર્વના અંતમાં રેહેનારા અને પોતે અંતરહિત છો તેમને પ્રણામ કરૂંછું. જેનું ઐશ્વર્ય આદિ છ ગુણોવાળું સ્થૂલરૂપ વિચક્ષણ પુરૂષોથી વર્ણવી શકાય છે પણ નિર્ગુણ સુક્ષ્મરૂપ વર્ણવી શકાતું નથી એવા તેજોરૂપ આપને પ્રણામ કરૂં છું. આપ તેજોરૂપ કે જે શરીર રહિત છો અને શરીરવાળા પણ છો, ઇંદ્રિયોથી રહિત છો અને ઇંદ્રિયોવાળા પણ છો તથા કોઇના સાક્ષી નથી અને સર્વના સાક્ષી પણ છો તેમને પ્રણામ કરૂંછું. આપ તેજોરૂપ કે જે પગરહિત છતાં પણ ચાલો છો, ચક્ષુરહિત છતાં પણ સર્વને જુવો છો અને હાથ તથા મોહોડાથી રહિત છતાં પણ સર્વનો ભોગ લેનાર છો તેમને પ્રણામ કરૂંછું. જેનું વેદમાં નિરૂપણ કરાયું હોય તેનું સઘળાઓ વર્ણન કરી શકે પણ આપ તેજોમય કે જેનું નિરૂપણ વેદથી પણ થઈ શકયું નથી તેમને પ્રણામ કરૂંછું. આપ તેજોમય કે જે સર્વના ઈશ્વર અને પોતે ઈશ્વર રહિત, સર્વના આદિ અને પોતે આદિ રહિત તથા સર્વમાં વ્યાપક અને પોતે સર્વરહિત છો તેમને પ્રણામ કરૂંછું. હું બ્રહ્મા કે જે જગતનો કર્ત્તા તથા વેદોને ઉત્પન્ન કરનાર છું તેમજ ધર્મ કે જે જગતનું પાલન કરનાર છે અને સદાશિવ કે જે જગતનો સંહાર કરનાર છે તેઓ પણ તમારી સ્તુતી કરી શકતા નથી ત્યરે બીજાઓ તો કેમજ કરી શકે. આ ધર્મને તમારી સેવાને લીધેજ પાલનનો અધિકાર મળ્યો છે, સદાશિવને તમારી આજ્ઞાથી જ સમય પ્રાપ્ત થતાં સંહારનો અધિકાર મળ્યો છે અને મને પણ તમારા ચરણા-

વિંદની સેવાથીજ સર્વેની ઊત્તપત્તિ કરવાનો અધિકાર મળ્યો છે. તમે કર્મ કરનારાઓને ફળ દેનારા છો અને અમારા જેવા ભકત લોકોના પ્રભુ છો. આ ઊંબરાના ફળ જેવા બ્રહ્માંડમાં જીવડા સરખા અને વિષયોમાં આસકિતવાળા અમારા જેવા આપના ઘણા સેવકો છે. આ પ્રમાણે બ્રહ્માંડો પણ ઘણાં છે અને તે અનંત બ્રહ્માંડોમાં અમારા જેવા સેવકો પણ ઘણા છે. જેમ રજની કણીઓની સંખ્યા નથી તેમ બ્રહ્માંડોની પણ સંખ્યા નથી. આપ કે જે એવાં સઘળાં બ્રહ્માંડોના બાપ છો તેમની સ્તુતિ કરવાને કોણ સમર્થ થાય. મહાત્મા વિષ્ણુ કે જેનાં એક એક રૂવાડાંના છિદ્રમાં એક એક બ્રહ્માંડ છે તે પણ તમારા સોળમા અંશ રૂપછે. તમારા દાસાનુદાસ થવામાં રૂચિવાળા સર્વે યોગીઓ તમારાંઆ પ્યારા રૂપનું ધ્યાન કરેછે અને તમારા ચરણારવિંદને સેવેછે. હે પ્રભુ ! તમારૂં કિશોર અવસ્થાવાળું જે અત્યંત સુંદર રૂપ વેદ મંત્રોમાં કહેલા ધ્યાનને અનુકુળ છે તે અમોને દેખાડો. તમારૂં જે રૂપ નવીન મેઘ સરખું શ્યામ છે, પીળાં વસ્ત્રોને ધરનાર છે, શ્રેષ્ટ છે, બે ભુજાવાળું છે, મુખમાં મુરલી ધરનાર છે, મંદહાસ્યથી સુશોભિત છે, મસ્તકમાં મોરપીંછથી અલંકૃત છે, માલતીની કળીઓથી ભૂષિત છે, ચંદન અગરૂ કસ્તુરી તથા કેસરના રસના લેપનવાળું છે, અમુલ્ય રત્નોનાં ઉત્તમ સારથી બનાવેલાં આભરણોથી શણગારેલું છે, અમુલ્ય રત્નમય કિરીટથી દીપી રહેલું છે, શરદૃ ઋતુમાં પ્રફુલ્લિત થયલાં કમળોની શોભાને જીતી લેનારાં નેત્રવાળું છે, પાકાં ઘોલાનાં વર્ણને ધિક્કારનારા હેઠલા હોઠવાળું છે, અનિંદિત છે, પાકેલાં દાડિમનાં બિજો સરખી દાંતની પંકિતીથી મનનું આકર્ષણ કરનાર છે; ક્રીડા કરવાના કદંબની નીચે બીરાજનાર છે, રાસના રસમાં ઉત્સુક છે, ગોપીઓના મુખોનાં મંદહાસ્યોની ઝાંઈથી કાંઇક શ્વેત લાગનાર છે, રાધાજીના વક્ષસ્થળમાં રેહેનાર છે અને ભકત લોકોને અત્યંત પ્રીય છે તેનું દર્શન કરવાની કોને ઊત્કંઠા ન હોય ?

નારાયણ કહે છે—બ્રહ્મા એ પ્રમાણે સ્તુતિ કરીને વારંવાર પગે લાગ્યા. જેઓનાં નેત્રો આંસુઓથી ભરપુર થયાં હતાં એવા ધર્મે અને સદાશિવે પણ એજ સ્તોત્રથી સ્તુતિ કરીને વારંવાર પ્રણામ કરયા. હે નારદજી! એ સુંદર ભૂવનમાં શ્રીકૃષ્ણના તેજથી વ્યાપ્ત થએલા એ મોટા દેવતાઓ ઉભા રહ્યા. પછી પણવારંવાર સ્તુતિ કરવા લાગ્યા. બ્રહ્મા સદાશિવ તથા ધર્મ એઓએ કરેલા આ સ્તવરાજને ( ઉત્તમ સ્તોત્રને ) જે માણસ શ્રીકૃષ્ણની પુજાના સમયમાં ભકિતપુર્વક ભણે તે માણસને મહાદુર્લભ, રૂઢ અને નિશ્ચળ ભગવદભકિત પ્રાપ્ત થાય છે, સુર અસુર તથા મોટા મુનિઓને પણ ન મળે એવું દાસપણું મળેછે, અણિમા આદિ સિદ્ધિઓ

મળે છે અને સાલોકય આદિ ચાર પ્રકારની મુકિતઓ પણ મળે છે. એ માણ-સ જીવતાંજ વિષ્ણુની પેઠે વિખ્યાત અને પુજાપાત્ર થાય છે. વચનસિદ્ધિ મંત્રસિદ્ધિ તથા સર્વે પ્રકારનું સૌભાગ્ય મળેછે. પુત્ર, વિદ્યા, કવિતા, નિશ્ચળ લક્ષ્મી, સારા સ્વભાવવાળી પતિવ્રતા સ્ત્રી, લાંબા જીવનવાળી સારા સ્વભાવની સંતતિ, જગતમાં વ્યાપ્ત થઇને લાંબા કાળ સુધી રેહેનારી કીર્ત્તિ અને અંતે શ્રીકૃષ્ણના સમીપમાં ગતિ મળે છે.

पत्नी पतिव्रता साध्वी सुशीलाः सुस्थिराः प्रजाः ॥
कीर्तिश्चचिरकालीना त्वंते कृष्णांतिकेगतिः ॥ १२३ ।

ઈતિશ્રી મહાપુરાણ બ્રહ્મવૈવર્ત્તમાના શ્રીકૃષ્ણ જન્મખંડમાં ' श्रीकृष्ण स्तोत्र राजपठन ' એવા નામનો પાંચમો અધ્યાય સંપુર્ણ.



## ॥ नारायणउवाच ॥

ध्यात्वा स्तुत्वाच तिष्ठंतो देवास्ते तेजसः पुरः ॥
ददृशुस्तेजसोमध्ये शरीरं कमनीयकम् ॥ १ ॥

નારાયણ કહે છે—ધ્યાન કરી તથા સ્તુતિ કરીને તેજની પાસે ઉભેલા તે દેવતાઓને તે તેજના મધ્યમાં અત્યંત સુંદર શરીરનું દર્શન થયું. એ સ્વરૂપ નવીન મેઘના જેવી કાંતિવાળું હતું, મંદહાસ્યથી મનનું આકર્ષણ કરતું હતું, પરમ આનંદ આપતું હતું, ત્રૈલોકયના ચિત્તને મોહ ઉપજાવે એવું હતું, ગંડસ્થળોમાં મકરાકૃતી કુંડળો દીપી રહ્યાં હતાં, ચરણારવિંદમાં ઊત્તમ રત્નમય ઝાંઝર ધરયાં હતાં, અગ્નિથી ધોવાએલાં અમુલ્ય પીળાં વસ્ત્ર શોભી રહ્યાં હતાં. પોતાની ઈચ્છાપુર્વક રૂચિ પ્રમાણે બનાવેલાં મણિ તથા રત્નના સારરૂપ રમણીય આભરણોથી શોભતું હતું, સઘળાં ભૂષણોને પણ શોભાવતું હતું, વિનોદને વાસ્તે ધોળા સરખા હેઠલાં હોઠમાં મુરલી ધરી હતી, નેત્ર પ્રસન્ન દેખાતાં હતાં, ભક્તો પર અનુગ્રહ કરવામાં તત્પર હતું, વક્ષસ્થળમાં ઉત્તમ રત્નોનાં બટનવાળું કવચ શોભી રહ્યું હતું, કંઠમાં કૌસ્તુભમણિ પેહેરયો હતો અને તેજ પ્રદીપ્ત દેખાતું હતું. એ તેજમાંજ સુંદર અંગવાળાં રાધિકાજીનાં દર્શન થયાં. એ રાધિકાજી મંદહાસ્ય પુર્વક જોયા કરતા શ્રીકૃષ્ણને વાંકા કટાક્ષોથી જોતાં હતાં. મોતી-

ની પંકતીને પણ ધિક્કારે એવી દાંતની પંક્તિથી શોભતાં હતાં. મુખ મંદહાસ્યથી બહુજ પ્રસન્ન દેખાતું હતું. નેત્ર શરદ્ઋતુનાં કમળ જેવાં હતાં. મુખ શરદ્ઋતુની પુનમના ચંદ્ર કરતાં પણ અધિક શોભતું હતું. હેઠલો હોઠ બપોરીયાના ફુલની પ્રભાને જીતી લીયે એવો હતો. ચરણારવિંદમાં ઝાંઝર ઝમકતાં હતાં. નખની પંક્તિ ઉત્તમ મણિઓની શોભાને ધિક્કારે એવી હતી. પગનાં તળામાં લગાવેલો રંગ કેસરનો કાંતિને ઢાંકી દિએ એવો હતો. મધ્યભાગમાં મહામણિના સારરૂપ ઘુઘરીઓવાળી રત્નમય કટિમેખળા ધરી હતી. હાર કેયુર અને કંકણો રત્નમય હતાં. ઉત્તમ રત્નોથી બનાવેલા કુંડળોથી ગાલ શોભી રહ્યા હતા. કાનના ઊપરના ભાગોમાં મણિઓનાં ઉત્તમ આભુષણો ધરયાં હતાં. પોપટની ચાંચ જેવી નાસિકાના અગ્રમાં ગજમોતી ધરયું હતું. વાંકા અંબોડામાં માલતીની માળાઓ ગુંથી હતી. હાથની આંગળીઓમાં રત્નમય વીંટીઓ પેહેરી હતી. વિચિત્ર રંગોથી રંગેલી ઝીણી ઝીણી હાથીદાંતની દિવ્ય ચુડીઓ પેહેરી હતી. ઉત્તમ રત્નનાં બટનોવાળી કાંચળી શોભી રહી હતી. સુંદર શરીરનો વર્ણ તપાવેલા સોનાની કાંતિથી પણ અધિક દીપતો હતો. પુષ્ટ નિતંબથી અને પુષ્ટ સ્તનોથી શોભી રહ્યાં હતાં. સઘળાં આભરણોથી શણગારેલાં હતાં. અને તે આભરણોને શરીરના સુંદરતાએ શોભાવ્યાં હતાં. એ પરમેશ્વરી રાધિકાજીને જોઈ વિસ્મય પામેલા અને જેઓના સઘળા મનોરથો પુર્ણ થયા એવા તે દેવતાઓએ તેમની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

બ્રહ્મા સ્તુતિ કરે છે—હે ઈશ્વરી! તમારા ચરણરૂપ કમળમાં મારાં મનરૂપી ભ્રમર પ્રેમલક્ષણા ભકિતથી નિરંતર વિચરયા કરજો. બ્રહ્માંડના વૈભવોને ભોગવવાથી મારા મનમાં અનેક તાપ ઉત્પન્ન થયા છે અને તે તાપોને શાંત કરવાનું ઔષધ તમારી ભક્તિ અને દાસપણુંજ છે માટે મને પરિપકવભકિત અને અત્યંત દૃઢ દાસપણું આપો.

શંકર સ્તુતિ કરે છે—સંસારરૂપ સમુદ્રમાં મગ્ન થએલો મારા ચિત્તરૂપી ભ્રમર આ ભયંકર સંસાર રૂપી ઉંડા સમુદ્રમાં નિરંતર ભટકયા કરે છે માટે સૃષ્ટિનો સંહાર કરવારૂપી નિંધ કામમાંથી મને મોકળો કરો અને તમારા ચરણારવિંદમાં ભકિત આપો.

ધર્મ સ્તુતિ કરે છે—ઈશ્વરી! તમારા ભકતોની સાથે સમાગમ કે જે વિષયોરૂપી બંધનોને કાપવામાં તીક્ષ્ણ ખડ્ગરૂપ છે તે મને નિરંતર પ્રાપ્ત થજો. તમારા ચરણારવિંદની સેવા કે જે તમારા ચરણારવિંદમાં સ્થિતિ મળવાનું મુખ્ય

કારણ છે. તે મને તમે જન્મોજન્મ આપજો.

નારાયણ કહે છે—દર્શન મળતાંજ જેઓનાં મન અત્યંત કૃતાર્થ થયાં એવા એ ત્રણે દેવતાઓ કામનાઓને પરિપૂર્ણ કરનારા શ્રી કૃષ્ણની સામે ઉભા રહ્યા. દેવતાઓએ કરેલી સ્તુતિ સાંભળી કૃપાના ભંડારરૂપ શ્રીકૃષ્ણે મંદહાસ્ય કરીને નીચે પ્રમાણે સત્ય અને હિતકારી વચન કહ્યું.

શ્રીકૃષ્ણ કહે છે—હે દેવતાઓ! આવો બેસો. તમો મારાજ છો એમાં સંશય નથી. તમો કે જેઓ મારા આશ્રિત છો તેઓને કુશળ પુછવું યોગ્ય નથી. નિશ્ચિંત થાઓ. હું છતાં તમોને શી ચીંતા છે. હું સર્વ જીવોમાં અંતર્યામી રૂપે રહ્યો છું તોપણ સ્તુતિથી પ્રસન્ન થઇને મેં તમોને પ્રત્યક્ષ દર્શન દીધું છે. તમારે જે કેહેવાનું છે તે સઘળું હું નિશ્ચયપુર્વક જાણું છું. જે કાંઈ સારૂં નરસું થવાનું છે તે કાળે કરી થઇ રેહેશે. મોટું અથવા નાહાનું જે કામ થાય છે તે સઘળું કાળથીજ થાય છે. વૃક્ષો પણ સમય પ્રાપ્ત થાય છે ત્યારેજ ફળ તથા પુષ્પથી સંયુકત થાય છે. વૃક્ષોનાં ફળો પણ કાચાં હોય તે કાળ પ્રાપ્ત થતાંજ પાકે છે. સુખ, દુઃખ, વિપત્તિ, સંપત્તિ, શોક, ચિંતા, શુભ અને અશુભ કે જેઓ પોતાનાં કર્મનાં ફળરૂપ છે તેઓ પોતપોતાને સમય અવશ્ય પ્રાપ્ત થાય છે ત્રૈલોકયમાં કોઇ કોઈને પ્યારો નથી અને કોઈ કોઇને વિપ્રિય પણ નથી. સર્વે પ્રિય અને સર્વે વિપ્રિય કામના પ્રસંગથી થાય છે અને તે કાળને લીધેજ થાય છે. તમોએ પૃથ્વીમાં જે રાજાઓને અને જે મનુષ્યોને દીઠા હતા તેઓ સર્વે પોતપોતાનાં કર્મનાં ફળને લીધે કાળને વશ્ય થઇ ગયા છે. હમણાં આ ગોલોકમાં તમને જે સમય ગયો તેટલા સમયમાં જગતના સાત મન્વંતરો અને સાત ઈંદ્ર વ્યતીત થઇ ગયા છે. હમણાં આઠમો ઇંદ્ર વર્ત્તે છે. મારૂં કાળરૂપી ચક્ર નિરંતર ફરયા કરે છે. તેથી ઇંદ્રો, મનુષ્યો તથા રાજાઓ સઘળા કાળને વશ્ય થઇ જતાં તેઓની પવિત્ર કીર્ત્તિજ જગતમાં રહી છે અને પોતે તો કેહેવા માત્રમાં અવશેષ રહ્યા છે. હમણાં પણ પૃથ્વીમાં ઘણા ઘણા દુષ્ટ રાજાઓ, વિષ્ણુની નિંદા કરનારા, મહા બળવાન્ અને મહાપરાક્રમી થયા છે તેઓ પણ સમય પ્રાપ્ત થતાં અવશ્ય કાળને વશ્ય થઇ જશે. વાયુ જગતમાં નિરંતર ભરપુર છે તો પણ સમય પ્રાપ્ત થતાંજ વાય છે, અગ્નિ મારી આજ્ઞાથી બાળે છે, સૂર્ય મારી આજ્ઞાથી તપે છે, પ્રાણીઓને વ્યાધિઓ મારી આજ્ઞાથી થાય છે, મૃત્યુ મારી આજ્ઞાથી જગતમાં ફરયા કરે છે, મેઘ મારી આજ્ઞાથી વર્ષે છે અને સઘળા દેવતાઓ મારી આજ્ઞાથીજ પોત પોતાનાં કામ કરે છે. બ્રાહ્મણો મારી આજ્ઞાથી બ્રાહ્મણપણું પાળે છે, તપસ્વીઓ મારી આજ્ઞાથી

તપમાં નિષ્ટા રાખે છે, બ્રહ્મર્ષિઓ મારી આજ્ઞાથી વેદમાં નિષ્ટા રાખે છે અને યો-ગીઓ મારી આજ્ઞાથીજ યોગમાં નિષ્ટા રાખે છે, સઘળાઓ મારી બીકને લીધેજ પોતપોતાના ધર્મમાં અને કર્મમાં તત્પર રેહે છે. કર્મોનું નિર્મૂલન તો ફક્ત મારા ભકતોથીજ થાય છે. હે દેવતાઓ ! હું કાળનો કાળ છું, વિધાતાનો વિધાતા છું, સંહાર કરનારનો સંહાર કરનાર છું, રક્ષણ કરનારનો રક્ષણ કરનાર છું, અને પરથી પણ પર છું. આ સદાશિવ મારી આજ્ઞાથી સંહાર કરે છે તેથી હર કેહેવાય છે, તમે મારી આજ્ઞાથી સૃષ્ટિ કરોછો તેથી વિશ્વસૃષ્ટા કેહેવાઓ છો અને ધર્મ મારી આજ્ઞાથી જગતનું પાલન કરે છે તેથી પીતા કેહેવાય છે. તમારાથી તે ખડ સુધીના સઘળા પદાર્થોનો હું ઈશ્વર છું. કર્મોનો ફળ દેનારો હું છું અને કર્મોનો નાશ કરનારો પણ હું છું. હું જેઓનો સંહાર કરવા ધારૂં તેઓનુ રક્ષણ કરનાર કોઇ નથી. અને હું જેઓનું પાલન કરવા ધારૂં તેઓને મારનાર પણ કોઈ નથી. સઘળાઓને મારનાર, સૃજનાર અને રક્ષણ કરનાર હુંજ છું. તોપણ મારા ભકતો કે જેઓ અવિનાશીપણું પામેલા છે તેઓનો સંહાર કરવાને હું સમર્થ નથી. મારા ચરણનું પુજન કરવામાં તત્પર રેહનારા ભકતો સર્વદા મને અનુસરે છે અને હું તેઓનું રક્ષણ કરવાને વાસ્તે સર્વદા તેઓની પાસેજ રહુંછું. બ્રહ્માંડમાં સઘળા જીવો વારંવાર મરે છે અને વારંવાર જન્મે છે પણ નિશ્ચિંત થએલા મારા ભકતો મરતા નથી અને જન્મતા પણ નથી. એટલા માટે સઘળા વવેકી પુરૂષો દાસપણુંજ માગે છે પણ વરદાન માગતા નથી. જેઓ મારી પાસે દાસપણું માગે છે તેઓજ ભાગ્યશાલી છે, બીજાઓ તો ઠગાઇ જાય છે. મારા ભકતોને જન્મ, મરણ, જરા, વ્યાધિ ભય, યમઘાતના કે બીજા કર્મોનાં બંધનો પણ કદી હોતાં નથી. મારા ભકતો સઘળાં કર્મો કરતાં છતાં પણ પુણ્યોથી કે પાપોથી લેવાતા નથી. એઓનાં કર્મોનાં ફળોને હું અવશ્ય ટાળી નાખુંછું. હું ભકતોને પ્રાણરૂપછું અને ભકતો મને પ્રાણરૂપ છે. ભકતો સર્વદા મારૂં ધ્યાન કરે છે અને હું સર્વદા ભકતોનું ધ્યાન કરૂં છું. મારૂં સુદર્શન નામનું સોળ આ-રાઓવાળું મહાતીક્ષ્ણ ચક્ર કે જેના તેજનો સોળમો ભાગ પણ કોઇ જીવમાં નથી. તે પ્યારા ચક્રને ભકતોનાં રક્ષણને વાસ્તે ભકતોની પાસેજ મેં રાખ્યું છે તે છતાં પણ હૂં ભકતોની પાસે તેઓની ચિંતાને લીધે નહીં છું. ભકતોની ચિંતાથી મને સ્વસ્થપણું કે પ્રીતિ મળતાંજ નથી. વૈકુંઠમાં કે આ ગોલોકમાં રાધિ-કાજીની પાસે પણ મને સ્વસ્થતા મળતી નથી. હૂં તો જયાં મારા ભકતો રહે છે ત્યાંજ અહર્નિશ રહું છું, સર્વદા મારી છાતીમાં રહેલાં પ્રાણપ્યારા રાધાજી,

તમો અને લક્ષ્મી પણ મને ભક્તો કરતાં વધારે પ્રિય નથી. હે મોટા દેવતાઓ! ભક્તો મને જે પદાર્થ આપે છે તે સ્વીકારી લઉછું અને અભક્તોએ આપેલા પદાર્થોને સ્વીકારતો નથી. અભક્તોએ મને અર્પણ કરેલા પદાર્થોને તો બળિરાજા ભોગવે છે. જેઓ સ્ત્રીઓને, પુત્રોને અને સ્વજનોને છોડી દઈને અહર્નિશ મારૂં ધ્યાન કરે છે તેઓનું હૂં તમને છોડી દઇને પણ નિરંતર સ્મરણ કરયા કરૂંછું. જ્યારે દુષ્ટ લોકો મારા ભક્તોને, બ્રાહ્મણોને, ગાયોને, યજ્ઞોને અને દેવતાઓને પીડે છે ત્યારે તેઓ અગ્નિમાં પડેલાં ખડની પેઠે અવશ્ય નાશ પામે છે એમાં સંશય નથી. હું જ્યારે મારવા તૈયાર થાઊ ત્યારે તે દુષ્ટ લોકોનું કોઈ પણ રક્ષણ કરી શકે નહી. હે દેવતાઓ! હું પૃથ્વીમાં અવતરીશ. તમો પણ હમણાં પોતપોતાના સ્થાનકોમાં જઈને તુરત અંશરૂપે પૃથ્વીમાં અવતરજો.

નારાયણ કહે છે—જગતના નાથ શ્રીકૃષ્ણે બ્રહ્માને, સદાશિવને, અને ધર્મને એટલાં વચન કહી ગોવાળીઆઓને તથા ગોપીઓને બોલાવી તેઓને નીચે પ્રમાણે તે સમયમાં જોઈએ તેવું સત્ય અને મધુર વચન કહ્યું.

શ્રીકૃષ્ણ કહે છે—હે ગોવાળીઆઓ! હે ગોપીઓ! સાંભળો. તમો નંદરાયના વ્રજમાં તુરત જાઓ. હે રાધિકાજી! તમે પણ તુરત વૃષભાનુના ઘરમાં અવતરો. ગોકુળમાં સુબળની દીકરી કળાવતી લક્ષ્મીના અંશથી ઊત્પન્ન થએલી છે અને વૃષભાનુની સ્ત્રી થઇ છે તેના ઉદરમાંથી તમે તમારો જન્મ દેખાડજો. તુરત નંદના વ્રજમાં જાઓ. કળાવતી કે જે તમારી મા થવાની છે તે પૂર્વ જન્મમાં પિતૃઓની માનસી કન્યા હતી અને સ્ત્રીઓમાં ભાગ્યશાલી તથા માનપાત્ર હતી પણ દુર્વાસાના શાપને લીધે વ્રજમાં સુબલને ઘેર તેનો જન્મ થયો છે. હે કમળ સરખાં મુખવાળાં! ત્યાં હૂં બાળકરૂપેજ તમારૂં ગ્રહણ કરીશ. કારણ કે તમે મને પ્રાણ કરતાં અધિક પ્યારાં છો અને હૂં પણ તમને પ્રાણથી અધિક પ્યારોછું, આપણે સર્વદા એક રૂપજ છીએ. પરસ્પરમાં કાંઇ પણ ભેદ નથી.

'નારાયણ કહે છે—હે નારદજી! એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી પ્રેમથી વિહ્વળ થએલાં રાધિકાજી રોઈ પડયાં અને પોતાનાં નેત્રોરૂપ ચકોર વતે શ્રીકૃષ્ણના મુખરૂપ ચંદ્રનેજ પીવા લાગ્યાં. ( મોહોડાં સામુંજ જોઇ રહ્યાં ) બીજા ગોવાળીઆઓનો અને ગોપીઓનો પૃથ્વીમાં ઉત્તમ ગોવાળીઆઓને સારે સારે ઘેર જવાનો ઠરાવ થયો. આ સમયમાં અગ્નિની પેઠે દીપતા ઉત્તમ ઊત્તમ મણિઓના સારથી શણગારેલો એક રથ આવતો સહુના જોવામાં આવ્યો. એ રથ એક હજાર રત્નમય કળશોથી સુશોભિત હતો. પારિજાતનાં પુષ્પોની અને ક

માળાઓથી શોભતો હતો. ઉત્તમ પાર્ષદોથી સંયુકત હતો. સઘળો સુવર્ણમય હતો. તેજોમય હતો. જેને કોઈની ઉપમા ન દેવાય એવો હતો. સો સૂર્યના સરખી પ્રભાવાળો હતો. અને બહુજ મનોહર હતો. તે રથમાં શ્વેત દ્વીપનિવાસી સ્યામ સુંદર નારાયણ બેઠા હતા. એ નારાયણે શંખ, ચક્ર, ગદા અને પદ્મ, ધરયાં હતાં. વસ્ત્ર પીળાં પેહેરયાં હતાં. કિરીટ, કુંડલ અને વનમાળા શોભી રહ્યાં હતાં. ચંદન, અગરૂ, કસ્તુરી અને કેસરના રસનું લેપન કરયું હતું. ભૂજાઓ ચાર હતી. મુખારવિંદ હસતું હતું, ભક્તોપર અનુગ્રહ કરવામાં તત્પર હતા અને મણિ તથા ઉત્તમ રત્નોના સારમાંથી બનાવેલાં આભરણોથી શોભતા હતા. એમની ડાબી કોર ધોળા વર્ણવાળાં અને અત્યંત મનોહર વિદ્યાના અધિષ્ટાતા જ્ઞાનરૂપ સરસ્વતી દેવી બેઠેલાં જોવામાં આવ્યાં. એ સરસ્વતીએ રત્નમય અલંકાર ધરયા હતા. પીળાં વસ્ત્રથી શોભતાં હતાં. મુખ શરદૃઋતુની પુનમના ચંદ્ર જેવું હતું. નેત્ર શરદૃઋતુના કમળ જેવાં હતાં. હોઠ પાકેલાં ઘોલાં જેવા રાતા હતા. મંદ હાસ્ય કરતાં હતાં. હસ્તોમાં વેણુ, વીણા તથા પુસ્તક ધરયાં હતાં અને ભકતોપર અનુગ્રહ કરવામાં તત્પર હતાં. નારાયણની જમણીકોર લક્ષ્મી દેવી બેઠાં હતાં. એમની કાંતિ સો ચંદ્રના જેવી હતી. વર્ણ તપાવેલા સુવર્ણ જેવો હતો. મંદહાસ્ય કરતાં હતાં. બહુજ મનોહર હતાં. ઉત્તમ રત્નનાં કુંડળોથી ગાલ શોભી રહ્યા હતા. અમૂલ્ય રત્નેવાળા અમૂલ્ય વસ્ત્રોથી સોભતાં હતાં, અમૂલ્ય રત્નમય બાજુબંધ, અને કંકણ ધરયાં હતાં. ઉત્તમ રત્નમય ઝાંઝરનો ઝમકાર થઇ રહ્યો હતો. કેડમાં ઊત્તમ મણિઓની ઘુઘરીઓવાળી કટિમેખળા ધરી હતી. વક્ષઃસ્થળમાં ધરેલી પારિજાતનાં પુષ્પોની માળાઓથી શોભતાં હતાં. ચોટલામાં પ્રફુલ્લિત માલતીનાં પુષ્પોની માળાઓ ગુંથી હતી. પોતાને જોતાં નારાયણની સામે વાંકી આંખથી જોતાં હતાં. મુખ શરદૃઋતુના ચંદ્રની કાંતિને ધિક્કારે એવું હતું. કસ્તૂરીની બીંદી સહિત સિંદૂરનું તિલક કરયું હતું. શરદૃઋતુના કમળ સરખાં નેત્રોમાં અતિ સુંદર આંજણ આંજ્યું હતું અને હાથમાં વિનોદને વાસ્તે હજાર પાંખડીઓવાળું કમળ ધરયું હતું. નારાયણ ભગવાન એ બે સ્ત્રીઓની સાથે અને પાર્ષદોની સાથે શ્રી કૃષ્ણની સભામાં આવ્યા કે જે સભામાં ગોવાળીઆઓ તથા ગોપીઓ બેઠાં હતાં. એમને જોઈ દેવતાઓ, ગોવાળીઆઓ અને ગોપીઓ પ્રેમથી હાથ જોડીને ઉભાં થયાં અને સામવેદમાં કહેલાં સ્તોત્રથી તથા મહર્ષિઓએ કરેલાં સ્તોત્રોથી સ્તુતિ કરવા લાગ્યાં. નારાયણ તો સભામાં જઇને તુરતજ શ્રીકૃષ્ણના શરીરમાં લીન થઈ ગયા કે જે ભારે આશ્ચર્ય જોઈને સર્વને વિસ્મય થયો. એ સમયમાંજ ત્યાં સુન-

ણુના રથમાંથી ઊતરીને જગતનું રક્ષણ કરનાર વૈકુંઠવાસી વિષ્ણુ આવ્યા. એ વિષ્ણુ વનમાળાથી શોભતા હતા. વસ્ત્ર પીળાં પેહેરયાં હતાં. ભુજાઓ ચાર હતી. સ્વરૂપ બહુજ મનોહર હતું. મંદહાસ્ય કરતા હતા. સઘળા અલંકારોથી શોભતા હતા અને કાંતિ કરોડ સૂર્યોના જેવી હતી. હે નારદજી ! એ વિષ્ણુને આવતા જોઈ સભામાં સર્વેએ ઉભા થઇને તેમની સ્તુતિ કરી તથા પ્રણામ કરયા. એ વિષ્ણુ પણ તુરતજ શ્રી કૃષ્ણના શરીરમાં લીન થઈ ગયાં કે જે મોટું આશ્ચર્ય જોવામાં આવતાં સર્વેને વિસ્મય થયો. શ્વેતદ્વીપમાં રેહેનારા નારાયણ અને વૈકુંઠમાં રેહેનારા વિષ્ણુ શ્રી કૃષ્ણના શરીરમાં લીન થતાં તે સમયે તુરતજ શુદ્ધ સ્ફટિક સરખી કાંતિ વાળા, હજાર મસ્તકવાળા અને સો સૂર્યોના જેવા પ્રકાશવાળા શેષનાગ ત્યાં આવ્યા. એ વિષ્ણુ સ્વરૂપભૂત શેષનાગને આવેલા જોઇ સર્વે તેમની સ્તુતિ કરવા લાગ્યા અને શેષ નાગે પોતે ત્યાં આવીને શ્રી કૃષ્ણની સ્તુતિ કરી તથા ભક્તિપુર્વક હજારે માથાંઓ વતે પ્રણામ કરયા. એવી રીતે ધર્મના પુત્ર નર અને નારાયણ, એઓમાં નારાયણ શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં લીન થયા અને નર અરજુનરૂપે પૃથ્વીમાં અવતરયા હતા. પછી બ્રહ્મા સદાશિવ, શેષનાગ અને ધર્મ સભામાં એકઠા થઈને ઉભા હતા તે સમય માં એક ત્રીજો ઊત્તમ સુવર્ણમય રથ આવતો જોવામાં આવ્યો. એ રથના સરસામાન અનેક પ્રકારનાં રત્નોથી બનેલા હતા. પડદો અગ્નિમાં ધોવાએલાં વસ્ત્રોનો હતો. તેમાં ધોળા ચામર, હજારો દર્પણો, ઊત્તમ રત્નમય કળશોના સમુહ અને પારિજાતનાં પુષ્પોની માળાઓથી શોભતાં હતાં. પઇડાં હજાર હતાં. વેગ મનના જેવો હતો. પ્રભા ગ્રીષ્મ ઋતુના મધ્યાન્હના સૂર્યની પ્રભાથી પણ અધિક હતી. મોતી, માણક અને હીરાઓના સમૂહોથી શોભી રહ્યો હતો. વિચિત્ર પુતળીઓ, પુષ્પો, સરોવરો અને વનોનાં ચિત્રોથી સંયુક્ત હતો દેવતાઓના અને દાનવોના રથોથી ઉત્તમ હતો. પચાશ યોજન ઉંચો અને ચાર યોજન વિસ્તીર્ણ હતો. શંકર ઉપર પ્રીતિને લીધે વિશ્વકર્માએ યત્નપૂર્વક બનાવેલો હતો અને કામદેવની સ્ત્રી જેવી રૂપાળી અનેક સ્ત્રીઓવાળાં અનેક રતિમંદિરોથી શોભતોહતો. એ રથમાં બેઠેલાં મૂળ પ્રકૃતિરૂપ પરમેશ્વરી સાક્ષાત્ પાર્વતી દેવી જોવામાં આવ્યાં. એ દેવી રત્નમય અલંકારોથી શણગારેલાં હતાં. કાંતિ તપાવેલાં સુવર્ણની કાંતિથી પણ અધિક હતી. ભુજાઓ હજાર હતી. આયુધો અનેક ધરયાં હતાં. મુખ મંદહાસ્યથી પ્રસન્ન દેખાતું હતું, ભકતો ઉપર અનુગ્રહ કરવામાં તત્પર હતાં. રૂપ તેજોમય હતું. કોઇની પણ ઉપમા લાગુ ન પડે એવાં હતાં. ઉત્તમ રત્નમય કુંડલોથી ગાલ દીપી રહ્યા હતા. ઉત્તમ રત્નોના સારથી બનાવેલાં ઝાંઝરોનો ઝમકાર થઈ રહ્યો હતો મધ્યમાં

ઉત્તમ મણિઓવાળી કટિમેખળા ધરી હતી. હાથમાં ઉત્તમ રત્નોના બાજુબંધ અને કંકણો ધરયાં હતાં વક્ષઃસ્થળમાં મંદારનાં પુષ્પોની માળાઓ પેહેરી હતી. નિતંબ પુષ્ટ હતા. પુષ્ટ અને ઉંચાં સ્તનોના ભારથી નમી રહ્યાં હતાં. મનોહર મુખારવિંદ શરદૃઋતુના ચંદ્રની શોભાને જીતી લીએ એવું હતું. શરદ્ ઋતુના કમળ જેવાં નેત્રોમાં રેખા આકારે સુંદર કાજળ આંજ્યું હતું. કપાળમાં ચંદન, અગરૂ અને કસ્તૂરીનાં કુકડાં માંકડાં કરયાં હતાં. દાંતની પંક્તિ મોતીની પંક્તિની કાંતિને ધિક્કારે એવી હતી. ચોટલામાં પ્રફુલ્લિત માલતીનાં પુષ્પોની માળાઓ ગુંથી હતી. પોપટની ચાંચ જેવી નાસિકાના અગ્રમાં ગજમોતી પેહેરયું હતું. અગ્નિથી ધોવાએલાં અતિ ઉજ્વલ વસ્ત્ર શોભી રહ્યાં હતાં અને તે દેવીએ પ્રેમથી બે પોતાના પુત્રોને સાથે સાથે રાખ્યા હતા. સિંહની પીઠપર બેસનારાં એ પાર્વતી પોતાના બે પુત્રોની સાથે રથમાંથી ઉતરીને ત્યાં આવ્યાં અને શ્રી કૃષ્ણને પગે લાગ્યાં. એમના પુત્ર ગણેશ તથા કાર્ત્તિકેય સ્વામી પણ સર્વના કારણરૂપ શ્રી કૃષ્ણનાં દર્શન કરીને સદાશિવને, ધર્મને, શેષનાગને તથા બ્રહ્માને પગે લાગ્યા. એઓને આવેલા જોઈ તે દેવતાઓએ ઉભા થઇ એઓને આશિર્વાદ દીધા તથા પોતાની પાસે બેસાડયા. બ્રહ્મા, સદાશિવ તથા ધર્મ આનંદ પામીને ગણપતિ તથા કાર્ત્તિકેયની સાથે વાતો કરવા લાગ્યા અને શ્રીકૃષ્ણની સામે સભામાં બેઠા. ઘણા ઘણા ગોવાળીઆ અને ગોપીઓ પણ વીસ્મયથી વ્યાકુલ થયાં. શ્રી કૃષ્ણે મંદહાસ્ય કરીને લક્ષ્મીને કહ્યું કે "તમે અનેક રત્નોથી ભરપૂર ભીષ્મક રાજાના ઘરમાં તેની રાણીના ઉદરથી જન્મ ધરો. હે સતિ! હે દેવી! હું કુંડિનપુરમાં આવીને તમારૂં પાણિગ્રહણ કરીશ." સઘળી ગોપીઓએ પાર્વતીને જોઈ તુરત ઉભી થઇને તેમને રત્નોના રમણીય સિંહાસનપર બેસાડયાં. હે નારદજી! પાર્વતી, લક્ષ્મી અને સરસ્વતી પરસ્પરની સાથે યથોચિત ભાષણ કરીને એક આસનપર બેઠાં. ગોપીઓ પ્રેમથી તેઓને બોલાવવા લાગી અને કેટલીએક તો પ્રીતિથી તેઓની પાસે વાતચીત કરવા લાગી. તે સમયે જગતના પતિ શ્રી કૃષ્ણે પાર્વતીને આજ્ઞા કરી કે "હે કલ્યાણિ! હે દેવી! હે મહામાયા! હે સૃષ્ટિ તથા સંહારને કરનારાં! તમે અંશરૂપે વ્રજમાં જાઓ અને ત્યાં નંદરાયના વીર્યથી યશોદાના ઉદરમાં જન્મ ધરો. હું પૃથ્વીમાં પ્રત્યેક ગામમાં તમારી પૂજા કરાવીશ. સઘળી પૃથ્વીમાં, નગરોમાં તથા વનોમાં પણ માણસો પ્રેમપૂર્વક અનેક પ્રકારના દિવ્ય પદાર્થોથી તથા દિવ્ય બળિદાનોથી તમને સર્વનાં અધિષ્ટાતા માનીને પૂજશે. સુવાતડના ઘરમાં તમે જન્મીને ધરતીનો સ્પર્શ કરશો તેટલામાંજ મારો પિતા મને ત્યાં

રાખીને તમને લઇ જશે. તમે કંસને જોયા પછી તુરતજ સદાશિવની પાસે જશે અને હું પૃથ્વીનો ભાર ઉતારીને ગોલોકમાં આવીશ." એ પ્રમાણે પાર્વતીને આજ્ઞા કરીને શ્રી કૃષ્ણે તુરત કાર્ત્તિકેયને કહ્યું કે "હે પુત્ર ! તમે અંશરૂપે પૃથ્વીમાં જજો અને ત્યાં જાંબવતીના ઉદરથી જન્મ ધરજો" એ પ્રમાણે કાર્ત્તિકેયને કહીને શ્રી કૃષ્ણે સઘળા દેવતાઓને પણ આજ્ઞા કરી કે "તમો પણ પોતપોતાના અંશથી પૃથ્વીમાં અવતરજો. હું અવશ્ય પૃથ્વીનો ભાર ઉતારીશ." હે નારદજી ! એટલાં વચન બોલી રાધિકાજીનાં પતિ શ્રી કૃષ્ણ ઉત્તમ સિંહાસન ઉપર બીરાજ્યા અને દેવતાઓ, દેવીઓ, ગોવાળીઆઓ તથા ગોપીઓ પણ બેસી ગયાં. આ સમયમાં બ્રહ્માએ ઉભા થઈ હાથ જોડી નમ્રતાથી શ્રી કૃષ્ણને વિજ્ઞપ્તિ કરી કે "હે પ્રભુ ! આ કિંકરની વિજ્ઞપ્તિપર ધ્યાન આપો. જે સેવકોનાં રક્ષણ, ઉદ્ધાર તથા પોષણ કરે તે પ્રભુ કેહેવાય છે અને જે સર્વદા ભકિતથી પ્રભુની આજ્ઞાને માથે ચડાવે તે સેવક કેહેવાય છે તો આપ કે જે પ્રભુ છો તેમણે અમો સેવક લોકોને આજ્ઞા કરવી જોઇએ કે દેવતાઓએ અને દેવીઓએ પૃથ્વીમાં કયા કયા દેશમાં, કોને કોને ઘેર, કયા કયા રૂપથી અને કયા કયા નામથી અવતરવું."

**નારાયણ** કેહે છે—એ પ્રમાણે બ્રહ્માની વિજ્ઞપ્તિ સાંભળી શ્રી કૃષ્ણે નીચે પ્રમાણે આજ્ઞા કરી.

**શ્રી કૃષ્ણ કેહે છે**—જ્યાં જ્યાં અને જેવા જેવા રૂપ આદિથી અવતરવાનું છે તે વિષે હું વિવેચન કરી કહું છું તે સાંભળો. કામદેવે રૂકિમણીના ઉદરથી અવતરવું. કામદેવની સ્ત્રી રતિએ અંશથી 'માયાવતી' એવું નામ ધરી શંબરાસુરના ઘરમાં રસોઈ કરવા રેહેવું. તમારે 'અનિરૂદ્ધ' એવા નામથી કામદેવના પુત્ર થવું. સરસ્વતી શોણિતપુરમાં બાણાસુરની પુત્રી થશે. શેષનાગ દેવકીના ગર્ભમાંથી રોહિણીના ગર્ભમાં જઈને અવતરશે અને માયાએ ગર્ભનું આકર્ષણ કરવાને લીધે 'સંકર્ષણ' એવા નામથી પ્રસિદ્ધ થશે. ગંગાએ અંશથી 'કાલિંદી' નામ ધરી સૂર્યની પુત્રી થવું. તુલસીએ પોતાના અરધા અંશથી રાજાને ઘેર અવતરીને 'લક્ષ્મણા' નામ ધરવું વેદોની માતા સાવિત્રીએ નગ્નજિત્ રાજાને ત્યાં અવતરીને 'નાગ્નજિતી' નામ ધરવું. પૃથ્વીએ સત્યભામા થવું. સરસ્વતીએ શૈબ્યા થવું. રોહિણીએ રાજાને ઘેર અવતરીને 'મિત્રવિંદા' નામ ધરવું. સૂર્યની સ્ત્રીએ 'રત્નમાળા' થવું અને સ્વાહાએ 'સુશીલા' થવું. પાર્વતીએ પોતાના અરધા અંશથી જાંબવાન્‌ને ઘેર જઇને તેની પુત્રી 'જાંબવતી' થવું. પ્રથમ રૂકિમણી અને તે પછી આ નવ જણીઓ મારી પટરાણીઓ થશે. પૂર્વે કૈલાસમાં શંકરે પાર્વતીને

આજ્ઞા કરી છે કે "હે સુંદરી! શ્વેતદ્વીપમાં રેહેનારા વિષ્ણુ કે જે આ કૈલાસમાં આવ્યા છે તેમને તમે આલિંગન દેજો. મારી આજ્ઞાને લીધે તમને તેમ કરવામાં દોષ લાગશે નહી."

**બ્રહ્મા પુછે છે—હે જગતના પતિ! પાર્વતીને શ્વેતદ્વીપમાં રેહેનારા વિષ્ણુની સાથે સમાગમ કરવાની આજ્ઞા સદાશિવે શા માટે આપી હતી!**

**શ્રીકૃષ્ણ કહે છે—પૂર્વે ગણેશને જોવા માટે** સર્વે દેવતાઓ કૈલાસમાં ગયા હતા તે સમયે શ્વેતદ્વીપમાંથી વિષ્ણુ પણ ત્યાં ગયા હતા. વિષ્ણુ ગણેશને જોઈ રાજી થઇને સુખદાયી આસનપર બેઠા હતા તે સમયે સર્વે લોકો ત્રૈલોક્યને પણ મોહ ઉપજાવે એવાં વિષ્ણુનાં શરીરને જોવા લાગ્યાં. વિષ્ણુએ કિરીટ, કુંડળ તથા પીળાં વસ્ત્ર ધરયાં હતાં. ચંદન, અગરૂ, કસ્તૂરી તથા કેસરના રસનું લેપન કરયું હતું. મુખારવિંદ મંદમંદ હાસ્ય કરતું હતું. પાર્ષદોથી વીટાઈને રત્નના સિંહાસનપર બેઠા હતા. સર્વે દેવતાઓ તેમને નમતા હતા, અને સદાશિવ તેમની પૂજા તથા સ્તુતિ કરતા હતા. નવી જુવાનીવાળા રત્નના અલંકારોથી શણગારેલા અને શ્યામસુંદર રૂપવાળા વિષ્ણુને જોઇ જેનાં મુખ તથા નેત્ર પ્રસન્ન થયાં એવાં પાર્વતીએ લજાઇને વસ્ત્રનો ઘુંઘટો તાણ્યો. ઘુંઘટામાંથી પણ વિષ્ણુના અત્યંત સુંદર રૂપને નિમેષરહિત નેત્રોથી વારંવાર જોવા લાગ્યાં, અદભુતરૂપ જોઇ આડી આંખથી મંદમંદ હસવા લાગ્યાં, સુખરૂપી સમુદ્રમાં ડુબી ગયાં અને રોમાંચિત થઇ ગયાં. ક્ષણમાત્રમાં વિષ્ણુનેજ પાંચ મુખવાળા, ધોળા વર્ણવાળા, ત્રણ નેત્રવાળા અને ત્રિશુળ તથા પરિઘ ધરીને બેઠેલા દેખવા લાગ્યાં, અને ક્ષણ માત્રમાં શ્યામ સુંદર, એક મુખવાળા, બે નેત્રવાળા, ચાર ભુજાવાળા, પીળાં વસ્ત્ર વાળા, કરોડ કામદેવ જેવા રૂપાળા, અને વનમાળાથી શોભી રહેલા દેખવા લાગ્યાં. કારણ કે વિષ્ણુ અને સદાશિવ એ બન્ને, શરીરથી જુદા છે પણ બ્રહ્મસ્વરૂપે એક છે. એ પ્રમાણે વિષ્ણુને જોઈ માહામાયારૂપ પાર્વતી વિષ્ણુની માયાને લીધે કામાતુર થઇ ગયાં. હે બ્રહ્મા! તમે, વિષ્ણુ અને સદાશિવ મારાજ અંશરૂપ છો તો પણ સત્વગુણના અધિકપણાને તમારા કરતાં તથા સદાશિવ કરતાં વિષ્ણુ શ્રેષ્ટ છે. વિષ્ણુને જોવાથી પ્રેમને લીધે જેના શરીરમાં રૂવાડાં ઉભાં થઇ ગયાં એવાં પાર્વતી પોતાના મનથી તે વિષ્ણુનોજ સત્કાર કરવા લાગ્યાં. સર્વના નિયંતા, અંતર્યામી અને જગતના પતિ સદાશિવે પાર્વતીના મનનો અભિપ્રાય જાણી લઇ પાર્વતીને એકાંતમાં બોલાવીને નીચે પ્રમાણે સત્ય, હિતકારી અને સંપુર્ણ રીતિથી તેમને સમજાવ્યાં.

સદાશિવ કહે છે—હે હિમાલયની પુત્રી ! મારા વચનપર ધ્યાન આપો. હું, બ્રહ્મા તથા વિષ્ણુ એ ત્રણે સનાતન બ્રહ્મરૂપે ભેદરહિત છીએ અને એકજ છીએ. વેદ પણ એ પ્રમાણે કેહે છે. જે ભેદ દેખાય છે તે કેવળ શરીરને લીધેજ છે, એટલા માટે તમે વિષ્ણુને શૃંગારનો આનંદ આપો. જગતમાં માતારૂપ અને સર્વરૂપ તમે પણ પ્રકૃતિરૂપે એકજ છતાં બ્રહ્માના વક્ષઃસ્થળમાં સરસ્વતી રૂપે વિષ્ણુના વક્ષઃસ્થળમાં લક્ષ્મીરૂપે અને મારા વક્ષઃસ્થળમાં દુર્ગા ( પાર્વતી ) રૂપે રહ્યાં છો. આ વાત મેં યથાર્થ કહી છે.

શ્રીકૃષ્ણ બ્રહ્માને કહે છે—આ પ્રમાણે સદાશિવનાં વચન સાંભળી પાર્વતી એ તેમને નીચે પ્રમાણે કહ્યું.

પાર્વતી કેહેછે—હે દીનબંધુ! હે કૃપાના સમુદ્રરૂપ ! તમારી મારા ઉપર આવી અકૃપા કેમ થઈ. તમે કે જે જગતના નાથ છો તેમને મેં લાંબા કાળ સુધી તપ કરીને મેળવ્યા છે. હે નાથ ! હે મહેશ્વર ! મારા જેવી દાસીનો તમારે ત્યાગ કરવો યોગ્ય નથી, માટે આવાં અયોગ્ય વચન કહો માં. હે સદાશિવ ! તમે આજ્ઞા કરી, તો તે વચન મારે પાળવું જોઇએ એટલા માટે હું બીજા દેહમાં જન્મ ધરીને વિષ્ણુની સેવા કરીશ.

શ્રીકૃષ્ણ કહે છે—એટલાં વચન બોલી પાર્વતી બંધ પડતાં અભય દેનારા સદાશિવે ખડખડ હસીને પાર્વતીને અભયદાન દીધું. હે બ્રહ્મા! એ પ્રતિજ્ઞાને પાળવાને વાસ્તે પાર્વતી જાંબવાનને ઘેર અવતરશે અને ત્યાં તેમનું ' જાંબવતી ' એવું નામ કેહેવાશે.

બ્રહ્મા પુછે છે—પૃથ્વીની અંદર ભરતખંડમાં રાજાઓનાં અનેક કુંડળ ઊત્તમ છે તે છતાં તેઓને છોડીને અતિનિંદિત રીંછને ઘેર પાર્વતી શા માટે જન્મ ધરશે ?

શ્રીકૃષ્ણ કહે છે—ત્રેતાયુગમાં રામાવતારના સમયમાં દેવતાઓ પોતપોતાના અંશથી પૃથ્વીમાં અવતરયા હતા તેઓમાં હિમાલયના અંશથી જાંબવાન્ નામનો રીંછ અવતરેલ છે કે જેણે રામનું કિંકરપણું કરયું છે. એ રીંછ રામના વરદાનને લીધે ચિરંજીવી રહેલ છે, લક્ષ્મીવાળો છે અને કરોડ સિંહોના જેવો બળવાન છે. આ પ્રમાણે જાંબવાન હિમાલયનોજ અંશ છે માટે હિમાલયનાં પુત્રી પાર્વતીએ જાંબવાનને ઘેર અવતરવાનો સ્વીકાર કરયો. આ પૂર્વકાળનું વૃત્તાંત મેં તમને કહી સંભળાવ્યું છે. હે બ્રહ્મા! સઘળા દેવતાઓએ પોતપોતાના અંશોથી આ પ્રસંગમાં પૃથ્વીમાં અવતરવું એટલે તેઓ રાજકુમારો થઈને રણમાં

મારા સહાય થશે. લક્ષ્મીના અંશોથી સોળ હજાર રાજકન્યાઓ અવતરશે કે જે ઓ મારી સ્ત્રીઓ થશે. આ ધર્મ અંશરૂપથી પાંડુ રાજાના પુત્ર યુધિષ્ટિર થશે, વાયુના અંશથી ભીમશેન ઉત્પન્ન થશે, નરના અંશને સાથે લઈને ઇંદ્ર અર્જુનરૂપે અવતરશે અને અશ્વિની કુમારોના અંશથી નકુળ તથા સહદેવ અવતરશે. સૂર્યના અંશથી કરણ, યમના અંશથી વિદુર, કલિયુગના અંશથી દુર્યોધન, સમુદ્રના અંશથી શંતનુરાજા, શંકરના અંશથી અશ્વત્થામા, અગ્નિના અંશથી દ્રોણાચાર્ય, એ અગ્નિના બીજા અંશથી મહાબળવાન્ ધૃષ્ટદ્યુમ્ન, ચંદ્રના અંશથી અભિમન્યુ, વસુના અંશથી ભીષ્મ, કશ્યપના અંશથી સુદેવ, અદિતિના અંશથી દેવકી, વસુના બીજા અંશથી નંદગોપ અને વસુની સ્ત્રીના અંશથી યશોદા ઉત્પન્ન થશે યજ્ઞના કુંડમાંથી લક્ષ્મીના બીજા અંશરૂપે દ્રૌપદી અવતરશે અને દેવકીના ગર્ભમાંથી શતરૂપાના અંશરૂપે સુભદ્રા અવતરશે. દેવતાઓએ ભાર ઉતારવા સારૂં અંશોથી પૃથ્વીમાં અવતરવું અને દેવતાઓની સ્ત્રીઓએ પણ રાજાઓના ઘરમાં કન્યાઓ થઇને અવતરવું.

**નારાયણ કહે છે**—શ્રીકૃષ્ણ ભગવાન એટલાં વચન બોલીને બંધ રહ્યા. એ પ્રમાણે સઘળો ખુલાસો થતાં બ્રહ્મા ત્યાંજ બેઠા હતા, શ્રીકૃષ્ણની ડાબી કોર સરસ્વતી બેઠાં હતાં, જમણી કોર લક્ષ્મી બેઠાં હતા, સામા ભાગમાં દેવતાઓ તથા પાર્વતી બેઠાં હતાં અને ગોપીઓ તથા ગોવાળીઆઓ આસપાસ બેઠા હતા. આ આ સમયમાં શ્રીકૃષ્ણના વક્ષઃસ્થળમાં બીરાજેલાં રાધિકાજીએ શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે કહ્યું.

**રાધિકાજી કેહે છે**—હે નાથ ! આ કિંકરીનાં વચન સાંભળો. હે પ્રભુ ! મારા પ્રાણ નિરંતર બળ્યા કરે છે અને મન ભ્રમિત થયા કરે છે. હે નાથ ! તમારૂં દર્શન કરતાં મારી આંખને નિમેષ આવે છે તે પણ મને ગમતા નથી ત્યારે તમારા વિના પૃથ્વીમાં હું શી રીતે જઈ શકું. હે પ્રાણનાથ ! ગોકુળમાં મને પાછો તમારી સાથે મિલાપ કેટલે કાળે થશે તે સાચું કહો. તમારા વિના મને એક નિમેષ પણ સો યુગ જેવડો લાગશે. હું કોને જોઈશ, કયાં જઇશ અને કોણ મારૂં પાલન કરશે ? હે પ્રાણપતિ ! હું તમારો વિયોગ પામી કોઈને પણ મા, બાપ, બંધુ, ભાઈ, બેન કે પુત્ર કરવા ઇચ્છતી નથી. હે માયાના સ્વામી ! મને સુખ આપીને હવે પૃથ્વીમાં માયાથી ઢંકાએલી તથા સ્વરૂપના વિસ્મરણવાળી કરવા ઇચ્છો છો તો મને સત્ય વચન આપો કે જેથી "ક્ષણે ક્ષણે મારો મન રૂપી ભ્રમર રસ ભરેલા આપના ચરણારવિંદમાં ફરયાં કરે, જ્યાં જ્યાં જે જે યોનિમાં મારો

જન્મ થાય ત્યાં ત્યાં તમારા સ્મરણ તથા દાસીપણારૂપ મને વાંછિત ફળ મળે તથા તમારા કૃષ્ણપણાને, મારા રાધિકાપણાને અને આપણા પ્રેમ ભરેલા સૌભાગ્યને હું ભુલી જાઉં નહી." વળી પણ મને ઉત્તમ વરદાન આપો કે "જેમ દેહની સાથે પ્રાણ રેહે છે અને છાયાની સાથે શરીર રેહે છે તેમ આપણો જન્મ સાથેજ રહે.. હે પ્રભુ! આપ કેહેતા હતા કે 'મારૂં શરીર તારાં પ્રાણથીજ બનેલું છે' તે છતાં આ પ્રમાણે મારા ઉપરથી દયા કેમ ઉતારી નાખો છો. આ તો જેમ મુરલીનાં નોખનોખા સ્વરોને પોતાના મનથીજ ઊત્પન્ન કરો છો તેમ વચનોને પણ સમયને અનુસરતા પોતાના મનથીજ કલ્પી કાહાડો છો એમ લાગે છે. પોતાનું વચન પાળવા ઉપર તમારી નિષ્ટા દેખાતી નથી. સ્ત્રીઓ પણ ઘણી છે. અને પુરૂષો પણ ઘણા છે પણ કોઇ પુરૂષની પાસે કાંતિથી તથા શક્તિથી મારા જેવી સ્ત્રી નથી. રખેને તમે મને તમારા દેહના અરધા ભાગમાંથી બનાવી હોય કે જેથી તમે અરધાને દુર કરીને અરધા રેહેવા માગોછો અને એ કારણથી આપણે જુદા પડવાનું થાય છે. આ પ્રમાણે થાય છે તેથી મારા મનને તમારી ઊપર વિશ્વાસ આવતો નથી. તમારો વિયોગ થવાનું સાંભળ્યું ત્યારથીજ મારા પ્રાણ બળ્યા કરે છે.

નારાયણ કહે છે—હે નારદજી! રાધિકાજી એટલાં વચન બોલીને તે દેવતાઓની સભામાંજ શ્રીકૃષ્ણના ચરણારવિંદ પકડીને ઉંચા સાદથી વારંવાર રોવા લાગ્યાં. તે સમયે શ્રીકૃષ્ણે તેમને છાતીમાં દાબી વસ્ત્રથી તેમનું મોહોડું લુઈને તેમને નિચે પ્રમાણે સત્ય અને હિતકારી વચન કહ્યાં.

શ્રીકૃષ્ણ કહે છે—હે દેવી જેથી સઘળો શોક કપાઈ જાય અને જે યોગીઓને પણ દુર્લભ છે એવી અધ્યાત્મ વિદ્યા તમને કહું છું તે સાંભળો. હે સુંદરી જુવો કે સઘળું બ્રહ્માંડ અંધારમાં અને આધેયમાંજ રહ્યું છે અને આધારવિના આધેયનો સંભવજ નથી. ફળને ફુલનો આધાર છે, ફુલને પાંદડાનો આધાર છે, પાંદડાને થડનો આધાર છે, થડને ઝાડનો આધાર છે, ઝાડને જીવ શક્તિવાળા અંકુરનો આધાર છે, અંકુરને બીજનો આધાર છે, બીજને પૃથ્વીનો આધાર છે. પૃથ્વીને શેષનો આધાર છે, શેષને કચ્છપનો આધારછે, કચ્છપને વાયુનો આધારછે, વાયુને મારો આધારછે અને મને તમારો આધારછે. આ પ્રમાણેહું સર્વદાતમારામાંજ રહુંછું, અને તમે શકિતઓનાં સમુહરૂપ મુળપ્રકૃતિછો અને ઇશ્વરી છો. શરીર કે જે ત્રણે ગુણોના આધારરૂપ છે તે તમારૂંજ સ્વરૂપ છે, એ શરીરમાં જે આત્મા છે તે હું છું. હું ક્રિયારહિત છતાં પણ તમને લઇને ક્રિયાવાળો થાઊંછું. પુરૂષમાંથી

વિર્ય થાય છે અને વિર્યમાંથી સંતતિ થાય છે તો વીર્યના અને સંતતીના આધારરૂપ જે સ્ત્રી છે તે પ્રકૃતિના અંશરૂપ છે. દેહ વિના આત્મા કયાં છે અને આત્માવિના દેહ કયાં છે. પુરૂષ અને પ્રકૃતિ બંને મુખ્ય છે. કારણ કે એ બન્નેના સંયોગરૂપ કારણવિના સંસાર થતો નથી. હે રાધાજી! આપણે કે જેઓ સંસારના બીજરૂપ છીએ. તેઓની કદી પણ જુદાઇ થતી નથી. જ્યાં આત્મા હોય છે ત્યાંજ દેહ હોય છે માટે ભેદ નથી. ઝાઝું શું કહું. જેમ દુધમાં ધોળાપણું રહ્યું છે, અગ્નિમાં દાહશક્તિ રહી છે, પૃથ્વીમાં ગંધ રહ્યો છે, અને જળમાં રસ રહ્યો છે તેમ તમે મારામાં રહ્યાં છો. એટલે જેમ દુધ અને ધોળાપણું એકજ છે, અગ્નિ અને દાહશકિત એકજ છે, પૃથ્વી અને ગંધ એકજ છે અને જળ તથા રસ એકજ છે પણ તેઓમાં ભેદ નથી તેમ આપણે પણ એકજ છીએ. કદી પણ આપણી જુદાઈ નથી. મારા વિના તમે નિરજીવ થઈ જાઓ. અને તમારા વિનાં હું અદૃશ્ય થઈ જાઊં. હે સુંદરી! તમારા વિનાં એકલો હૂં સંસારને ઉત્પન્ન કરવા સમર્થ નથી. કુંભારથી માટી વિના ઘડો બનાવી શકાય નહી અને સોનીથી સોના વિના અલંકાર ઘડી શકાય નહી. હું આત્મારૂપ છું અને તમે પોતે સર્વ શકિતઓવાળાં, નિત્ય અને સર્વના આધારરૂપ પ્રકૃતિ છો. લક્ષ્મી, વાણી, પાર્વતી, બ્રહ્મા, સદાશિવ અને ધર્મ એઓ મને પ્રાણસમાન પ્યારાં છે પણ તમે તો મને પ્રાણ કરતાં પણ અધિક પ્યારાં છો. હે રાધિકાજી! આ દેવતાઓ અને દેવીઓ કે જેઓ પાસે ઉભાં છે તેઓ કરતાં તમે જો અધિક ન હો તો મારાં વક્ષઃસ્થળમાં કેમ રહો. હે રાધા! તમે શોચ છોડી દીયો અને મનમાં ઠસી રહેલી ભ્રાંતિ પણ છોડી દીયો. સઘળી શંકાઓ છોડી દઈને તમે નિર્ભય રીતે વૃષભાનુને ઘેર જાઓ. હે સુંદરી! તમે નવ મહિના સુધી માયાથી કલાવતીના ઊદરને વાયુથી પુરી રાખી ગર્ભમાં રેહેવાનું દેખાડી દશમો મહીનો પ્રાપ્ત થતાં આ પોતાના રૂપને છોડી દઈ બાળકનું રૂપ કરી પૃથ્વીમાં પ્રકટ થજો. કળાવતીના ઊદરમાંથી વાયુ નીકળવાના સમયમાં તેની પાસે નગ્નરૂપે ધરતીપર પડીને રૂદન કરજો. હે સતી! તમે આ પ્રમાણે ગોકુળમાં અયોનિજ (ગર્ભથી નહી જન્મેલ) થશો અને હું પણ એવીજ રીતે જન્મીશ. આપણને ગર્ભમાં રેહવુંજ નથી. હું પણ ધરતીનો સ્પર્શ કરીશ કે તુરતજ મારો પિતા મને ગોકુળમાં પોંહચાડશે. એ હું કંસની બીકનું બાહાનું કરીને તમારે વાસ્તેજ ગોકુળમાં આવીશ એટલે યશોદાના ઘરમાં તમે મને આનંદ ભરેલી રીતે નિત્ય દેખશો અને મારૂં આલિંગન પામશો. હે રાધિકાજી! મારા વરદાનથી તમને સમયસર સ્મરણ પ્રાપ્ત થશે

અને હું નંદનો પુત્ર થઈને નિત્ય વૃંદાવનમાં સ્વચ્છંદ વિહાર કરીશ. તમે એક વીસ સો કરોડ ગોપી સાથ અને સુશીલા આદિ તેંત્રીસ ગોપીઓની સાથ ગોકુળમાં જજો. ગોકુળમાં અનેક ગોપીઓને સ્થિર કરી તથા થોડાં મધુર બોધવચનોથી તેઓની આશ્વાસના કરીને અને પરમમિત્ર થએલા ગોવાળીઆઓને ગોકુળમાં રાખીને હું પાછળથી વસુદેવને રેહેવાની મથુરાપુરીમાં જઈશ. હું ગોકુળમાં રહીશ ત્યાં સુધી મને અત્યંત પ્યારી ગોપીઓ મારી સાથ ક્રીડા કરશે. ગોલોકમાં અનેક ગોવાળીઆઓ પણ ગોકુળમાં ગોવાળીઆઓને ઘેર જન્મ ધરશે.

નારાયણ કહે છે—એટલું બોલીને શ્રીકૃષ્ણ બંધ રહ્યા અને દેવીએ ગોવાળીઆઓ, ગોપીઓ, બ્રહ્મા, સદાશિવ, શેષ તથા ધર્મ એઓ શ્રીકૃષ્ણની પાસે, સ્તુતિ કરીને તેમને પ્રણામ કરવા લાગ્યાં તથા પરમ પ્રીતિથી સ્તુતિ કરવા લાગ્યાં. વિરહના સંતાપથી ભય પામતાં અને પ્રેમથી વિહ્વળ થએલાં પાર્વતી, લક્ષ્મી, સરસ્વતી, ગોવાળીઆઓ અને ગોપીઓ એઓએ ભક્તિપૂર્વક કરેલી સ્તુતિથી રાધાજીને પ્રાણ કરતાં પણ પ્યારા અને ભક્તોના મનોરથોને પૂર્ણ કરનાર શ્રીકૃષ્ણ પ્રસન્ન થયા. પછી વિરહના ભવિષ્ય સંતાપથી પીડાએલાં, આંસુઓથી ઘેરાએલાં, અત્યંત દીન થએલાં અને ભયથી વ્યાકુલ થએલાં રાધિકાજીને શ્રીકૃષ્ણ નીચે પ્રમાણે સમજણનાં વચન કહ્યાં.

શ્રી કૃષ્ણ કેહે છે—હે પ્રાણકરતાં પણ વધારે પ્યારાં દેવી ! સ્થિર થાઓ. ભય છોડી દીયો. જેવો હું છું તેવાંજ તમે છો. હું છતાં તમને શી ચિંતા છે. પણ એક ખેદની વાત છે તે તમારી પાસે કેહેવી પડે છે. હે સુંદરી ! એ વાત એ છે કે તમને શ્રીદામાનો શાપ થયો છે તેથી તે પ્રારબ્ધનો ભોગ લેવા સારૂ પુરાં સો વર્ષ સુધી તમને મારી સાથે અવશ્ય વિયોગ થશે. કારણ કે મારે ગોકુલમાંથી મથુરાંમાં જવું પડશે. હું ગોકુલમાંથી જઇને પૃથ્વીનો ભાર ઊતારવા સારૂ કંસ આદિને મારીશ, માબાપને બંધનમાંથી છોડાવાશ, માળી દરજી અને કુબ્જાને સંસારમાંથી મુક્ત કરીશ, કાળયવનને મરાવીને મુચુકુંદને મુકિત આપીશ, દ્વારકા નગરી વસાવીશ, યુધિષ્ઠિરના રાજસૂયમાં જઈશ, સોળ હજાર એકસો ને દશ રાજકન્યાઓને પરણીશ, શત્રુઓનું દમન કરીશ, મિત્રોનો ઉપકાર કરીશ, કાશીપુરીને બાળીશ, મહાદેવને બગાસાં ખવરાવીશ, બાણાસુરના હાથ કાપીશ, પારિજાતનું હરણ કરીશ, બીજાં પણ અનેક કામ કરીશ, તીર્થયાત્રામાં જઈશ, મુનિઓનાં દર્શન કરીશ, બંધુઓની સાથે સંભાષણ કરીશ અને પિતાના યજ્ઞનું સંપાદન

કરીશ. તીર્થયાત્રાની પ્રસંગમાં હું તમને તથા ગોપીઓને ફરીવાર દર્શન આપીશ અને તમને યથાર્થ બ્રહ્મજ્ઞાન આપીશ. એટલાં કામ થયા પછી તમારો અને મારો ક્ષણમાત્ર પણ વિયોગ નહી રેહેશે અને હું તમારી સાથેજ પાછો વ્રજમાં આવીશ. હે પ્યારી ! સો વર્ષ સુધીના વિયોગના સમયમાં પણ તમને નિત્ય સ્વપ્નમાં મારો સમાગમ થશે. ગોકુળમાંથી નીકળ્યાને સો વર્ષ થયા પછી હું મારા નારાયણરૂપ અંશને દ્વારકામાં મોકલીશ અને હું પોતે વ્રજમાં તમારી પાસેજ રહીશ ત્યાં વૃંદાવનમાં નિત્ય તમારી સાથે રાસક્રીડા કરીશ. અને વ્રજમાં સારી રીતે માતા પિતાના શોકને મટાડીશ. ભાર ઉતારવા સારૂજ પૃથ્વીમાં અવતરવુ છે માટે ભાર ઉતરી રહ્યા પછી તમને ગોવાળીઆઓને તથા ગોપીઓને સાથે લઈને મારૂં ગોલોકમાં આવવું થશે, મારા અંશરૂપ નારાયણ લક્ષ્મીની તથા સરસ્વતીની સાથે શ્વેતદ્વીપમાં જશે. વિષ્ણુ વૈકુંઠ લોકમા જશે અને દેવતાઓના તથા દેવીઓના અંશો પાછા પોતપોતાને ઠેકાણે જશે. હું પાછો તમારી સાથે આ ગોલોકમાંજ રહીશ. હે રાધા! આ પ્રમાણે જે કાંઇ સારૂં નરસું ભવીષ્ય છે તે સઘળું મેં તમારી પાસે કહ્યું. ભવિષ્યનું નિવારણ કરવાને કોઈ પણ સમર્થ નથી.

**નારાયણ કહેછે**—આ પ્રમાણે કહી રાધાજીને છાતીમાં લઇને શ્રીકૃષ્ણ ઉભા થયા અને દેવતાઓ તથા દેવીઓ પણ વીસ્મય પામીને ઉભાં થયાં. તે સમયે શ્રીકૃષ્ણે દેવતાઓને તથા દેવીઓને નીચે પ્રમાણે સમયને અનુસરતું વચન કહ્યું

**શ્રીકૃષ્ણ કહે છે**—હે દેવતાઓ! કામ સિદ્ધ કરવાને વાસ્તે તમો પોતપોતાનાં સ્થાનકોમાં જાઓ. હે પાર્વતી ! તમે તમારા પતિની સાથે અને પુત્રોની સાથે કૈલાસમાં જાઓ. મેં જે ગોઠવણ કરી છે તે સઘળી સમયસર થઇ રેહેશે. એક ગણપતિ વિના બીજા સઘળા નાહાના મોહોટા દેવતાઓનો અંશરૂપે પૃથ્વીમાં જન્મ થશે.

**નારાયણ કહે છે**—હે નારદજી! શ્રીકૃષ્ણનાં વચન સાંભળી દેવતાઓ ભકિતથી લક્ષ્મીને, સરસ્વતીને તથા શ્રીકૃષ્ણને પ્રણામ કરી પોતપોતાને ઠેકાણે ગયા અને ત્યાં જઇ શ્રીકૃષ્ણના કહ્યા પ્રમાણે સઘળાં કામ કરવા સારૂ તુરત પૃથ્વીમાં ગયા કે જે ભરતખંડરૂપ પૃથ્વી દેવતાઓને પણ દુર્લભ છે. શ્રીકૃષ્ણે રાધિકાજીને ફરીવાર કહ્યું કે "મેં પ્રથમ ઠરાવ્યા પ્રમાણે ગોપીઓની તથા ગોવાળીઆઓની સાથે તમે ગોકુળમાં જાઓ અને ત્યાં તમે પોતે વૃષભાનુને ઘેર જજો. હે પ્યારી ! હું પ્રથમ વસુદેવના નિવાસરૂપ મથુરામાં જઇશ અને ત્યાંથી કંસની બીકનું બાહાનું કરીને

તમારી પાસે ગોકુળમાં આવીશ." એ પ્રમાણે શ્રી કૃષ્ણનાં વચન સાંભળી રાતા કમળ સરખાં નેત્રવાળાં રાધાજી વિયોગના ભયથી વિહ્‌વળ થઈ પ્રેમથી શ્રીકૃષ્ણની પાસે બહુજ રોઇ પડયાં. પછી જરાવાર થોભીથોભીને આગળ જવા લાગ્યાં અને વળી પાછાં આવી આવીને વારંવાર શ્રીકૃષ્ણના મુખને જોવા લાગ્યાં. શ્રીકૃષ્ણના શરદૃઋતુની પુનમના ચંદ્ર સરખા અમૃત ભરેલા મુખનુ નિમેષ રહિત નેત્રરૂપ ચકોર વતે પાન કરી સાતવાર પ્રદક્ષિણા કરી તથા સાતવાર પ્રણામ કરીને રાધાજી વળી શ્રીકૃષ્ણની સામે ઊભાં રહ્યાં. કરોડો ગોપીઓ અને ગોવાળીઆઓ પણ ત્યાં આવ્યાં. હે નારદજી! ગોપીઓના તથા ગોવાળીઆઓના સમૂહ સહિત રાધાજી શ્રીકૃષ્ણને ફરીવાર પ્રદક્ષિણા કરી, ફરીવાર ઉભાં રહી, તેંત્રીશ સખીઓની સાથે તથા ગોવાળીઆઓની સાથે પ્રણામ કરીને શ્રીકૃષ્ણની આજ્ઞા પ્રમાણે પૃથ્વીમાં નંદરાયના ગોકુળમાં ગયાં. ત્યાંરાધાજી વૃષભાનુને ઘેર ગયાંઅને બીજી ગોપીઓ તથા ગોવાળીઆઓ બીજા ગોવાળીઆઓને ઘેર ગયાં. ગોપીઓની તથા ગોવાળીઆઓ-ની સાથે રાધીકાજી પૃથ્વીમાં ગયા પછી શ્રીકૃષ્ણ પણ પૃથ્વીમાં જવાને ઉત્કંઠીત થયા. જગતના નાથ શ્રીકૃષ્ણ એ પ્રમાણે ગોવાળીઆઓને તથા ગોપીઓને કામ કરવા સારૂ ગોકુળમાં મોકલીને મન સરખા વેગથી મથુરામાં પધાર્યા. દેવકીને અને વસુદેવને જે જે સંતાન થતાં ગયાં તે તે સંતાનને કંસ તુરત મારતો ગયો અને એ રીતે કંસે તેઓના છ પુત્રોને મારયા. દેવકીનો સાતમો ગર્ભ કે જે શેષનાગના અંશ રૂપ હતો તેને માયાદેવી શ્રીકૃષ્ણની આજ્ઞા પ્રમાણે ખેંચીલઇ ગોકુળમાં રોહિણીના ગર્ભમાં નાખી પોતે પણ ત્યાં અવતરયા.

**शेषांशं सप्तमं गर्भं माययाकृष्यगोकुले॥**
**निधाय रोहिणी गर्भेजगामचाज्ञयाहरेः ॥ २७५ ॥**

ઈતીશ્રી મહાપુરાણ બ્રહ્મવૈવર્ત્તમાના શ્રીકૃષ્ણજન્મખંડમાં નારાયણ તથા નારદજીના સંવાદમાં છઠો અધ્યાય સંપુર્ણ.

---

## ॥ नारदउवाच ॥

**तस्यातिरेकंकृष्णस्यमहत्पुण्यकरंपरम् ॥**
**वदजन्ममहाभागजन्ममृत्युजरापहम् ॥**

નારદજી પુછે છે—હે પૂજ્ય! એ શ્રી કૃષ્ણના સર્વેથી અધિક અને મોટા

પુણ્યને આપનારા જન્મની કથા કહો કે જેથી જન્મ, મરણ અને જરા ટળી જાય. વસુદેવ કોના પુત્ર હતા? દેવકી કોની પુત્રી હતાં? વસુદેવ કોણ હતા તથા દેવકી કોણ હતાં? એ કહો અને એ બન્નેનો વિવાહ થયાની કથા પણ કહો. દુષ્ટ કંસે તેઓના છ પુત્રોને કેમ મારયા અને શ્રીકૃષ્ણનો જન્મ કયે દિવસે થયો એ હું યથાર્થ રીતે સાંભળવા ઈચ્છું છું.

**નારાયણ કેહેછે**—વસુદેવ કશ્યપનો અવતાર હતા અને દેવકી અદિતિનો અવતાર હતાં. એઓને પૂર્વ જન્મનાં પુણ્યોના પ્રભાવથીજ શ્રીકૃષ્ણરૂપ પુત્રની પ્રાપ્તિ થઇ હતી. દેવમીઢ નામના યાદવની મારિષા નામની સ્ત્રીમાં મહાત્મા વસુદેવનો જન્મ થયો હતો. વસુદેવનો જન્મ થયો તે સમયમાં દેવતાઓએ બહુજ રાજી થઇને આનક તથા દુંદુભિ નામનાં વાજાં વગડાવ્યાં હતાં તેથી પૂર્વના સત્પુરૂષો વસુદેવને આનકદુંદુભિ કહે છે કે જેને ઘેર શ્રીકૃષ્ણનો જન્મ થયો હતો. યદુરાજાના વંશમાં આહુક રાજાને પુત્રા મહાજ્ઞાની દેવકરાજા હતો. દેવકી એ દેવક રાજાની પુત્રી હતાં. યદુકુળના આચાર્ય ગર્ગમુનિએ શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે દેવકીનો વસુદેવની સાથે સંબંધ કરાવ્યો. એ વિવાહના શુભ અવસરમાં વસુદેવે ભારે સામગ્રીઓ સજ્જ કરી. દેવકરાજાએ વસુદેવને કન્યા-દાન આપ્યું. હે નારદજી! વિવાહમાં દેવકરાજાએ હજારો ઘોડા, સૈકડો હાથી-ઓ, શણગારેલી તથા રૂપાળી સૈકડો દાસીઓ, અનેક પદાર્થો, વિવિધ પ્રકારનાં રત્નો, ઉત્તમ મણિઓ, હીરાઓ અને સુવર્ણનાં પાત્રો વસુદેવને આપ્યાં. ઉત્તમ રત્નોથી શણગારેલાં, સો ચંદ્ર સરખી કાંતિવાળાં, ત્રૈલોકયને મોહ ઉપજાવનારાં, ભાગ્યશાળી, માન દેવા યોગ્ય, સર્વ સ્ત્રીઓમાં ઉત્તમ, રૂપાળાં, ગુણવાળાં, ઉત્તમ મંદહાસ્યવાળાં, વાંકા કટાક્ષથી જોયા કરતાં, ખીલતી જુવાનીવાળાં અને નવીન સમાગમમાં યોગ્ય થએલાં એ દેવકીનું પાણિગ્રહણ કરી તેમને રથમાં બેસાડી વસુદેવ પોતાને ઘેર જવા ચાલ્યા. તે સમયમાં પોતાની બેનના વિવાહ સંબન્ધી કામમાં આનંદથી તત્પર થએલો દેવકીનો ભાઇ કંસ દેવકીના રથની પાસે ચાલતો હતો. એ સમયમાં કંસને સંબોધન આપીને આકાશવાણીએ કહ્યું કે 'હે રાજાઓના અધિપતિ કંસ! તું હમણાં રાજી થયો છે પણ આ દેવકીનો આઠમો ગર્ભ તને મારશે એ અવશ્ય છે.' એ વાણી સાંભળી પાપી અને મહાબળવાન કંસ બીકથી તથા ક્રોધથી હાથમાં ખડ્ગ લઈને દેવકીને મારી નાખવા તૈયાર થયો. અને મારવા તૈયાર થએલો જોઇ નીતિને જાણનાર, અને નીતિ શાસ્ત્રોમાં નિપુણતા ધરાવનારા પંડિત વાસુદેવે તેને નીચે પ્રમાણે બોધવચન કહ્યાં.

વસુદેવ કેહે છે—હે કંસ! કીર્ત્તિ આપનાર, દોષોનો ટાળનાર અને આ સમયમાં ઘટે તેવું મારૂં શાસ્ત્રસિદ્ધ વચન સાંભળ્ય. તને રાજનીતિનું જ્ઞાન નથી. હે રાજા! આનો આઠમો ગર્ભજ તને મારે એમ છે ત્યારે તું આને મારી નાખીને વૃથા અપકીર્ત્તિ શા માટે લે છે. હિંસા કરનારા ક્ષુદ્ર જંતુઓનો વધ કરવામાં આવ્યો હોય તો મરણ સમયે એક તોલા ભાર ત્રાંબાના શિક્કાનું દાન કરવાથી તે પાપમાંથી મુક્ત થવાય છે. હિંસા નહી કરનારા ક્ષુદ્ર જંતુઓનો વધ કરવામાં આવ્યો હોય તો મરણ સમયે ઉપરના કરતાં સોગણું પ્રાયશ્ચિત કરવું જોઇએ એમ બ્રહ્માએ કહ્યું છે. મોટા જંતુઓ તથા પશુ આદિનો વધ કરવામા આવે તો ક્ષુદ્ર જંતુઓના વધના પ્રાયશ્ચિત્ત કરતાં હજારગણું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ એમ મનુએ કહ્યું છે. મ્લેચ્છ જાતિના મનુષ્યનો વધ કરવામાં આવે તો પશુના વધના પ્રાયશ્ચિત્ત કરતાં સોગણું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. સો મ્લેચ્છને મારવાથી જેટલું પાપ લાગે છે તે કરતાં એક સારા શુદ્રને મારવાથી સોગણું પાપ લાગે છે. સો સારા શુદ્રોને મારવાથી જેટલું પાપ લાગે તેટલું પાપ એક ગાયને મારવાથી લાગે છે. બ્રાહ્મણને મારવાથી દશ ગાયને મારવાનું પાપ લાગેછે અને સ્ત્રીને મારવાથી પણ તેટલુંજ પાપ લાગે છે. વિશેષે કરી આ દેવકી તારી બેન છે, પોષણ કરવા યોગ્ય છે અને શરણાગત છે માટે આને મારવાથી તો તને સો સ્ત્રીહત્યાઓ કરવાનું પાપ લાગશે. સમજુ માણસો પરલોકના સુખને વાસ્તેજ જપ, તપ, દાન, દેવપૂજન, તીર્થયાત્રા, બ્રાહ્મણભોજન અને હોમ આદિ પુણ્યો કરે છે. સત્પુરૂષો આ જગતને સર્વદા પાણીના પરપોટા જેવું અને સ્વપ્નમાં દેખાતા પદાર્થો જેવું જાણે છે અને તે જાણીને યત્ન પૂર્વક ધર્મ કર્યા કરે છે. હે પોતાના કુળને ઉજાળનારા ધર્માત્મા કંસ! ગામમાં પંડિતો ઘણા છે તેઓની સભા કરીને તું પુછી જોકે આ કામ કરવાથી કેવો પરિણામ થશે. હે મોટા રાજા! આ દેવકીને આઠમા ગર્ભમાં જે સંતાન થશે તે હું તને આપી દઇશ. તને મારી નાખે એવું સંતાન રાખવાનું મારે કશું પ્રયોજન નથી. અથવા હે વિચક્ષણોમાં ઉત્તમ! આ દેવકીને જે જે સંતાન થશે તે સઘળાં તને આપી દઇશ. મને તારા કરતાં વધારે વાહાલું કોણ છે. કોઇ નથી. આ તારી નાહાની બેન કે જે તને વાહાલી છે, તારી દીકરી જેવી છે અને જેને તેંજ મીઠાં મીઠાં અન્નપાન આપીને ઉછેરી છે તેને મારવી છોડી દે.

નારાયણ કહે છે—હે નારદજી! એ પ્રમાણે વસુદેવનાં વચન સાંભળી કંસે મારવાનો આગ્રહ છોડી દેતાં વસુદેવ દેવકીને લઇને પોતાને ઘેર ગયા. પછી અનુક્રમે

જે જે પુત્રો ઉત્પન્ન થતા ગયા તે તે પુત્રોને પોતાનું સત્ય પાળવા સારૂ વસુદેવ કંસને આપતા ગયા અને કંસ મારતો ગયો, એવી રીતે કંસે દેવકીના છ પુત્રોને મારી નાખ્યા. દેવકીને સાતમો ગર્ભ રેહેતાં કંસે બીકને લીધે તેની ઘણી તજવીજ રાખી પણ માયાએ તે ગર્ભને દેવકીના ઊદરમાંથી ખેંચીને વસુદેવની બીજી સ્ત્રી રોહિણીનાં ઊદરમાં નાખી દીધો. ચોકીવાળાઓએ કંસને નિવેદન કરયું કે દેવકીનો ગર્ભ સ્રવી ગયો. રોહિણીને જે ગર્ભ રહ્યો તેમાંથી શેષનાગ (બળભદ્ર) નો જન્મ થયો. તે પછી આઠમીવાર ગર્ભનો સંભવ થતાં દેવકીનું ઉદર વાયુથી પૂર્ણ થઈ ગયું અને નવમો મહીનો ગયા પછી દશમે મહિને શ્રીકૃષ્ણ ભગવાને તે ઉદર ઉપર દૃષ્ટિ કરી. પોતે રૂપાળાં સર્વ સ્ત્રીઓમાં ઊત્તમ દેવકી શ્રીકૃષ્ણની દૃષ્ટિ પડવાને લીધે તુરત ચોગણાં રૂપાળાં દેખાવા લાગ્યાં. દેવકીને તેજથી પ્રકાશતાં અને જેનાં મુખ તથા નેત્ર પ્રફુલ્લિત થયાં એવાં જોઇ 'આ મારા મૃત્યુનું બીજ છે' એમ કહી કંસે પ્રયત્ન પૂર્વક તેની ચોકીની ગોઠવણ કરી અને દેવકીને તથા વસુદેવને એક બીજા પછી ગોઠવાએલા સાત દરવાજાવાળાં ઘરમાં રાખ્યાં. હે નારદજી ! દશમો મહીનો પુર્ણ થતાં દેવકીનો ગર્ભ પુર્ણ થયો અને તેમ થતાં દેવકી જડપણાથી હાલીચાલી પણ ન શકે એવાં થઈ ગયાં. ગર્ભ વાયુથી પુર્ણ થતાં નિરંજન શ્રીકૃષ્ણ ભગવાને દેવકીના હૃદયકમળમાં આવીને સ્થિતિ કરી. જેમાં સઘળાં બ્રહ્માંડો રહ્યાં છે એવા શ્રીકૃષ્ણ હૃદયમાં પધારતાં દેવકી સજડ થઇ ગયાં અને કષ્ટાવા લાગ્યાં. જરાવારમાં બેસવા લાગ્યાં, જરા વારમાં ઉઠીને ઉભાં રેહેવા લાગ્યાં. જરાવારમાં એક પગે ચાલવા લાગ્યાં અને જરાવારમાં સુઇ રેહેવા લાગ્યાં. દેવકીની એ સ્થિતિ જોઈ પ્રસવનો સમય થયો જાણી મોટા મનવાળા વસુદેવે તુરત ભગવાનનું સ્મરણ કરવા માંડયું. રત્નના દીવાવાળા સુંદર ઘરમાં ખડ્ગ, લોઢું, અગ્નિ અને જળ તૈયાર રાખ્યાં. અને ત્રાસને લીધે મંત્ર જાણનારા શાસ્ત્રીને તથા બંધુઓને પણ પ્રયત્નપુર્વક આસપાસમાં રાખ્યાં. એ રાત્રિના બે પોહોર જતાં આકાશ વાદળાંઓથી ઘેરાઈ ગયું, વીજળીઓ ચમકવા લાગી, શીતળ વાયુ વાવા લાગ્યા અને તેથી ચોકીવાળાઓને એવી ઉંઘ આવી કે તેઓ ચેષ્ટારહિત થઇને શબની પેઠે શયનમાં સુઈ રહ્યા. આ સમયમાં મોટા દેવતા બ્રહ્મા, સદાશિવ અને ધર્મ એઓએ આવીને ગર્ભમાં રહેલા ભગવાનની નીચે પ્રમાણે સ્તુતિ કરી

**દેવતાઓ સ્તુતિ કરે છે**—તમે જગતને ઉત્પન્ન કરનાર છો, અનાદિ છો, અનંત છો, અવિનાશી છો, જ્યોતિઃસ્વરૂપ છો, નિર્દોષ છો, સગુણ છો, નિર્ગુણ છો, મોટા છો, ભકતોના મનોરથ પુરવા સારૂ સાકાર છો, વાસ્તવિક રીતે નિરા

કાર છો, નિરકુંશ છો, કલ્પનારહિત છો, નિરાધાર છો, શંકારહિત છો, ઉપ-દ્રવ રહિત છો, ઉપાધિરહિત છો, નિર્લેપ છો, ક્રિયારહિત છો, મૃત્યુના મૃત્યુ રૂપ છો, આત્મારામ છો પુર્ણકામ છો, કાળરૂપ છો, નિત્ય છો, પોતાની ઇચ્છાથી રૂપ ધરનાર છો. સર્વના કારણરૂપ છો, સર્વરૂપ છો, સઘળા ગુણોના આશ્રય રૂપ છો, ભક્તોને સુખ દેનારા છો, દુષ્ટોને દુઃખ દેનારા છો, પામવાને અશક્ય છો, દુર્જનોનો નાશ કરનારા છો, સૌભાગ્યવાન્ છો, દુર્જનોને ક્રૂર લાગનાર છો, મોડા વકતા છો, માંડ પ્રસન્ન કરી શકાઓ એવા છો, અપાર મહિમાવાળા છો, વેદોના કારણરૂપ છો, વેદરૂપ છો, વેદરૂપ અંગોવાળા છો, વેદોને જાણનારા છે અને વ્યાપક છો.'

**નારાયણ** કહે છે—જેઓના નેત્રોમાં હર્ષનાં આંસુ આવ્યાં હતાં એવા તે દેવતાઓ એ પ્રમાણે સ્તુતિ કરીને વારંવાર પ્રણામ કરવા લાગ્યા, અને પુષ્પોની વૃષ્ટી કરવા લાગ્યા. હે નારદજી! આ શ્રીકૃષ્ણનાં બેતાળીસ નામોના પ્રાતઃકાળમાં ઉઠીને જે માણસ પાઠ કરે તેને શ્રી કૃષ્ણની દૃઢ ભકિત, શ્રીકૃષ્ણનું દાસપણું અને મનવાંછિત ફળ પ્રાપ્ત થાય છે. દેવતાઓ સ્તુતિ કરીને પોતપોતાને ઠેકાણે ગયા. તે પછી મથુરામાં એવી વૃષ્ટિ થઇ કે તેથી આખું ગામ ચેષ્ટા રહિત થઇ ગયું અને રાત્રી ઘોર અંધકારથી વ્યાપ્ત થઇ ગઈ. રોહિણી નક્ષત્ર વાળી અષ્ટમીની રાત્રિનાં સાત મુહુર્ત્ત ગયા પછી અધરાતે આઠમું મુહુર્ત્ત પ્રાપ્ત થતાં શ્રીકૃષ્ણના જન્મનો સમય થયો. એ સમયે વેદમાં કહેલા કરતાં પણ અત્યંત ઉત્કૃષ્ટ અને બીજાઓથી જાણી પણ શકાય નહીં એવું શુભ લગ્ન હતું, લગ્નમાં શુભ ગ્રહો હતા દૃષ્ટિ પણ શુભગ્રહોની પડતી હતી. કોઈ અશુભ ગ્રહની દૃષ્ટિ હતીજ નહી. હે નારદજી! એ બુધવારયુક્ત જયંતીને દિવસે અધરાતે અરધો ચંદ્ર ઉગતાં આવસરના લગ્નને જોઇ જોઇ ભય પામેલા સૂર્ય આદિ ગ્રહ વિધાતાની આજ્ઞાથી આકાશમાં ભગોળના ક્રમનું ઉલ્લંઘન કરીને પ્રેમથી સારા સ્થાનકમાં એટલે લગ્નથી અગીયારમી મીન રાશિમાં આવ્યા. બીજા શુભ ગ્રહો પણ સર્વે સારા સ્થાનકોમાં રહ્યા. મેઘ વરસવા લાગ્યા. શીતળ પવનો વાવા લાગ્યા, પૃથ્વી સ્વચ્છ થઇ ગઈ, દશે દિશાઓ નિર્મળ થઈ ગઈ, ઋષિઓ, મુનિઓ, યક્ષો, ગંધર્વો કિન્નરો, દેવતાઓ તથા દેવીઓ પ્રસન્ન થયાં. અપ્સરાઓ નાચવા લાગી, મોટા મોટા ગંધર્વો તથા વિદ્યાધરો ગાવા લાગ્યા, નદીઓ જોઈતા વેગથી ચાલવા લાગી, પ્રીતિને લીધે અગ્નિઓ પ્રજ્વાલ્લત થયા, સ્વર્ગમાં મનોહર દુંદુભિ તથા આનક નામનાં વાજાં વાગવા લાગ્યાં, પારિજાતનાં પુષ્પોની ભારે વૃષ્ટિ થવા લાગી, પૃથ્વી

દેવી સ્ત્રીનું રૂપ ધરીને સુવાવડના ઘરમાં ગયાં, શંખોના શબ્દો થવા લાગ્ય અને જય જય તથા હરિ હરિ એવા શબ્દોનાં ઉચ્ચરણ થવા લાગ્યાં. આ સમયમાં દેવકી પડી જતાં તેમના ઉદરમાંથી વાયુ નીકળ્યો અને ત્યાંજ દિવ્યરૂગ ધરીને દેવકીના હૃદયકમળમાંથી શ્રીકૃષ્ણ ભગવાન્ પ્રગટ થયા. એમનું શરીર અત્યંત મનોહર અને પ્રીતિ ઉપજાવે એવું હતું. ભુજાઓ બે હતી. હાથમાં મુરલી. ધરી હતી. મુકુટ અને કુંડળ ચમકતાં હતાં. થોડું થોડું હાસ્ય કરતા હતા મુખ પ્રસન્ન હતું. ભકતો ઉપર અનુગ્રહ કરવામાં તત્પર હતા. ઉત્તમ મણિઓ તથા રત્નોના આભરણોથી શણગારેલા હતા. નવીન મેઘની પેઠે સ્યામસુંદર હતા. પીળાં વસ્ત્રોથી શોભતા હતા. ચંદન અગરૂ કસ્તૂરી તથા કેસરના રસનુડ લેપન કરયું હતું. મુખ શરદૃઋતુની પુનમના ચંદ્ર જેવું શોભતું હતું. હોઠ ઘોલાં જેવા રાતા હતા. ઉત્તમ રત્નના મુકુટ ઊપર મોરપીંછ ધરયું હતું. કે ત્રિભંગીથી શોભતી હતી. વનમાંળા પેહેરી હતી, વક્ષઃસ્થળમાં શ્રી વત્સનું ચિન્હ શોભતું હતું. સુંદર કૌસ્તુભથી દીપી રહ્યા હતા અને અવસ્થા કિશોર હતી. હે નારદજી ! શાંત, સૂંદર અને બ્રહ્મા તથા સદાશિવના પણ કારણરૂપ શ્રીકૃષ્ણને પોતાની આગળ ઊભેલા જોઈ દેવકીના તથા વસુદેવના શરીરમાં રૂવાડાં ઊભાં થઈ ગયાં અને નેત્ર આનંદનાં આંસૂથી ભરપુર થઇ ગયાં. પછી પરમ વિસ્મય પામી ભકિતથી માથાં નમાવી હાથ જોડીને પરમ ભકિતથી તેઓએ નીચે પ્રમાણે સ્તુતિ કરી.

**દેવકી તથા વસુદેવ સ્તુતિ કરે છે**—તમે કે જે ઇંદ્રિયોથી અગમ્ય, અવ્યકત, અક્ષર, નિર્ગુણ, વ્યાપક, ધ્યાનથી અગમ્ય, સર્વના આત્મા, સર્વના ઈશ્વર, ભકતની ઇચ્છામય, સર્વરૂપ, પોતાની ઈચ્છાથી રૂપ ધરનાર, સર્વથી પર, નિર્લેપ, પરબ્રહ્મ, સર્વના બીજરૂપ, સનાતન, સ્થુળથી પણ સ્થુળ, સુક્ષ્મથી પણ સુક્ષ્મ, સઘળા શરીરોમાં સાક્ષીરૂપે રહેલ, અદૃશ્ય શરીરવાળા, સગુણ, શરીર રહીત, ગુણોના ભંડાર રૂપ, પ્રકૃતિરૂપ, પ્રકૃતિના સ્વામી, પ્રકૃતિના અધિષ્ઠાન રૂપ, પ્રકૃતિથી પર, સર્વના સ્વામી, સર્વરૂપ, સર્વનો અંતકરનાર, અવિનાશી, સર્વના આધાર, નિરાધાર અને પ્રપંચથી રહિત તથા વ્યાપક છો તેમની સ્તુતિ અમો કેમ કરી શકીએ. હજાર મોહોડાંવાળા શેષનાગ, સરસ્વતી દેવી, પાંચ મોહોડાંવાળા સદાશિવ, છ મોહોડાં વાળા કાર્તિકેય, વેદના કર્ત્તા ચાર મોહોડાં વાળા બ્રહ્મા અને મોટા યોગીઓના ગુરૂના ગુરૂ ગણેશ પણ તમારી સ્તુતિ કરવાને અસમર્થ છે ત્યારે અમો તો કોણ માત્ર છીએ. ઋષીઓ, દેવતાઓ, મુનીંદ્રો, મનુઓ અને મનુષ્યો સ્વપ્નમાં પણ

તમને દેખતા નથી ત્યારે સ્તુતિ તો કેમજ કરી શકે. શ્રુતિઓ પણ સ્તુતિ કરવાને અશકત છે ત્યારે બીજા પંડિતો અશકત હોય તેમાં શું કહેવું. હવે આ અલૌકિક સ્વરૂપનો ત્યાગ કરીને આપે બાળકરૂપ ધરવું યોગ્ય છે.

નારાયણ કેહે છે—જે માણસ વસુદેવ તથા દેવકીએ કરેલા આ સ્તોત્રનો ત્રણે સંધ્યામાં પાઠ કરે તેને શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં ભકિત, દાસપણું અને ભગવાનનો ભકત તથા મહાગુણવાન ઊત્તમ પુત્ર પ્રાપ્ત થાય છે. સઘળાં સંકટમાંથી નિસ્તાર થાય છે અને શત્રુનો ભય પણ ટળે છે. વસુદેવનાં વચન સાંભળી પ્રસન્ન મુખવાળા અને ભકતો ઉપર અનુગ્રહ કરવામાં તત્પર રેહેનારા શ્રીકૃષ્ણે તેમને નિચે પ્રમાણે કહ્યું.

શ્રીકૃષ્ણ કહે છે—તમારાં તપનાં ફળરૂપે હું હમણાં તમારો પુત્ર થયો છું. વરદાન માગો. તમારૂં ભલું થશે એમાં સંશય નથી. પુર્વે તમે તપસ્વિઓમાં શ્રેષ્ટ સુતપા નામના પ્રજાપતી હતા અને દેવકી તમારી પૃશ્ની નામની સ્ત્રી હતાં. તમો એ તપથી મારી આરાધના કરી મારાં દર્શન પામીને મારા જેવો પુત્ર માગ્યો હતો, અને મેં તેવો પુત્ર થવાનું તમને વરદાન દીધું હતું. વરદાન દીધા પછી મેં મનમાં વિચાર્યું કે "મારા જેવો બીજો તો કોઇ ત્રૈલોકમાં પણ નથી માટે મારેજ પુત્રરૂપે અવતરવું." એ કારણથી હું તમારો પુત્ર થયો છું. તપના પ્રભાવથી બીજા જન્મમાં તમેજ કશ્યપ થયા હતા અને પૃશ્ની, દેવતાઓની મા આદિતિ થયાં હતાં. હમણાં તમે કશ્યપના અંશમાંથી મારા પિતા વસુદેવ થયા છો અને અદિતિ દેવકી થએલ છે. તમારાથી અદિતિમાં હું અંશરૂપે વામનજી નામનો પુત્ર થયો હતો. અને હમણાં તપનાં સંપૂર્ણ ફળ દેવા સારૂ સોળે કળાઓથી સંપૂર્ણ અવતરેલો છું. હે મહા વિચક્ષણ! તમો મને બ્રહ્મભાવથી અથવા પુત્રભાવથી ભજશો તો પણ મને પામ્યા છો તેથી જીવન્મુકત થશો. મને અહીંથી લઇને તુરત તમે વ્રજમાં યશોદાના ઘરમાં જાઓ અને ત્યાં યશોદાના શયનમાં મને મુકી ત્યાંથી માયાને લઇ આવીને દેવકીના શયનમાં મુકો.

નારાયણ કહે છે—એટલાં વચન કહી શ્રીકૃષ્ણ ભગવાન ત્યાં તુરત બાળકરૂપ થઇ ગયા. નગ્નપણે ધરતીપર સુતેલા શ્યામસુંદર બાળક પુત્રને જોઇ માયાથી થએલા મોહને લીધે વિસ્મય પામેલા વસુદેવ બોલ્યા કે "આ સુવાવડનું ઘર અપૂર્વ લાગતું હતું એમને નિંદ્રાને લીધે સ્વપ્ન થયુ હતુ કે શું" એમ કહી દેવકીની સાથે વિચાર કરી વસુદેવએ બાલકને છાતીપર લઇ નંદરાયના ગોકુલ માં ગયા. ગોકુળમાં જઈ તુરત સુવાવડના ઘરમાં પેઠા ત્યાં યશોદાને નિદ્રાથી

ઘેરાઇને શયનમાં, સુતેલાં દીઠાં, નંદરાયને ઉંઘી ગએલા દીઠા, ઘરનાં તથા આસપાસનાં સાળાં માણસોને ઉંઘી ગએલાં દીઠાં અને તુરતનાં જન્મેલાં તપાવેલાં સુવર્ણનાં સરખી કાંતિવાળાં નગ્ન પુત્રીને પ્રસન્ન મુખથી હસતાં તથા ઘરના ઉપરના ભાગને જોતાં દીઠાં. એ દીકરીને જોઇ વિસ્મય પામેલા અને રાજી થએલા વસુદેવ તેને ઠેકાણે પુત્રને મુકી તે કન્યાને તેડી લઈને તુરત મથુરામાં દેવકીના સુવાવડના ઘરમાં આવ્યા. એ મહામાયાના અવતારરૂપ બાળકીને દેવકીના શયનમાં મુકયાં કે જેને બહુજ રોતાં જોઈને દેવકી રાજી થયાં. કન્યાએ રોવાથીજ ચોકીવાળા રાક્ષસોને જગાડયા એટલે તે રાક્ષસો ઉઠી તુરત કન્યાને દેવકીની પાસેથી ઉચકાવી લઇને કંસની પાસે ગયા. દેવકી અને વસુદેવ શોક કરતાં કરતાં પછવાડેથી ત્યાં પોહોચ્યાં. હે નારદજી! અત્યંત રૂદન કરતાં તે સુંદર કન્યાને જોઈ 'દીકરો આવવાનો હતો તેમાંથી દીકરી કેમ થઈ' એવા વિચારથી કંસને ખેદ થયો પણ તેના ઉપર દયા નહી આવી. કન્યાને લઈ મહાદારૂણ કંસ તેને છીપર ઉપર પછાડવા ચાલ્યો ત્યારે દેવકીએ અને વસુદેવે શોકને લીધે કંસને કહ્યું કે "હે કંસ! હે રાજાઓમાં ઉત્તમ! હે નીતિશાસ્ત્રમાં નિપુણ! અમારૂ સત્ય, નીતિયુકત અને સુંદર વચન સાંભળ્ય. અમારા છ પુત્રોને મારતાં તને દયા નહી આવી પણ આ આઠમા ગર્ભમાંથી કન્યા અવતરી છે તો આને બચાવવી જોઈએ છે. આને મારવાથી પૃથ્વીમાં તને કયો મોટો અધિકાર મળશે." એમ બોલી કંસની આગળ દેવકી અને વસુદેવ રોઈ પડયાં. એઓનું બોલવું સાંભળી કંસ દુષ્ટ બુદ્ધીથી બોલ્યો કે "મારી વાત સાંભળો હું તમોને સમજાવું છું. વિધાતા ખડથી પર્વતને, કીડાથી મોટા સિંહને, સસલાંથી હાથીને, બાળકથી મોટા વીરને, ક્ષુદ્ર જીવથી મોટા જીવને, ઉંદરથી મીંદડાને અને દેડકાથી સર્પને મરાવી નાખવા સમર્થ છે. એ દૈવ પુત્રથી પિતાનો, ભક્ષ્યથી ભક્ષકનો, અગ્નિથી જળનો અને સુકાં ખડથી અગ્નિનો પણ નાશ કરી શકે છે. જાણો છો કે, એકલો કંગાલ અગસ્ત્ય મુનિ સાતે સમુદ્રોને પી ગયો હતો. દૈવની વિચીત્ર ગતિ ત્રૈલોકમાં કોઇના પણ જાણવામાં આવતી નથી. દૈવની ઇચ્છા હોય તો આ બાળકી પણ મને મારી નાખવા સમર્થ થાય એટલા માટે આને હું મારીજ નાખીશ, બીજો કોઈ વિચાર મારે કરવાનો નથી." એટલું બોલી બાળકીને પકડીને કંસ મારવા લાગ્યો તે સમયે વસુદેવ બોલ્યા કે 'હે રાજા! હેકૃપાના ભંડારરૂપ! આ બાળકીને વૃથા મારોછો." વસુદેવનું વચન સાંભળ કંસ કાંઇક વિચારમાં પડયો ત્યાં તેને સમજાવવા વાસ્તે આકાશવાણી થઇ કે "હે કંસ! હે મુઢ! તું પ્રભુની ગતિને જાણ્યા વિના કોને મારી નાખે છે. તને મારના-

ર તો હમણાં કાર્ડક સ્થળમાંછે તે સમયસર છતો થશે" આ પ્રમાણે આકાશવાણી કાને પડતાં કંસ તે બાળકીને છોડી દીધી એટલે તેને લઇ પોતાની છાતીમાં ઘાલી રાજી થઇને દેવકી તથા વસુદેવ પોતાને ઘેર ગયાં. જાણે મરી જઈને પાછી જીવતી થઇ હોય એવી તે કન્યા મળવાથી વસુદેવે બ્રાહ્મણોને ઘણાં ધનનાં દાન આપ્યાં. હે નારદજી ! પરમાત્મા શ્રીકૃષ્ણનાં બેન અને પાર્વતીના અંશમાંથી ઉત્પન્ન થએલાં તે દેવી જગતમાં 'એકાનંશા' એવા નામથી પ્રખ્યાત થયાં. દ્વારકામાં રૂકિમણીના વિવાહનો ઉત્સવ થયો તે સમયમાં વસુદેવે એકન્યાને સદાશિવના અંશરૂપ દુર્વાસા-ને ભકિતપુર્વક આપ્યાં હતાં. હે મુનિ ! આ પ્રમાણે જન્મ મરણ તથા જરાને તોડ-નારૂ સુખદાયી અને પુણ્ય આપનાર આ શ્રીકૃષ્ણના જન્મ સંબંધી સઘળુ વર્ણન મેં તમારી પાસે કહ્યુ.

**एवंनिगादितं सर्वकृष्णजन्मानुकीर्त्तनम् ॥**
**जन्ममृत्यु जराविघ्नं सुखदं पुण्यदं मुने ॥१२८॥**

ઈતિ શ્રી મહાપુરાણ બ્રહ્મવૈવર્ત્તમાના શ્રીકૃષ્ણજન્મખંડમાં 'શ્રીકૃષ્ણ માયા જન્મ વર્ણન' એવા નામનો સાતમો અધ્યાય સંપૂર્ણ. ૭

## ॥ नारदउवाच ॥

**जन्माष्टमीव्रतंब्रूहिव्रतानामुत्तमंव्रतम् ॥**
**फलंजयंतीयोगस्यसामान्यैनैवसांप्रतम् ॥१॥**

નારદજી કેહે છે—જન્માષ્ટમીનું વ્રત કે જે સઘળાં વ્રતોમાં ઊત્તમ છે તેનું ફળ કહો અને તેમાં જયંતીના યોગનું પણ હમણાં સામાન્ય રીતે ફળ કહો. હે નારાયણ! એ વ્રત ન કરવાથી અને તે દિવસે ભોજન કરવાથી કેવો દોષ લાગે છે, ઉપવાસ કરવાથી કેવુ ફળ થાય છે અને તેમાં વળી જયંતી હોય તો કેવૂં ફળ થાય છે. હે પ્રભુ! વ્રતનો, પુજાનો, નિયમ પાળવાનો અને ઉપવાસનો તથા પારણાનો જે વિધિ હોય તે સારી રીતે વિચાર કરીને કહો.

નારાયણ કેહે છે—પારણાના દિવસ સુધી જિતેંદ્રિય રેહેવાનો નિશ્ચય કરી સપ્તમીને દિવસે હવિષ્યાન્ન જમવું. પછી બીજે દિવસે અરૂણોદયના સમ-યમાં ઉઠી દાતણઆદિ. કૃત્ય કરી નાહીને શ્રીકૃષ્ણને પ્રસન્ન કરવા સારૂ વ્રતનો

તથા ઉપવાસનો સંકલ્પ કરવો. હે નારદજી! યુગાદિ કે મન્વાદિ તિથિમાં સ્નાન તથા પુજન કરવાથી જે ફળ થાય છે તેથી જન્માષ્ટમીના દિવસમાં કરોડ ગણું ફળ થાય છે. જન્માષ્ટમીને દિવસે જે માણસ પિતૃઓને જળમાત્ર આપે તેને પણ સો વર્ષ સુધી ગયાશ્રાદ્ધ કરયાનું ફળ થાય છે એમાં સંશય નથી. જન્માષ્ટમીને દિવસે નાહી નિત્યકર્મ પોહોચી લઇ સુવાવડનું ઘર કરવું. તેમાં લોઢું, ખડ્ગ, અગ્નિ તથા જળ રાખવાં તથા અનેક ચોકીવાળા પણ રાખવા. નાળછેદન કરવાના લોઢાં આદિ બીજા પણ ઘણા પદાર્થો રાખવા. યત્નપુર્વક એક સ્ત્રીને સુયાણી કરીને રાખવી. ષોડશોપચારથી પુજા કરવાના ઉત્તમ પદાર્થો, આઠ મીઠાં ફળ, જાયફળ, કંકોલ, દાડિમ, શ્રીફળ, નાળીએર, લીંબુ, કોળું તથા સારાં વસ્ત્રો રાખવા. આસન, વસ્ત્ર પાદ્ય, મધુપર્ક, અર્ઘ્ય, આચમનપાત્ર, સ્નાનીય, શયન, ચંદન, પુષ્પ, નૈવેદ્ય, તાંબૂલ, લેપન, ધુપ, દીપ, અને આભરણ એ સોળ ઉપચાર કેહેવાય છે. પગ ધોઈ, ધોએલાં વસ્ત્ર પેહેરી આસનપર બેસી આચમન કરીને સ્વસ્તિવાચન કરાવવું. કુંભનુ સ્થાપન કરી પંચ દેવનું પુજન કરીને તે કુંભમાં પરમેશ્વર શ્રીકૃષ્ણ, વસુદેવ, દેવકી, યશોદા, નંદ, રોહિણી, બળભદ્ર, છઠ્ઠી, પૃથ્વી, બ્રાહ્મણી, અષ્ટમી, સ્થાનદેવતા, અશ્વત્થામા, બળિ, હનુમાન, વિભિષણ, કૃપાચાર્ય, પરશુરામ, વ્યાસ અને માર્કંડેય એઓનું આવાહન કરી શ્રીકૃષ્ણનું ધ્યાન કરવું. વળી મસ્તકપર પુષ્પ મુકીને સમજુએ સામવેદમાં કહ્યા પ્રમાણે ધ્યાન કરવૂં કે જે ધ્યાન પુર્વે બ્રહ્માએ મહાત્મા સનત્કુમારને કહ્યું છે. એ ધ્યાનનો પ્રકાર કહું છું તે સાંભળો. "સર્વથી અધિક અને અનુપમ સાક્ષિરૂપ શ્રીકૃષ્ણ કે જે બાળક અવસ્થાવાળા છે, શ્યામ કમળ સરખી કાંતિવાળા છે, અત્યંત રૂપાળા છે, હસતા મુખારવિંદવાળા છે, બ્રહ્મા, સદાશિવ, શેષ તથા ધર્મ એઓ કેટલાએક દિવસથી જેની સ્તુતિ કરયા કરે છે એવા છે, સર્વોત્તમ છે, મોટા મોટા ઋષિઓ, મુનિઓ તથા મનુષ્યોથી ધ્યાન કરતાં પણ પામી- શકતા નથી. સિદ્ધના સમુહોને પણ વશ્ય થયા નથી અને મોટા યોગિઓથી પણ મનમાં ધારી શકાતા નથી તેમને હું ભજું છું," એ પ્રમાણે ધ્યાન કરી પુષ્પ દઈને સર્વ કર્મનું નિવેદન કરવૂં. હે નારદજી! વ્રત કરનારાએ આ પ્રમાણે વ્રત કરવું. હવે અનુક્રમે ઉપચારો અર્પણ કરવાના મંત્રો કહું છું તે સાંભળો. હે શ્રીકૃષ્ણ! આ આસન કે જે સઘળી શોભાવાળું છે, ઉત્તમ રત્નોથી તથા મણિઓથી બનાવેલું છે, અને ચિત્રોથી ચીતરેલું છે તેનો અંગીકાર કરો. હે શ્રીકૃષ્ણ! આ વસ્ત્ર કે જે અગ્નિથી ધોવાએલું છે, વિશ્વકર્માએ બનાવેલું છે અને ઉંચી સોનેરીવાળું છે તથા વિચિત્ર છે

તેનો અંગીકાર કરો. હે શ્રીકૃષ્ણ! આ પગ ધોવાને વાસ્તે જળ કે સોનાના પાત્ર માં રહેલછે, પવિત્ર છે, નિર્મળ છે અને સુંદર છે તેનો અંગીકાર કરો. હે શ્રીકૃષ્ણ! આ સ્નાનીય કે જે મધ, ઘી, દહી, દુધ તથા શર્કરાથી સંયુકત છે, ઉત્તમ છે અને સુવર્ણનાં પાત્રમાં રહેલ છે તેનો સ્નાનને વાસ્તે અંગીકાર કરો. હે શ્રીકૃષ્ણ! આ સ્વચ્છ જળ સહિત દુર્વા, અક્ષત, ધોળાં ફુલ, ચંદન, તથા કસ્તુરી એઓનો અંગીકાર કરો. હે પરમેશ્વર! આ આચમનનું જળ કે જે બહુ મીઠું છે, સ્વચ્છ છે, સુગંધી વસ્તુઓથી વાસેલું છે અને શુદ્ધ છે તેનો અંગીકાર કરો. હે પ્રભુ! સ્નાનને વાસ્તે સુગંધી ફુલેલ તેલ, વાસેલું વિષ્ણુ તૈલ અને આમળાનું ચુર્ણ એઓનો અંગીકાર કરો. હે શ્રીકૃષ્ણ! આ શય્યા કે જે ઉત્તમ રત્નોના અને મણિઓના સારથી બનાવેલ છે, મનોહર છે અને સૂક્ષ્મ વસ્ત્રથી ઢાંકેલી છે તેનો અંગીકાર કરો. આ ચંદન કે જે અનેક જાતના ઊતમ વૃક્ષોના ચુર્ણવાળું છે, અને ઉત્તમ મૃગોના તથા કસ્તુરીના રસવાળું છે તેનો સ્વીકાર કરો. આ પુષ્પ કે જે સુગંધી છે, કેસર યુકત છે અને સર્વે દેવતાઓને પ્યારૂં છે તેનો અંગીકાર કરો. હે શ્રીકૃષ્ણ! આ નૈવેદ્ય કે જે આરોગ્યકારી છે, મીઠા પદાર્થોથી યુક્ત છે અને પરિપકવ ફળોથી સંયુકત છે તેનો અંગીકાર કરો. હે શ્રીકૃષ્ણ! આ લાડુ, મોદક, ઘી, દુધ, ગોળ, મધ તાજાં દહી અને ચોથા ભાગના પાણીવાળી છાશરૂપ નૈવેદ્યનો અંગીકાર કરો. આ શીતળ, સાકરવાળું, દુધવાળું, મીઠું અને પરિપકવ નૈવેદ્ય છે તેનો અંગીકાર કરો. હે પરમેશ્વર! આ પાન કે જે ભોગના સારરૂપ છે, કપુર આદિથી સંયુક્ત છે અને મેં ભકિતથી અર્પણ કરેલું છે તેનો સ્વીકાર કરો. હે પરમેશ્વર! આ અબીલ કે જે ચંદન અગરૂ કસ્તૂરી તથા કેસરના ચૂર્ણથી સંયુકત છે અને સુંદર છે તેનો સ્વીકાર કરો. હે શ્રી કૃષ્ણ! આ ધુપ કે જાતજાતનાં વૃક્ષોના ઊત્તમ રસવાળો છે, સુગંધી છે અને સર્વ દેવતાઓને પ્યારો છે તેને અગ્નિમાં નાખીને અર્પણ કરૂં છું તેનો સ્વીકાર કરો. હે શ્રી કૃષ્ણ! આ દીવો કે જે ઘોર અંધકારનો નાશ કરનાર છે, શુભ આપનાર છે, પ્રકાશિત છે, અને દીપ્તિ કરનાર છે તેનો અંગીકાર કરો. હે શ્રીકૃષ્ણ! આ જળ કે જે પવિત્ર છે, નિર્મળ છે, કર્પૂર આદિથી વાસેલ છે અને સર્વ બીજના જીવનરૂપ છે તેનો પીવાને વાસ્તે સ્વીકાર કરો. આ માળા કે જે અનેક જાતનાં પુષ્પોથી સંયુક્ત છે, ઝીણા દોરાથી ગુંથેલી છે અને શરીરના શણગારોમાં ઉત્તમ છે તેનો અંગીકાર કરો. એ પ્રમાણે પૂજામાં ઊપયોગી પદાર્થોનું અર્પણ કરી પૂજાના સ્થાનમાં જે કોઇ પદાર્થો હોય તે શ્રીકૃષ્ણને અર્પણ કરવા અને મંત્ર બોલવો કે "હે પરમેશ્વર! આ વંશની વૃદ્ધિ કરનારાં મીઠાં તથા

સુંદર જે ફળો અને બીજ છે તેઓનો અંગીકાર કરો." વ્રતવાળાએ આવાહન કરેલા પ્રત્યેક દેવતાઓની પણ પૂજા કરવી. ભક્તિભાવથી પૂજન કરી ત્રણ પુષ્પાંજળિઓ દેવી. સુનંદ, નંદ, કુમુદ, ગોવાળીઆઓ, ગોપીઓ, રાધિકાજી, ગણેશ, કાર્ત્તિકેય, બ્રહ્મા, સદાશિવ, પાર્વતી, લક્ષ્મી, સરસ્વતિ દિકપાલ, ગ્રહો અને બીજા પણ સર્વે દેવતાઓનું પૂજન કરી પૃથ્વીપર દંડવત્ પ્રણામ કરવા, બ્રાહ્મણોને નૈવેદ્ય દેવું, દક્ષિણા દેવી અને ભક્તિ ભાવથી જન્મ સંબંધી અધ્યાયમાં કહેલી કથા સાંભળવી. પછી દર્ભના આસન પર બેસીને રાત્રે જાગરણ કરવું. પ્રભાતમાં નિત્ય કર્મ કરી પ્રેમથી શ્રીકૃષ્ણની પૂજા કરી બ્રાહ્મણોને જમાડીને હરિકીર્ત્તન કરાવવું.

**નારદજી પુછે છે**—હે મુનિ! વેદ જાણનારાઓમાં ઊત્તમ ! વેદના અર્થનો તથા પુરાતન ધર્મસંહિતાનો વિચાર કરી સધળાઓએ સ્વીકારેલી અને વેદમાં કહેલી વૃતના કાળની વ્યવસ્થા કહો. ઊપવાસથી, જાગરણથી અને વૃતથી કેવું ફળ થાય અને તે દિવસે જમવાથી કેવું પાપ લાગે તે પણ કહો.

**નારાયણ કહે છે**—રોહિણી નક્ષત્રવાળી અષ્ટમી જો મધરાતના સમયમાં હોય તો તેજ મુખ્ય કાળ છે. કારણ કે તેવા સમયમાં શ્રીકૃષ્ણ પ્રગટયા છે. એવી તિથિ પુણ્યની વૃદ્ધિ કરે છે માટે જયંતી કેહેવાય છે. તે દિવસે સમજુએ વૃત તથા ઉપવાસ કરીને જાગરણ કરવું. એ કાળ સધળી નોખનોખી વ્યવસ્થાઓના અપવાદરૂપ છે, મુખ્ય છે અને સધળાઓએ સ્વીકારેલ છે એમ પૂર્વે બ્રહ્માએ કહ્યું છે, તથા બીજા વેદ જાણનારાઓ પણ એ પ્રમાણેજ કહે છે. એ દિવસે વૃત તથા ઉપવાસ કરીને જે માણસ જાગરણ કરે તે માણસ કરોડ જન્મોનાં પાપોથી મુકાય છે એમાં સંશય નથી. જો સાતમના વેધવાળી આઠમ હોય તો તેને પ્રયત્નથી છોડી દેવી. કારણ કે શુદ્ધ અષ્ટમીમાં શ્રીકૃષ્ણ જનમ્યા છે. શ્રી કૃષ્ણના જન્મનો સમય વેદથી તથા વેદનાં અંગોથી છાનો, અત્યંત ઉત્તમ અને મહા મંગળરૂપ હતો. વ્રતવાળાએ રોહિણી નક્ષત્ર ઉતરયા પછી તથા અષ્ટમી ઉતરયાપછી ભગવાનનું સ્મરણ કરી દેવપૂજન કરીને પારણું કરવું, પારણું માણસોને પવિત્ર કરનાર છે, સધળાં પાપોનો નાશ કરનાર છે, ઊપવાસના અંગરૂપ છે, ફળદાયી છે અને શુદ્ધિ આપનાર છે. સધળા ઉપવાસોમાં દિવસેજ પારણું કરવું. જો રાતે પારણું કરવામાં આવે તો ફળની હાનિ થાય છે. એક આ રોહિણીના વ્રત શિવાય બીજાં વૃતમાં રાતે પારણું કરવું નહી. રાતે પારણું કરવાનો વિધિ છતાં પણ મધરાતના ભાગને છોડીને બીજા ભાગમાં પારણું કરવું. પૂર્વાન્હકાળમાં પારણું કરીને દેવ

તથા બ્રાહ્મણોનું પુજન કરવું ઉત્તમ છે અને સઘળાઓને સંમત છે પણ રોહિણીના વૃતમાં તેમ કરવું નહી. જયંતી જો બુધવાર કે સોમવારથી સંયુક્ત મળે અને તેમાં જો વૃત કરવામાં આવે તો તે વૃત કરનારા માણસને કદી પણ ગર્ભવાસ થતો નથી. ઉદયમાં કાંઈક અષ્ટમી હોય, પછી સંપુર્ણ નવમી હોય, બુધવાર કે સોમવાર હોય અને રોહિણી નક્ષત્ર પણ સંયુકત હોય તો એ વૃત સર્વોત્તમ છે. આવો યોગ નથી મળતો અને મળે છે તો સેકડો વર્ષોએ મળે છે. આવા યોગમાં વૃત કરવાથી કરોડ પેહેડીઓનો ઊદ્ધાર થાય છે. નિર્ધન ભકતો વૃત નહી કરતાં એકલો ઉપવાસ કરે તો પણ શ્રીકૃષ્ણ પ્રસન્ન થાય છે. ભકિતપુર્વક અનેક ઉપચારો અર્પણ કરવાથી અને રાતે જાગરણ કરવાથી શ્રીકૃષ્ણ જયંતીના વૃતનું ફળ આપે છે. જન્માષ્ટમીના વૃતમાં ધનનો લોભ ન કરે તો પરિપુર્ણ ફળ મળે છે અને લોભ કરે તોપણ જેટલુ સત્કર્મ કરવામાં આવે તેટલું ફળ થાય છે. અષ્ટમી અને રોહિણી એ બન્ને ઉતરયા વિના સમજુએ પારણું કરવુંજ નહી. જો કરવામાં આવે તો ઊપવાસથી પ્રાપ્ત થએલા ફળનો નાશ થાય છે. અષ્ટમીમાં પારણું કરવામાં આવે તો ફળથી આઠગણી હાની થાય છે અને રોહિણીમાં પારણું કરવામાં આવે તો ફળથી ચોગણી હાનિ થાય છે. એટલા માટે અષ્ટમી અને રોહિણી એ બન્ને ઉતરી ગયા પછી પારણું કરવું. જો મધરાતે અષ્ટમીનો અથવા રોહિણીનો અંત થતો હોય તો ત્રીજે દિવસે સમજુએ પારણું કરવું. રાત્રિની બાર ઘડી વ્યતીત થઇ ગયા પછી મધરાત સમજવી. હે નારદજી! મધરાતે પારણું કરવામાં આવે તો બ્રહ્મહત્યા કરયા જેટલું પાપ લાગે છે. પવિત્ર માણસોએ તાંબૂલને, ફળને અને જળને પણ ગાયના માંસ બરાબર, વિષ્ટા બરાબર અને મૂત્ર બરાબર ગણીને તેઓનો ઉપયોગ નહી કરવો જોઈએ ત્યારે અન્નની તો શી વાત કરવી. પેહેલી અને છેલી ચાર ચાર ઘડી છોડી દઇને બાકી ત્રણ પોહોરનો કાળ રાત્રિ કેહેવાય છે. પેહેલી ચાર ઘડી અને છેલી ચાર ઘડી સુધી આગળ પાછળના દિવસોની સંધિ કેહેવાય છે. શુદ્ધ જન્માષ્ટમીમાં વૃત તથા જાગરણ કરવામાં આવે તો સો જન્મોનાં પાપોથી મુક્ત થાય છે એમાં સંશય નથી. શુદ્ધ જન્માષ્ટમીમાં વૃત કે જાગરણ નહી કરતાં માત્ર ઊપવાસ કરવામાં આવે તો પણ અશ્વમેધના ફળની પ્રાપ્તિ થાય છે. સાત જન્મમાં બાળકપણામાં, કુમારપણામાં, જુવાનીમાં અને ઘડપણમાં જે કોઈ પાપો કરવામાં આવ્યાં હોય તેઓ સઘળાં જન્માષ્ટમીનું વૃત કરવાથી નાશ પામે છે એમાં સંશય નથી. જે અધમ માણસ જન્માષ્ટમીને દિવસે ભોજન કરે તેને માતૃગમન કરયાનું અને સો બ્રહ્મહત્યાઓ કરવાનું પાપ લાગવા

ઉપરાંત કરોડ જન્મોમાં કરેલાં પુણ્યોનો નાશ થાય છે એ નિશ્ચય છે. એ માણસ અપવિત્ર તથા દેવ અને પિતૃ સંબંધી કાર્યમાં અનુપયોગી થાય છે અને મુવા પછી જ્યાં સુધી ચંદ્ર અને સૂર્ય રહે ત્યાં સુધી કાળસૂત્ર નામના નરકમાં વસે છે. એ નરકમાં તેને તિક્ષ્ણ અણીઓવાળા ત્રિશૂળ જેવા કીડાઓ કરડયા કરે છે. કદાચ એ પાપી તે નરકમાંથી નીકળીને ભરતખંડમાં જન્મ ધરે તો પણ સાઠ હજાર વર્ષ સુધી વિષ્ટામાં કીડો થાય છે, હજાર કરોડ ગીધના અવતાર પામે છે, સો અવતાર સૂવરના પામે છે, સો અવતાર ફાડી ખાનાર પશુના પામે છે, સાત અવતાર સુધી શીયાળ થાય છે, સાત અવતાર સુધી સર્પ થાય છે, સાત અવતાર સુધી કાળોતરો સર્પ થાય છે અને તે પછી માણસ અવતાર આવે છે. માણસના અવતારમાં પણ મુંગો, ગળત કોઢીઓ તથા સર્વદા રોગી થાય છે. તે પછી કસાઈ થાય છે અને તે પછી ગારૂડી, ચોર, ધર્મ રહિત અને ભારે તૃષ્ણાવાળો થાય છે. તે પછી અનુક્રમે ધોબી, ધાંચી અને દેવનો પુજારી બ્રાહ્મણ થાય છે. દેવનો પુજારી બ્રાહ્મણ સર્વદા અપવિત્ર ગણાય છે. જો ઉપવાસ કરવાની શકિત ન હોય તો એક બ્રાહ્મણને જમાડવો, અથવા જેથી બે માણસ જમ્યા જેટલુ અન્ન મળે તેટલું ધન દેવુ અથવા ગાયત્રીનો એક સહસ્ર જપ કરવો અથવા બાર પ્રાણાયામ કરવા કે જેથી ઉપવાસ વળી જાય છે. હે નારદજી! વ્રત, ઉપવાસ તથા પૂજન કરવાનો વિધિ તે કરવાના ફળ અને તે નહી કરવાથી જે હાનિ થાય છે તે વિષે ધર્મના મુખથી જે સાંભળ્યું હતું તે મેં તમને કહી સંભળાવ્યું.

**इत्येवंकथितंवत्सश्रुतंयद्धर्मवक्त्रतः ॥**
**व्रतोपवासपूजानां विधानमकृतेचयत् ॥ ८६ ॥**

ઈતી શ્રી મહાપુરાણ બ્રહ્મવૈવર્તમાના શ્રીકૃષ્ણ જન્મખંડમાં 'जन्माष्टमी-व्रतपूजोपवासनिरूपण' એવા નામનો આઠમો અધ્યાય સંપુર્ણ. ૮



## ॥ नारदउवाच ॥

**संस्थाप्य गोकुले कृष्णं यशोदा मंदिरेवसुः ॥**
**जगामस्वगृहंनंदः किंचकारमहाप्रभुः ॥ १ ॥**

નારદજી પુછે છે—ગોકુળમાં યશોદાજીના ઘરમાં શ્રીકૃષ્ણને રાખીને વસુ-

દેવ પોતાને ઘેર ગયા પછી મહાસમર્થ નંદરાયે શું કરયું ? શ્રીકૃષ્ણે ત્યાં શું કરયું અને શ્રીકૃષ્ણ ત્યાં કેટલાં વર્ષ સુધી રહ્યા ? હે મુનિ! અનુક્રમે તેમની બાળલીલાઓનું વર્ણન કરો. શ્રીકૃષ્ણે ગોલોકમાં પ્રથમ રાધાજીની પાસે જે પ્રતિજ્ઞા કરી હતી તે પ્રતિજ્ઞાને તેમણે કયા પ્રકારથી પુરી કરી ! વૃંદાવન કેવું હતું ? તથા રાસમંડળ કેવું હતું ? રાસક્રીડાનું અને જળક્રીડાનું વિસ્તારથી વર્ણન કરો. નંદે, યશોદાએ તથા રોહિણીએ શાં શાં તપ કરયાં હતાં. શ્રીકૃષ્ણથી પેહેલાં બળભદ્રનો જન્મ કયા સ્થાનમાં થયો. શ્રીકૃષ્ણનું આખ્યાન અમૃતના સમુદ્ર જેવું અપૂર્વ છે અને તેમાં પણ વિશેષ કરી કવિના મુખથી સાંભળવામાં આવે તો ક્ષણે ક્ષણે નવીન લાગે છે. તે સમયે શ્રીકૃષ્ણમાં તમે પણ લીન થયા હતા માટે એ રાસક્રીડાનો તમને પોતાનેજ અનુભવ છે તોપણ હમણાં પરોક્ષ રીતે તે ક્રીડાનું વર્ણન કરજો. કારણ કે પરોક્ષ વર્ણન કરવાથી કવિતા ઉત્તમ અને નવીન વર્ણનવાળી થાય છે. મોટા મોટા યોગીઓના ગુરૂના પણ ગુરૂ આપ શ્રીકૃષ્ણના અંશરૂપ છો. જે જેનો અંશ હોય તેને તેના સુખથી સુખ પ્રાપ્ત થાય છે. તમેજ કહી ગયા છો કે નારાયણ અને વિષ્ણુ એ બન્ને શ્રીકૃષ્ણના ચરણમાં લીન થયા હતા તો તે તમે પોતેજ નારાયણ છો, શ્રીકૃષ્ણના અંશરૂપ છો અને તેમના જેવાજ મહાત્મા છો.

**નારાયણ કેહે છે**—હે નારદજી! બ્રહ્મા, સદાશિવ, શેષ, ગણપતિ, કુર્મ, ધર્મ, હું, નર અને કાર્તિકેય એઓ શ્રીકૃષ્ણના અંશરૂપજ છીએ. અહો! ગોલોકના અધિપતિનો મહિમા કોણથી વર્ણવી શકાય. કારણ કે એ મહિમાને અમો પોતે, વેદો કે બીજા વિદ્વાનો પણ જાણતા નથી. વરાહ, વામન. કલ્કી, બુદ્ધ, કપિલ અને મત્સ્ય એઓ તથા બીજાઓ પણ શ્રીકૃષ્ણના અંશ છે તથા કેટલાએક અંશના અંશરૂપ પણ છે. કુર્મ, નૃસિંહ, રામ તથા શ્વેતદ્વીપના અધિપતિ નારાયણ અંશરૂપ છે. ગોકુળમાં અને ગોલોકમાં શ્રીકૃષ્ણ પુર્ણસ્વરૂપે રેહે છે. વૈકુંઠમાં લક્ષ્મીના પતિ જે વિષ્ણુ છે તે પણ શ્રીકૃષ્ણરૂપજ છે. તોપણ રૂપના ભેદને લીધે તે ચાર ભુજાવાળા છે અને ગોલોકમાં તથા ગોકુળમાં જે રાધાના પતિ શ્રીકૃષ્ણ છે તે પોતે બે ભુજાવાળા છે. યોગિઓ એમના તેજનુંજ નિરંતર ધ્યાન કરે છે અને ભકતો પણ એમના ચરણારવિંદનેજ ભજે છે. યોગિઓમાં અને ભકતોમાં જે તેજ છે તે શ્રીકૃષ્ણનુંજ છે. તેજસ્વીના આશ્રય વિના તેજ કયાંથી પ્રાપ્ત થાય. હે નારદજી! હવે યશોદાએ, નંદે તથા રોહિણીએ જે તપ કરયાં હતાં તે વિષે કહું છું કે જે તપને લીધે તેઓને શ્રીકૃષ્ણના મુખનું દર્શન થયું. પુર્વજન્મમાં નંદ

મહા તપસ્વી દ્રોણ નામના વસુ હતા, યશોદા, દ્રોણ વસુની ધરા નામની સ્ત્રી હતાં અને રોહિણી સર્પોની માતા કદ્રૂ હતાં. એઓનું જન્મચરિત્ર કહુંછું તે તે સાંભળો. એક સમયે દ્રોણ અને ધરા એ બન્નેએ શ્રીકૃષ્ણના દર્શનને વાસ્તે મહા પવિત્ર ભરતખંડની અંદર ગંધમાદન નામના પર્વતમાં ગૌતમ મુનિના આશ્રમની પાસે સુપ્રભા નદીને કીનારે નિર્જન વનમાં દશ હજાર વર્ષ સુધી તપ કરયું પણ દ્રોણને કે ધરાને શ્રીકૃષ્ણનું દર્શન મળ્યું નહી. આમ થવાથી વૈરાગ્યને લીધે તેઓ અગ્નિનો કુંડ કરી મરવાની ઇચ્છાથી તેમાં પ્રવેશ કરવાને તૈયાર થયાં. તેઓને જોઇ તે સમયે આકાશ વાણી થઈ કે "હે દ્રોણ! હે ધરા! બ્રહ્માદિક દેવતાઓએ પણ વંદન કરેલા શ્રીકૃષ્ણ પરમાત્મા કે જેનાં દર્શન યોગીઓને પણ થતાં નથી અને જે વિદ્વાનોને પણ ધ્યાનથી અગમ્ય છે તેમને તમો તમારા બીજા જન્મમાં પૃથ્વીમાં શ્રી ગોકુળમાં તમારા પુત્રરૂપ થએલા દેખશો." એ વાણી સાંભળી દ્રોણ અને ધરા સુખ પામીને પોતાના સ્થાનકમાં ગયાં અને તે પછી તેઓએ ભરતખંડમાં જન્મ પામીને શ્રીકૃષ્ણનું મુખ દીઠું. હે નારદજી! યશોદાનું અને નંદનું પૂર્વ ચરિત્ર મેં તમને કહ્યું. હવે રોહિણીનું પૂર્વ જન્મ ચરિત્ર કે જે દેવતાઓના જાણવામાં પણ નથી તે કહુંછું સાંભળો. એક સમયે કશ્યપની સ્ત્રી અદિતિ પોતાને ઋતુકાળ પ્રાપ્ત થતાં ચોથે દિવસે દૂતના મુખથી કશ્યપને તે વાતની ખબર આપી નાહી ધોઇ રત્નના અલંકાર પેહેરી વિવિધ પ્રકારનો શણગાર ધરીને દર્પણમાં પોતાનું મુખ જોવા લાગ્યાં. એમણે લલાટમાં કસ્તૂરીની બિંદીની સાથે સિંદૂરની બિંદી કરી હતી. કાનમાં રત્નનાં કુંડળ શોભી રહ્યાં હતા. લલાટમાં કુકડા માંકડાં કરયાં હતાં. અંગોમાં આભરણ ધરયાં હતાં. સુંદર નાસિકાના અગ્રમાં ગજમોતી લટકાવ્યું હતું. મુખ શરદ્ઋતુની પુનમના ચંદ્ર જેવું દીપતું હતું. શરદ્ઋતુના કમળ જેવાં નેત્ર વાંકી ભમરોના ચાળાઓથી શોભતાં હતાં, નેત્રમાં સુંદર આંજણ આંજ્યું હતું. દાંતની પંકતી પાકેલા દાડિમનાં બીજ જેવી શોભતી હતી. હોઠ પાકેલાં ઘોલાં જેવા રાતા હતા અને પોતે આનંદથી અત્યંત સુંદર મંદહાસ્ય કરતાં હતાં. અત્યંત સુંદર અને મુનિઓના ચિત્તને પણ મોહ ઉપજાવે એવા પોતાના મુખને દર્પણમાં જોઈ કામદેવનાં બાણોથી પીડાએલાં અદિતિ પોતાના ઘરમાં બેસીને પોતાના પતિ કશ્યપ મુનિના આવવાના માર્ગને જોતાં હતાં. ત્યાં તેમને ખબર મળી કે 'કશ્યપ મુનિ રત્નમંડપમાં પોતાની શોક્ય કદ્રુના વક્ષઃસ્થળમાં લાગેલા છે.' રતિની અત્યંત ઇચ્છાવાળાં અદિતિએ આ વાત સાંભળી નિરાશથઈને પ્રેમને લીધે કશ્યપને તો

શાપ ન આપ્યો પણ કોપથી કદ્રૂને શાપ આપ્યો કે 'ધર્મનો નાશ કરનારી એ અધર્મિષ્ઠ કદ્રૂ સ્વર્ગમાં રેહેવાને યોગ્ય નથી માટે સ્વર્ગમાંથી ભ્રષ્ટ થઈને મનુષ્યનો અવતાર પામો.' પોતાને અદિતિયે શાપ દિધાની વાત ગુપ્ત દુતના મુખથી સાંભળવામાં આવતાં કોપને લીધે કદ્રૂએ પણ અદિતિને શાપ દીધો કે 'અદિતિ પણ મૃત્યુલોકમાં મનુષ્ય યોનિમાં અવતરજો.' આ સમયે સર્પોની મા કદ્રૂને કશ્યપે સમજાવ્યાં કે 'હે સુંદરી ! સમય પ્રાપ્ત થતાં તમે મનુષ્યલોકમાં મારી સાથેજ મનુષ્યપણું પામશો અને ત્યાં શ્રીકૃષ્ણનું મુખ જોવાથી સુખ પામશો માટે ભય છોડી દિયો, એ પ્રમાણે કદ્રૂને સમજાવી કશ્યપમુનિ અદિતિને ઘેર ગયા અને ત્યાં તેમને અદિતિની ઇચ્છાને પરિપુર્ણ કરી. એ ઋતુના પ્રસંગથી અદિતિને ઇંદ્ર નામનો પુત્ર આવ્યો કે જે દેવતાઓનો રાજા થયો. હે નારદજી ! આ કારણને લીધે અદિતિ દેવકી થયાં હતાં, કદ્રૂ રોહિણી થયાં હતાં અને કશ્યપ વસુદેવ થયા હતા કે જેને ઘેર શ્રીકૃષ્ણનો જન્મ થયો. આ ગુપ્ત રાખવા યોગ્ય રહસ્ય વાત મેં તમારી પાસે કહી. હવે બળદેવજી કે જે અપાર મહિમાવાળા અને હજાર મસ્તકોવાળા શેષ નામનો અવતાર હતા તેમના જન્મની કથા કહું છું તે સાંભળો. બળદેવજીના રક્ષણને વાસ્તે શ્રીકૃષ્ણે કરેલી ગોઠવણને લીધે વસુદેવની સ્ત્રીઓમાં રત્નરૂપ અને વસુદેવને પ્યારાં રોહિણી વસુદેવની આજ્ઞા લઈ કંસની બીકથી મથુરામાંથી ભાગીને ગોકુલમાં રહ્યાં હતાં. ત્યાં શ્રીકૃષ્ણની આજ્ઞા પ્રમાણે માયાએ દેવકીના સાતમા ગર્ભને ખેંચી લઇને રોહિણીના ઉદરમાં નાખ્યો. એટલુ કામ કરીને માયા કૈલાસમાં ગયાં અને તે પછી કેટલેક દિવસે નંદના ઘરમાં રોહિણીએ શ્રીકૃષ્ણના અંશરૂપ, ચોખા રૂપા સરખી કાંતિવાળા, મહાસમર્થ, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળા અને અપૂર્વ તેજથી પ્રકાશતા બળદેવજીને જન્મ આપ્યો. બળદેવજીનો જન્મ થતાં દેવતાઓ રાજી થયા, સ્વર્ગમાં દુંદુભિ આનક તથા મૃદંગ આદિ વાજાં વાગ્યાં, આનંદ પામેલા દેવતાઓ શંખોના નાદ તથા જય જય શબ્દ કરવા લાગ્યા, નંદરાયે રાજી થઇને બ્રાહ્મણોને ઘણાં ઘણાં ધન દીધાં, સુયાણીએ નાળછેદન કર્યું, બાલકને નવરાવ્યા, સઘળાં આભરણોથી શણગારેલી ગોપીઓ જય જય શબ્દ બોલવા લાગી, નંદરાયે પરમ આદરથી વસુદેવના પુત્રના જન્મનો ઉત્સવ કર્યો અને યશોદાએ ગોપીઓને તથા બ્રાહ્મણોને પ્રેમથી ધન, અનેક વસ્તુઓ, તૈલ તથા સિંદુર આપ્યાં. હે નારદજી ! આ પ્રમાણે યશોદા તથા નંદનું તપ, બળદેવજીના જન્મનું આખ્યાન અને રોહિણીનું ચરિત્ર મેં તમારી પાસે કહ્યાં. હવે નંદરાયને ઘેર શ્રીકૃષ્ણનો જન્મ થતાં જે ઉત્સવ થયો તેની કથા સાંભળો

કે જે કથા સુખદાયી છે, મોક્ષ દેનાર છે, સારરૂપ છે, જન્મ મરણ તથા જરાને હરનાર છે, મંગળરૂપ છે, વૈષ્ણવોને જીવનની પેઠે પ્યારી છે, સઘળાં અશુભોનો નાશ કરનારી છે અને દાસપણા સહિત ભગવદ્ભકિતને આપનારી છે. વસુદેવ શ્રીકૃષ્ણને નંદરાયના ઘરમાં મુકી મથુરામાં પોતાને ઘેર ગયા તે સંબંધી મહાત્માઓના મુખથી મેં જે સાંભળ્યું હતું તે તમને કહી સંભળાવ્યું છે માટે હવે શ્રીકૃષ્ણે ગોકુળમાં જે મંગળકારી ચરીત્ર કર્યું હતું તે કહું છું. વસુદેવ ઘેર ગયા પછી યશોદાએ અને નંદે મોટા ઉત્કર્ષવાળા અને મહામંગળરૂપ સુવાવડના ઘરમાં નવીન મેઘ સરખી કાંતિવાળા, ધરતીપર સુતેલા, શરદ પુનમનાં ચંદ્ર સરખા મુખવાળા, નીલ કમળ સરખા નેત્રવાળા, જરાવારમાં રોતા, જરાવારમાં હસતા, પ્રેમથી હાથમાં વાંસળી ધરનારા અને એક હાથમાં પોતાનુંજ ચરણારવિંદ લઇને રમતા બાળકને દીઠા. એ શ્રીકૃષ્ણને જોઈ નંદ તથા યશોદા રાજી થયાં, સુયાણીએ એ બાળકને ટાઢા પાણીથી નવરાવ્યા, બાળકનું નાળછેદન કરયું, અને એ વાત સાંભળીને ગોપીઓ જય વચન દેવા લાગી. મોટા નિતંબવાળી તથા ચાલવાના વેગથી ચંચળ સ્તનોવાળી સઘળી જુવાન ગોપીઓ, વૃદ્ધ ગોપીઓ, બાળગોપીઓ તથા બ્રાહ્મણોની સ્ત્રીઓ ત્યાં આવીને આશિર્વાદ દેવા લાગી અને બાળકને પ્રેમથી જોવા લાગી. વખાણ કરતી કેટલીએક ગોપીઓ તો શ્રીકૃષ્ણને હાથમાં તેડી લેવા લાગી અને કેટલીએક તો અવકાશ નહી મળતાં ત્યાંજ ઉભી રહી. રાજી થએલા નંદરાયે સચૈલસ્નાન કરી ધોએલા વસ્ત્ર પેહેરી પંરપરાથી ચાલતો આવેલો સઘળો વિધિ કરયો, બ્રાહ્મણોને જમાડયા, સ્વસ્તિવાચન કરાવ્યું, વાજાં વગડાવ્યાં અને બંદીજનોને ધન આપ્યાં. હે નારદજી ! તે પછી આનંદ પામેલા નંદરાયે બ્રાહ્મણોને ધન, પરવાળાં, ઉત્તમ રત્નો તથા હીરા આપ્યા, સાતતિલ[1] પર્વત આપ્યા, સેંકડો સોનામોહોર આપી, રૂપું આપ્યું, ધાન્યના[2] પર્વતો આપ્યા, વસ્ત્રો આપ્યાં, હજાર સુંદર ગાયો આપી, સઘળાં ધાન્યોથી ભરપુર પૃથ્વી આપી, વાયુ સરખાં વેગવાળા ઘોડા આપ્યા અને દહી, દુધ, સાકર, માખણ, ઘી, મધ, મિષ્ટાન્ન, લાડવા, બુંદિના લાડુઆદિ અતિ મીઠા લાડવા, તાંબુલ અને તૈલ ઇત્યાદિ પણ આપ્યાં અને આપી આપીને રાજી થતા. સુવાવડના ઘરનું રક્ષણ કરવા માટે બ્રાહ્મણોને, મંત્ર જાણનારાં માણસોને તથા ઘરડી ઘરડી ગોપીઓને રાખી વેદના અને મહામંગળરૂપ ભગવન્નામના પાઠ કરાવવા માંડયા તથા બ્રાહ્મણોના હાથથી

---

૧ એક હજાર અને ચોત્રીસ રૂપીઆ ભાર તિલ થાય ત્યારે એક દ્રોણ કેહેવાય છે. એવા દશ દ્રોણનો એક તિલપર્વત કેહેવાય એમ દાનચંદ્રિકામાં કહ્યુ છે. ૨ ધાન્યના પર્વતનું પ્રમાણ તથા વિધિ દાનચંદ્રિકામાં કહેલ છે તે જોઇ લેવાં.

દેવતાઓનાં પુજન કરાવ્યાં. વૃદ્ધ ગોપીઓ પણ રત્નમય અલંકારો પેહેરી હસતી હસતી તુરત નંદને ઘેર આવવા લાગી. જ્યોતિઃશાસ્ત્રમાં નિપુણતા ધરાવનારા અનેક જોશીઓ, અને વચનસિદ્ધિવાળા લોકો પણ હાથમાં પુસ્તકો લઇ લઇને આવ્યા. મંદહાસ્ય કરતી બ્રાહ્મણોની વૃદ્ધ તથા જુવાન સ્ત્રીઓ પોતાનાં બાળ બચ્ચાંને સાથે લઇ આવી. નંદરાયે પ્રેમથી એ લોકને પ્રણામ કરી નમ્રતાથી રત્નો અનેક પ્રકારનાં ધનો, ઉત્તમ વસ્ત્રો, રૂપાં અને હજારો ગાયોનાં દાન આપ્યાં. સર્વે લોકો આશિર્વાદ દેવા લાગ્યાં અને બાળકનેજ જોવા લાગ્યાં. વ્રજમાં બારે બારે સરસામાનોની ગોઠવણ થઇ અને નંદરાયે જે કાંઈ શુભાશુભ થવાનું છે તે સંબંધી જોશીઓ પાસે જન્મપત્રી કરાવી. પછી જેમ શુક્લ પક્ષમાં ચંદ્ર વધતો જાય છે તેમ શ્રીકૃષ્ણ મોટા થતા ગયા અને બળભદ્ર પણ નંદરાયના ઘરમાંજ રોહિણીના સ્તન ધાવીને મોટા થતા ગયા. આ પ્રમાણે થવાથી યશોદા રોહિણી અને નંદરાય ઘરમાં પરમ આનંદ પામીને રહ્યાં.

नंदालये हलीचैव भुंक्तेमातुः पयोधरम् ॥
यशोदा रोहिणीनंदस्तस्थुर्गे हे मुदान्विता ॥७८॥

ઈતિ શ્રી મહાપુરાણ બ્રહ્મવૈવર્ત્તમાના શ્રીકૃષ્ણજન્મખંડમાં ' नंदपुत्रोत्सव એવા નામનો નવમો અધ્યાય સંપૂર્ણ. ૯



## ॥ नारायणउवाच ॥

अथ कंसः सभामध्ये स्वर्णसिंहासनस्थितः ॥
शुश्राववाचंगगने सूनृतामशरीरिणीम् ॥ १ ॥

નારાયણ કહે છે—પછી કંસ સભામાં સોનાના સિંહાસનપર બેઠો હતો તે સમયે નીચે પ્રમાણે સ્પષ્ટ અક્ષરોવાળી આકાશવાણી તેના સાંભળવામાં આવી.

આકાશવાણી કહેછે—હે મુઢ ! તું બેઠો બેઠો શું કરે છે ? તારા કલ્યાણનો વિચાર કરય. હે રાજા ! તારો કાળ પૃથ્વીમાં જન્મી ચુક્યો છે માટે તેના ઉપાય કરવામાં તત્પર થા. વસુદેવ તારા કાળરૂપ પુત્રને નંદના હાથમાં આપી ત્યાંથી કન્યા લાવી તે કન્યા તને આપીને ઢોંગથી રહેલો છે. એ જે કન્યા છે તે માયાના અંશરૂપ છે અને જે વસુદેવનો પુત્ર છે તે પોતે વિષ્ણુ છે. તને મારનારો

એ વસુદેવને પુત્ર ગોકુળમાં નંદને ઘેર મોટો થાય છે. દેવકીનો સાતમો ગર્ભ પણ નંદના ઘરમાં મોટો થાય છે. એ ગર્ભ આવી ગયો નહતો પણ માયાએ દેવકીના ઉદરમાંથી તેને ખેંચી લઇને રોહિણીના ઉદરમાં નાખ્યો હતો. એમાંથી શેષનાગના અંશરૂપ મહાબળવાન્ બળભદ્ર જનમેલ છે. તારા કાળરૂપ એ બન્ને જણા ગોકુળમાં નંદના ઘરમાં મોટા થયા કરે છે.

નારાયણ કહે છે—એ પ્રમાણેં આકાશવાણી સાંભળી કંસે પોતાનું માથું નીચું કરયું અને સહસા ચિંતામાં પડીને શત્રુને મારવાની ઊતકંઠાથી આહાર પણ છોડી દીધો. પછી કંસે પોતાને પ્રાણ કરતાં પણ અધિક વાહાલી અને બેન કરીને માનેલી પુતનાને સભામાં બોલાવી તેને નીચે પ્રમાણે નીતિ ભરેલાં વચનો કહ્યા.

કંસ કહે છે—હે પુતના! તું મારૂં કામ કરવાને વાસ્તે સ્તનપર ઝેર ચોપડીને નંદનાં ગોકુળમાં જા અને ત્યાં નંદના પુત્રના મોહોડામાં તુરત તે સ્તન દે. હે બેન! તું મનના જેવા વેગવાળી છે, માયા કરવાના શાસ્ત્રોમાં નિપુણ છે અને યોગિની છે માટે માણસનું રૂપ ધરીને ત્યાં જા. તુને દુર્વાસાની પાસેથી મોટો મંત્ર મળેલો છે તેથી તારી ગતિ કોઇ ઠેકાણે પણ અટકે એમ નથી અને તું ગમે તેવાં રૂપ કરવાને સમર્થ છે.

નારાયણ કહે છે—હે નારદજી! કંસ એટલાં વચન બોલી સભામાંજ બેઠો રહ્યો અને ધારે ત્યાં જઈ શકે એવી પુતના કંસને પ્રણામ કરીને ચાલી પુતનાએ ઊત્તમ સુંદરીનું રૂપ ધરી લીધુ. એ સ્ત્રીએ અનેક પ્રકારના અલંકારો ધરી લીધા. કસ્તૂરીની બિંદીની સાથે પ્રેમથી સિંદુરની બિંદી કરી હતી. શરીરનો વર્ણ ચોખા કરેલા સોના જેવો હતો મોટા ચોટલામાં માલતીની માળાઓ ગુંથેલી હતી અને ઝાંઝરનો તથા કટિમેખળાનો સુંદર ઝમકાર થઇ રહ્યો હતો. એવું રૂપ ધરીને પૂતના બીજા કોઈથી અંદર જઈ શકાય નહી એવા ગોકુળમાં ગઇ કે જે ગોકુળ નંદના ઘરની શોભાથી મનનું બહુજ આકર્ષણ કરતું હતું. ઊંડી અને ઉલ્લંઘન કરી શકાય નહી એવી ખાઈઓથી વીંટાએલું હતું. વિશ્વકર્માએ દિવ્ય પથરાઓથી બનાવેલું હતું, ઇંદ્રનીલ મરકત તથા માણકોથી શણગારેલું હતું, અને કોતરકામવાળા તથા ઉપરના ભાગોથી શોભતા દિવ્ય સુવર્ણના કળશોથી દીપી રહ્યું હતું. આકાશ પર્યંત પોહોચેલા કીલ્લાઓમાં ચાર ચાર દરવાજા હતા અને દરવાજાઓમાં લોઢાનાં કમાડો હતાં તથા અનેક દ્વારપાળો બેઠા હતા. ત્યાં અત્યંત રમણીય નંદરાયના દરબારમાં અનેક રૂપાળી ગોપીઓ ફરતી હતી. મોતી

માણિક્ય રત્નો તથા ધન આદિ પદાર્થો ભરપૂર હતા. સોનાનાં અનેક વાસણો દીપી રહ્યાં હતાં, કરોડો ગાયો દીપતી હતી. પોષણ કરવા યોગ્ય અનેક કિંકરો અને લાખો ગોવાળીઆઓ હરફર કરતા હતા. હજારો દાસીઓ કામકાજમાં લાગેલી હતી. મંદહાસ્ય કરતી એ બહુજ રૂપાળી પુતના દરબારમાં પેસતાં, તેને કોઈએ પણ અટકાવી નહી. 'શ્રીકૃષ્ણને જોવા માટે આ તે લક્ષ્મી આવ્યાં હશે કે પાર્વતી આવ્યાં હશે ?' એમ ધારીને સઘળી ગોપીઓએ તેને પ્રણામ કરયા, કુશલ પુછ્યું, સિંહાસન આપ્યું, પગ ધોવાનું જળ આપ્યું અને ત્યાં પ્રેમથી બેસાડી. પૂતનાએ પણ મંદહાસ્યપુર્વક ગોવાળીઆઓનું તથા બાળકનું કુશળ પુછી આદરથી પગ ધોવાનું જળ લીધું અને પગ ધોઇને તે સ્થળમાં સ્થિતિ કરી. સઘળી ગોપીઓ તેને પુછવા લાગી કે "હે ઇશ્વરી ! તમે કોણ છો ? હમણાં કયાં રહો છો ? તમારૂં નામ શું છે અને તમે શું કામ કરોછો તે અમને કહો." ગોપીઓનાં વચન સાંભળી પૂતના સુંદર સ્વભાવથી બોલી કે "હું મથુરામાં રેહેનારી ગોપી છું અને હમણાં બ્રાહ્મણના ઘરમાં સ્ત્રી થઇને રહી છું. સમાચાર લાવનારનાં મોહડાથી મેં મોટી વધામણી જેવી સાચી વાત સાંભળી કે નંદ રાયને ઘડપણમાં ઉત્તમ પુત્રની પ્રાપ્તિ થઈ છે. એ સાંભળી એ બાળકને જોવા તથા યોગ્ય આશિર્વાદ દેવા હું આવી છું. પુત્રને તેડી આવો એટલે તેને જોઇ આશિર્વાદ દઇને હું પાછી જાઉં." બ્રાહ્મણની સ્ત્રી થઇને આવેલી પુતનાનાં વચન સાંભળી મનમાં રાજી થએલા યશોદાએ પુત્રને તેડી આવી પગે લગાડીને તેના હાથમાં આપ્યા. પુત્રને છાતીમાં લઇ મોટાં પુણ્યવાળી પુતનાએ વારંવાર તેને બચીયો લીધી અને પછી સારી રીતે તેના મુખમાં સ્તન આપીને વાતો કરવા લાગી કે "હે ગોપી ! એ તમારો બાળક રૂપાળો છે, બહુ અદભૂત છે અને નારાયણ જેવા ગુણવાળો છે." શ્રીકૃષ્ણ તો અમૃત પેઠે તેના પ્રાણની સાથે ઝેર સહીત દુધને પી ગયા અને ધાત્રી જઇ છાતીપર ચડીને હસવા લાગ્યા. પુતના ઊંચા મોહોડાવાળા બાળકને છોડી દઇ પ્રાણનો ત્યાગ કરીને પડી ગઇ અને તેનું શરીર તથા મોહોડું બહુ બીભત્સ જણાવા લાગ્યાં. એ પૂતના પોતાના સ્થુળ દેહને છોડી દિવ્ય દેહથી તુરત રથમાં બેઠી કે જે રથ ઊત્તમ રત્નોથી બનેલો હતો, અત્યંત સુંદર દિવ્ય પાર્ષદોથી વીંટાએલો હતો, લાખો ધોળા ચમરોથી તથા લાખો દર્પણોથી શોભતો હતો, અગ્નિમાં ધોવાએલાં સૂક્ષ્મ વસ્ત્રથી શણગારેલો હતો, અનેક પ્રકારનાં ચિત્રોવાળા રત્નમય કળશોથી સંયુક્ત હતો, સો પઈડાંવાળો હતો, રત્નોના તેજથી પ્રદીપ્ત હતો અને બહુજ રમણીય હતો, પુતનાને એ રથમાં બેસારી

શ્રીકૃષ્ણના પાર્ષદો ઉત્તમ ગોલોકમાં લઇ ગયા. એ અદ્ભુત જોઈ લોકોને અને ગોપીઓને ભારે વિસ્મય થયો અને તે સઘળું સાંભળીને કંસ પણ વિસ્મય પામ્યો, યશોદા એ બાળકને તેડી લઇ છાતીમાં ઘાલી ધવરાવ્યા અને બ્રામ્હણોની પાસે સ્વસ્તિવાચન કરાવ્યું. આનંદ પામેલા નંદરાયે પુતનાના દેહનો દાહ કરાવ્યો કે જે દાહ થતાં તેમાંથી ચંદન, અગર તથા કસ્તુરીના જેવો સુગંધ નીકળ્યો.

નારદજી પુછેછે— હે નારાયણ! એ રાક્ષસીના રૂપવાળી અને મોટાં પુણ્યવાળી પુતના કોણ હતી અને તે કયા પુણ્યથી ગોલોકને પામી.

નરાયણ કેહે છે— બળિરાજાના યજ્ઞમાં વામનજી ગયાં હતા તે સમયે વામનજીનું મનોહર રૂપ જોઇ બળિરાજાની દીકરી રત્નમાળાએ વામનજી ઉપર પુત્ર જેવો સ્નેહ કરીને મનમાં ધારયું હતું કે “આ બટુક મારા પુત્ર જેવો છે અને વિષ્ણુ સ્વરૂપ છે માટે એ જો મને ધાવેતો હું ફરીવાર અસુરની યોનિમાં અવતરૂ નહી.” એવી ભકિતને લીધે એ રત્નમાળા કે જે પાછળથી પૂતના કેહેવાતી હતી તેને શ્રીકૃષ્ણની માના જેવી ગતિની પ્રાપ્તિ થઇ. હે નારદજી! આવા દયાળુ શ્રીકૃષ્ણ વિના બીજા કોનું ભજન કરીએ. આ પ્રમાણે શ્રીકૃષ્ણના ગુણોનું વર્ણન કે જે ક્ષણે ક્ષણે મધુર લાગે એવું છે તે તમારી પાસે કહ્યું. હવે બીજું તેમનુ ઊત્તમ ચરિત્ર કહું છું.

**इत्येवं कथितं विप्र श्रीकृष्णगुणकीर्त्तनम् ॥**
**पदेपदेसुमधुरं प्रवरं कथयामिते ॥ ४४ ॥**

ઈતો શ્રી બ્રહ્મવૈવર્ત્તમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો ‘पूतनामोक्ष’ એવા નામનો દશમો અધ્યાય સંપુર્ણ. ૧૦



## ॥ नारायणउवाच ॥

**अेकदा गोकुले साध्वी यशोदा नंदगेहिनी ॥**
**गृहकर्मणि संसक्तकृत्वाबालं स्ववक्षसि ॥ १ ॥**

નારાયણ કેહેછે— એક દિવસ નંદરાયનાં પતિવ્રતા સ્ત્રી યશોદા શ્રીકૃષ્ણને છાતી પર લઇને ઘરમાં કામ કાજ કરવા લાગ્યાં હતાં ત્યાં શ્રીકૃષ્ણ પોતાના મનથી તૃણાવર્ત્ત નામના દૈત્યને વીતોળીઆનું રૂપ ધરી ગોકુળમાં આવતો જાણી

યશોદાને બહુ ભાર દીધો. ભારથી પીડાએલા યશોદા શ્રીકૃષ્ણને ધરતીપર મુકી સુવડાવીને યમુનાજીને કીનારે ગયાં. આ સમયમાં વીતોળીઆના રૂપવાળા એ દૈત્ય શ્રીકૃષ્ણને ઉપાડી ફેરવીને સો યોજન સુધી ઉંચે ગયો. તેણે ઝાડની શાખાઓને ભાગી નાખી અને ગોકુળને પણ આંધળા જેવું કરી નાખ્યું. આ પ્રમાણે માયા કરીને પાછો તે તુરત ગોકુળમાંજ પડયો. શ્રીકૃષ્ણનો સ્પર્શ મળવાને લીધે જેનાં સઘળાં પાપોનો ક્ષય થઈ ગયો એવો તે દૈત્ય સુંદર રથમાં બેસીને ગોલોકમાં ગયો. એ તૃણાવર્ત પુર્વ જન્મમાં પાંડય દેશનો રાજા હતો તે દુર્વાસાનાં શાપથી અસુર થયો હતો કે જેને શ્રીકૃષ્ણનાં ચરણનો સ્પર્શ મળવાથી ગોલોકની પ્રાપ્તી થઇ. વીતોળીયો ગયા પછી ભયથી વિહ્વલ થયેલા સર્વ ગોવાળીઆ અને ગોપીઓ આવીને જોય ત્યાં શ્રીકૃષ્ણને શયનમાં સુતેલા નહી દેખી બીકથી થએલા શોકને લીધે છાતીઓ કુટવા લાગ્યાં, કેટલાંએક મુર્છા પામ્યાં અને કેટલાંએક રોવાં લાગ્યાં. બાળકને શોધવા લાગ્યાં તો પણ વ્રજમાં કોઈ સ્થળે એ શ્રીકૃષ્ણ જોવામાં આવ્યા નહી. શોધતાં શોધતાં ગામ બાહાર જળથી ભરેલા એક તળાવને કાંઠે ફુલવાડીમાં પડેલાં સઘળાં અંગોમાં રજથી ખરડાએલા, ભયથી વિહ્વળ થએલા, રોતા અને વારંવાર આકાશની સામે જોતા એ બાળકૃષ્ણ જોવામાં આવ્યા. નંદરાય એ બાળકને તેડી લઈ તુરત છાતીમાં ઘાલી તેમનું મોહોડું જોઇ જોઈને શોકથી વારંવાર રોવાં લાગ્યા. યશોદા અને રોહિણી પણ એ બાળકને જોઇને તુરત રોઇ પડયાં અને છાતીમાં ઘાલીને તેમના મુખનુ વારંવાર ચુંબન કરવા લાગ્યાં. પછી જેનાં મુખ તથા નેત્ર પ્રફુલિત થયાં એવાં યશોદાએ બાળકનું સ્વસ્તિવાચન કરાવી નવરાવ્યા અને પછી ધવરાવ્યા.

નારદજી પુછેછે—હે મહારાજ! દુર્વાસાએ પાંડય દેશના રાજાને શા કારણથી શાપ આપ્યો હતો? એ પ્રાચીન ઇતિહાસ સારી પેઠે વિચાર કરીને કહો.

નારાયણ કેહે છે— પાંડય દેશનો અધિપતિ મહાપ્રતાપી (સહસ્રાક્ષ) નામનો રાજા હતો તે કામદેવના બાણોથી પીડાઈ હજાર સ્રીઓને સાથે લઈ ગંધમાદન પર્વતની અંદર નદીને કીનારે મનોહર અને એકાંત સ્થળરૂપ ફુલવાડીમાં વિહાર કરતો હતો. યોગીપણું ધરાવનારા એ મોટા રાજાએ અનેક પ્રકારના વિપરીત રતિ આદિ શૃંગાર કરી સ્રીઓને નખ તથા દાંતથી ઘાયલ કરી સ્થલવિહાર પુરો કરીને જળવિહાર કરવા માંડયો. એ રાજાની રાણીઓ તથા બીજી પણ કેટલીએક સ્રીઓ વસ્રરહિત થઈને પુષ્પભદ્રા નદીના મનોહર નીરમાં વિહાર કરવા લાગી. આ સમયમાં શંકરનાં દર્શન કરવા જતા અને લાખ શિષ્યોથી

વીટાએલા દુર્વાસા મુનિ યદચ્છાથી ત્યાં આવી નીકળ્યા. એ મહા મુનિને જોઇ મદથી ઉન્મત્ત થએલો સહસ્રાક્ષ રાજા ઉઠયો નહી, નમ્યો નહી અને તેણે વાણીથી કે હાથથી તેમનું સન્માન પણ કરયું નહી. એ રાજાને જોઇ રોષથી જેના હોઠ ફરકવા લાગ્યા એવા દુર્વાસા મુનિએ તેને શાપ દીધો કે "હે પાપી! હે અધમ! તું અસુર થઈ જા અને યોગથી ભ્રષ્ટ થઈને પૃથ્વીમાં જા. એક લાખ વર્ષ સુધી ભરત ખંડમાં રહ્યા પછી અંતે તું શ્રીકૃષ્ણનાં ચરણાવિંદનો સ્પર્શ મળવાથી ગોલોકમાં જશે. હે સ્રીઓ તમો પણ ભરતખંડમાં જન્મ પામશો અને ત્યાં રાજાઓની પુત્રીઓ તથા રાજાની રાણીઓ થશો." એટલાં વચન કહી દુર્વાસા શંકરના સ્થાનમાં ગયા અને દયાને લીધે હાહાકાર કરતા તેમના શિષ્યો પણ ગયા. દુર્વાસા ગયા પછી નદીને કીનારે રાજા રોવા લાગ્યો અને ભાવિ વિરહથી આતુર થએલી તેની સ્રીઓ પણ હે નાથ! 'હે રમાડનારા! હે પ્યારા!' એમ વાંરવાર બોલીને રોવા લાગી કે "તમારા વિના અમો કયાં જઈશું અને અમોને મુકીને તમે કયાં જશો. હવે તો નિર્જન વનમાં તમારો અને અમારો વિહાર કદી પણ નહી થશે. તમે રાજ્ય નહી કરો અને અમો ઘેર પણ નહી જઇએ. હવે અમો શરદ્-ઋતુના ચંદ્ર જેવો શોભાવાળા તમારા મુખને નહી દેખીએ અને લાંબા હાથ કરી બાથમાં લઇને તમને દાબીએ એવો પણ દાહાડો નહી મળે." નદીને કાંઠે રાજાની આગળ બેસી એમ વિલાપ કરતી તે સ્રીઓ રૂદન કરતાં કરતાં મુર્છિત થઈ ગઇ. હે નારદજી! પછી એ સહસ્રાક્ષ રાજાએ અગ્નિનો કુંડ કરી ભગવાનના ચરણારવિંદનું સ્મરણ કરી સ્રીઓની સાથે બળતા અગ્નિમાં પ્રવેશ કરયો. આકાશમાં ઉભેલા સઘળા દેવતાઓ હાહાકાર કરવા લાગ્યા અને તે સ્થળમાં ઉભેલા મુનીઓ કેહેવા લાગ્યા કે "દૈવ સર્વથી બળવત્તર છે" એ સહસ્રાક્ષ રાજા તૃણાવર્ત થયો હતો કે જેને ગોકુળમાં શ્રીકૃષ્ણનો સ્પર્શ મળવાથી મુકિત થઇ સહસ્રાક્ષની સ્રીઓ પણ ભરતખંડમાં ઉત્તમ કુળોમાં જન્મી હતી. આ પ્રમાણે જેમાં દુર્વાસાના શાપથી દૈત્ય થએલા સહસ્રાક્ષ રાજાને દુર્વાસાનાં વચન પ્રમાણે મુકિત થયાની કથા આવી એવું શ્રીકૃષ્ણનું સઘળુ ઉત્તમ માહાત્મ્ય મેં તમારી પાસે કહ્યું.

**'इत्यवं कथितं सर्वं हरेर्माहात्म्य मुत्तमम् ॥**
**मोक्षणं नृपतेश्चैव मुनींद्र शापहेतुकम् ॥ ३४ ॥**

ઈતિ શ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણજન્મખંડનો 'तृणावर्त्तवध' એવા નામનો અગિયારમો અધ્યાય સંપૂર્ણ. ૧૧

## ॥ नारायणउवाच ॥

**अेकदामंदिरे नंदपत्नी सानंदपूर्वकम् ॥**
**कृत्वावक्षसि गोविंदम् क्षुधितंच स्तनंददौ ॥ १ ॥**

નારાયણ કહેછે—એક દિવસે નંદની પત્ની યશોદા ઘરમાં શ્રીકૃષ્ણને ભુખ્યા થયા જાણી આનંદ પુર્વક છાતીમાં લઇ ધવરાવતાં હતાં તે સમયમાં વૃદ્ધ જુવાન તથા બાળક ગોપીઓ બાળબચ્ચાંઓ સહિત નંદના દરબારમાં આવ્યાં. શ્રીકૃષ્ણ પડખું ફેરવવા શીખ્યા હતા. તે સંબંધી ઉત્સવમાં ભાગ લેવા સારૂ આવેલી એ ગોપીઓને જોઈ પ્રીતિના સંભ્રમમાં પડેલાં યશોદા, શ્રીકૃષ્ણ ધાવીને તૃપ્ત નહી થયા હતા તે છતાં પણ તેમને છોડી તુરત શયનમાં સુવાડીને ઉઠયાં, ઊઠીને ગોપીઓને પગે લાગ્યાં અને તેઓને તેલ, સિંદુર, તાંબુલ, મીઠાં ફળાદિક વસ્ત્રો તથા ભોજનો દેવા લાગ્યાં. માયાના સ્વામી શ્રીકૃષ્ણે આ સમયમાં ભુખ્યા હતા તેથી રોવા લાગ્યા અને તેમણે રોતાં રોતાં માયાથી પોતાનું ચરણ લાંબુ કરીને પાસે પડેલા એક ગાડામાં પછાડયું તેથી આખું ગાડું ભુકો થઈને ભાગી પડયું, લાકડા નોખનોખાં વીખાઇ ગયાં અને તે ગાડા ઉપર રાખવામાં આવેલાં દહી, દુધ, માંખણ, ઘી તથા મધ ઢોળાઇ ગયાં એ આશ્ચર્ય જોઇ બીકને લીધે ગોપીઓ દોડીને બાળકની પાસે આવી. ત્યાં ભાગી પડેલું ગાડું, લાકડાના ગંજમાં પડેલા બાળક, (શ્રીકૃષ્ણ) ભાગી પડેલા વાસણો અને ઢોળાઇ ગએલાં દહી દુધ આદિ તેઓના જોવામાં આવ્યાં. જેણે માયાથી પોતાનાં સઘળાં અંગોનું રક્ષણ કરયુ એવા, રોતા અને ભુખ્યા શ્રીકૃષ્ણને યશોદાએ બીકને લીધે લાકડાં આઘાં પાછાં કરીને તેડી લીધા. શ્રીકૃષ્ણને ધવરાવતાં અને શોકથી બહુજ રૂદન કરતાં યશોદાએ ત્યાં આગળ ઉભેલાં બાળકોને પૂછયું કે "ગાડું ભાગી પડવાનું કાંઈ કારણ જોવામાં આવતું નથી તેમ છતાં સહસા ગાડું કેમ ભાગી પડયું. આ શું આશ્ચર્ય થયું." બાળકો બોલ્યા કે "અમારી વાત સાંભળો. શ્રીકૃષ્ણની પાટુ વાગવાથીજ ગાડું ભાગી પડયું છે." એ વાત સાંભળી ગોપીઓ તથા ગોવાળીઆઓ હસી પડયાં અને પ્રતીતિ નહી આવવાથી "આ વાત ખોટી છે" એમ સર્વ બોલ્યા. વ્રજની બીજી પ્રજા પણ એમજ વાતો કરવા લાગી. એ પ્રસંગમાં ઊત્તમ ઊત્તમ બ્રાહ્મણોએ નંદના બોલાવવાથી ત્યાં આવી શ્રીકૃષ્ણનું સ્વસ્તિવાચન કરયું અને એક બ્રાહ્મણે શ્રીકૃષ્ણના શરીર ઉપર હાથ મેલીને કવચનો પાઠ કરયો. કે

નારદજી! એ કવચ હું તમને કહી સંભળાવું છું. જે સમયે બ્રહ્મા નારાયણના નાભિકમળમાં બેઠા હતા અને નારાયણ જળમાં શયન કરીને નિંદ્રાને વશ થયા હતા તે સમયે મધુકૈલ નામના દૈત્યોથી ભય પામીને બ્રહ્માએ સ્તુતિ કરતાં માયાએ તે કવચ બ્રહ્માને આપ્યું હહતું.

માયા કેહે છે—હે બ્રહ્મા! હે જગતના પતિ! ભય છોડી દો. નારાયણ છતાં અને હું છતાં તમારે શો ભય છે? કશોં ભય નથી. સુખી રહો. હરી તમારા મુખની રક્ષા કરો. મધુસુદન મસ્તકની રક્ષા કરો. શ્રીકૃષ્ણ નેત્રની રક્ષા કરો. રાધિકાના પતિ નાસિકાની રક્ષા કરો. માધવ બે કાનની, કંઠની અને કપાળની રક્ષા કરો. ગોવિંદ ગાલની રક્ષા કરો. કેશવ કેશની રક્ષા કરો. હૃષીકેશ હોડની રક્ષા કરો. ગદાગ્રજ દાંતની પંકિતની રક્ષા કરો. રાસેશ્વર જીભની રક્ષા કરો. વામનજી તાળવાની રક્ષા કરો. મુકુંદ વક્ષઃસ્થળની રક્ષા કરો. દૈત્ય પેટની રક્ષા કરો જનાર્દન! નાભિની રક્ષા કરો. વિષ્ણુ શિશ્નની રક્ષા કરો. પુરૂષોત્તમ બે નિતંબની અને ગુહ્યની રક્ષા કરો. રામચંદ્ર બે ગોઠણની સર્વદા રક્ષા કરો. વિભુ બે હાથની રક્ષા કરો. નૃસિંહ સર્વ પ્રદેશમાં સંકટથી રક્ષા કરો. વરાહજી બે પગની રક્ષા કરો. જેથી કમળ ઊત્પન્ન થયું હતું એવા નારાયણ ઊંચે રક્ષા કરો. લક્ષ્મીના પતિ નીચે રક્ષા કરો. ગોપાળ પુર્વ દિશામાં રક્ષા કરો. રાવણને હણનાર અગ્નિ ખુણામાં રક્ષા કરો. વનમાળી દક્ષિણ દિશામાં રક્ષા કરો. વૈકુંઠ નૈઋત્ય ખુણામાં રક્ષા કરો. સત્પુરૂષોનું રક્ષણ કરનાર વાસુદેવ પશ્ચિમ દિશામાં રક્ષા કરો. અજન્મા વિષ્ટરશ્રવા વાયુ ખુણામાં રક્ષા કરો. જલજ્ઞન ભગવાન પોતાના તેજથી ઉત્તર દિશામાં રક્ષા કરો. ઈશ્વર ઇશાન ખુણામાં રક્ષા કરો. શત્રુજીત જળ, સ્થળ તથા અંતરિક્ષ આદિ સર્વ સ્થળમાં રક્ષા કરો. અને રાઘવ નિંદ્રામાં રક્ષા કરો. હે બ્રહ્મા! આ પરમ અદભુત કવચ મેં તમને કહ્યું. જે સમયે હું આકાશમાં ઉભીને શુંભ નામના દૈત્યની સાથે ઘોર દારૂણ અને જેમાં કોઇ પણ મારવાનો ઉપાય મળતો ન હતો એવા સંગ્રામમાં લાગી હતી અને આકાશમાં સો વર્ષ સુધી એ મહા ભયંકર સંગ્રામ ચાલતાં પણ શુંભ મરતો ન હતો તે સમયે મેં શ્રીકૃષ્ણનું સ્મરણ કરતાં શ્રીકૃષ્ણે કૃપાથી તુરત આકાશમાં આવીને આ કવચ મને આપ્યું હતું કે જે કવચના પ્રભાવથી મેં તુરતજ શુંભને જીતીને મારી નાખ્યો હતો. શુંભ મરણ પામીને ધરતીપર પડયા પછી શ્રીકૃષ્ણ મને એક માળા આપીને ગોલોકમાં પધારી ગયા હતા. હે બ્રહ્મા! આ પુર્વકલ્પનું વૃત્તાંત મેં તમારી પાસે કહ્યું છે. આ કવચનું ધારણ કરનારને કદી પણ મનમાં ભય થતો નથી. હું પ્રત્યેક કલ્પમાં શ્રીકૃષ્ણની

સાથેજ રહું છું. કરોડો શત્રુઓને આ કવચના પ્રભાવથી નાશ પામેલા મેં જોએલા છે.

નારાયણ કહે છે—હે નારદજી! એ પ્રમાણે કહી બ્રહ્માને કવચ આપીને અંતર્દ્ધાન થઇ ગયાં અને બ્રહ્મા નિર્ભય થઈને નારાયણનાં નાભિકમળમાં બેઠા રહ્યા. જે સુબુદ્ધિ માણસ આ ઉત્તમ કવચને સોનાની માદરડીમાં નાખી ગળામાં અથવા જમણે હાથે સર્વદા બાંધી રાખે તેને વિષથી, અગ્નિથી, જળથી કે શત્રુથી કદી ભય થતો નથી. જળમાં, સ્થળમાં, અંતરિક્ષમાં તથા નિંદ્રામાં એ માણસની ઇશ્વર સર્વદા રક્ષા કરે છે. સંગ્રામમાં, વજ્રપાતના સમયમાં અને પ્રાણ જાય એવી વિપત્તિના સમયમાં પણ આ કવચનું સ્મરણ કરવામાં આવે તો તુરત સઘળી પીડા મટી જાય છે. પૂર્વે આ કવચને ગળામાં બાંધીને સદાશિવે લીલા માત્રમાં મહાભયંકર ત્રિપુરાસુરને મારયો હતો અને કાલિકાએ રકતબીજને ખાધો હતો. શેષનાગ આ કવચનું ધારણ કરવાના પ્રભાવથીજ સઘળા ભૂગોળને તલનાં દાણાની પેઠે ધરી રહ્યા છે. અમો બે ભાઇ, સનત્કુમાર, અને કર્મોના સાક્ષી ધર્મદેવ પણ આ કવચના પ્રભાવથીજ સર્વત્ર ઉત્કર્ષ પામેલા છીએ. બ્રાહ્મણે નંદના પુત્ર શ્રી કૃષ્ણના ગળામાં એ કવચ બાંધ્યું અને શ્રીકૃષ્ણે તે પોતાના નામોનું કવચ પોતે ધરયું. હે નારદજી! અનંત અને અખંડિત રેહેનારા શ્રીકૃષ્ણનો તથા તેમના કવચનો આ સઘળો અતુલ પ્રભાવ મેં તમને કહ્યો.

**प्रभावः कथितः सर्वः कवचस्य हरेस्तथा ॥**
**अनंतस्याप्रमेयस्य प्रभावमतुलं मुने ॥ ४१ ॥**

ઈતિ શ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'शाकटभंगकवचन्यास' એવા નામનો બારમો અધ્યાય સંપૂર્ણ. ૧૨



## ॥ नारायणउवाच ॥

**अपरंकृष्णमहात्म्यं शृणुकिंचिन्महामुने ॥**
**विघ्नविघ्नं पापहरं महापुण्यकरं परम् ॥ १ ॥**

નારાયણ કહેછે—હે નારદજી! શ્રીકૃષ્ણનું બીજું પણ વિઘ્નોને ટાળનાર, મહા પુણ્યને આપનાર અને પાપોને હરનાર ઉત્તમ માહાત્મ્ય સંક્ષેપથી કહું છું

તે સાંભળો. એક દિવસે યશોદા શ્રીકૃષ્ણને છાતી પર લઇ સોનાના સિંહાસન પર બેઠાં હતાં અને શ્રીકૃષ્ણને ભુખ્યા થયા જાણી ધવરાવતાં હતાં તે સમયમાં શિષ્યોના સમુહથી વીટાએલો, શુદ્ધ સ્ફટિક મણિની માળાથી ગાયત્રીનો જપ કરતો અને બ્રહ્મતેજથી પ્રકાશતો કોઈ એક ઊત્તમ બ્રાહ્મણ આવી નીકળ્યો. એ બ્રાહ્મણે દંડ તથા છત્ર ધરયાં હતાં. વસ્ત્ર ધોળાં પેહેરયાં હતાં. દાંતની પંક્તિ શોભી રહી હતી. જાણે દેહધારી જ્યોતિઃશાસ્ત્ર હોય એવો લાગતો હતો. વેદના તથા વેદના અંગોના પારને પામેલો હતો. માથે ચોખા સોના જેવો પીળો જટાજુટ દીપી રહ્યો હતો. મુખ શરદ્ પુનમના ચંદ્ર જેવું હતું. અંગો ગોરાં હતાં. નેત્ર કમળ જેવાં હતાં. આંગળીમાં ઉપદેશની મુદ્રા કરી હતી. પ્રેમથી શિષ્યોને ભણાવતો હતો. રૂપાળો હતો. થોડીવારમાં વેદની અનેક વ્યાખ્યાઓ કરી નાખે એવો જણાતો હતો. જાણે ચારે વેદ દેહ ધરીને એકઠા થયા હોય એવો તેજસ્વી લાગતો હતો. સાક્ષાત સરસ્વતીના કંઠ જેવો હતો. સિદ્ધાંતમાં મુખ્ય નિપુણ હતો. અહર્નિશ શ્રીકૃષ્ણના ચરણારવિંદનું ધ્યાન કરવામાં તત્પર હતો. જીવન્મુક્ત હતો અને શ્રીકૃષ્ણનો શુદ્ધ ભક્ત તથા સદાશિવનો શિષ્ય હતો. સર્વને જાણનારા એ મહા સિદ્ધ યોગીંદ્રને જોઈ યશોદાએ ઉઠીને તેમને પ્રણામ કરયા, પગ ધોવાંનું જળ, ગાય, મધુપર્ક તથા સોનાનું સિંહાસન આપ્યાં અને મંદહાસ્ય કરીને પ્રેમથી તેમના ચરણમાં શ્રીકૃષ્ણને પ્રણામ કરાવ્યા. મુનિએ મનથી શ્રીકૃષ્ણને સૈકડો પ્રણામ કરયા અને પ્રીતિથી વેદના મંત્રો ભણીને આશિર્વાદ આપ્યા. યશોદાએ તે મુનિના સઘળા શિષ્યોને પ્રણામ કરીને ભકિતપુર્વક જુદાં જુદાં પાદ્યાદિક આપ્યાં અને તેઓએ યશોદાને આસિર્વાદ આપ્યા. સર્વના પગ ધોઇ સુખકારી આસનપર બેસી, બાળકને ખોળામાં લઈ ભકિતથી માથું નમાવી હાથ જોડીને યશોદાએ તે મુનિને પુછયું કે "તમે કે જે આત્મારામ અને સુખસ્વરૂપ છો તેમને જે કે હું પુછવાને યોગ્ય નથી તોપણ હમણાં કુશળ પુછું છું અને આપનું નામ પુછું છું. હું કે જે બુદ્ધિ વગરની અબળા છું તેના અપરાધની આપે ક્ષમા કરવી. કારણ કે માહાત્મા પુરૂષો મૂઢ જનના દોષની ક્ષમાજ કરે છે. અંગિરા, અત્રિ, મરીચિ, ગૌતમ, ક્રતુ, પ્રચેતા, પુલસ્ત્ય, પુલહ, દુર્વાસા, કર્દમ, વસિષ્ઠ, ગર્ગ, જૈગીષવ્ય, દેવલ, કપિલ, સનત્કુમાર, સનક, સનંદન, સનાતન, વોઢ, પંચશિખ, આસુરિ, સૌભરિ, વિશ્વામિત્ર, વાલ્મીકિ, વામદેવ, કશ્યપ, સંવર્ત્ત, ઉતથ્ય, કચ, બૃહસ્પતિ, ભૃગુ, શુક, ચ્યવન, નરનારાયણ, આસ્તીક, જરત્કારૂ, ઋષ્યશૃંગ, વિભાંડક, પૌલસ્ત્ય, અગસ્ત્ય, શરદ્વાન્ ગિરિ, શમીક, અરિષ્ટનેમિ, માંડવ્ય, પૈલ,

પાણિનિ, કણાદ, શાકલ્ય, શાકટાયન, અષ્ટાવક્ર, ભાગુરિ, સુમંતુ, વત્સ, જાબાલ, યાજ્ઞવલ્ક્ય, વૈશંપાયન, અતિહંસી, પિપ્પલાદ, મૈત્રેય, કવષ, ઉપમન્યુ, ગૌરમુખ, આરૂણિ, ઔર્વ, કક્ષીવાન્, ભરદ્વાજ, વેદશિરા, શંકુકર્ણ, અને શૌનક એટલા પવિત્ર કીર્તિવાળા મહાપુરૂષો છે તેઓમાં આપ કોણ છો તે મને કહો. જો કે હું પ્રત્યુત્તર દેવાનુ પાત્ર નથી તોપણ આપે પ્રત્યુત્તર દેવો જોઇએ. કારણ કે કિંકર અથવા કિંકરી પોતાના સ્વામીને પુછી શકે છે. જે જન જેનો સેવક હોય તે જન તે વિના બીજા કોને પુછે. આજ તમારા ચરણારવિંદની રજનો સ્પર્શ મળવાથી હું ભાગ્યશાળી થઇ છું, કૃતાર્થ થઇ છું, મારૂં જીવવું સફળ થયું છે અને કરોડો જન્મોના પાપોનો ક્ષય થયો છે. આ પૃથ્વી તમારાં ચરણનાં જળનો સ્પર્શ મળવાથી તુરત પવિત્ર થઈ છે અને તમારા આવવાથીજ મારૂં ઘર તીર્થરૂપ થયું છે. હે મહારાજ! વેદના સારને જાણનારા જે જે મહાત્માઓ મેં સાંભળ્યા છે તેઓમાંના એક આપ પૂર્વજન્મનાં પુણ્યના ઉદયને લીધે આજ મારા જોવામાં આવ્યા છો. આપના શીષ્યો કે જેઓ દેહધારી વેદ જેવા છે અને ગ્રીષ્મ કાળના સૂર્ય જેવા તેજસ્વી છે તેઓ પોતાના ચરણની રજથી સઘળાં ગોકુળને અને મારાં ઘરને પવિત્ર કરે છે. આપ લોકોએ પ્રસન્ન મનથી આ બાળકને આશિર્વાદ દેવો જોઇએ. કારણ કે બ્રાહ્મણોનો આશિર્વાદ તુરત પરિપૂર્ણ કલ્યાણ આપે છે." એટલાં વચન બોલી યશોદાએ ભક્તિથી પોતે મુનિની પાસે બેઠાં રહી નંદરાયને બોલાવવાને વાસ્તે માણસ મોકલ્યું. યશોદાનાં વચન સાંભળીને એ મહાત્મા મુનિ હસ્યા અને દશે દિશાઓમાં પ્રકાશ કરતા તેમના શિષ્યો પણ હસ્યા. પછી શુદ્ધ બુદ્ધિવાળા એ મોટા મુનિએ પ્રેમથી યશોદાને નીચે પ્રમાણે હિતકારી, સત્ય, નીતિથી ભરેલું અને ઉત્તમ પુણ્ય આપનારૂં શ્રેષ્ટ વચન કહ્યું.

ગર્ગાચાર્ય કેહેછે— હે યશોદા! લોકની રીતિને અનુસરીને જે તમે બોલ્યાં તે વચન અમૃતમય છે અને તમારાં કુળને જેવું ઘટે તેવું છે. જે માણસ જે કુળમાં જન્મેલ હોય તેનો સ્વભાવ તે કુળના જેવોજ થાય છે. તમારા પિતા ગિરિભાનુ સર્વે ગોવાળીઆઓમાં સૂર્ય જેવા છે અને તેમની પત્ની એટલે તમારી મા પદમાવતી પણ લક્ષ્મી જેવાં છે. તમે કે જે તેઓની પુત્રી છો તેમણે પણ કીર્ત્તિ બહુ વધારી છે. વળી ગોવાળીઆઓમાં ઉત્તમ નંદરાયનો તમે હાથ ઝાલ્યો છે. નંદરાય અને તમે પૂર્વજન્મમાં જે હતાં તથા આ બાળક જે કારણથી તમને પ્રાપ્ત થએલ છે તે સઘળું હું જાણું છું પણ તે વાત નંદરાયની પાસે એકાંતમાં કેહેવાની છે. હું ગર્ગાચાર્ય છું અને ઘણા કાળથી યાદવોનો પુરોહિત છું. બીજાથી થઈ શકે

નહી એવું કામ કરવાને વાસ્તે મને વસુદેવે મોકલ્યો છે.

નારાયણ કેહેછે—આ પ્રમાણે ગર્ગાચાર્ય વાત કરતા હતા ત્યાંજ માણસદ્વારા ખબર મળવાથી નંદરાય ત્યાં આવ્યા અને આવીને તે ગર્ગાચાર્યને પૃથ્વી પર દંડની પેઠે પગે લાગ્યા. નંદરાય શિષ્યોને પણ પગે લાગ્યા અને શિષ્યોએ તેમને આશિર્વાદ આપ્યા, પછી નંદ અને યશોદા તુરત આસન પરથી ઉઠી ગર્ગાચાર્યનો હાથ પકડીને એકાંત કરવાનાં સુંદર ઘરમાં ગયાં અને ત્યાં ગર્ગાચાર્ય, નંદરાય તથા પુત્ર સહિત યશોદા ઘણા આનંદથી બેઠાં. હે નારદજી! તે સમયે એકાંતમાં ગર્ગાચાર્યે નીચે પ્રમાણે રહસ્ય વચનો કહ્યાં.

ગર્ગાચાર્ય કહેછે—હે નંદ! તમને સુખ આપે એવી વાત કરૂંછું જે કારણથી વસુદેવે મને મોકલ્યો છે તે સાંભળો. યશોદાના સુવાવડના ઘરમાં વસુદેવ આ પુત્રને મુકી ગયા છે માટે આ પુત્ર વસુદેવનો છે અને બળભદ્ર આનો મોટા ભાઈ છે. યશોદાને તો કન્યા આવી હતી તેને કંસથી પુત્રનું રક્ષન કરવા માટે વસુદેવ મથુરામાં લઇ ગયા છે. આ બાળકને અન્નપ્રાશનનો સંસ્કાર આપવા સારૂ તથા નામનો સંસ્કાર આપવા સારૂ મને ગુપ્ત રીતે વસુદેવે મોકલ્યો છે માટે તે સબંધી તૈયારી કરો. આ તમારો બાળક પૂર્ણ બ્રહ્મસ્વરૂપ, વિધાતાએ સેવેલા, ગોલોકના નાથ અને રાધિકાજીના પતિ શ્રીકૃષ્ણ ભગવાન છે અને તે પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ માયાથી પૃથ્વીમાં બાળકરૂપે પધારયા છે. વૈકુંઠમાં રેહેનારા લક્ષ્મીજીના પતિ વિષ્ણુ શ્વેતદ્વીપમાં રેહેનારા નારાયણ, જગતના પિતા બ્રહ્મા, કપિલમુનિ, નરનારાયણ અને બીજાઓ પણ આના અંશ છે. આ પ્રભુ જાણે સૂર્યજ મનુષ્ય દેહ ધરીને આવ્યા હોય એવું તેજસ્વી રૂપ વસુદેવને પ્રથમ દેખાડી પછી બાળકરૂપ થઇને દેવકીના સુવાવડના ઘરમાંથી તમારે ઘેર આવ્યા છે. આ પુત્ર દેવકીના ગર્ભમાં રહ્યા વગરજ પૃથ્વીમાં પ્રગટ થએલ છે. દેવકીના ગર્ભને વાયુથી પૂર્ણ કરી પ્રસવના સમયમાં માયાથી પ્રગટ થઈ વસુદેવને તથા દેવકીને સ્વરૂપનાં દર્શન કરાવીને અહીં પધારયા છે. હે નંદરાય! આ બાળકના વર્ણ અને નામ યુગેંયુગેં જુદાં જુદાં થાય છે. પૂર્વ યુગોમાં આનો ધોળો, પીળો તથા વર્ણ રાતો હતો અને હમણાં કાળો વર્ણ ધરેલો છે. આ મહા તેજસ્વી શ્રીકૃષ્ણ સત્યયુગમાં ધોળા વર્ણવાળા હતા, ત્રેતાયુગમાં રાતા વર્ણવાળા હતા, દ્વાપરયુગમાં પીળા વર્ણવાળા હતા અને હમણાં કલીયુગમા કાળા વર્ણવાળા થયા છે આ પરીપુર્ણ બ્રહ્મ છે તેથી કૃષ્ણ કેહેવાય છે. કકારનો બ્રહ્મા, ઋકારનો શેષનાગ, ષકારનો શિવ, નકારનો ધર્મ, અકારનો શ્વેતદ્વીપમાં રેહેનારા વિષ્ણુ અને વિસર્ગનો

નરનારાયણ અર્થ છે. આ પ્રમાણે સઘળાં તેજના સમુહ રૂપ સર્વ સ્વરૂપ, સર્વના આધાર અને સર્વના બિજરૂપ હોવાથી 'કૃષ્ણ' કહેવાય છે. કૃષ ધાતુનો કર્મનું નિર્મુલન, નકારનો દાસપણું અને અકારનો દાતા અર્થ છે એટલે કર્મના ઉચ્છેદનને અને દાસપણાને દેનાર છે તેથી પણ 'કૃષ્ણ' કહેવાય છે. કૃષનો સત્તા, નકારનો ભકિતં અને અકારનો પ્રાપ્તિ અર્થ છે એટલે સત્તારૂપે સ્થિતિને તથા ભકિતને પ્રાપ્ત કરનાર છે તેથી પણ 'કૃષ્ણ' કહેવાય છે. કૃષનો નિર્વાણ, નકારનો મોક્ષ અને અકારનો દાતા અર્થ છે એટલે નિર્વાણ મોક્ષને દેનારા હોવાથી પણ 'કૃષ્ણ' કહેવાય છે. હે નંદ! ભગવાનનાં કરોડો નામોનું સ્મરણ કરવાથી જે ફળ થાય છે તે ફળ એક કૃષ્ણ' એ નામના સ્મરણથી થાય છે જે પુણ્ય સ્મરણથી થાય છે તે પુણ્ય ઊચ્ચારણ કરવાથી તથા સાંભળવાથી પણ થાય છે, સ્મરણ આદિ કરવાથી કરોડો જન્મોનાં પાપોનો નાશ થાય છે એટલા માટે 'કૃષ્ણ' એ નામ વિષ્ણુનાં સઘળાં નામોના સારથી પણ સારરૂપ છે. ઊત્તમથી પણ ઉત્તમ છે, સુંદર છે, મંગળકારી છે અને ભક્તિ આપનાર છે. ભકતને કકારના ઉચ્ચારણથી જન્મ તથા મરણને હરનારો કૈવલ્ય મોક્ષ, ઋકારના ઊચ્ચારણથી અનુપમદાસપણું, ષકારના ઊચ્ચારણથી પ્યારી ભકિત, નકારના ઊચ્ચારણથી સહવાસ અને વિસર્ગના ઉચ્ચારણથી તુરત ભગવાનના જેવું રૂપ મળે છે એમાં સંશય નથી. કકારના ઉચ્ચારણથી યમના દૂતો કંપે છે, ઋકારના ઊચ્ચારણથી યમના દુતો ભાગી જાય છે, ષકારના ઉચ્ચારણથી પાપોનો નાશ થાય છે, નકારના ઊચ્ચારણથી રોગોનો નાશ થાય છે અને અકારના ઉચ્ચારણથી અવશ્ય મૃત્યુ ભાગી જાય છે. યમદુત, પાપ, રોગ અને મરણ એઓ 'કૃષ્ણ' એ નામના ઉચ્ચારણથી ભય પામે છે. હે નંદરાય! માણસ 'કૃષ્ણ' એ નામનાં સ્મરણ, ઉચ્ચારણ અને શ્રવણનો ઉદ્યોગ કરે તેટલામાંજ તે માણસને ગોલોકમાં તેડી આવવા સારૂ શ્રીકૃષ્ણના પાર્ષદો રથ લઈને ગોલોકમાંથી દોડે છે. 'કૃષ્ણ' એ નામના પ્રભાવોની સંખ્યા કરવામાં મોટા મોટા યોગીઓ પણ સમર્થ નથી. એ નામનો મહિમા મેં પૂર્વે સદાશિવના મુખથી સાંભળ્યો છે. મારા ગુરૂ સદાશિવ પણ એ નામના પ્રભાવને કાંઇક જાણે છે ત્યારે બ્રહ્મા, શેષનાગ, ધર્મ, નારદજી, મનુ અને મનુષ્યો તો કયાંથીજ જાણે. મહાત્મા વેદ પણ એ નામના મહિમાના સોળમા ભાગને માંડ જાણે છે. હે નંદ! મારી મતિ પ્રમાણે, મારા જ્ઞાન પ્રમાણે અને ગુરૂના મુખથી સાંભળ્યા પ્રમાણે આ મેં તમારા પુત્રનો મહિમા કહ્યો. કૃષ્ણ, પીતાંબર, કંસધ્વંસી, વિષ્ટરશ્રવા, દેવકીનંદન, શ્રીશ, યશોદા નંદન, હરિ, સનાતન, અચ્યુત, અનંત, સર્વેશ

સર્વરૂપધૃક્, સર્વાધાર, સર્વાગતિ, સર્વ કારણ કારણ, રાધાબંધુ, રાધિકાત્મા, રાધિકા જીવન, રાધાપ્રાણ, રાધિકેશ, રાધિકારમણ, રાધિકાસહચારી, રાધા માનસપૂરણ, રાધાધન, રાધિકાંગ, રાધિકાસકતમાનસ, રાધિકાચિત્તચોર, રાધાપ્રાણાધિક, પ્રભુ, પરિપુર્ણતમબ્રહ્મ, ગોવિંદ અને ગરૂડધ્વજ એટલા આ કૃષ્ણનાં નામો છે. હે નંદ ! હે સુંદર નેત્રોવાળા ! મારા મુખથી સાંભળેલાં અને જન્મ તથા મરણને હરનારાં આ નામોને તમારાં મનમાંજ રાખજો. મેં ગુરૂના મુખથી સાંભળયા પ્રમાણે શ્રીકૃષ્ણનાં નામોનું નિરૂપણ કરયું. હવે એમના મોટા ભાઇ બળભદ્રનાં નામોનું નિરૂપણ કરૂં છું તે સાંભળો. ગર્ભ ખેંચાયાને લીધે સંકર્ષણ કેહેવાશે, વેદને પણ એમનો અંત મળયો નથી તેથી અનંત કેહેવાશે. બળ ઘણું હોવાથી બળદેવ કેહેવાશે, હળને તરવાથી હળી કેહેવાશે, નીલ વસ્ત્ર પેહેરવાથી શિતિવાસા કેહેવાસે, મુસલરૂપ આયુધને ધરવાથી મુસળી કેહેવાસે, રેવતીના પતિ થવાથી રેવતીરમણ કેહેવાશે અને રોહિણીના ગર્ભમાં રેહેવાથી રોહિણેય કેહેવાશે. આ મોટા પુત્રના નામોનું નિરૂપણ કરયું. હે નંદ! હવે હું મારા સ્થાનકમાં જઈશ અને તમે તમારા ઘરમાં આનંદથી રહો.

**નારાયણ કેહે છે**—એ પ્રમાણે ગર્ગાચાર્યનાં વચન સાંભળી નંદરાય અને યશોદા તો સ્તબ્ધ જેવાં થઈ ગયાં અને શ્રીકૃષ્ણ પોતે હસવા લાગ્યા. પછી નંદે ભકિતથી માથું નમાવી હાથ જોડીને પ્રણામ કરી નમ્રતાથી નીચે પ્રમાણે કહ્યું.

**નંદરાય કેહે છે**—આપ અહીંથી પધારી જશો તો પછી અન્નપ્રાશનનો સંસ્કાર કયો મહાત્મા કરશે? એટલા માટે આપ સારૂ મુહુર્ત જોઈને અન્ન પ્રાશન કરાવો. હું આપને એક બીજી વિજ્ઞાપ્તિ કરૂં છું કે આ બાળકનાં 'રાધા પ્રાણ' આદિ દશ નામો આપે કહ્યાં તો એ રાધા કોણ અને કોની દીકરી એ ભેદ મને જણાવવા જોઇએ.

**નારાયણ કહે છે**—એ પ્રમાણે નંદરાયનાં વચન સાંભળી ગર્ગાચાર્યે હસીને તે પછી નીચે પ્રમાણે અત્યંત પરમ તત્વ કહ્યું કે જે હું તમારી પાસે કહું છું. તે સાંભળો.

**ગર્ગાચાર્ય કેહે છે**—એક પ્રાચીન ઇતિહાસરૂપ ગોલોકનું વૃતાંત કે જે મેં પૂર્વે સદાશિવના મુખથી સાંભળ્યું છે તે કહું છું. શ્રી દામાને અને રાધિકાજીને ભારે કજીયો થયો હતો તેમાં દૈવયોગથી શ્રીદામાનો શાપને લીધે રાધિકાજી આ તમારા ગોકુળમાં ગોપી થયાં છે. એમના પિતાનું નામ વૃષભાનુ

છે અને માતાનું નામ કલાવતી છે. શ્રીકૃષ્ણના અર્ધ શરીરમાંથી ઉત્પન્ન થએલાં શ્રીકૃષ્ણ જેવાજ પ્રભાવવાળાં અને ગોલોકમાં રેહેનારાં એ સતી રાધિકાજી કે જે ઈશ્વરી અને મુળ પ્રકૃતિ રૂપ છે તે હમણાં શ્રીકૃષ્ણની આજ્ઞાથી ગોકુળમાં વૃષભાનુને ઘેર અવતરયાં છે એમનો જન્મ ગર્ભથી થયો નથી પણ એ મુલપ્રકૃતિ રૂપ રાધિકાજીએ માયાથી કલાવતીના ગર્ભને વાયુથી પુર્ણ કરી વાયુ નીકળવાના સમયનાં બાળક રૂપથી દેખાવ દીધો છે. શ્રીકૃષ્ણની આજ્ઞા પ્રમાણે ગોકુળમાં પ્રગટ થએલાં શ્રીકૃષ્ણના અરધા તેજરૂપ એ રાધા શુકલપક્ષમાં ચંદ્રની કળાની પેઠે મોટાં થાય છે. શ્રીકૃષ્ણ અને રાધા એઓ એક સ્વરૂપના બે વિભાગરૂપ છે. વેદમાં પણ કેહ્યું છે કે એઓ બન્ને એકરૂપ છે. હવે રાધાને સ્રીરૂપ ધારો અને શ્રીકૃષ્ણને પુરૂષરૂપ ધારો તો પણ ભલે અને શ્રીકૃષ્ણને સ્રીરૂપ ધારો અને રાધાને પુરૂષરૂપ ધારો તો પણ ભલે બન્ને રૂપ તેજથી, ગુણથી, રૂપથી પરાક્રમથી, બુદ્ધીથી, જ્ઞાનથી અને સંપત્તિથી તુલ્યજ છે, પણ રાધા અહીં પ્રથમ પ્રગટ થયાં છે તેથી શ્રીકૃષ્ણ કરતાં અવસ્થામાં મોટાં છે. આ શ્રીકૃષ્ણ નિરંતર રાધાનું સ્મરણ કરે છે અને રાધા નિરંતર શ્રીકૃષ્ણનું સ્મરણ કરે છે. રાધા શ્રીકૃષ્ણનાં પ્રાણમાંથી બન્યાં છે અને શ્રીકૃષ્ણ રાધાના પ્રાણમાંથી બન્યા છે. આ શ્રીકૃષ્ણ રાધાને વાસ્તેજ ગોકુળમાં પધારયા છે. ગોલોકમાં જે પોતે સ્વીકારયું હતું તેને સાર્થક કરવા માટે એટલે પોતાનું વચન પાળવા સારૂજ કંસના ભયનું બાહાનું કરાને શ્રીકૃષ્ણનું ગોકુળમાં આવવું થયું છે. નહીતર શ્રીકૃષ્ણ કે જે ભયોના પણ નિયંતા છે તેમને ભય થવો સંભવેજ કેમ. સામવેદમાં કહેલી 'રાધા' શબ્દની વ્યુત્પત્તિ નારાયણે પોતાના નાભિકમળપર બેઠેલા બ્રહ્માને કહી હતી, બ્રહ્માએ બ્રહ્મલોકમાં સદાશિવને કહી હતી અને સદાશિવે પૂર્વે કૈલાસપર્વતના શિખરમાં મને કહ્યું છે. હે નંદરાય ! એ વ્યુત્પત્તિ ( અર્થ ) કે જે દેવતાઓને પણ દુર્લભ છે, મુક્તિ દેનારીછે, ઉત્તમછે અને સુર અસુર તથા મોટા મુનિઓને પણ ઈષ્ટછે તે હું તમારી પાસે કહુંછું તે સાંભળો. રકાર કરોડ જન્મોનાં પાપોને તથા શુભાશુભ કર્મ ભોગને મટાડેછે. અને આકાર ગર્ભવાસને. મૃત્યુને તથા રોગને મટાડેછે. ધકાર આયુષ્યની હાનિને મટાડેછે અને આકાર ભવનાં બંધનને મટાડે છે એટલે 'રાધા' એ નામનાં શ્રવણ, સ્મરણ તથા ઉચ્ચારણ કરવાથી પાપ, કર્મભોગ, ગર્ભવાસ, મૃત્યુ, રોગ, આયુષ્યનિ હાનિ તથા ભવનાં બંધન ટળે છે એમાં સંશય નથી. રકાર શ્રીકૃષ્ણનાં ચરણારવિંદની નિશ્ચલ ભક્તિને તથા દાસપણાને આપે છે. આકાર સઘળાંઓને પ્યારા સ્વરૂપાનંદને તથા સઘળી સિદ્ધિઓરૂપ ઐશ્વર્યને આપે છે. ધ-

કાર સઘળા કાળમાં સદ્વાસને, પ્રભુ જેવા રૂપને, પ્રભુના જેવા ઐશ્વર્યને અને પ્રભુના જેવા તત્વજ્ઞાનને આપે છે. આકાર પ્રભુના જેવા તેજસ્વીપણાને, પ્રભુના જેવી દાનશક્તિને, યોગશક્તિને, યોગબુદ્ધિને અને સર્વકાળમાં હરિના સ્મરણને આપે છે. 'રાધા'.એ નામનાં યોગરૂપ શ્રવણથી, ઉચ્ચારણથી અને સ્મરણથી મોહનું જાળ, પાપો, રોગો, શોક, મૃત્યુ અને યમ એઓ ધ્રુજે છે એમાં સંશય નથી. 'રાધા' અને 'કૃષ્ણ' એ બે શબ્દોના અર્થ વિષે મેં જે થોડુંક વ્યાખ્યાન સાંભળ્યું હતું તે મારી સમજણ પ્રમાણે તમને કહ્યું. સંપૂર્ણરીતે કહેવામાં હું સમર્થ નથી. હે નંદરાય ! થોડાદિવસમાં વૃંદાવનની અંદર રાધાનો અને કૃષ્ણનો વિવાહ થશે ત્યાં બ્રહ્મા ગોર થઈ પ્રેમથી અગ્નિને સાક્ષી રાખીને પાણિગ્રહણ કરાવશે. આ શ્રીકૃષ્ણ કુબેરજીના પુત્રનો છુટકારો કરશે, માંખણ ચોરીને ખાશે, ધેનુકાસુરને મારશે, વનમાં ગોવાળીઆઓને તાડનાં ફળ ખવરાશે, બકાસુરને, કેશિદૈત્યને તથા પ્રલંબાસુરને લીલામાત્રમાં મારી નાખશે, બ્રાહ્મણીઓને મુક્તિ આપશે, બ્રાહ્મણીઓનાં મીઠાં મીઠાં અન્નપાન સ્વીકારશે, ઇંદ્રના યજ્ઞનો ભંગ કરશે, ઈંદ્રથી ગોકુળનું રક્ષણ કરશે, ગોપીઓનાં વસ્ત્રો હરીને તેઓનાં વ્રતને સંપૂર્ણ કરશે, ગોપીઓનાં વસ્ત્રો પાછાં દેશે, ગોપીઓને તેઓની ઈચ્છા પ્રમાણે વરદાન દેશે, ગોપીઓનાં ચિત્તોનું હરણ કરશે, ગોપીઓને વશ્ય કરશે, સર્વને હર્ષ આપે એવો મહારમણીય રાસોત્સવ કરશે, રાત્રે પૂર્ણચંદ્રનો ઉદય થતાં રાસમંડલમાં પધારી નવીન સંભોગથી ગોપીઓના મનોરથોને પુર્ણ કરી કૌતુકથી તે ગોપીઓની સાથે જળમાં ક્રીડા કરશે, શ્રીદામાના શાપને લીધે સો વર્ષ સુધી ગોવાળીઆઓથી, ગોપીઓથી, તથા રાધાજીથી જુદી પડશે, ગોપીઓને શોક કરતી મુકી મથુરામાં પધારશે, ગોપીઓને બોધ દેવા બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરશે, રથમાં બેસી રથની તથા અક્રૂરની રક્ષા કરશે, પિતા, ભાઈ અને ગોવાળીઆઓની સાથે મથુરા તરફ જતાં માર્ગમાં યમુનાનું ઉલ્લંઘન કરી અક્રુરને પોતાનું સ્વરૂપ જળમાં દેખાડી જ્ઞાન દેશે, અપરાહ્ન સમયે કૌતુકથી મથુરાની શોભા જોશે, માળીને, દરજીને તથા કુબ્જાને સંસારનાં બંધનમાંથી મુક્ત કરશે, સદાશિવના ધનુષને ભાગી નાખશે, યજ્ઞનું સ્થલ જોશે, કુવલયાપીડ હાથીને તથા મલ્લોને મારશે, કંસની આગળ ચડી જઈને તુરત કંસને મારશે, માબાપને કંસની બેડીમાંથી છોડાવશે, તમનેકોને બોધ દેશે, ઉગ્રસેનનો રાજ્યાભિષેક કરશે, ઉગ્રસેનને તથા ઉગ્રસેનની વહુઓંને જ્ઞાન આપી શોક મટાડશે, બળભદ્રનો તથા પોતાને ઉપનયન સંસ્કાર કરાવશે, ગુરૂના મુખથી વિદ્યાનું ગ્રહણ કરશે, ગુરૂના પુત્રને લાવી આપશે, પાછા મથુરામાં પધારશે, રાજાના સૈન્યોને

ટાળશે, દુરાત્મા કાલયવનને છેતરશે, દ્વારકાને વસાવશે, મુચુકુંદને મુક્તિ દેશે, યાદવોની સાથે ધામધુમથી દ્વારકામાં પધારશે, અનેક કન્યાઓનું હરણ કરશે, અનેક રાણીઓની સાથે વિહાર કરશે, પુત્ર પૌત્રાદિક આપીને સ્ત્રીઓના સૌભાગ્યને વધારશે, મણિના સંબંધમાં પોતા ઉપર આવેલા ખોટા કલંકને ઉતારશે, પાંડવોને સહાયતા દેશે, પૃથ્વીનો ભાર ઉતારશે, લીલામાત્રથી યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞ કરાવી ચક્રવર્તી કરશે, પારિજાતનું હરણ કરશે, ઇંદ્રનો અહંકાર ઉતારશે, સત્યભામાના વ્રતને સંપૂર્ણ કરશે, બાણાસુરના હાથ કાપશે, મહાદેવને બગાસાં ખવરાવશે, બાણાસુરની પુત્રીને તેડી જશે, અનિરૂદ્ધને છોડાવશે, કાશીપુરીને બાળશે, બ્રાહ્મણનું દાળિદ્ર કાપશે, બ્રાહ્મણના પુત્રોને પાછા લાવી આપશે, દુષ્ટ લોકોને શિક્ષા આદિ કરશે, તીર્થયાત્રાના પ્રસંગમાં તમલોકની સાથે મળીને રાધાની સાથે પાછા વ્રજમાં પધારશે, દ્વારકામાં નારાયણના અંશને મોકલશે અને એવાંજ બીજાં સઘળાં આવશ્યક કાર્યો કરીને રાધાની સાથે પાછા ગોલોકમાં પધારશે. એ સમયમાં નારાયણ વૈકુંઠમાં જશે, નરનારાયણને ધર્મને ઘેર જશે અને વિષ્ણુ ક્ષીર સમુદ્રમાં જશે. હે નંદરાય ! આ પ્રમાણે વેદે નિર્ણય કરેલુંજ ભવિષ્ય છે તે તમારી પાસે કહ્યું હવે જે કામને વાસ્તે હું આવ્યોછું તેની તૈયારી કરો. ચંદ્ર તથા તારાની શુદ્ધિવાળી અને ગુરૂવારે તથા રેવતીના સંયોગવાળી માઘ શુદ ચોદશને દિવસે લગ્નેશની પુર્ણ દૃષ્ટીવાળું તથા ચંદ્રના સંયોગવાળું મીનલગ્ન આવશે. ત્યારે બહુ શુભ સમય છે માટે તે સમયમાં અન્નપ્રાશન કરાવવું. તે દિવસે સર્વ કારણોમાં ઉત્તમ વણિજકરણ છે અને શુભ નામનો ઉત્તમ યોગ છે માટે બીજાઓને ન મળે એવા એ સર્વોત્કૃષ્ટ શુભ દિવસમાં પંડિતોની સાથે વિચાર કરી તે સંબંધી ક્રિયા આનંદપુર્વક કરવી.

નારાયણ કહે છે—એટલાં વચનો કહીને ગર્ગાચાર્ય બહાર આવીને બેઠા અને નંદ તથા યશોદા એ કાર્યની તૈયારી કરવા લાગ્યાં. આ સમયમાં ગોવાળીઆઓ, ગોપીઓ, બાળકો અને બાળકીઓ ગર્ગાચાર્યનાં દર્શન કરવા આવ્યાં. એ ઓએ ગ્રીષ્મ ઋતુના મધ્યાન્હકાળના સૂર્ય જેવા તેજસ્વી, શિષ્યોના સમુહોથી વીંટાએલા, બ્રહ્મતેજથી પ્રકાશતા, પ્રેમથી પુછ્યાં કરતા, સિદ્ધને યોગના રહસ્યનો ઉપદેશ કરતા, નંદરાયના ઘરની સામગ્રીઓને મંદહાસ્યપુર્વક જોયા કરતા, સુવર્ણના સિંહાસનપર બેઠેલા, યોગની મુદ્રાને ધરનારા, દિવ્યદૃષ્ટિથી ભુત, ભવિષ્ય તથા વર્ત્તમાનને જોનારા અને સિદ્ધ મંત્રના પ્રભાવથી હૃદયમાં ઇશ્વરનું અવલોકન કરતાં ગર્ગાચાર્યને દીઠા. બાહાર યશોદાના ખોળામાં બીરાજેલા અને મંદહાસ્ય

કરતા શ્રીકૃષ્ણ કે જેના સ્વરૂપનું ધ્યાન કરવાની પદ્ધતિનો સદાશિવે ઉપદેશ કરેલો છે, તેમનાં પરમ પ્રેમદાયી દર્શન ધ્યાનની પદ્ધતિ પ્રમાણે હૃદયમાં મળવાથી સઘળા મનોરથોને પુર્ણ થયા જાણી ગર્ગાચાર્યના નેત્રમાં આંસુ આવી ગયાં હતાં અને રૂવાડાં ઉભાં થઇ ગયાં હતાં. ભક્તિરૂપ સમુદ્રમાં ડુબેલા અને યોગની પદ્ધતિ પ્રમાણે હૃદયમાં પુજન તથા પ્રણામ. કરતાં ગર્ગાચાર્યને જોઇ તે સઘળાંઓએ તેમને પ્રણામ કરયા અને ગર્ગાચાર્યે તેઓને આશિર્વચન દિધાં. પછી દર્શન કરવા આવેલા સર્વે લોકો રાજી થઇને પોતપોતાને ઘેર ગયાં, ગર્ગાચાર્ય પોતાના આસન પર રહ્યા અને નંદરાયે આનંદપુર્વક પાસેનાં તથા દુરનાં સંબંધીઓને તુરત અન્નપ્રાશનના ઊત્સવમાં આવવાની કુંકુમપત્રીઓ મોકલી. દહી, દુધ, ઘી, ગોળ, તેલ, મધ, માખણ, છાશ, સાકરનાં શરબત, ચોખાના તથા શાળના સો ઢગલા, પુવાના સો ઢગલા, લુણના સાત ઢગલા, સાકરના સાત ઢગલા, લાડુના સાત ઢગલા, પાકા ફળોના સોળ ઢગલા, ઘઊ તથા જવના લોટના ઢગલા, ઘીમાં પકાવેલા લાડુઓના ઢગલા, મોદકનો એક ઢગલો, સ્વસ્તિક નામનાં પકવાનના ઢગલા, પૈસાઓના બહુજ મોટા સાત ઢગલા, અનેક પ્રકારનાં રત્નો, અનેક પ્રકારનાં સુવર્ણ, સુંદર મુક્તાફળો, અનેક જાતનાં સુંદર વસ્રો તથા અનેક પ્રકારનાં આભૂષણો નંદરાયે પ્રેમપૂર્વક સજ્જ રાખ્યાં. એક વિસ્તીર્ણ ઘરમાં કપુર આદિસહિત પાનબીડીઓ વાસેલાં જળ, ચંદન, અગરૂ, કસ્તૂરી અને કેસર ભરી તે ઘરને દ્વાર નહી ભીડતાં લોકોના ઉપયોગને વાસ્તે ખુલુંજ રાખ્યું. એ અન્નપ્રાશન કરાવવાના ઉત્સવમાં નંદરાયે આંગણાને અત્યંત સુંદર અને સ્વચ્છ કરાવી તેમાં ચંદનનાં જળ છંટાવ્યાં, યોગ્ય સ્થળોમાં કેળના થાંભલાઓ ગોઠવી તેઓની ઊપર ઝીણા વસ્રથી આંબાના નવીન પલ્લવો બંધાવ્યાં, ફળ તથા પાંદડાંઓવાળા મંગળકુંભો ગોઠવ્યા અને ચંદન અગરૂ, કસ્તૂરી તથા ફુલની માળાઓથી શોભા કરાવી. પુષ્પો, વસ્રોના સમૂહો, મધુપર્કની ગાઈઓ, આસનો, ફળો અને જળના કુંભો આદિ સામગ્રીઓ યોગ્ય અને ભરપુર રીતે ગોઠવી. ઢક્કા, દુંદુભિ, ઢોલ, મૃદંગ, મુરજ, આનક, વંશી, સન્નહની, કાંશીઆ અનેશય્યંત્ર આદિ મનોહર અને દુર્લભ નાના પ્રકારનાં વાજાંઓ વાગવા લાગ્યાં. વિદ્યાધરીઓ નાચવા લાગી અને કુદડીઓ ફરવા લાગી. મોટા મોટા ગંધર્વો મુર્છના સહિત ગાયનો કરવા લાગ્યા અને સુવર્ણનાં આસનો વાળા રથોના શબ્દો થવા લાગ્યા. આ સમયમાં લખાણ વાંચનારાએ આંગણામાં ઊભા રહી પ્રેમપૂર્વક નંદરાયને ખબર આપી કે 'આપણા સંબંધી મોટા મોટા ગોવાળીઆઓ પોતપોતાના ઘોડાઓ ઉપર, રથો ઉપર અને હાથીઓ ઉપર બેસીને

તુરત આવી પોહોચ્યા છે. રત્નમય અલંકારોથી શણગારેલા કેટલાએક રાજકુમારો આવ્યા છે. પોતાના કિંકરો સહિત તમારો સસરો ગિરિભાનુ અને તેમની પત્ની આવ્યાં છે. ચાર લાખ રથ, ચાર લાખ હાથીઓ, કરોડ ઘોડા અને કરોડ પાલખીઓ આવેલ છે. મોટા મોટા ઋષિઓની, મુનિઓની, બ્રાહ્મણોની, બંદિજનોની, ભિક્ષુકોની, ગોવાળીઆઓની અને ગોપીઓની તો સંખ્યાજ થઈ શકતી નથી. હે નંદરાય! બાહાર પધારીને જુવો." એ વચન સાંભળી નંદરાયે તેઓનું સામૈયું કરી તેડી આવીને તેઓને પોતાના દરબારની પાસે ઉતારા આપ્યા અને તુરતજ સર્વેનો સત્કાર કરયો. જે કોઈ ઋષિ આદિ મહાત્માઓ આવ્યા હતા તેઓને પૃથ્વીપર મસ્તકવતે પ્રણામ કરી સાવધાનપણાથી પાદ્યઆદિ આપ્યાં. અનેક પ્રકારની વસ્તુઓથી અને બંધુજનોથી ગોકુળ ભરપુર થઈ ગયું અને કોઈ કોઇનો શબ્દ સાંભળે નહી એવો કોલાહળ થવા લાગ્યો. કુબેરજીએ શ્રીકૃષ્ણને રાજી કરવા સારૂ પ્રેમથી છ ઘડી સુધી ગોકુળમાં સોનાનો વરસાદ વસાવ્યો. નંદરાયની સંપત્તિ જોઈ લાજથી જેઓનાં માથાં નમી ગયાં એવા સઘળા સંબંધીઓ પોતાને થએલા વિસ્મયને બીજી ત્રીજી વાતો કરીને ઢાંકવા લાગ્યા. નંદરાયે નાહી, ધોએલા વસ્ત્ર પેહેરી ચંદન, અગરૂ, કસ્તૂરી તથા કેસરથી શણગાર કરી, પગ ધોઈ, સુંદર સુવર્ણના આસનપર બેસી ગર્ગાચાર્યની તથા બીજા પણ મોટા મુનિઓની અનુજ્ઞા લઇ, વિષ્ણુનું સ્મરણ કરી આચમન લઇ સ્વસ્તિવાચન કરાવીને સઘળું વેદોક્ત કર્મ કરીને શ્રીકૃષ્ણને અન્નપ્રાશન કરાવ્યું. ગર્ગાચાર્યનાં વચનને અનુસરી આનંદથી બાળકનું મહા મંગળરૂપ'શ્રીકૃષ્ણ' નામ રાખી શુભ મુહૂર્તમાં ઘીથી ભરપુર અન્ન જમાડી વાંજાં વગડાવ્યાં, બીજાં પણ મંગળ કરાવ્યાં અને બ્રાહ્મણોને પ્રીતિથી અનેક પ્રકારનાં સુવર્ણ, અનેક પ્રકારનાં ધન. અનેક પ્રકારનાં ભોજન અને અનેક પ્રાકારનાં વસ્ત્રો આપ્યાં. બંદીજનોને તથા ભીખારીઓને પણ ઘણાં ઘણાં સુવર્ણ આપ્યાં. એલોકો ચાલી પણ શકે નહી એવો તેઓની પાસે સુવર્ણ આદિનો બોજો થયો બ્રાહ્મણોને. બંધુજનોને તથા ભિક્ષુકોને પણ અત્યંત સુંદર અને પરિપુર્ણ મિષ્ટાન્નનાં ભોજન આપ્યાં. એ સમયે નંદરાયના ગોકુળમાં 'પીરસો પીરસો અને જમો જમો' એવો અવિચ્છિન્ન ભારે કોળાહળ થવા લાગ્યો. હે નારદજી! નંદરાયે. ગર્ગાચાર્યની પાસે જઇ નમ્રતા કરી પરિપુર્ણ રત્નો, વસ્ત્રો, આભરણો, પરવાળાં, સુવર્ણ. ઊત્તમ મણિઓના સારરૂપ પદાર્થો અને વિશ્વકર્માએ કરી આપેલાં સુવર્ણનાં સુંદર પાત્રો તેમને આપ્યાં, તેમના શિષ્યોને પણ સુવર્ણના સમુહ આપ્યા અને બીજા બ્રાહ્મણોને પણ પરિપુર્ણ દાન આપ્યાં. પછી ગર્ગાચાર્યે શ્રીકૃષ્ણને તેડી પ્રેમથી એ-

કાંતમાં લઇ જઇને પરમ ભક્તિથી તેમની સ્તુતિ કરી અને પ્રણામ કરયા. નેત્ર માં આંસુથી વ્યાપ્ત થએલા અને રોમાંચિત થએલા ગર્ગાચાર્યે ભક્તિથી શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં માથું નમાવી હાથ જોડીને નીચે પ્રમાણે સ્તુતિ કરી.

ગર્ગાચાર્ય સ્તુતિ કરે છે— હે કૃષ્ણ! જગતના નાથ! હે ભકતોના ભયોને ભાગનારા! હે સ્વામી! મારાપર પ્રસન્ન થાઓ અને આપના ચરણારવિંદમાં દાસ પણું આપો. હે અભય દેનારા! તમારા પિતાએ મને ધન આપ્યું પણ તે ધનનું મારે કશું પ્રયોજન નથી. મને તો અવિચળ ભક્તિનું પ્રયોજન છે માટે તે આપો. હે પ્રભુ! તમારા ચરણની સેવા વિના મારા મનને અણિમાઆદિ સિદ્ધિઓમાં, યોગમાં, બ્રહ્મવિદ્યામાં, દેવપણામાં, ઈંદ્રપણામાં, મનુષપણામાં અને લાંબા કાળ સુધીના સ્વર્ગસબંધી સુખમાં પણ સ્પૃહા નથી. હે નાથ! હું તમારા ચરણના સેવન વિના તમારા લોકને, તમારાં જેવાં ઐશ્વર્યને, તમારા સમીપમાં રેહેવાને અને તમારી સાથે એકત્વને પણ સ્વીકારૂં નહી. મને પાતાળમાં કે ગોલોકમાં રેહેવાનો પણ મનોરથ નથી. હું તો કેવળ તમારા ચરણારવિંદનું અવિચ્છિન્ન સ્મરણ રેહેવાનેજ ઇચ્છું છું. અનેક જન્મોનાં પુણ્યોનો ઉદય થવાને લીધે સદાશિવની પાસેથી મને આપનો મંત્ર મળ્યો છે તેથી મને સઘળું જાણવાની, સઘળું જોવાની અને સર્વ લોકમાં જવાની શક્તિ તો પ્રાપ્ત થઇ ચુકી છે. હે કૃપાસિંધુ, હે દીન લોકોના બંધુ! કૃપા કરો અને અભય આપીને મને આપના ચરણારવિંદ માંજ રાખો. હું, તમારા ચરણારવિંદમાં રહીશ એટલે પછી મૃત્યુ મને શું કરશે? કશું કરી શકશે નહી. સદાશિવ તમારા ચરણારવિંદની સેવાથીજ સર્વના ઈશ્વર, મૃત્યુને જીતનાર, પ્રલય કરવાની શક્તિવાળા અને યોગિઓના પરમગુરૂ થયા છે. બ્રહ્મા કે જેનો એક દિવસમાં ચૌદ ઇંદ્ર પડે છે તે પણ તમારા ચરણારવિંદની સેવાથીજ જગતના કર્ત્તા થયા છે. ધર્મ પણ તમારા ચરણારવિંદની સેવાથીજ દુર્જય મૃત્યુને જીતીને સઘળાઓનાં કર્મોના સાક્ષી, રક્ષક અને ફળ દેનારા થએલ છે. હજાર મોહોડાંવાળા શેષનાગ પણ તમારા ચરણારવિંદની સેવાના પ્રભાવથીજ 'જેમ સદાશિવ વિષને ધરી રહ્યા છે તેમ' ભૂગોળને સરસવના દાણાના પેઠે ધરી રહ્યા છે. લક્ષ્મી કે જે સર્વ સંપત્તિઓ દેનારાંછે અને દેવીઓમાં સર્વોત્કૃષ્ટ છે તે પણ પોતાના કેશવને નિરંતર તમારાં ચરણારવિંદને સાફ કરયા કરે છે. મૂળપ્રકૃતિ પણ તમારાં ચરણારવિંદનુંજ વારંવાર સ્મરણ કરવાથી સર્વના બીજરૂપ, સર્વની શક્તિરૂપ અને સર્વના સ્થાનકરૂપ થએલ છે. સર્વરૂપ અને સર્વની બુદ્ધિરૂપ પાર્વતી પણ તમારાં ચરણારવિંદની સેવાથી બ્રહ્માંડના નાથ સદાશિવરૂપ

પતિને પામ્યાં છે. વિદ્યાનાં ઇશ્વરી અને જ્ઞાનની માતારૂપ સરસ્વતી દેવી પણ ત-મારાં ચરણારવિંદનું પૂજન કરવાથી સર્વનાં પૂજ્ય થયાં છે. વેદની માતા સાવિત્રી પણ તમારા ચરણારવિંદની સેવાથી ત્રૈલોકયને પવિત્ર કરનાર અને બ્રહ્મા તથા બ્રાહ્મણોની ગતિરૂપ થયાં છે. પૃથ્વીપણ તમારાં ચરણારવિંદની સેવાથીજ જગતને ધરવાંની શકિતવાળી, ગર્ભમાં અનેક રત્નોવાળી, અને સઘળાં ધાન્યોને ઉત્પન્ન કર-નારી થઇ છે. રાધા કે જે તમારા અર્દ્ધ શરીરરૂપછે અને તેજથી તમારા જેવાંજ છે તે પણ તમારા વક્ષઃસ્થળમાં રહીને તમારાં ચરણને સેવે છે ત્યારે બીજાની તો શી વાત કરવી. જેમ સદાશિવ આદિ દેવતાઓને અને લક્ષ્મી આદિ દેવીઓને તમે અંગીકૃત કરયાં છે તેમ મને પણ અંગીકૃત કરો. સર્વ ઉપર ઈશ્વરની કૃપા સર-ખીજ હોવી જોઇએ. હે નાથ ! હું મારે ઘેર જઇશ નહી અને તમારૂં ધન પણ મારે લેવું નથી. મને તો પ્રીતિવાળો સેવક કરીને તમારાં ચરણારવિંદની શેવા કરવામાંજ રાખો.

નારાયણ કેહે છે—ગર્ગાચાર્ય એ પ્રમાણે સ્તુતિ કરી રૂવાડાં ઉભાં થઇ જવાથી શ્રીકૃષ્ણના ચરણમાં પડયા, ભકિતથી બહુજ રોવા લાગ્યા અને નેત્રમાં આંસુ ભરપૂર થઈ ગયાં. ભકતવત્સલ શ્રીકૃષ્ણે ગર્ગાચાર્યનાં વચન સાંભળી હસીને તેમને કહ્યું કે " તમને મારા ચરણમાં અવિચળ ભકિત હોજો." જે માણસ આ ગર્ગાચાર્યે કરેલા સ્તોત્રનો ત્રણે સંધ્યામાં પાઠ કરે તેને શ્રીકૃષ્ણમાં દૃઢ ભક્તિ, શ્રી-કૃષ્ણનું દાસપણું, શ્રીકૃષ્ણના દાસોની સેવા અને ઉત્તમ સ્મરણ મળે છે અને તે ઉપરાંત જન્મ, મરણ, જરા, રોગ, શોક તથા મોહ આદિ સંકટમાંથી પણ અવશ્ય છુટકારો પ્રાપ્ત થાય છે. એ માણસ શ્રીકૃષ્ણની સાથે આનંદ ભોગવે છે અને તેનું કદી પણ શ્રીકૃષ્ણથી જુદું પડવું થતું નથી. ગર્ગાચાર્યે શ્રીકૃષ્ણની સ્તુતિ કરી પ્રેમથી તેમને નંદરાયના હાથમાં આપી નંદરાયને કહ્યું કે " હે નંદ ! મને આજ્ઞા આપો. હું મારે ઘેર જાઊંછું. અહો ! મોહરૂપ જાળથી વીટાએલો આ સંસાર વિચિત્ર છે કે જેમાં સમુદ્રનાં ફીણની પેઠે મળવું અને જુદું પડવું થાય છે." એ પ્રમાણે ગર્ગાચાર્યનાં વચન સાંભળી નંદરાય રોઇ પડયા. કારણ કે સા-ધુપુરૂષોને સજ્જનનો વિયોગ મરણ કરતાં પણ અધિક દુઃખદાયી થાય છે. હે નારદજી ! ગર્ગાચાર્ય સઘળા શિષ્યો સહિત જવાને સજ્જ થતાં નંદ આદિ સઘળા ગોવાળીઆઓએ અને ગોપીઓએ પરમ પ્રેમથી રોતાં રોતાં તેમને પ્રણામ કરયા અને કેટલોક વિનય કરયો. ગર્ગાચાર્યએ લોકોને પ્રેમથી આશિર્વાદ દઈ મથુરામાં ગયા અને રાજી થએલા તથા ધનથી પુર્ણ થએલા સર્વે ઋષિઓ, મુનિઓ તથા બં-

ધુજનો પોત પોતાને ઠેકાણે ગયા. મીઠાઇ, વસ્ત્રો, ઉત્તમઘોડા તથા સુવર્ણનાં આ ભરણોથી જેઓના મનોરથો પુરણ થયા એવા સધળા બંદિજનો પણ પોતપોતાને ઠેકાણે ગયા. રાજી થએલા ભિક્ષુકલોકો તો ગળા સુધી જમવાને લીધે અને સુવર્ણ તથા વસ્ત્રાદિકના બોજાને ઉપાડી ઉપાડીને થાકી જવાથી ચાલવામાં પણ અશકત થઇ ગયા. કેટલાએક ધીરે ધીરે ચાલવા લાગ્યા, કેટલાએક ધરતીપર સુઇ રહ્યા, કે-ટલાએક માર્ગમાં બેસી ગયા, કેટલાએક માંડમાંડ ઊઠવા લાગ્યા અને કેટલાએક તો આનંદથી હસતા હસતા ત્યાંજ રહી ગયા. નાણાના અને બીજી પણ વસ્તુ-ઓના કેટલાક ઢગલા પડયા રહ્યા હતા તેઓને, ત્યાં રહીને કેટલાએક ભીખારીઓ લેવા લાગ્યા, કેટલાએક લઈ લઇને દેખાડવા લાગ્યા, કેટલાએક નાચવા લાગ્યા અને કેટલાએક ગાવા લાગ્યા. કેટલાએક તો મરૂત્ત, શ્વેત, સગર, માંધાતા, ઊત્તા-નપાદ, નહુષ અને નળ આદિ રાજાઓની, શ્રીરામચંદ્રજીના અશ્વમેધની અને રતિ દેવરાજાનાં કામોની જુની જુની વાતો કરવા લાગ્યા. વૃદ્ધ લોકોના મુખથી જે જે રાજાઓની વાતો સાંભળી હતી તે તે રાજાઓનાં વરણનની કથાઓને કેટ-લાએક સાંભળવા લાગ્યા. કેટલાએક સુઈ સુઇને ગયા અને કેટલાએક તો અમુક દિવસો સુધી રહી રહીને ગયા. સર્વે લોકો રાજી થઇને પોતપોતાનાં સ્થાનકોપર ગયા પછી રાજી થએલાં નંદ અને યશોદા પોતાનાં કુબેરજીના ધર જેવાં રમણીય ધરમાં રહી શ્રીકૃષ્ણને છાતીપર લઇને રમાડવા લાગ્યાં. શુક્લપક્ષમાં ચંદ્રની ક-ળાની પેઠે વધ્યા કરતા શ્રીકૃષ્ણ તથા બળભદ્ર ગાયોનાં પુછડાંઓને અને ભીંતને ઝાલીને ઉભા થવા શીખ્યા. દિવસે દિવસે અરધો કે પા શબ્દ વધારે વધારે બોલવા લાગ્યા અને આંગણામાં રીખી રીખીને માતાપિતાને હર્ષ ઉપજાવવા લાગ્યા. બળ-ભદ્ર શ્રીકૃષ્ણથી અવસ્થામાં એક વર્ષ મોટા હતા તેથી એક પગલું કે બે પગલાં ચાલવા લાગ્યા અને શ્રીકૃષ્ણ આંગણામાં તથા ઘરમાં રીખતા હતા. દિવસે દિવસે વધીને થોડા સમયમાંજ મોટા થએલા અને આનંદ વધારતા એ બે બાળકો કે જેઓએ માયાથીજ શરીર લીધાં હતાં. તેઓ ચાલતાં ચાલતાં ગોકુળમાં સારી રીતે ચાલવામાં સમર્થ થયા અને સ્ફુટ વચનો બોલવા લાગ્યા. હે નારદજી! ગર્ગાચાર્ય ગોકુળમાંથી મથુરામાં જઇ વસુદેવને ઘેર જતાં વસુદેવે તેમને પ્રણામ કરી પોતાના બે પુત્રનું કુશળ પુછ્યું અને ગર્ગાચાર્યે મહોત્સવના વૃત્તાંત સહિત તે કુશળ કહી સંભળાવ્યું કે જે સાંભળતાંજ વસુદેવ આનંદનાં આંસુઓથી ભરપુર થઈ ગયા. દેવકી પરમ પ્રેમથી વારંવાર તે વૃત્તાંત પુછવા લાગ્યાં અને સાંભળી સાંભળી આ-નંદના આંસુઓથી વ્યાપ્ત થઇને રોવા લાગ્યાં. ગર્ગાચાર્ય એઓને પ્રેમથી આશિ-

વીદ દઈ પોતાના સ્થાનકમાં ગયા દેવકી અને તથા વસુદેવ કુબેરજીના ઘર જેવા પોતાનાજ ઘરમાં રહ્યાં. હે નારદજી! જે કલ્પમાં આ વૃત્તાંત થયો હતો તે કલ્પમાં તમે સર્વ ગંધર્વોમાં ઊત્તમ 'ઉપબર્હણ' નામના ગંધર્વ હતા અને પચાસ સ્ત્રીઓના પતિ હતા. શૃંગારમાં નિપૂણતા ધરાવનારા અને જુવાન અવસ્થાવાળા તમે સઘળાં સ્ત્રીઓને પ્રાણથી પણ આધિક પ્યારા હતા. પછી બ્રહ્માનો શાપ લાગવાથી તમે બ્રાહ્મણની દાસીના પુત્ર થયા હતા તે જન્મમાં વૈષ્ણવોનું ઊચ્છિષ્ટ ખાવાના પ્રભાવથી હમણાં બ્રહ્માના પુત્ર, સર્વને જોઇ શકનાર, સર્વજ્ઞ અને ભગવત્સેવાનું સ્મરણ દરાવનારા થયાછો. આ નામ તથા અન્નપ્રાશનની ક્રિયા આદિ શ્રીકૃષ્ણનુ ચરિત્ર કે જે જન્મ, મરણ તથા જરાને ટાળનાર છે તે તમને કહી સંભળાવ્યું. હવે એમનું બીજું ચરિત્ર કહું છું.

**कथितंकृष्णचारितं नामान्न प्राशनादिकम् ॥**
**जन्ममृत्युजरानिघ्नमपरंकथयामिते ॥ २४७ ॥**

ઇતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'कृष्णान्नप्राशननामकरण प्रस्ताव' એવા નામનો તેરમો અધ્યાય સંપુર્ણ. ૧૩



## ॥ नारायणउवाच ॥

**एकदानंदपत्नीच स्नानार्थं यमुनांययौ ॥**
**गव्यपूर्णगृहंदृष्ट्वाजहासमधुसूदनः ॥१ ॥**

નારાયણ કહે છે—એક દિવસે યશોદાજી નાહવાને વાસ્તે યમુનાજીમાં જતાં પછવાડે એકલા રહેલા શ્રીકૃષ્ણે ઘરને ગોરસથી ભરપુર જોઈ હસીને તે ઘરમાં જે કાંઇ દહી, દુધ, ઘી, છાશ, અને સુંદર માખણ હતાં તે સઘળાં ખાધાં અને તે ઉપરાંત મધ, ગયા દિવસનું માખણ તથા સ્વરિતક નામનું પકવાન્ન આદિ જે કાંઈ ગાડામાં ભરેલું હતું તે પણ ખાધું. ખાઇ પીને વસ્ત્રોવતે શ્રીકૃષ્ણ પોતાના મુખને સાફ કરતા હતા ત્યાં યશોદાજી નાહાઇને પોતાને ઘેર આવ્યાં અને તે સ્થિતિમાં શ્રીકૃષ્ણને દીઠા. ગોરસ વગરનાં ફુટેલાં વાસણોને તથા મધવગરનાં મધનાં વાસણોને જોઈ યશોદાએ બીજા બાળકોને પુછયું કે "અહો! આ અદભૂત અને ત્રાસદાયી કામ કોણે કર્યું, તમો સાચું બોલો." યશોદાનું વચન સાંભળી બાળકો બોલ્યા કે

"સાથે સાથ તમારો પુત્ર ખાઈ ગએલ છે અને તેણે અમને કાંઇ આપ્યું નથી" બાળકોનું વચન સાંભળી ક્રોધથી જેનાં નેત્ર રાતા કમળ જેવાં થઈ ગયાં એવાં યશોદા છડી લઇને વેગથી શ્રીકૃષ્ણને મારવા દોડયાં પણ શ્રીકૃષ્ણ દોડવા લાગ્યા તેથી તેમને પકડી શકયાં નહી. જે શ્રીકૃષ્ણ યોગીઓને પણ પ્રાપ્ત થતા નથી અને સદાશિવ આદિ દેવતાઓને ધ્યાનથી પણ વશ્ય થતા નથી તેમને પકડવા સારૂ ફરી ફરીને થાક લાગો જવાથી જેનાં કંઠ હોઠ અને તાળવું સુકાવા લાગ્યાં એવાં યશોદા ક્રોધથી શ્યામ થઈ સખળાઓની સાથે ઉભાં રહ્યાં. માતાજીને થાકેલાં જોઈ જગતના ઈશ્વર દયાળુ શ્રીકૃષ્ણ ભગવાન્ મંદહાસ્ય કરતા કરતા માતાજીને પાસે આવીને ઉભા. પછી યશોદાએ તેમનો હાથ પકડી ઘરમાં લાવી વસ્ત્ર વતે ઝાડની સાથે બાંધીને તેમને છડીઓ મારી. મારયા પછી એમને એમ બાંધેલાજ મુકીને યશોદા પોતાના રેહવાના ઘરમાં ગયાં અને જગતના પતિ શ્રીકૃષ્ણ ભગવાન્ પણ છુટવાનું યત્ન નહી કરતાં ઝાડનાં મુળમાં બંધાએલાજ રહ્યા. હે નારદજી! ત્યાં શ્રીકૃષ્ણનો સ્પર્શ થતાંજ એ પાહાડ જેવું ઝાડ ભયંકર કડાકો કરીને નીચે પડયું અને તેમાંથી સારા વેષવાળો એક દિવ્ય પુરૂષ પ્રકટ થયો. જુવાન, મંદહાસ્ય કરતો, ગોરો અને રત્નમય અલંકારોથી શણગારેલો એ પુરૂષ શ્રીકૃષ્ણને પ્રણામ કરી સુવર્ણની સામગ્રીવાળા દિવ્ય રથમાં બેસીને પોતાને ઠેકાણે ગયો. ઝાડ પડયું જોઇ પુત્રના શરીરને અવળામણ થવાની શંકાથી ત્રાસ પામેલાં યશોદાએ ત્યાં આવીને, રૂદન કરતા એ શ્યામસુંદર શ્રીકૃષ્ણને તેડીને પડખામાં ઘાલ્યા. ગોકુળમાં રેહેનારાં ગોવાળીઆ અને ગોપીઓ યશોદાને ઘેર આવી યશોદાને વઢવા લાગ્યાં કે "અત્યંત ઘડપણમાં તમને આ પુત્ર આવેલ છે. ધન ધન્ય, અને રત્નો જે કાંઈ હોય તે સઘળું પુત્રને વાસ્તેજ છે. હે યશોદા! અમે જાણી લીધું કે તમને ખરેખર સુબુદ્ધિ છેજ નહી. પૃથ્વીમાં જે પદાર્થ દીકરાના ઉપયોગમાં ન આવે તે પદાર્થ નિષ્ફળજ છે. હે કઠણ મનવાળાં! દહી દુધને વાસ્તે દીકરાને ઝાડની સાથે બાંધી તમે ઘરના કામકાજમાં લાગી ગયાં ત્યાં દૈવયોગથી ઝાડ પડયું. ભાગ્ય યોગને લીધેજ આ બાળક ઝાડના પડવાથી બચી ગએલા છે. અરે! મુર્ખ બુદ્ધિવાળાં! દીકરાને કાંઈક થઇ ગયું હોત તો દહી દુધનું શું પ્રયોજન હતું." આ પ્રમાણે યશોદાને વઢી બાળકને વાસ્તે પ્રેમથી સર્વે લોકોએ શાંતિ કરી, બ્રાહ્મણોની તથા બંદીજનોની પાસે શુભદાયી આશિર્વચનો અપાવ્યાં અને બ્રાહ્મણોદ્વારા વિષ્ણુનાં નામોનું કીર્ત્તન કરાવ્યું. એ પ્રમાણે વિધિ કરીને સર્વે લોકો પોત પોતાને ઘેર ગયા પછી નંદરાયે ક્રોધથી રાતી આંખો કરી યશોદાને કહ્યું કે "બાળ-

કને ગળામાં બાંધીને હું આજજ તીર્થકાંઠે જાઊંછું અથવા તુંજ મારા ઘરમાંથી જતી રેહે. તને મારે શું કરવી છે. સો કુવા કરતાં વાવ અધિક છે, સો વાવ કરતાં તળાવ અધિક છે, સો તળાવ કરતાં યજ્ઞ અધિક છે અને સો યજ્ઞ કરતાં પુત્ર અધિક છે. તપ અને દાનથી થતું પુણ્ય જન્માંતરમાંજ સુખ આપે છે, અને સુપુત્ર તો આ જન્મમાં તથા પરજન્મમાં પણ સુખ આપે છે. દીકરા કરતાં અધિક કોઈ બંધુ થયો નથી અને થવાનો પણ નથી." એ પ્રમાણે યશોદાને વઢીને નંદરાય પોતાના ઘરમાં બેઠા અને યશોદા તથા રોહિણી ઘરનાં કામકાજમાં લાગી ગયાં.

નારદજી પુછે છે—હે નારાયણ! ગોકુળમાં ઝાડના અવતારને પામેલો એ સુંદર વેષવાળો પુરૂષ કોણ હતો અને તેને કયા કારણથી ઝાડનો અવતાર આવ્યો હતો?

નારાયણ કેહેછે—એક દિવસે કુબેરજીનો પુત્ર નળકુબર ક્રીડા કરવાને વાસ્તે રંભા અપ્સરાને સાથે લઈ નંદનવનમાં ગયો હતો. ત્યાં કોઇ પણ જન વગરના તળાવના કીનારા ઉપર મનોહર ફુલવાડીમાં વડની પાસે પુષ્પોની સુગંધીવાળા સ્થળમાં તેણે રત્નમય દીવાઓથી પ્રકાશતું, ચંદન, અગરૂ, કસ્તુરી તથા કેસરના રસથી છાંટેલું અને ચારે કોર ફુલની માળાઓથી તથા રેશમી વસ્ત્રોથી વીંટેલું પુષ્પમય શયન કરી તેમાં રંભાને લઇને પોતાની ઈચ્છા પ્રમાણે વિહાર કરયો. આઠે પ્રકારનો શૃંગાર કરયો, રતિ આદિનું સુખ લીધું, નખથી દાંતથી તથા હાથથી ક્રીડાઓ કરી અને જળમાંથી સ્થળમાં તથા સ્થળમાંથી જળમાં જઇને ક્રીડાઓ કરી. કામશાસ્ત્રમાં નિપુણ અને મહારસિક એ નળકુબર રતિભોગ કરતો હતો તે સમયમાં દેવળમુનિએ તેને દીઠો. છુટા કેશવાળી, પુષ્ટ નિતંબવાળી, પુષ્ટ સ્તનોવાળી, નખ તથા દાંતથી ઘવાએલી, રોમાંચિત થએલી, મંદહાસ્યપૂર્વક પ્રેમથી જોતાં પોતાનાં પ્રાણનાથને વાંકી આંખથી જોતી, કામનાથી ભરપુર થઈને ભમરના ચાળા કરતી, ગંડસ્થળમાં રત્નમય કુંડલની જોડથી દીપી રહેલી, વિચિત્ર રત્નોથી, પુષ્પોથી તથા પુષ્પોની માળાઓથી શણગારેલી, સુંદર ઘુઘરીઓવાળી અને લલાટમાં સિંદુરની બિંદીવાળી રંભા, અપ્સરા પણ તેમના જોવામાં આવી. રોમાંચિત થએલા અને રંભાની સાથે જોડાઈને કામાતુર થએલા તે નળકુબરને પોતાનું દર્શન થતાં પણ નહી ઉઠતો જોઇ દેવલ મુનિએ તેનેશાપ દીધો કે "હે પાપી! તું ગોકુળમાં વૃક્ષનો અવતાર પામશે અને ત્યાં શ્રીકૃષ્ણનો સ્પર્શ મળશે ત્યારે પાછો દેવરૂપ થઈને તારે ઘેર જશે." નળકૂબરને શાપ આપી દેવળમુનિએ કામાતુર થએલી રંભાને પણ

શાપ દીધો કે "તને મનુષ્યનો અવતાર પ્રાપ્ત થશે, તે અવતારમાં તું જન્મેજય રાજાની માનીતી રાણી થશે અને ત્યાં ઈંદ્રનો સંયોગ પામીને પાછી સ્વર્ગમાં જશે." એટલાં વચનો કહી દેવળમુનિ પોતાના આશ્રમમાં અને લક્ષ્મીવાળો નળકુબર ગોકુળમાં વૃક્ષરૂપે થયો. હે નારદજી! નળકુબરનો છુટકારો થવાની વાત તમારી પાસે કહી છે. હવે રંભાનું આખ્યાન કહું છું. રંભા અપ્સરા દેવળમુનિના શાપને લીધે ભરતખંડમાં સુચંદ્ર નામના રાજાને ઘેર સુંદર કન્યારૂપે અવતરી હતી અને તે મોટી થતાં સુચંદ્ર રાજાએ તેને શણગારી ભારે ઉત્સવ કરીને જન્મેજય રાજાને આપી હતી. એ મહારાણી થએલી રંભાની સાથે જન્મેજય રાજાએ પ્રત્યેક નિર્જન સ્થળોમાં વિલાસ કરયા. એક સમયે તે જન્મેજય રાજાએ અશ્વમેધની દીક્ષા લઇ ઘોડાને ગુપ્ત સ્થળમાં રાખ્યો હતો ત્યાં ઇંદ્ર પણ ગુપ્ત રીતથી ઘોડાવાળા સ્થળમાં પેશી રહ્યો હતો. ઘોડાને રૂપાળો જાણી તેને જોવા સારૂ જન્મેજય રાજાની પતિવ્રતા રાણી કૌતુકને લીધે એકલીજ ઘોડાની પાસે ગઈ ત્યાં ઘોડાની પાસેના એક ભાગમાંથી નીકળી ને ઇંદ્રે તેને દબાવી. રાણીએ ઇંદ્રને બહુ અટકાવ્યો તો પણ ઇંદ્રે તેની સાથે રમણ કરયું અને રમણ કરતાં ઈંદ્ર એવો મુર્છિત થઇ ગયો કે તેને રાત દિવસની પણ ખબર રહી નહી. ઇંદ્રે સમાગમ કરતાં તે રાણીએ લાજથી અને રાજાની બીકથી યોગ કરીને દેહ છોડી દીધો અને ઇંદ્ર પણ પોતાની વાસના પુરી કરીને સ્વર્ગમાં ગયો. રાણીને મરી ગએલી સાંભળી જન્મેજય રાજાએ બહુ વિલાપ કરયો અને પછી અશ્વમેધ પુરો કરીને બ્રાહ્મણોને પરિપુર્ણ દક્ષિણાં આપી. રાણી મનુષ્ય દેહનો ત્યાગ કરી રંભાં અપ્સરા થઇને પાછી સ્વર્ગમાં ગઈ હે નારદજી! એ અર્જુન નામનાં ઝાડના ભંગની અને નળકુબર તથા રંભાના છુટકારાની સઘળી કથા તમારી પાસે કહી. જન્મ, મરણ તથા જરાને મટાડનારૂ એટલું શ્રીકૃષ્ણનું પવિત્ર ચરિત્ર સંપુર્ણ રીતે તમારી પાસે કહ્યું. હવે બીજું ચરિત્ર કહું છું તે સાંભળો.

**पुण्यदंकृष्णचरितंजन्ममृत्युजरापहम् ॥**
**इत्येवंकथितंसर्वमपरंकथयामिते ॥ ५४ ॥**

इतिश्री બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો " वृक्षार्जुन भंजन" એવા નામનો ચૌદમો અધ્યાય સંપૂર્ણ. ૧૪



**॥ श्रीनारायणउवाच ॥**

**एकदा कृष्ण सहितोनंदो वृंदावनं ययौ ॥**

**तत्रोपवन भांडीरे चारयामास गोधनम् ॥ १ ॥**

**નારાયણ કેહે છે**— એક દિવસે નંદરાય વૃંદાવનમાં શ્રીકૃષ્ણ સહિત જઇને ત્યાં ઉપવનના ભાંડીરનામના વડની પાસે ગાયોના ધણને ચારતા હતા. ગાયોને ચારી તળાવનું અત્યંત મીઠું જળ પાઇ પોતે પણ જળપાન કરી શ્રીકૃષ્ણને છાતીમાં લઇને ઝાડની નીચે બેઠા હતા તે સમયમાં માયાથી મનુષ્ય થએલા શ્રીકૃષ્ણે અકસ્માત્ આકાશને વાદળાંઓથી ઢંકાએલું કરી દીધું. આકાશને મેઘથી ઢંકાએલું જોઈ, વનોને શ્યામ થએલાં જોઈ, વાયુની ભારે ઝડી થએલી જોઈ, અત્યંત દારૂણ કડાકા થતા સાંભળી, વરસાદની બહુ જાડી ધારાઓ પડતી જોઈ, અને વૃક્ષોને બહુજ હાલતાં તથા જેઓનાં થડ ઉખડી પડે છે એવાં જોઇ નંદરાય બીકથી બોલવા લાગ્યા કે "આ ગાયોને તથા વાછડાંઓને અહીં પડતા મુકી મારાથી ઘેર કેમ જવાય અને ઘેર નહીં જાઊં તો આ બાળકનું શું થશે." આ પ્રમાણે નંદરાય બોલતાં શ્રીકૃષ્ણ રોવા લાગ્યા અને પાણીની બીકથી નંદરાયને ગળે વળગી રહ્યા. આ સમયમાં રાધિકાજી શ્રીકૃષ્ણની પાસે આવ્યાં. એમની ચાલ રાજહંસના તથા ખંજન પક્ષીના ગર્વને તોડી નાખે એવી હતી. મનોહર મુખારવિંદ શરદ્ પુનમના ચંદ્રની છટાને ગંજવી દીયે એવું હતું. નેત્ર શરદ્ઋતુના મધ્યાન્હકાળનાં કમળોની શોભાને છોડાવી દીયે એવાં હતાં. ચળકતી કીકીની આસપાસ શોભતી પાંપણોમાં વિચિત્ર રીતે આંજેલું આંજણ શોભતું હતું. નાસિકા પોપટની સુંદર ચાંચની શોભાને જીતી લીએ એવી હતી. નાસિકાના અગ્રમાં અમૂલ્ય મોટું મોતી શોભી રહ્યું હતું. મોટા ચોટલામાં માલતીની માળાઓ ગુંથી હતી. કુંડલો ગ્રીષ્મકાળના મધ્યાન્હના સૂર્યની કાંતિ કરતાં પણ વિશેષ પ્રકાશતાં હતાં. બન્ને હોઠ પાકેલાં ઘોલાંની શોભાને ચોરી આવ્યા હોય એવા લાગતા હતા. દાંતની પંક્તિ મોતીની પંક્તિ જેવી ચળકતી હતી. મંદહાસ્ય જરાક ઉઘડેલાં ડોલરનાં ફુલ જેવું લાગતું હતું. કસ્તૂરીની બિંદીની સાથે સિંદૂરની બિંદી કરી હતી. લલાટ રૂછાણ વગરનું હોવાથી અત્યંત શોભતું હતું. અત્યંત સુંદર ગોળાકૃતિ ગાલ રોમાંચિત પણાથી દીપતા હતા. વક્ષઃસ્થળમાં ઉત્તમ મણિ અને ઉત્તમ રત્નોના સારરૂપ હારો પેહેરયા હતા. બીલાં જેવાં કઠણ અને સુંદર બે સ્તન પરસ્પરની સાથે ભળી રહ્યાં હતાં. લલાટમાં કુકડાં માંકડાં કરયાં હતાં. ઉત્તમ રત્નોનાં તેજ દીપી રહ્યાં

હતાં. પેટ સુંદર, ગોળ, મનોહર, વિચિત્ર ત્રણ વળીઓવાળું અને ઊંડી નાભિ-વાળું હતું. કટિમેખળાની અનેક ઘુઘરીયો ઉત્તમ ઉત્તમ રત્નોથી જડેલી હતી. ભમરના ચાળા કામદેવનાં ઉત્તમ અસ્ત્ર જેવા અને મોટા યોગીઓના ચિત્તને પણ મોહ ઉપજાવે એવા હતા, કઠિન કટિપશ્ચાદ્ભાગ પર્વતના ગોળ શિખર જેવા લાગતા હતા. ચરણ સ્થલકમળની શોભાને હઠાવી દીયે એવાં હતાં. રત્નમય ભૂષણોથી શણગારેલાં ચરણોમાં અળતાનો રસ લગાડ્યો હતો. અળતાથી રંગેલા નખ ઉત્તમ મણિઓની શોભાને જીતી લીયે. એવા હતા. ઊત્તમ ઊત્તમ રત્નોથી રચેલાં ઝાંઝર સુંદર રીતે ઝમકાર કરતાં હતાં. અત્યંત સુંદર રત્નમય કંકણ, બાજુબંધ તથા ચૂડીઓ શોભી રહી હતી. આંગળીઓમાં રત્નમય વીટીઓ પેહેરી હતી. વસ્ત્ર અગ્નિથી ધોવાએલાં ધરચાં હતાં. શરીર સુંદર ચંપક પુષ્પોની શોભાને હરાવી દીયે એવું હતું. હાથમાં ક્રીડાને વાસ્તે હજાર પાંખડીઓવાળું સુશોભિત કમળ ધરયું હતું અને પોતાનું શ્રીમુખ જેવાને વાસ્તે રત્નમય અરીસો સાથે રાખ્યો હતો. કરોડ ચંદ્રોની કાંતિને પણ ગંજાવનારાં અને દશે દિશાઓને પ્રકાશિત કરતાં એ રાધિકાજીને નિર્જન વનમાં જોઇ જેનાં નેત્રોમાં હર્ષાશ્રુ આવ્યાં. એવા નંદરાયે પરમ વિસ્મય પામી ભકિતથી માથું નમાવી તેમને પ્રણામ કરયા. પછી નંદરાયે રાધિકાજીને કહ્યું કે " હે સુંદરી ! હું ગર્ગાચાર્યનાં વચનથી જાણુંછું કે આ બાળક સર્વથી પર અને નિર્ગુણ ગોલોકવાસી શ્રીકૃષ્ણજ છે અને તેમને તમે પ્રાણ કરતાં પણ અધિક પ્યારાં છો. આમ જાણતાં છતાં પણ હું માણસ હોવાને લીધે વિષ્ણુની માયાથી મોહ પામેલો છું. હે સુંદરી! તમારા આ પ્રાણનાથને લ્યો અને લઇને જ્યાં તમારી ઈચ્છા હોય ત્યાં જાઓ. તમારા મનોરથ પરિપૂર્ણ કરીને પછી મારો પુત્ર પાછો મને દેજો" નંદરાયે એટલાં વચન કહી શ્રીકૃષ્ણ કે જે વરસાદની બીકથી રોતા હતા તેમને રાધિકાજીના હાથમાં આપ્યા. રાધિકાજીએ શ્રીકૃષ્ણને લઈ પ્રેમથી મધુર હાસ્ય કરીને નંદરાયને કહ્યું કે " હે નંદ ! આ રહસ્ય વાતને તમારે કોઈ ઠેકાણે પણ પ્રગટ કરવી નહી. તમને અનેક જન્મોનાં પુણ્યોનો ઊદય થવાથી મારાં દર્શન થયાં છે. તમે સમજાુછો અને ગર્ગાચાર્યના વચનથી સઘળો ભેદ જાણોછો. આ અમારા ગુપ્ત ચરિત્રની વાત કોઈની પાસે કેહેશોમાં. હવે તમે ગોકુળમાં જાઓ. હે વ્રજના સ્વામી ! તમારામનમાં જે વરદાનની ઇચ્છા હોય તે માગો. તમારૂં માગેલું વરદાન દેવતાઓને પણ દુર્લભ હશે તો પણ હું તમને સેહેજ આપીશ " એ પ્રમાણે રાધિકાજીનાં વચન સાંભળી નંદરાયે વિજ્ઞપ્તિ કરી કે "તમારા તથા તમારા પ્રાણનાથના ચર્ણારવિંદમાં મને ભકિતઆપો.ભક્તિવિના મને

બીજા કોઇપણ પદાર્થની ઇચ્છા નથી. હે જગદંબ ! હે પરમેશ્વરી ! મને તથા મારી સ્ત્રી યશોદાને તમારી પાસે નિવાસ આપજો કે જે નિવાસ ઘણાં પુણ્યોથી પણ દુર્લભ છે." નંદરાયનાં વચન સાંભળી રાધિકાજી બોલ્યાં કે "તમોને હું અમારૂં સર્વોત્તમ દાસપણું આપીશ, હમણાં તમને તથા યશોદાને અમારાં ચરણારવિંદમાં અહર્નિશ ભકિત હોજો તમોને પ્રફુલ્લિત -હૃદયમાં સર્વદા અમારૂં સ્મરણ હોજો કેજે સ્મરણ બીજાઓને દુર્લભ છે. મારાં વરદાનને લીધે તમોને માયાનું આવરણ થશે નહી અને તમો બન્ને, મનુષ્યદેહને છોડીને અંતે ગોલોકને પ્રાપ્ત થશો" નંદરાયને એ પ્રમાણે કહી શ્રીકૃષ્ણને બે હાથવતે છાતીમાં લઇને રાધિકાજી પોતાના ધારયા પ્રમાણે દુર પ્રદેશમાં ચાલ્યાં ગયાં. શ્રીકૃષ્ણને છાતીમાં લઈ કામનાથી સર્વ અંગમાં રોમાંચિત થએલાં અને વારંવાર આલિંગન કરતાં તથા ચુંબન કરતાં રાધિકાજીએ રાસમંડળનું સ્મરણ કરયું કે તુરતજ રત્નમય મંડપ જોવામાં આવ્યો. એ મંડપ ઉપરના ભાગમાં સૈંકડો રત્નમય કળશોથી સંયુકત હતો. અનેક પ્રકારનાં વિચિત્ર ચિત્રોથી, વિચિત્રવનોથી, સિંદૂર જેવા મણિઓવાળા અનેક સ્તંભોથી, ચંદન, અગરૂ, કસ્તૂરી તથા કેસરના રસના છાંટણાંવાળી માલતીની માળામય પુષ્પ શય્યાથી, અનેક પ્રકારની ભોગની સામગ્રીઓથી, દિવ્ય દર્પણોથી, ઉત્તમ મણિમોતી તથા માણિકયની માળાઓથી, ઉત્તમ મણિઓથી રચેલાં કમાડોથી, ઉત્તમ વસ્રોથી, ઉત્તમ પતાકાઓના સમુહોથી, અને ભ્રમરાઓના ગુંજારવાળાં પ્રફુલ્લિત પુષ્પોના બગીચાઓથી દીપી રહ્યો હતો. એ સાત પગથીઆવાળા મંડપને જોઈ રાધિકાજી આનંદથી તેની અંદર પધારયાં ત્યાં કપૂર આદિથી સંયુકત પાનબીડીઓ, રત્નના કુંભમાં ભરેલું સ્વચ્છ તથા શીતળતા વાળું મનોહર જળ અને અમૃત તથા મધથી ભરેલા રત્નમય કુંભો તેમના જોવામાં આવ્યા, ત્યાં પુષ્પની શય્યામાં સુતેલા કિશોર અવસ્થાવાળા, શ્યામસુંદર, કરોડ કામદેવ જેવા રૂપાળા, ચંદનના લેપન વાળા, પીળાં વસ્રવાળા, પ્રસન્ન મુખવાળા, પ્રસન્ન નેત્રવાળા, ચરણમાં ઝમકાર કરનારાં ઉત્તમ મણિઓથી જડેલાં ઝાંઝરથી શોભતા, શ્રેષ્ટ મણિઓથી રચેલાં કંકણ તથા બાજુબંધવાળા, ગંડસ્થળમાં રત્નમય કુંડળોથી દીપતા, વક્ષઃસ્થળમાં સર્વોત્તમ કૌસ્તુભ મણિથી શોભતા, ત્રણ વાંકના અંબોડાવાળા, શરદ પુનમના ચંદ્રથી પણ અધિક પ્રકાશવાળા મુખથી મંદહાસ્ય કરતાં, શરદઋતુનાં પ્રફુલ્લિત કમળોની શોભાને હરનારાં નેત્રોવાળા, મસ્તકમાં માલતીની માળાઓની સાથે ગુંથેલા મયુર પિચ્છવાળા અને રત્નમય મંદિરને જોયા કરતા શ્રીકૃષ્ણ પણ જોવામાં આવ્યા. પોતાના પડખાંને શ્રીકૃષ્ણ વગરનું જોઇ અને શ્રીકૃષ્ણને ખીલતી જુવાનીવાળું રૂપધ

રી પુષ્પમય શયનમાં સુતેલા જોઇ રાધિકાજી પોતે સર્વના સ્મરણરૂપ છતાં પણ પરમ વિસ્મય પામ્યાં. રાસનાં ઈશ્વરી રાધિકાજી એ મનોહર સ્વરૂપને જોઇ કામનાથી ચક્ષુરૂપ ચકોરવને પ્રેમપૂર્વક તેમના મુખરૂપ ચંદ્રને પીવા લાગ્યાં. નિમેષ રહિત આડી આંખથી જોતાં નવીન સંગમની ઇચ્છાવાળાં, સર્વ અંગમાં રોમાંચિત થયેલાં, મુખ કમળથી મંદ મંદ હસતાં, કામદેવથી વ્યાકુળ થએલાં અને નવીન સંગમમાં યોગ્યતા ધરાવનારાં એ રાધિકાજીને તે મંડપમાં શ્રીકૃષ્ણે નીચે પ્રમાણે કહ્યું.

શ્રીકૃષ્ણ કેહેછે—હે પ્યારાં રાધાજી! ગોલોકમાં દેવસભાની અંદર જે વૃતાંત થયું હતું તેનુ તમને સ્મરણ છે? મેં પૂર્વે જે વચન આપ્યું છે તે વચનને આજ પરિપૂર્ણ કરીશ. હે સુંદરી! તમે મને પ્રાણ કરતાં પણ અધિક પ્યારાં છો. જેવાં તમે છો તેવોજ હું છું. આપણામાં કાંઈ પણ ભેદ નથી. જેમ દુધમાં ધોળાપણુ રહ્યું છે, અગ્નિમાં દાહ શક્તિ રહી છે અને પૃથ્વીમાં ગંધ રહ્યો છે તેમ હું નિરંતર તમારામાં રહ્યો છું. જેમ કુંભાર માટી વિના કદી પણ ઘડાને બનાવી શકે નહી અને સોની સોના વિના કદી પણ કુંડળને બનાવી શકે નહી તેમ હું તમારા વિના સૃષ્ટિ કરવામાં સમર્થ નથી. તમે સૃષ્ટીના આધારરૂપ છો અને હું બીજરૂપ છું. હે સુંદરી! શયનમાં આવો અને છાતીપર સુયો. જેમ ભૂષણ દેહની શોભારૂપ છે તેમ તમે મારો શોભારૂપ છો. હું તમારાથી રહિત હોઉછું ત્યારે લોકો મને 'કૃષ્ણ' કેહેછે અને તમારાથી સહિત હોઉછું ત્યારે મને લોકો 'શ્રીકૃષ્ણ' કેહેછે. હું સર્વરૂપછુ તથા અવિનાશીછું અને તમે શ્રીરૂપ, સંપત્તિરૂપ, મારા આધાર રૂપ અને સર્વ શકિતરૂપ છો. હું જ્યારે તેજોરૂપ હોઉછું ત્યારે તમે તેજોરૂપ હો છો, હું જ્યારે શરીર રહિત હોઉ છું ત્યારે તમે શરીરરહિત હો છો અને હું યોગથી જ્યારે સર્વ બીજ સ્વરૂપ હોઉ છું ત્યારે તમે પણ શકિત રૂપ થાઓ છો. સર્વ સ્ત્રીઓ જેનાં રૂપ છે એવાં તમે મારા અંગથી ઉત્પન્ન થયાં છો, મુળપ્રકૃતિ છો અને ઈશ્વરી છો. હે રૂડાં મુખવાળાં! શકિતથી, બુદ્ધિથી અને જ્ઞાનથી તમે મારા જેવાંજ છો. જે માણસ આપણામાં ભેદબુદ્ધિ રાખેછે તે અધમ માણસ જ્યાં સુધી સૂર્ય અને ચંદ્ર રહે ત્યાં સુધી કાળસૂત્ર નામના નરકમાં વસે છે. એ માણસની આગલી અને પાછલી સાત સાત પેહેડીઓ નરકમાં પડે છે અને તેનું કરોડ જન્મનું પુણ્ય નાશ પામે છે એ નિશ્ચય છે. જે માણસો અજ્ઞાનથી આપણી નિંદા કરે છે તેઓ જ્યાં સુધી ચંદ્ર અને સૂર્ય રહે ત્યાં સુધી ઘોર નરકમાં રંધાય છે કોઇ માણસ 'રા' શબ્દ બોલે કે તુરતજ હું તેને ઉત્તમ ભકિત આપુંછું અને પછી 'ધા'

શબ્દ બોલે કે તુરતજ સાંભળવાના લોભથી તેની પાછળ ચંઢયો જાઉં છું. હે રાધાજી ! તમારા કરતાં પણ તમારૂં નામ લેનાર માણસ મને બહુ પ્યારો લાગે છે. બ્રહ્મા, શેષનાગ, શિવ, ધર્મ, નરનારાયણ, કપિલ, ગણેશ, કાર્તિકેય, લક્ષ્મી, સરસ્વતી, દુર્ગા, સાવિત્રી, અને મુળપ્રકૃતિ એઓ મને પ્યારાં છે તો પણ તમારૂં નામ-લેનારા જેવાં પ્યારાં નથી. એ સર્વે મને પ્રાણ સમાન છે અને તમે તો મને પ્રાણથી પણ અધિક છો કે જેથી એઓ જુદાં સ્થાનકોમાં રહ્યાં છે અને તમે મારા વક્ષઃસ્થળમાં રહ્યાં છો જે મારી ચાર ભુજાવાળી વિષ્ણુરૂપ મુર્ત્તિ છે તે પણ છાતીમાં લક્ષ્મીનું ધારણ કરે છે એટલે તે મારી મુર્ત્તિમાં પણ લક્ષ્મીરૂપે તમેજ રહ્યાં છો. હું તમારૂં સર્વદા ધારણ કરૂં છું.

નારાયણ કહે છે—શ્રીકૃષ્ણ એટલાં વચન બોલી મનોહર શયનમાં બીરાજ્યા રેહેતાં રાધિકાજીએ ભક્તિથી માથુ નમાવીને તેમને નીચે પ્રમાણે વચન કહ્યાં.

રાધિકાજી કેહેછે—હે પ્રભુ ! હું જાણું છું. મને સઘળી વાતનું સ્મરણ છે, ભુલું કેમ. તમે જે મારા મહિમાને વખાણો છો તે મહિમા તમારા ચરણારવિંદ-નાં કૃપાથીજ છે. ઇશ્વરને કોઇ પણ સ્થળમાં કોઇ પણ પ્રિય કે અપ્રિય હોવા સંભવે નહી તો પણ જેઓ જે રીતે મારૂં સ્મરણ કરતા નથી તેઓ ઉપર તેવા પ્રકારની તમારી અકૃપા છે. તમે જો કે તૃણને પર્વત અને પર્વતને તૃણ બનાવવા સમર્થ છો તે પણ યોગ્ય પણું, અયોગ્યપણું, દૈવી, સંપત્તિ, તથા આસુરી સંપત્તિ જોઇને લો, કોના ઉપર યથાયોગ્ય કૃપા કરો છો. હું ઉભીછું અને આપ પોઢયાછો તો આવી રીતની વાતો કરવાથી જે સમય ગયો તે સમય મને સો યુગ જેવડો થઇ પડયો છે. હવે તમારા સમાગમ વગર એક ક્ષણ પણ મારાથી નીકળે એમ નથી માટે મારા વક્ષઃસ્થળ ઉપર તથા મસ્તક ઉપર આપનું ચરણારવિંદ ધરો. હવે તમારા વિરહરૂપી અગ્નિથી મારૂં ચિત્ત તુરત બળી જાય એમ લાગે છે. મારી દૃષ્ટિ પ્રથમ આપના ચરણારવિંદ ઉપર પડી હતી કે જેમાંથી માંડ માંડ ખેંચીને મેં આપનાં બીજાં અંગો ઉપર જોડી હતી. આપનાં પ્રત્યેક અંગો નીરખ્યા પછી એ દૃષ્ટિને મેં આપના મુખારવિંદમાં લગાવી છે, તો હવે ત્યાંથી બીજા સ્થળમાં જવાને સમર્થજ નથી.

નારાયણ કહે છે—એ પ્રમાણે રાધિકાજીનાં વચન સાંભળી મંદહાસ્ય કરીને શ્રીકૃષ્ણે રાધાજીને નીચે પ્રમાણે શ્રુતિથી તથા સ્મૃતિથી સિદ્ધ હિતકારી અને સત્યતા ભરેલું વચન કહ્યું.

શ્રીકૃષ્ણ કેહે છે—હે પ્યારી ! ગોલોકમાં મેં પ્રથમ જે ઠરાવ કરયો છે તેમાં મારે ફેરફાર કરવો નથી પણ જરાવાર થોભો. હું તમારૂં ભલું કરીશ. તમારા મનોરથ પૂર્ણ થવાનો કાળ પોતાની મેળે આવ્યો છે. હે રાધાજી ! લલાટમાં પૂર્વે લખાએલા લેખ જે સમયમાં સફળ થવાના હોય તે સમયમાં ફેરફાર કરવાને હું પણ સમર્થ નથી ત્યારે બ્રહ્મા તો કોણ માત્ર. હું વિધાતાનો પણ વિધાતા છું. બ્રહ્માદિકના તથા બીજાં ક્ષુદ્ર પ્રાણીઓના પણ જે પ્રારબ્ધ લેખ હોય તે કદી પણ તોડી શકાતા નથી.

નારાયણ કેહે છે—શ્રીકૃષ્ણ એ પ્રમાણે રાધિકાજીને વચન કેહેતા હતા ત્યાં ચારે મોહોડાંથી મંદહાસ્ય કરતા અને જેણે માળા તથા કમંડળુ ધરયાં હતાં એવા બ્રહ્મા આવ્યા. જેના નેત્રોમાં આંસુ આવ્યાં હતાં એવા અને રોમાંચિત થએલા બ્રહ્માએ શ્રીકૃષ્ણની પાસે જઇ ભકિતથી માથું નમાવી વેદોકત સ્તુતિ કરી. સ્તુતિ કરી નમસ્કાર કરી જરા દુર જઇ વળી પણ શ્રીકૃષ્ણની પાસે જઈ ભકિતપુર્વક ફ-રીવાર તેમની સ્તુતિ કરી ને રાધાજીની પાસે ગયા. સંભ્રમને લીધે રાધાજીનાં ચરણારવિંદ જટાના જથાથી વીંટાઇ ગયાં એવી રીતે ભકિતપૂર્વક તેમના ચરણાર વિંદમાં મસ્તકવતે પ્રણામ કરી પ્રેમથી કમંડળુના જળવડે તે ચરણારવિંદને ધોઇ હાથ જોડીને બ્રહ્માએ તેમની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

બ્રહ્મા સ્તુતિ કરે છે—હે જગદંબ ! તમારાં ચરણારવિંદ કે જે સર્વને દુર્લભ છે અને તેમાં ભરતખંડમાં તો વિશેષે કરી દુર્લભ છે તેમનાં શ્રીકૃષ્ણની કૃ-પાને લીધે આજ મને દર્શન થયાં. મેં પુર્વે ભરતખંડમાં પુષ્કર નામના તીર્થમાં સાઠ હજાર વર્ષ સૂધી શ્રીકૃષ્ણ ઉપર તપ કરયું હતું તે સમયે વરદાન દેવા સારૂ શ્રીકૃષ્ણે ત્યાં પધારીને 'વરદાન માગો' એમ કેહેતાં મેં પ્રેમથી ધારેલું વરદાન માગ્યું કે "હે ગુણાતીત પ્રભુ! રાધિકાજીનું ચરણારવિંદ કેજે સઘળાઓને દુર્લભછે તેમનાં મને હમણાંજ તુરત દર્શન કરાવો." મારાં વચન સાંભળી કૃષ્ણે આજ્ઞા કરી હતી કે 'હે પુત્ર! હમણા ખમો, સમય પ્રાપ્ત થશે ત્યારે દરશન કરાવીશ.' ઇશ્વરની આજ્ઞા ખોટી પડેજ નહી તેથી તમારાં ચરણારવિંદનું દર્શન થયું કેજે ચરણારવિંદ ગોલોકમાં પણ સઘળાઓને વાંછિત છે ત્યારે ભરતખંડમાં સઘળાંઓને વાંછિત હોય તેમાં શું કેહેવું. બીજી સઘળી દેવીઓ પ્રકૃતિમાંથી ઊત્પન્ન થએલ છે તેથી પ્રકૃતિના અંશ રૂપ છે અને તમે તો શ્રીકૃષ્ણના અર્દ્ધ શરીરમાંથી થયાં છો તેથી સઘળી રીતે શ્રી કૃષ્ણ જેવાંજ છો. 'શ્રીકૃષ્ણ રાધારૂપ છે અને રાધા શ્રીકૃષ્ણરૂપ છે એ વેદમાં કહ્યુ નથી' એમ કોણ કહી શકે છે. બ્રહ્માંડથી ઉપર વૈકુંઠ અને વૈકુંઠથી ઉપર ગોલોક

જેમ અનાદિ સિદ્ધ છે તેમ તમે પણ અનાદિ સિદ્ધ છો. જેમ સર્વ બ્રહ્માંડમાં જીવો શ્રીકૃષ્ણના અંશના અંસરૂપ છે તેમ સર્વ જીવોમાં રહેલી શકિતઓ તમારા અંશના અંશરૂપ છે. સધળા પુરૂષો શ્રીકૃષ્ણના અંશરૂપ છે અને સધળી સ્રીઓ તમારા અંશરૂપ છે. તમે દેહરૂપ છો તેથી શ્રીકૃષ્ણના આધારરૂપ તમેજ છો. હે મા! શ્રી કૃષ્ણનાં પ્રાણરૂપ તમે છો અને તમારા પ્રાણરૂપ શ્રીકૃષ્ણ છે કોઇ કારીગરે કોઈ કારણથી તમોને બનાવ્યાં નથી પણ શ્રીકૃષ્ણ અને તમે બન્ને નિત્યજ છો. તમે શ્રીકૃષ્ણના અંશરૂપ છો કે શ્રીકૃષ્ણ તમારા અંશરૂપ છે એ વિષયનો નિર્ણય કોઈથી થઇ શકયો નથી હું કેજે જગતનો વિધાતાછું તેણે ઉત્પન્ન કરેલા વેદને ગુરૂના મુખ થી ભણીને લોકો પંડિત થાયછે પણ એ હુંપોતે તમારા વાસ્તવિક ગુણોના શતાંશનું વર્ણન કરવાનેપણ અશકતછું ત્યારે વેદ અથવા બીજો કોઈ પંડિતતો તમારી સ્તુતિ કરવામાં કેમ સમર્થ થાય. સ્તુતિ જ્ઞાનથી થાયછે, જ્ઞાન બુદ્ધિથી થાયછે. અને બુદ્ધિ તમારાથી ઊત્પન્ન થાયછે માટે તમારી સ્તુતિ કરવામાં કોણ સમર્થ હોય. જે વસ્તુ દેખવામાં કે સાંભળવામાં આવેલ હોય તેનું નિરૂપણ પંડિતથી કરી શકાય પણ જે વસ્તુ દેખવામાં કે સાંભળવામાં ન આવે એવી હોય તેનું નિરૂપણ કોણથી થઈ સકે. હું સદાશિવ, શેષનાગ, ધર્મ, સરસ્વતી કે વેદો કોઈ પણ તમારી સ્તુતિ કરવાને સમર્થ નથી. જેવું મારૂં જ્ઞાન છે તે પ્રમાણે હું બોલ્યો છું માટે મારી ભૂલ થઈ હોય તો આપે મને ધિક્કારવો નહી જોઇએ. તમે સર્વ ઇશ્વરોનાં પણ ઈશ્વરી છો તેથી યોગ્ય ઊપર તથા અયોગ્ય ઉપર તમારી કૃપા સરખીજ હોવી જોઈએ. બાળકજન તો ક્ષણમાત્રમાં વાંકમાં આવી જાય છે અને ક્ષણમાત્રમાં ગુણમા આવી જાય છે પણ જે તેના માતાપિતા હોય તે સ્નેહને લીધે સધળી વાતની ક્ષમા કરેછે.

નારાયણ કેહેછે—બ્રહ્મા એટલાં વચન બોલી સધળાંઓએ વંદવા યોગ્ય અને સર્વને પ્રિય તેમના ચરણારવિંદમાં પ્રણામ કરી તેઓની પાસે ઉભા રહ્યા. જે માણસ બ્રહ્માએ કરેલા આ સ્તોત્રનો ત્રણે સંધ્યામાં પાઠ કરે તે માણસને અવશ્ય રાધાકૃષ્ણના ચરણારવિંદની ભકિત તથા દાસપણું મળેછે અને તે ઉપરાંત તે માણસ કર્મોનું ઉચ્છેદન કરી દુર્જય મૃત્યુને પણ જીતી સર્વે લોકોનું ઉલ્લંઘન કરીને ઉત્તમ ગોલોકમાં જાયછે. બ્રહ્માએ કરેલી સ્તુતિ સાંભળીને રાધિકાજીએ તેમને કહ્યું કે "હે બ્રહ્મા ! જે તમારા મનમાં હોય તે વરદાન માગો" રાધિકાજીનાં વચન સાંભળી બ્રહ્માએ માગ્યું કે "તમારા તથા શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં મને અવિચળ ભકિત આપો" બ્રહ્માનાં વચન સાંભળી રાધિકાજીએ 'તથાસ્તુ' એમ કહ્યું. પછી જગતના પતિ બ્રહ્માએ તેમના ચરણમાં ફરીવાર પ્રણામ કરી શ્રીકૃષ્ણ તથા રાધા-

જીની વચમાં અગ્નિને પ્રજ્વલિત કરી મનમાં શ્રીકૃષ્ણનું સ્મરણ કરીને વિધિ પુર્વક હવન કરયો. શ્રીકૃષ્ણે શયનમાંથી ઉઠી અગ્નિની પાસે આવી બ્રહ્માના કેહેવા પ્રમાણે પોતાના શ્રી હસ્તથી પણ અગ્નિમાં હોમ કરયો. પછી શ્રીકૃષ્ણને રાધાજીના ચરણમાં પ્રણામ કરાવી બ્રહ્માએ ઉત્સવ કરયો અને અગ્નિની સાત પ્રદક્ષિણા કરાવી તેમજ રાધાજીને અગ્નિની પ્રદક્ષિણા કરાવી શ્રીકૃષ્ણના ચરણમાં પ્રણામ કરાવીને બન્નેને સામસામાં બેસાડયાં. પછી શ્રીકૃષ્ણના હસ્તથી રાધાજીના હસ્તનું ગ્રહણ કરાવી શ્રીકૃષ્ણની પાસે વેદોક્ત સાત મંત્રોનું ઉચ્ચારણ કરાવી રાધાજીનો હસ્ત શ્રીકૃષ્ણના વક્ષઃસ્થલમાં ધરાવી અને શ્રીકૃષ્ણનો હસ્ત રાધાજીની પીઠ પર ધરાવીને વેદોકત ત્રણ મંત્રનું રાધાજીને ઉચ્ચારણ કરાવ્યું. બ્રહ્માએ પ્રેમપુર્વક રાધાજીના હાથથી પારિજાતનાં પુષ્પોની ગોઠણ સુધી પોહોચે એવી માળા શ્રીકૃષ્ણના ગળામાં પેહેરાવી. ફરી શ્રીકૃષ્ણને અને રાધાજીને પ્રણામ કરાવી શ્રીકૃષ્ણના હાથથી રાધાજીના ગળામાં મનોહર માળા નખાવી પછી બ્રહ્માએ શ્રીકૃષ્ણને જમણી કોરે અને રાધાજીને તેમની ડાબી કોર બેસાડી બન્નેને હાથ જોડાવી બન્નેની પાસે વેદોક્ત પાંચ મંત્રોનું ઉચ્ચારણ કરાવ્યું. પછી શ્રીકૃષ્ણને પગે લગડાવી જેમ પિતા કન્યાનું દાન આપે છે તેમ રાધાજીનું દાન આપીને બ્રહ્મા ભકિતપુર્વક શ્રીકૃષ્ણની સામે ઊભા રહ્યા. આ સમયમાં આનંદથી રોમાંચિત થએલા દેવતાઓ દુદુંભી આનક તથા મુરજ આદિ વાજાં વગાડવા લાગ્યા, પારિજાતનાં પુષ્પોની વૃષ્ટિ થઇ, મોટા મોટા ગંધર્વોએ ગાયન કરયાં અને અપ્સરાઓએ નાચ કરયા. બ્રહ્માએ શ્રીકૃષ્ણની-સ્તુતિ કરી જરા હસીને વિજ્ઞપ્તિ કરી કે "મને આપના તથા રાધાજીના ચરણારવિંદમાં ભકિત મળવારૂપ દક્ષિણા આપો બ્રહ્માનું વચન સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે "હે બ્રહ્મા! મારા તથા રાધાજીના ચરણારવીંદમાં તમને ભકિત પ્રાપ્ત થશે, હવે સુખેથી તમારે ઠેકાણે જાઓ. તમારૂં કલ્યાણ થશે એમાં સંશય નથી. હે પુત્ર! મેં તમને જે કામ સોંપ્યું છે તે મારી આજ્ઞા પ્રમાણે કરયા કરજો." શ્રીકૃષ્ણના વચન સાંભળી બ્રહ્મા શ્રી કૃષ્ણને તથા રાધાજીને પ્રણામ કરી આનંદથી બ્રહ્મલોકમાં ગયા. હે નારદજી! બ્રહ્મા ગયા પછી રાધિકાજીએ મંદહાસ્યપુર્વક વાંકી આંખથી શ્રીકૃષ્ણના મુખારવિંદને જોયું અને લાજને લીધે જરા ઘુંઘટો કાહાડયો, સર્વ અંગોમાં રોમાંચિત થએલાં અને કામદેવનાં બાણોથી પીડાએલા રાધાજી શ્રીકૃષ્ણને પ્રણામ કરી ભકિત પૂર્વક તેમના શયનમાં ગયાં, રાધાજીએ પ્રથમ શ્રીકૃષ્ણના લલાટમાં ચંદન, અગરૂ, કસ્તુરી અને કેસરનું તિલક કરીને પછી તેમના વક્ષઃસ્થળમાં તે પદાર્થોના

રસનું લેપન કરયું, અમૃતથી ભરેલું રત્નમય પાત્ર અને મદ્યથી ભરેલું મનોહર રત્નમય પાત્ર ભકિતપુર્વક શ્રીકૃષ્ણના હાથમાં આપ્યા તેઓનો શ્રીકૃષ્ણે ઉપયોગ કરયો. કપુર આદિથી વાસેલી પાન બીડી શ્રીકૃષ્ણને આપી તેનો પણ શ્રીકૃષ્ણે પ્રેમપુર્વક ઉપયોગ કરયો. પછી શ્રીકૃષ્ણે અમૃતનો રસ આપ્યો તથા પાનબીડી આપી તેનો રાધાજીએ મંદહાસ્યપૂર્વક શ્રીકૃષ્ણના સમીપ માંજ ઉપયોગ કરયો. શ્રીકૃષ્ણે ચાવેલું પાન પ્રેમથી રાધાજીને આપ્યું તે ખાઇને પરમ પ્રીતિથી રાધાજી શ્રીકૃષ્ણના મુખને જોવા લાગ્યાં. શ્રીકૃષ્ણે રાધાજીનું ચાવેલું પાન માગતાં મંદહાસ્ય કરી તે નહી આપતાં રાધાજી પ્રેમથી બોલ્યાં કે, "ક્ષમા કરો" પછી શ્રીકૃષ્ણે રાધાજીનાં સર્વ અંગમાં ચંદન, અગરૂ, કસ્તુરી તથા કેસરનાં રસનું પોતાના શ્રીહસ્તથી લેપન કરયું, કામદેવ કેજે સર્વદા શ્રીકૃષ્ણના ચરણારવિંદનું ધ્યાન કરયા કરે છે તેને શ્રીકૃષ્ણ પોતે રાધાજીને પ્રસન્ન કરવા સારૂ વશ્ય થઈ ગયા. હે નારદજી! જેના દાસના દાસો પણ સર્વદા કામદેવને જીતી લેછે તે સ્વતંત્ર શ્રીકૃષ્ણ પોતે કૌતુકને લીધે કામદેવથી જીતાઇ ગયા. શ્રીકૃષ્ણે રાધાજીનો હાથ પકડી તેમને પોતાની છાતીપર લીધાં, વસ્ત્ર શિથિલ કરી નાખ્યાં અને ચાર પ્રકારનું ચુંબન કરયું. રતિ સંબંધી મસ્તીને લીધે રાધાજીનાં આભરણોની નાહાની નાહાની ઘુંઘરીઓ તુટી પડી, ચુંબનને લીધે હોઠ ઊપરની રતાશ જતી રહી, અલિંગનથી લલાટનાં કુકડાંમાંકડાં લુવાઈ ગયાં, શૃંગારથી અંબોડો તથા સિંદૂરનું તિલક વીખાઇ ગયાં અને રતિ આદિને લીધે પગનો અળતો પણ લુવાઇ ગયો. નવીન સંગમ મળવાથી સર્વ અંગોમાં રોમાંચિત થએલાં રાધાજી એવાં મુર્છિત થઇ ગયાં કે તેમને રાત દિવસની પણ ખબર રહી નહી. કામશાસ્ત્રના રહસ્યને જાણનારા શ્રીકૃષ્ણે ઉપાંગોથી ઊપાંગોને અને અંગોથી અંગોને મેળવીને આઠે પ્રકારનો શ્રંગાર કરયો. વળી હસતાં અને આડી આંખથી જોતાં રાધાજીને ખેંચીને નખ તથા દાંતથી સર્વ અંગોમાં નીશાનીવાળા કરી દીધાં. એ રતિ સંબંધી યુદ્ધમાં કંકણો, ઘુંઘરીઓ અને ઝાંઝરોનો મનોહર શબ્દ થવા લાગ્યો. વળી પણ રાધીકાજીને ખેંચી લઈ શયનમાં સુવડાવીને કામશાસ્ત્રમાં નિપુણતા ધરાવનારા શ્રીકૃષ્ણે એ નિર્જન સ્થળમાં કૌતુકથી તેમનાં વસ્ત્ર કાહાડી લીધાં અને રાધાજીએ પણ શ્રીકૃષ્ણનાં વસ્ત્ર તથા મુકુટ લઈ લીધાં. બન્નેજણાં અત્યંત નિપુણ હોવાને લીધે એકબીજાથી કોઇ પ્રકારમાં પણ ન્યૂન્ય થયાં નહીં. શ્રીકૃષ્ણે રાધાજીનાં હાથમાંથી બલાત્કારે રત્નમય દર્પણ લઈ લીધો અને રાધાજીએ શ્રીકૃષ્ણના હાથમાંથી બલાત્કારે મુરલી ઝૂંટી લીધો. શ્રીકૃષ્ણે પોતાની ક્રિયાથી રાધાજીનું મન હરી લીધું અને રાધાજીએ પોતાની ક્રિયાથી શ્રીકૃષ્ણનું મન હરી લીધું. રતિ સંબંધી યુદ્ધ પ્રરંથ

ઇ રહ્યા પછી મંદહાસ્ય કરતાં અને વાંકી આંખથી જોતાં રાધાજીએ પ્રીતિથી શ્રી કૃષ્ણને મુરલી પાછી આપી અને શ્રીકૃષ્ણે પ્રીતિથી રાધાજીને ક્રીડા કરવાનો અતિ ઉપજવળ દર્પણ પાછો આપ્યો પછી શ્રીકૃષ્ણે રાધાજીનો ચોટલો ગુંથી દીધો, સિંદુરનું તિલક કરી દીધું, વિચિત્ર કુકડાં માંકડાં કરી આપ્યાં અને વસ્ત્ર પણ પેહેરાવી દીધાં તે એવી ઉત્તમ રીતિથી કે જે રીતિની વિશ્વકર્માને પણ ખબર નથી ત્યારે સખીઓની તો શી વાત કરવી. જ્યારે રાધાજી શ્રીકૃષ્ણને વસ્ત્ર પેહેરાવવા તથા શણગાર ધરાવી દેવા તૈયાર થયાં તે સમયમાં શ્રીકૃષ્ણ કિશોરરૂપનો ત્યાગ કરીને બાળક થઇ ગયા, નંદરાયે જેવા આપ્યા હતા તેવાજ બાળકરૂપ, રૂદન કરતા, બીનેલા અને ભુખ્યા થએલા શ્રીકૃષ્ણને જોઇ વિરહની આતુરતાથી મનમાં કચવાઇ નિસાસા મુકી ચારે કોર દૃષ્ટિ ફેરવીને રાધાએ તેમને "હે માયાના સ્વામી ! આવી દાસીની પાસે પણ તમે માયા કરી કે ?" એમ વિહ્વળતાથી ઠપકો દીધો. પછી રાધાજી ધરતી પર પડી જઇને રોવા લાગતાં અને શ્રીકૃષ્ણ પણ બાળકપણાથી રોવા લાગતાં તે સમયમાં આકાશવાણી થઈ કે "હે રાધાજી ! તમે રૂવોછો શા માટે. શ્રીકૃષ્ણના ચરણારવિંદનું સ્મરણ કરયા કરો. રાસમંડળ થવાનું છે ત્યાં સુધી શ્રીકૃષ્ણ આ સ્થળમાં નિત્ય રાતે આવશે એટલે તેમની સાથે તમે નિત્ય મનમાનતી રતિ કરશો. તમે તમારા ઘરમાં પોતાની છાયા રાખીને અહીં આવતા જજો. રૂદન કરો માં. આ માયાના સ્વામી શ્રીકૃષ્ણ કે જે તમારા પ્રાણનાથ છે અને હમણાં પાછા બાળકરૂપ થઈ ગયા છે તેમને છાતી પર તેડીને હમણાં તમારે ઘેર જાઓ. શોક કરવો છોડી દીયો." એ પ્રમાણે આકાશવાણી સાંભળી રાધાજી બાળકને તેડી લઈ ફુલવાડીને, વનને તથા રત્નમય મંડપને જોઇ વૃંદાવનમાંથી મનના જેવા વેગથી આંખ વીંચીને ઉઘાડીએ તેટલીવારમાં ગોકુળમાં આવી તુરત નંદરાયને ઘેર ગયાં. હે નારદજી ! રાતાં નેત્રવાલાં અને જેનાં વસ્ત્ર ચોળાઈ ગયાં હતાં તથા પસીનાથી ભીંજાઈ ગયાં હતાં એવાં રાધાજી યશોદાજીના હાથમાં બાળકને સોંપતાં બોલ્યાં કે "ગાયો ચારવાના સ્થાનકમાં તમારા સ્વામીએ આ તમારો ભુખથી રોતો જાડો બાળક મને આપ્યો તેથી એને તેડવો પડતાં માર્ગમાં મને બહુ મુંઝવણ પડી. અકસ્માત્ વાદળાં થઇને ઘણી વૃષ્ટિ પડવાથી મારાં વસ્ત્ર ભીજાઈ ગયાં અને કાદવવાળી ચીકણી ધરતીમાં હું એને તેડીને માંડ માંડ ચાલી શકી. હવે આ બાળકને લ્યો અને ધવરાવીને જાગ્રત કરો. મેં મારૂં ઘર છોડયાને ઘણી વાર થઈ તેથી હું ઘેર જાઉં છું. તમે તમારા ઘરમાં મોજ કરો." રાધાજી એટલાં વચન બોલી યશોદાજીના હાથમાં

બાળકને સોંપી પોતાને ઘેર ગયાં. યશોદાજીએ બાળકને લઇ ચુંબન કરીને સ્તનપાન કરાવ્યું. રાધાજી પોતાને ઘેર જઈને ઘરનાં કામકાજ કરવા લાગ્યાં પણ તેમની ચિત્તવૃત્તિ તો આહારને આહાર રેહેવા લાગી. તે દિવસથી રાધાજી રાતે નિત્ય વૃંદાવનમાં જઇને શ્રીકૃષ્ણની સાથે રતિ કરવા લાગ્યાં. હે નારદજી ! આ સુખદાયી, મોક્ષદાયી અને અત્યંત પવિત્ર શ્રીકૃષ્ણનું શુભ ચરિત્ર તમારી પાસેં કહ્યું. હવે બીજું ચરિત્ર કહું છું.

इत्येवंकथितंवत्सश्रीकृष्णचरितंशुभम् ॥
सुखदंमोक्षदंपुण्यमपरंकथयामिते ॥ ७८ ॥

ઇતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'राधाकृष्णविवाहनवसंगमप्रस्ताव' નામનો પંદરમો અધ્યાય સંપુર્ણ. ૧૫

---

॥ श्रीनारायणउवाच ॥
माधवोबालकैःसार्द्धमेकदाहलिनासह ॥
भुक्त्वापीत्वाचक्रीडार्थंजगामश्रीवनंमुने ॥ १ ॥

**નારાયણ કેહેછે**— હે નારદજી ! એક દિવસે શ્રીકૃષ્ણ ક્રીડા કરવાને વાસ્તે ખાઈ પી બાળકોની અને બળભદ્રની સાથે શ્રીવનમાં જઈ ત્યાં અનેક પ્રકારની રમતો કરી બાળકોની સાથે સાથે રાખીને ગાયો ચારવા લાગ્યા. એ વનમાંથી ગાયોને લઇને વળી સઘળાઓ સહિત મધુવનમાં ગયા અને ત્યાં મીઠું જળ પીને તે વનમાં ક્રીડા કરવા લાગ્યા. તે સમયમાં બળવાન્, ધોળા વર્ણવાળો, ભયંકર, વિકરાળ ચાંચવાળો અને પાહાડ જેવો એક બગલાના રૂપ વાળો દૈત્ય બળભદ્ર તથા શ્રીકૃષ્ણને સર્વ ગાયોની તથા વ્રજના બાળકોની સાથે ફરતા જોઈ ત્યાં આવીને જેમ અગસ્ત્યમુનિ વાતાપિને ગળી ગયા હતા તેમ થોડીવારમાં સર્વને ગળી ગયો. શ્રીકૃષ્ણને બકાસુરે ગળેલા જોઈ ભય પામેલા સર્વ દેવતાઓ હાહાકાર કરી સસ્ત્રો લઈને દોડયા ઈંદ્રે દધિચિઋષિના અસ્થિઓમાંથી બનાવેલું અસ્ત્ર એ દૈત્ય ઉપર ફેકયું પણ તેથી તેનું મરણ નહી થતાં માત્ર એક પાંખ બળી ગઇ. ચંદ્રે નીહારાસ્ત્ર નાખ્યું તેથી એ દૈત્ય ટાહાડથી પીડાયો, યમરાજાએ યમદંડ નાખ્યો તેથી એ દૈત્ય કુંઠિત થઈ ગયો, વાયુએ વાયવ્યાસ્ત્ર નાખ્યુ તેથી એ દૈત્ય એક

સ્થાનથી બીજા સ્થાનમાં ગયો, વરૂણે શિલાઓની વૃષ્ટિ કરી તેથી એ દૈત્ય પીડાયો, અગ્નિએ અગ્ન્યસ્ત્ર નાખ્યું તેથી એ દૈત્યનાં પીછડાં બળી ગયાં, કુબેરજીએ અર્દ્ધચંદ્રાસ્ત્ર નાખ્યું તેથી એ દૈત્યનાપગ કપાઇ ગયા અને મહાદેવે ત્રિશુળ મારયું તેથી એ દૈત્યને મુર્છા આવી ગઈ. ઋષિઓ અને મુનિઓ ભયથી શ્રીકૃષ્ણને અશિર્વાદ દેવા લાગ્યા એ સમયમાં બ્રહ્મતેજથી પ્રકાશતા શ્રીકૃષ્ણે બાહાર તથા અંદર એ દૈત્યનાં સઘળાં અંગોને બાળવા માંડયાં. શરીરમાં દાહ ઉઠતાં સર્વેને ઓકીનાખીને એ બકાસુરે પોતાનાં પ્રાણ છોડી દીધાં. મહાબળવાન શ્રીકૃષ્ણ એ પ્રમાણે બકાસુરને મારી બાળકોની અને ગાયોની સાથે ક્રીડા કરવા વાસ્તે મનોહર કદંબ વનમાં ગયા. એ સમયમાં મહાધુતારો અને મહાબળવાન પ્રલંબાસુર પહાડ જેવું બળદનું રૂપ ધરી શ્રીકૃષ્ણની પાસે આવી બે શીંગડામાં શ્રીકૃષ્ણને ઉપાડી લઈને વનમાં ફેરવવા લાગ્યો. સર્વે બાળકો ભયથી વ્યાકુળ થઈને રોવા લાગ્યા તથા ભાગવા લાગ્યા પણ બળભદ્ર પોતાના ભાઇને ઈશ્વર જાણી હસવા લાગ્યા અને બાળકોને સમજાવવા લાગ્યા કે "શા માટે બીઓ છો. બીક જેવું કાંઇ નથી" પછી શ્રીકૃષ્ણે પોતાના હાથથી એ દૈત્યનાં શીંગડાં પકડી આકાશમાં ફેરવીને તેને ધરતીપર પછાડયો તેથી પડતાંવેંત તેના પ્રાણ નીકળી ગયા. સર્વે બાળકો હસવા લાગ્યા અને પ્રેમથી નામ તથા ગાયન કરવા લાગ્યા. એ પ્રમાણે પ્રલંબાસુરને મારી શ્રીકૃષ્ણ સર્વ બાળકોની સાથે ગાયો વાળીને ભાંડીર વડની પાસે જવા લાગ્યા. શ્રીકૃષ્ણને જતા જોઇ બળવાન્ કેશી નામનો મોટા દૈત્ય ઘોડાનુ રૂંપ ધરી ખરીઓથી ધરતીને ખોદતો ખોદતો તુરત શ્રીકૃષ્ણની આડો ફરયો અને રાજી થઇ શ્રીકૃષ્ણને પોતાના માંથા પર ઉચકી લઈ સો યોજન સુધી આકાશમાં જઇને ફેરવવા લાગ્યો. શ્રીકૃષ્ણ ધરતી પર પડયા એટલે તે પાપી દૈત્ય ધરતી પર આવીને કોપથી શ્રીકૃષ્ણને બટકું ભરવા ગયો ત્યાં શ્રીકૃ-ષ્ણનાં વજ્ર જેવાં અંગના સ્પર્શથી તેના સઘળા દાંત પડી ગયા અને પોતે પણ શ્રીકૃષ્ણના તેજથી બળીને ધરતી પર મરી ગયો. સ્વર્ગમાં દુંદુભિ વાગવા લાગ્યાં અને આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થઇ એ સમયમાં દિવ્યરૂપ વાળા, બબે ભુજાઓ વાળા પીળાં દિવ્યવસ્ત્રોવાળા, કિરીટ કુંડળ તથા વનમાળાથી શોભતા, વિનોદને વા-સ્તે હાથમાં મુરલી ધરનારા, ઝાંઝરના ઝમકારવાળા, સરવે અંગોમાં ચંદનનાં લેપન વાળા, ગોવાળીઆઓના વેષવાળા, સર્વોત્તમ, મંદહાસ્યથી સુશોભિત મુખવાળા, ભકતો ઉપર અનુગ્રહ કરવામાં તત્પર રહેનારા, અને રત્નમય અલંકારોથી દીપતા પારષદો ઉત્તમ રત્નમય પ્રદિમ રથમાં બેસીને ભાંડીરવડની પાસે આવ્યા કે જ્યાં

શ્રીકૃષ્ણભગવાન્ હતા. શ્રીકૃષ્ણના હાથથી મરણ થવાને લીધે દાનવોની યોનિમાંથી છુટીને શ્રીકૃષ્ણના પાર્ષદરૂપ થએલા એ ત્રણે જણા શ્રીકૃષ્ણને પ્રણામ કરી વારંવાર તેમનું ધ્યાન કરીને ઉત્તમ ગોલોકમાં ગયા.

નારદજી પુછે છે—એ દિવ્ય પુરૂષો કોણ હતા કે જેઓ દૈત્યોના અવતારમાંથી છુટીને શ્રીકૃષ્ણના પારષદો થયા. આ બહુ અદ્‌ભૂત વાત સાંભળવામાં આવી તેથી કૃપા કરીને તેનું કારણ કહો.

નારાયણ કહે છે—હે નારદજી! સાંભળો. પૂર્વે પુષ્કર ક્ષેત્રમાં સૂર્યગ્રહણના સમયમાં મહાદેવના મુખથી સાંભળેલો જુનો ઈતિહાસ કહુ છું. હે બ્રહ્માના પુત્ર! મેં, મુનિઓએ, ધર્મે તથા બ્રહ્માએ પુછવાથી સદાશિવે ભગવાનના ગુણોનું વરણન કરતાં તે પ્રસંગમાં આ જગતને પવિત્ર કરનારી કથા વિસ્તારથી કહી હતી. 'ગંધવાહ' એવા નામનો ગંધર્વોનો રાજા ગંધમાદન નામના પર્વતમાં રહેતો હતો તે મહાતપસ્વી હતો, ઉત્તમ હતો અને શ્રીકૃષ્ણના સેવનમાં તત્પર હતો. એને વસુદેવ, સુહોત્ર, સુદંરશન, અને સુપાર્શ્વ, એવા નામના ચાર પુત્રો ઉત્પન્ન થયા. એઓ પણ સર્વ ગંધર્વોમાં ઉત્તમ હતા, દુર્વાસાના શિષ્ય થયા હતા, સ્વપ્નમાં અને જાગ્રતમાં અહરનિશ શ્રીકૃષ્ણનું સ્મરણ કરતા હતા, શ્રીકૃષ્ણના પુજનમાં તત્પર રહેતા હતા, અને નિત્ય શ્રીકૃષ્ણનું કમળ પુષ્પથી પુજન કરીને જળ પીતા હતા. એ ચારે ઉત્તમ વૈષ્ણવો પુષ્કર ક્ષેત્રમાં તપ કરતા હતા અને લાંબા કાળસુધી તપ કરવાથી મંત્ર સિદ્ધીને પામેલા હતા. એવોમાં મોટા ભાઇ વસુદેવતો દુર્વાસાના પાસેથી યોગ્ય વિદ્યા પામીને યોગિઓમાં શ્રેષ્ટ થયો હતો, બાળબ્રહ્મચારીજ રહ્યો હતો, સિદ્ધ થયો હતો અને બ્રહ્મતેજથી દીપતો હતો. તેથી તુરતજ પોતાના શરીરને છોડીને શ્રીકૃષ્ણનો પારષદ થયો હતો. બીજા ત્રણ ભાઈઓ પોતાનાં પિતાની પાસેજ રહ્યા હતા. એક દિવસે એ ત્રણે ભાઈઓ શ્રીકૃષ્ણનું પુજન કરવાને વાસ્તે કમળો લેવા સારૂ સૂર્યોદયના શમયમાં ચિત્ર સરોવરમાં ગયા હતા. એ વૈષ્ણવોને કમળો લઈને જતા જોઇ શંકરના બળવાન કિંકરો તે બીચારાઓને પકડી બાંધીને સદાશિવની પાસે લઇ ગયા. એઓ સદાશિવને જોઈ ધરતીપર મસ્તકવતે પ્રણામ કરતાં તેઓને તુરત ઉત્ત આશિર્વાદ આપીને મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળા અને ભક્તોપર અનુગ્રહ કરવામાં તત્પર રહેનારા સદાશિવે નીચે પ્રમાણે કહ્યું.

સદાશિવ કહે છે—પાર્વતિના સરોવરમાંથી કમળો લઈ જનારા તમો કોણ છો. પાર્વતીના વૃતને વાસ્તે મેં એ કમળો ઊપર લાખ યક્ષોની ચોકી રાખી છે. પાર્વતી 'સૌભાગ્યવર્દ્ધન' એવા નામનું ત્રણ મહિનાનું વ્રત કરે છે તેથી નિત્ય ભક્તિ

પૂર્વક હજાર કમળ શ્રીકૃષ્ણને ચડાવેછે.

નારાયણ કેહે છે—સદાશિવનાં વચન સાંભળી હાથ જોડી ઉભેલા તે ત્રણે વૈષ્ણવોએ ભકિતથી માથાં નમાવી બીતાં બીતાં નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી.

ગંધર્વો કેહેછે—હે પ્રભુ! હે ઇશ્વર! અમો ગંધવાહના દીકરા ઉત્તમ ગંધર્વો છીએ. અમારે શ્રીકૃષ્ણને કમળો ચડાવ્યા પછી જળ પીવાનો નિયમ છે. હે નાથ! પાર્વતીને વાસ્તે આ સરોવર ઉપર ચોકી હોવાની અમને ખબર નહતી. હવે આ સઘળાં કમળો આપ લ્યો અને આપની ઇચ્છાને પરિપુર્ણ કરો. હે સદાશિવ! અમો આજ શ્રીકૃષ્ણને કમળો ચડાવ્યા વિનાજ જળ પીશું. જે કમળો આપને આપીશું તે પણ શ્રીકૃષ્ણનેજ આપ્યાં ગણાય. માટે અમો શા માટે જળ ન પીએ. અમો નિત્ય ધ્યાન કરીને જેના ચરણારવિંદનું કમળથી પૂજન કરીએ છીએ તેજ આપ છો માટે આપને કમળોનું અર્પણ કરવાથી અમારો નિયમ પુરો થયો બ્રહ્મ અદ્વિતીય છે અને એકજ તેમાં દેહ કે રૂપ કાંઈ છેજનહી. તમારાં અને શ્રીકૃષ્ણનાં જે શરીર તથા રૂપ જુદાં દેખાયછે તેતો ભકતો ઉપર અનુગ્રહ કરવાને વાસ્તે માયાનેલીધેજછે એટલા માટે આ કમળોનો આપજ સ્વીકાર કરો આપજ અમારા પ્રભુ છો. હવે જેથી અમારૂં મન પરિપુર્ણ થાય એવું આપનું શ્રીકૃષ્ણનું સ્વરૂપ દેખાડો કે જે સ્વરૂપ બે ભુજાવાળું છે, મનોહર છે, કિશોર અવસ્થાવાળુ છે, શ્યામસુંદર છે, વિનોદનેવાસ્તે હાથમાં મુરલી ધરનાર છે, પીળાં વસ્ત્રવાળું છે, ઉત્તમ છે, એક મુખવાળું છે, બે નેત્રવાળુ છે, ચંદન તથા અગરૂના લેપનવાળું છે, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળું છે, રત્નમય અલંકારોથી શણગારેલું છે, વક્ષઃસ્થળમાં કૌસ્તુભ નામના ઉત્તમ મણિથી દીપી રહેલું છે, મોરપીંછના મુકુટવાળું છે, માલતીની માળાઓથી તથા પારિજાતના પુષ્પોની માળાઓથી શોભે છે, કરોડ કામદેવ સરખાં સૌંદર્યવાળું છે, અનેક લીલાઓના ધામરૂપ છે, નવીન યૌવનથી સંપન્નછે, રાધાજીના વક્ષઃસ્થળ ઉપર રેહેનાર છે, બ્રહ્માદિક દેવતાઓએ પણ પ્રેમથી સ્તુતિ કરવા વંદન કરવા તથા ધ્યાન કરવા યોગ્ય છે, આત્મારામ છે પુર્ણકામ છે, ભક્તોપર અનુગ્રહ કરવામાં તત્પર છે અને જેને મંદહાસ્ય કરતી કરોડો ગોપીઓ વાંકી આંખથી જોયા કરે છે.

નારાયણ કેહે છે—એટલાં વચન બોલીને એ ગંધર્વો સદાશિવની પાસે ઉભા રહ્યા. શ્રીકૃષ્ણના રૂપનું વર્ણન સાંભળી જેના શરીરમાં રૂવાડા ઉભાં થઇ ગયાં અને નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં એવા સદાશિવે તેઓની વાત સાંભળી નીચે પ્રમાણે કહ્યું.

સદાશિવ કેહે છે—તમો ઉત્તમ વૈષ્ણવો છો અને પોતાનાં ચરણારવિંદની રજથી પૃથ્વીને પવિત્ર કરવા સારૂજ પૃથ્વીમાં ફરોછો એ મારા જાણવામાં આવ્યું છે. હું શ્રીકૃષ્ણના ભક્તોનાં દર્શન મળવાની ઇચ્છાજ રાખુંછું. સાધુજનોનો સમાગમ ત્રણે લોકમાં દુર્લભ છે. તમો સર્વદા મને પાર્વતી કરતાં અને દેવતાઓ કરતાં પણ અધિક પ્યારા છો. મને પાર્વતીને તથા દેવતાઓને પોતા કરતાં તથા પોતાના ભકતો કરતાં પણ વૈષ્ણવો વધારે પ્યારા છે. તો પણ પૂર્વે જે મેં પ્રતિજ્ઞા કરી છે તે વ્યર્થ થવાની નથી એ પ્રતિજ્ઞા એવી કરી છે કે "પાર્વતી વ્રત કરે છે ત્યાં સુધીનાં જે લોકો સરોવરમાંથી કમળો લઈ જશે તેઓ અવશ્ય તુરત આસુરી યોનિને પ્રાપ્ત થશે." હે ગંધર્વો! ગમે તેમ હોય પણ પરિણામે શ્રીકૃષ્ણના ભકતોનું કદી અશુભ થતું નથી માટે તમે એકફેરે દાનવનો અવતાર પામીને અંતે અવશ્ય ગોલોકમાં જશો. તમો શ્રીકૃષ્ણના સ્વરૂપનું પ્રત્યક્ષ દર્શન કરવા ઊત્કંહિત છો માટે હે પુત્રો! તમોને ભરતખંડમાં એ સ્વરૂપનું અવશ્ય દર્શન થશે અને તે દર્શન મળ્યા પછી તમો શ્રીકૃષ્ણના હાથથીજ મરણ પામી દિવ્ય રથમાં બેસીને શ્રીકૃષ્ણના મંદિરમાં જશો. હમણાં તુરતજ એ સ્વરૂપનું દર્શન કરવાની ઉત્કંઠા તમોએ જણાવી છે માટે હમણાં પણ એ પુર્ણ સ્વરૂપનું દર્શન કરાવું છું.

નારાયણ કેહે છે—એટલાં વચન કહી તે સમયે પણ સદાશિવે શ્રીકૃષ્ણ સ્વરૂપ દેખાડયું. એ સ્વરૂપને જોઈ આનંદથી જેઓનાં નેત્રોમાં આંસુ આવી ગયાં એ ત્રણે ગંધર્વો, એ સર્વાત્માને પ્રણામ કરી તે પછી દૈત્યની યોનિમાં અવતરયા. એઓનો મોટો ભાઇ વસુદેવ તો પ્રથમથીજ મુક્ત થઇ ગયો હતો એ હું તમને કહી ગયો છું. એ ત્રણ ભાઈઓમાં સુહોત્ર બકાસુર થયો હતો, સુદર્શન પ્રલંબાસુર થયો હતો અને સુપાર્શ્વ કેશી દૈત્ય થયો હતો કે જેઓ સદાશિવના વરદાનથી ભરતખંડમાં શ્રીકૃષ્ણનાં દર્શન પામી શ્રીકૃષ્ણનાજ હાથથી મરણ પામીને ગોલોકમાં ગયા. હે નારદજી! આ શ્રીકૃષ્ણનું બક, પ્રલંબ અને કેશીને મુકત કરવા વિષયનું અદ્ભુત ચરીત્ર તમારી પાસે કહ્યું કે જે સાંભળનારાઓને મુકિત આપનાર છે.

નારદજી પુછે છે—હે નારાયણ! તમારી કૃપાથીઆ સઘળી અદ્ભુત કથા સાંભળી. હવે પાર્વતીએ જે વ્રત કરયું હતું તે વિષે સાંભળવા ઈચ્છું છું. એ વ્રત કયું હતું, તેમાં આરાધવા યોગ્ય દેવ કોણ છે, તેથી કેવું ફળ થાય છે, તેમાં કેટલા નિયમો પાળવા પડે છે, કયા કયા પદાર્થો ઉપયોગી છે, કેટલા કાળ સુધી કરવું જોઈએ અને તેમાં પ્રતિષ્ઠા શી રીતે થાય છે. હે પ્રભુ! મને સાંભળવાની ઊતકંઠા છે માટે પરિપુર્ણ વિચાર કરીને કહો.

નારાયણ કહેછે—હે નારદજી ! એ સૌભાગ્ય વર્દ્ધન એટલે સૌભાગ્યની વૃદ્ધિરૂપ ફળ આપનારૂ વ્રત ત્રણ માસનું છે. તેમાં રાધિકા સહિત શ્રીકૃષ્ણનું આરાધન થાય છે. અને મેષના અંતમાં આરંભ કરી દક્ષિણાયનમાં તેની સમાપ્તિ થાય છે. પૂર્વે દિવસે અવસ્ય નિયમિત રહી હવિષ્યાન્ન જમી વૈશાખની સંક્રાતિને દિવસે ગંગાજળમાં નાહી સંકલ્પ કરીને કુંભમાં, મણિમાં શાલીંગ્રામમાં અથવા જળમાં પુજા કરવી. ભક્તિપૂર્વક રાધા કૃષ્ણનું ધ્યાન કરી પંચદેવનું પૂજન કરીને વ્રતનો આરંભ કરવો. હવે સામવેદમાં કહેલુ ધ્યાન તમારી પાસે કહું છું તે સાંભળો. “ શ્રીકૃષ્ણ કે જે નવીન મેઘ સરખા શ્યામ છે, પીળાં રેશમી વસ્ત્રવાળા છે, શરદપુનમના ચંદ્ર સરખા મુખથી મંદહાસ્ય કરે છે, શરદૃઋતુનાં પ્રફુલ્લિત કમળ સરખાં નેત્રવાપ્રા છે, સુંદર શ્રીવત્સનાં ચિન્હવાળા છે, ગોપીઓના મનને વારંવાર મોહ ઉપજાવ્યા કરે છે, રાધાજીના વક્ષઃસ્થળમાં રહ્યા છે, અને જેને રાધાજી જોયા કરે છે તથા બ્રહ્મા, શેષનાગ, સદાશિવ અને ધર્મ આદિ મહાત્માઓ જેની સ્તુતિ કરયા કરે છે તેમને હું ભજું છું.” એ પ્રમાણે ધ્યાન કરી શ્રીકૃષ્ણનું આવાહન કરી વ્રત વાળા એ પ્રેમથી મધ્યાન્હકાળની રતિમાં આસકત થએલાં રાધાજીનું ધ્યાન કરવું. “ રાસનાં ઇશ્વરી, રૂપાળાં, રાસક્રીડાના રસમાં ઊત્કંઠાવાળાં, રાસમંડળના મધ્યમાં રહેલાં, રાસનાં અધિષ્ઠાતા, રાસપતિના વક્ષઃસ્થળમાં રહેલાં, રસિક, શ્રીકૃષ્ણને પ્યારાં, રસિકોમાં ઉત્તમ, રમાડનારાં, રમણમાં ઉત્સુક, શરદૃઋતુનાં કમળો પંકિતથી પણ અધિક શોભતાં નેત્રવાળાં, વાંકી ભમરોનાં ચાળા કરતાં, ઝાંઝરથી શોભતાં, શરદૃપુનમના ચંદ્ર સરખા મુખવાળાં, મંદહાસ્યથી મનનું આકર્ષણ કરતાં, સુંદર ચંપકના ફુલ સરખા વર્ણવાળાં, ચંદનથી શોભતાં, કસ્તૂરીની બિંદીની સાથે સિંદૂરની બિંદીવાળાં, સુંદર કુકડાંમાકડાંવાળાં, અગ્નિથી ધોવાએલાં વસ્ત્રોવાળાં, ઉત્તમ રત્નમય કુંડળોથી ચકચકિત કપોલવાળાં, વક્ષઃસ્થળમાં સર્વોત્તમ રત્નોના સારરૂપ હારથી દીપતાં, રત્નમય કંકણ બાજુબંધ તથા કટિમેખળાથી રંગાએલાં, ઊત્તમ રત્નમય ઝાંઝરના ઝમકારવાળાં, જેની બ્રહ્માદિક પણ સેવા કરે છે, એવા સર્વના સ્વામી શ્રીકૃષ્ણે સેવન પુર્વક સ્તુતિ કરાતાં અને સર્વ જગતના બીજરૂપે રહેલાં રાધિકાજીને હું ભજુ છું.” એ પ્રમાણે રાધાજીનું ધ્યાન કરી શ્રીકૃષ્ણ સહિત રાધાજીની પુજા કરવી. ભકિતપુર્વક નિત્ય સોળ ઉપચાર સજ્જ કરી તે જુદા જુદા ઉપચાર તથા એક હજાર એકસોને આઠ કમળો પ્રેમથી અર્પણ કરવાં. વ્રતવાળાએ ‘ कृष्णायस्वाहा ’ એ મંત્રનાં ઉચ્ચારણ કરી ભકિતથી યત્ન પુર્વક નિત્ય ઘૃતથી ભીંજાવેલા તલની એકસોને આઠ આહુતિઓ હોમવી.

આંબાનાં અથવા કેળનાં કાચાં અથવા પાકાં એકસોને આઠ ફળ ભકિત પુર્વક નિત્ય અક્ષત સહિત દેવાં. નિત્યપ્રેમથી સો બ્રાહ્મણ જમાડવા અને તે ભોજનના ફળનું રાધા કૃષ્ણને અર્પણ કરવું. નિત્ય વાજાં વગડાવવાં તથા ભગવાનનાં કીર્ત્તન કરાવવાં. આ પ્રમાણે ત્રણ મહિના સુધી કરી અંતે પ્રતિષ્ઠા કરવી. હે નારદજી! પ્રતિષ્ઠાને દિવસે જે વિધિ કરવો જોઇએ તે સાંભળો. સંસ્કારપુર્વક અગ્નિ સ્થાપન કરી નેવુ હજાર અખંડિત કમળોનો, નવ હજાર સાતસોને વોશ ફળોનો અને ઘીથી ભીજાવેલા તિલોની નવ હજાર આહુતિઓનો હોમ કરવો. નવ હજાર બ્રાહ્મણોને યત્નપુર્વક મધુર દુધપાકથી અને મીઠાઇઓથી જમાડવા. અનેક પ્રકારનાં પદાર્થોનાં મનોહર નૈવેદ્યોનું અર્પણ કરવું. ચંદન તથા પુષ્પોથી બ્રાહ્મણોનું પુજન કરી વસ્ત્રો, તેઓને ભોજ્ય જનોઇ તથા ફળો સહિત નેવુ લાડુ દેવા અને શીતળ જળથી ભરેલા નેવુ કુંભ પણ દેવા. એ પ્રમાણે વ્રત બ્રાહ્મણને દક્ષિણા દેવી. સોનાનાં શીંગડાં વાળા હજાર બળદ દેવા એટલુ વેદમાં દક્ષિણાનું પ્રમાણ કહેલું છે હે નારદજી! આ ત્રણ મહિના સુધી કરવાના વ્રતનો વિધિ તમારી પાસે કહ્યું. આ વ્રત ઉત્તમ સંતાન આપનાર છે અને પતિના સૌભાગ્યને વધારનાર છે. જે સ્ત્રી આ વ્રત કરે તેને અવશ્ય સો જન્મ સુધી સૌભાગ્ય પ્રાપ્ત થાય છે, સારા પુત્રો આવે છે, પતિ તથા પુત્રની સાથે કુસંપ કદી પણ થતો નથી, પુત્ર દાસ જેવો થઇને રેહે છે અને પતિ કહ્યાગરો થાય છે. આ વ્રત કરવાથી ક્ષણે ક્ષણે રાધા કૃષ્ણની ભક્તિ વધે છે અને જ્ઞાનપૂર્વક ભગવત્સ્મરણ પ્રાપ્ત થાય છે. સઘળાં વેદોમાં ઉત્તમ સામવેદમાં કહેલું આ વ્રત પ્રથમ જેઓએ કરયું હતું તેઓનાં નામ આપું છું તે સાભળો. પ્રથમ સ્વાયંભુવ મનુની પત્ની શતરૂપાએ અગસ્ત્યને પુરોહિત કરીને આ વૃત કરયું હતું. એ જોઇને દેવહૂતિએ તથા આકુતિએ પુલસ્ત્યને પુરોહિત કરીને વેદોકત વિધિથી કરયું હતું. રોહિણીએ કૃતુ મુનિને પુરોહિત કરીને અને રતિએ ગૌતમને પુરોહિત કરીને ભકિતથી આ વૃત કરયું હતું. બ્રહસ્પતિની સ્ત્રી તારાએ આ વૃત કરયું હતું તે સમયે વસિષ્ટે ઘણા સર સામાન એકટા કરાવી પુરોહિત થઈને કરાવ્યું હતું. એ જોઇને ઇંદ્રની સ્ત્રી શચીએ બ્રહસ્પતિને પુરોહિત કરી તેમના કહ્યા પ્રમાણે મારે સામગ્રીઓ એકઠી કરીને કરયું હતું. અગ્નિની સ્ત્રી સ્વહાએ તો મરીચિને પુરોહિત કરી તેમના કેહેવા પ્રમાણે અત્યંત ભારે સામાન એકઠા કરીને આ વૃત સહુથી સરસ કરયું હતું. હે નારદજી! એ જોઇ પાર્વતીજીએ પ્રેમથી હાથ જોડી ભકિતથી માથું નમાવીને શંકર-

ને નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી હતી.

**પાર્વતી કેહે છે**—હે જગતના નાથ! અપણા ઇષ્ટ દેવ શ્રીકૃષ્ણનું આ સર્વોત્તમ વૃત કરવાની મને આજ્ઞા આપો. હે સ્વામી! શ્રીકૃષ્ણનું આરાધન સઘળાં મંગળોના કારણ રૂપ છે. યજ્ઞ, દાન, વેદપાઠ, તીર્થ અને પૃથ્વી પ્રદક્ષિણા એઓ પણ શ્રીકૃષ્ણના આરાધનના સોળમા ભાગ જેટલાં ફળને પણ આપી શકે એમ નથી. જે માણસ મુખથી નિરંતર શ્રીકૃષ્ણનાં નામ લેતો હોય અને મનથી શ્રીકૃષ્ણનું અવિચ્છિન્ન સ્મરણ કરતો હોય તે જીવન્મુક્ત માણસનાં દર્શનથી-જ બીજાં માણસોને મુકિત પ્રાપ્ત થાય છે. એવા માણસના ચરણની રજથી પૃથ્વી તુરત પવિત્ર થાય છે અને તેના દર્શન માત્રથી ત્રૈલોકય પવિત્ર થાય છે. બ્રહ્મા, વિષ્ણુ, ધર્મ, તમે, શેષનાગ અને ગણપતિ પણ શ્રીકૃષ્ણના ચરણારવિંદનું વાર વાર ધ્યાન કરવાથી શ્રીકૃષ્ણ જેવા તેજસ્વી અને મહાત્મા થયા છો. જે માણસ જેનું નિરંતર ધ્યાન કરે તે માણસ અવશ્ય તેને પામે છે અને ગુણથી, તેજથી, બુદ્ધિથી તથા જ્ઞાનથી તેના જેવોજ થાય છે. મને પણ શ્રીકૃષ્ણનાં સ્મરણ ધ્યાન અને સેવનરૂપ તપથી તમારા જેવા પતિ અને કાર્તિકેય જેવા પુત્ર મળેલ છે. મને શ્રીકૃષ્ણના પ્રભાવથી સઘળું સેહેજ મળ્યું છે અને તેથી મારૂં મન પુર્ણ થયું છે. હે પ્રભુ! મને તમારા જેવા પતિ છે, કાર્ત્તિકેય તથા ગણપતિ જેવા પુત્ર છે, અને હિમાલય જેવો શ્રીકૃષ્ણના અંશરૂપ પિતા છે. તો હવે શી વસ્તુ દુર્લભ રેહે.

**નારાયણ કેહે છે**—પાર્વતીનાં વચન સાંભળી બહુ રાજી થએલા અને શરીરમાં રોમાંચિત થએલા સદાશિવે હસીને તે પાર્વતીને નીચે પ્રમાણે મધુર વચન કહ્યાં.

**સદાશિવ કેહે છે**—હે ઈશ્વરી! તમે મહાલક્ષ્મીરૂપ છો. તમારાથી ન બની શકે એવું શું છે? કાંઇ નથી. તમે સઘળી સંપત્તિઓરૂપ અને અનંત શક્તિઓરૂપ-છો. જેના ઘરમાં તમે હો છો તે પુરૂષ સઘળાં ઐશ્વર્યના પાત્રરૂપ હોય છે અને જે-ના ઘરમાં લક્ષ્મીરૂપ તમે નથી હોતાં તેને જીવવાં કરતાં મરવું સારૂં છે એમ કેહે-વામાં આવે છે. હે કલ્યાણ કરનારાં! હું બ્રહ્મા અને વિષ્ણુ તમારી કૃપાથીજ સંહારમાં, સૃષ્ટિમાં અને પાલનમાં સમર્થ છીએ. જો તમે ન હો તો હિમાલય, હું, કાર્ત્તિકેય અને ગણપતિ કોણ માત્ર છીએ. અમો તમારા હોવાથી સમર્થ છીએ અને તમારો અભાવ હોય તો અશકત છીએ. વેદે આજ્ઞા કરી છે કે "પતિવૃતા એ પતિની આજ્ઞા લઈનેજ વ્રત કરવું" તો તે પ્રમાણે તમે મારી આજ્ઞા લીઓ છો એ

યોગ્ય છે. આગળ જે સ્ત્રીઓએ એ વ્રત કરેલું છે તેઓથી ઘણી ઉત્કૃષ્ટ રીતે વ્રત કરો. મહાત્મા સનતકુમાર તમારા પુરોહિત થશે, હું કમળોનું, બ્રાહ્મણોનું તથા દ્રવ્યનું સંપાદન કરી આપીશ, કુબેરજીને દ્રવ્યના ભંડારના રક્ષક કરજો, વ્રતમાં દાનાધ્યક્ષ હું થઇશ, લક્ષ્મી ધન દેશે, અગ્નિદેવ પાઠકનું કામ કરશે, વરૂણ દેવ જળ દેશે, યક્ષો પદાર્થોને ઉપાડી લાવી દેશે, કાર્ત્તિકેય એ પદાર્થોના ઉપરી થશે, પવન સ્થાનકને સ્વચ્છ કરી દેશે, ઇંદ્ર પીરસવાના કામ ઉપર રેહેશે, ચંદ્ર સ્થાપન કરશે અને સૂર્ય સમયસર યોગ્ય રીતે દાનો કરવાનું કેહેશે તથા પાત્રો બતાવશે. હે સુંદરી! જે પદાર્થો વ્રતમાં ઉપયોગી છે તે નિયમ પ્રમાણે શ્રીકૃષ્ણને અર્પણ કરીને તેથી વધારે પણ ફળ તથા પુષ્પ આદિનું અર્પણ કરજો અને એ વ્રતમાં જેટલા બ્રાહ્મણો જમાડવાની આવશ્યકતા છે તેટલા બ્રાહ્મણોને જમાડીને તેથી વધારે પણ અસંખ્યાત બ્રાહ્મણોનું ભક્તિપૂર્વક નિમંત્રણ કરજો. સમાપ્તિને દિવસે નિયમ પ્રમાણે દક્ષિણા આપીને તેથી વધારે પણ સુવર્ણ, રત્નો, મોતી તથા પરવાળાં બ્રાહ્મણોને આપજો.

નારાયણ કહે છે—પાર્વતીને એ પ્રમાણે કહીને સદાશિવે વ્રત કરાવ્યું હતું અને પાર્વતીએ સઘળી સ્ત્રીઓથી અધિકતાવાળું તે વ્રત કરયું હતું. હે નારદજી! પાર્વતીએ જે વૃત કરયું હતું તે વિષે તમને કહી સંભળાવ્યું. પાર્વતીએ એટલાં રત્નો આપ્યાં કે તે ઉપાડવામાં પણ બ્રાહ્મણો અશકત થઇ ગયા. આ સઘળો ઇતિહાસ તમે સાંભળ્યો. હવે ચાલતી વાત સાંભળો. શ્રીકૃષ્ણનું બાળચિત્ર પદે પદે નવીન લાગે એવું છે. શ્રીકૃષ્ણ એ મોટા દૈત્યોને મારી બાળકોની સાથે ગોકુળમાં કુબેરજીના ઘર જેવા પોતાના ઘરમાં આવ્યા. બાળકોએ આનંદથી સઘળાઓને સઘળી વાત કહી સંભળાવી તે સાંભળીને સર્વેને વિસ્મય થયો પણ નંદરાયને બીક લાગી. નંદરાયે વૃદ્ધ ગોવાળીઆઓને તથા વૃદ્ધ ગોપીઓને બોલાવી તેઓની સાથે વિચાર કરીને તે સમયમાં ઘટે એવી ગોઠવણ કરી. ગોઠવણ કરયા પછી ગોકુળનો ત્યાગ કરી વૃંદાવનમાં જવાને તૈયાર થએલા નંદરાયે તે સમયે સઘળાઓને ઘરબાર સહિત વૃંદાવનમાં જવાની આજ્ઞા કરી. નંદરાયની આજ્ઞા સાંભળી ગોપીઓ, ગોવાળીઆઓ, બાળકો તથા બાળકીઓ વૃંદાવનમાં જવાને સજ્જ થયાં. અનેક પ્રકારના વેષ પેહેરી ગાયન કરતા સર્વે બાળકો પ્રેમથી શ્રીકૃષ્ણની અને બળભદ્રની સાથે ચાલ્યા. કેટલાએક વેણુ વગાડતા હતા, કેટલાએક શીંગડીઓ બજાવતાં, કેટલાએક કરતાલ બજાવતાં, હતા અને કેટલાએક વીણાઓ બજાવતા હતા. કેટલાએક પોતાના કાનોપર નવીન પલ્લવો, કેટલાએક પુષ્પોની

કળીઓ અને કેટલાએક પુષ્પો લગાવ્યાં હતાં કેટલાએક હાથમાં નવી પુષ્પોની માળાઓ રાખી હતી, કેટલાએક ગોઠણ સુધી માળાઓ પેહેરી હતી, કેટલાએક પાંદડાના મુકુટ ધરયા હતા અને કેટલાએક પૂષ્પોના મુકુટ પેહેરયા હતા. હે નારદજી! ગોવાળીઆના સર્વે બાળકો નવ કરોડ હતા. જુવાન ગોપીઓ તથા મોટા નિતંબવાળી અને ચમળ સ્તનોવાળી વૃદ્ધ ગોપીઓ પણ કરોડો હતી. સુશીલા આદિ રાધાજીની રૂપાળી બાળક સખીઓ અનેક અલંકારોના શણગાર ધરી, દિવ્ય વસ્ત્રો પેહેરી મંદહાસ્ય કરતી કરતી કેટલીએક પાલખીઓમાં બેસીને અને કેટલીએક રથોમાં બેસીને ચાલતી થઈ. રત્નમય અલંકારોથી શણગારેલાં રાધિકાજી સુવર્ણની સામગ્રીઓવાળા રથમાં બેસી સખીઓની સાથે ચાલ્યાં. રત્નમય અલંકારોથી શણગારેલા યશોદા તથા રોહિણી પણ સુવર્ણના સામાનવાળા એક રથમાં બેસીને વૃંદાવનમાં ગયાં. નંદ, સુનંદ, વૃષભાનુ, શ્રીદામા, ગિરિભાનુ, વિભાસ્કર, વીરભાનુ અને ચંદ્રભાનુ એઓ હાથીઓપર બેસીને આનંદ કરતા કરતા ગયા. રત્નમય અલંકારથી શણગારેલા શ્રીકૃષ્ણ તથા બળભદ્ર સુવર્ણના રથમાં બેસીને. પરમ પ્રીતિથી વૃંદાવનમાં ગયા. વૃદ્ધ અને જુવાન કરોડો ગોવાળીઆઓ ઘોડાઓપર, હાથીઓપર અને રથોપર બેસીને ચાલતા થયા. નંદરાયના માનીતા ઉદ્ધત કિંકરો પણ કેટલાએક, પોઠીઆઓ ઉપર અને કેટલાએક, ગધેડાઓ ઊપર બેસીને તાન ગાન ગાતા ચાલવા લાગ્યા. સુવર્ણના અલંકારોથી સણગારેલી રાધાજીની બીજી એકવીસ સો કરોડ દાસીઓ પણ હસતી હસતી પ્રેમથી ચાલવા લાગી. કેટલીએકના હાથમાં સિંદુરનાં પાત્ર હતાં, કેટલીએકના હાથમાં કાજળનાં પાત્રો હતાં, કેટલીએકના હાથમાં દડાઓ હતા, કેટલીએકના હાથમાં પુતળીઓ હતી, કેટલાએકના હાથમાં ભોગની સામગ્રીઓ હતી, કેટલીએકના હાથમાં ક્રીડાના પદાર્થો હતા, કેટલીએકના હાથમાં વેષનાં સાધનો હતાં, કેટલીએકના હાથમાં માળાઓ હતી, કેટલીએકના હાથમાં વાજાં હતાં કેટલીએકના હાથમાં અગ્નિથી ધોવાએલા વસ્ત્રોની ગાંસડીઓ હતી અને કેટલીએકના હાથમાં ચંદન, અગરૂ, કસ્તુરી તથા કેસરનાં રસનાં પાત્રો હતાં. કેટલીએક ગાયનો કરતી હતી, અને કેટલીએક વિચિત્ર વાતો કરતી હતી. પાલખીઓ, ઘોડાઓ, રથો, સામનથી ભરેલાં ગાડાંઓ, અને સામાન ઊપાડનારા પોઠીઆઓ કરોડો હતા. માહાવતોએ અંકૂશોથી હાંકેલા દશ લાખ હાથીઓ વૃંદાવનને માર્ગે ચાલવા લાગ્યા. સઘળા લોકો વૃંદાવનમાં જઈ ત્યાં ઘરોના કાંઈ પણ સગવડ જોવામાં નહી આવતાં જેમ જેને અનુકુળ લાગ્યુ તેમ વૃક્ષોની નીચે ઊતારા કરીને રહ્યા. શ્રીકૃષ્ણે ગોવાળીઆઓને કહ્યું કે "હે ગોવાળીઆઓ! હવે તમો જેવાં

જોઈએ તેવાં ઘરોમાં રહો " શ્રીકૃષ્ણનાં વચન સાંભળી ગોવાળીઆઓ બોલ્યા કે "ઘરો ક્યાંછે? "એઓનું વચન સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે "આ સ્થળમાં દેવતાઓએ બનાવેલાં અનેક સુંદર ઘરો છે પણ દેવતાઓને પ્રસન્ન કરયા વિના તમો કોઈ પણ એ ઘરોને દેખી શકશો નહી એટલા માટે આજ તો વનના દેવતાઓનું પૂજન કરીને આમજ રહો. પ્રાતઃકાળમાં તમોને અવશ્ય સુંદર ઘરો જોવામાં આવશે. આજ ધુપ, દીપ, ચંદન, પુષ્પ, નૈવેદ્ય તથા બળિદાન આદિથી, વડના મુળમાં રહેલાં ચંડિકાની ભક્તિપુર્વક પુજા કરો. " એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચનો સાંભળી સર્વે ગોવાળીઆઓ દેવતાનાં પુજન કરી દિવસે સારી રીતે ખાઈપીને રાત્રે તેજ સ્થળમાં આનંદથી સુઇ રહ્યા.

कृष्णस्यचवचनंश्रुत्वागोपाःसंपूज्यदेवताम् ॥
भुक्त्वाभोगान्दिनेरात्रौतत्रैवसुषुपुर्मुदा ॥१७८॥

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'बकप्रलंबकेशिहननपूर्वकवृंदावनगमन' એવા નામનો સોળમો અધ્યાય સંપુર્ણ. ૧૬

---

॥ श्रीनारायणउवाच ॥

सुप्तेषुव्रजनंदेषुनक्तंवृंदावनेवने ॥
सुनिद्रितेचनिद्रेशेमातृवक्षःस्थलस्थिते ॥१॥

નારાયણ કહે છે—હે નારદજી! વૃંદાવનમાં રાતે સઘળા ગોવાળીઆઓ સુઇ રહ્યા હતા, શ્રીકૃષ્ણ યશોદાની છાતીપર સારી પેઠે ઊંઘી ગયા હતા, કેટલીએક ગોપીઓ રમણીય શયનોમાં ઉંઘી રહી હતી, કેટલીએક ગોપીઓના મન પોતાના જુવાન પતિઓના સમાગમમાં લાગી રહ્યાં હતાં, કેટલીએક ગોપીઓ બાળક પુત્રોને પડખામાં લઇ સુઇ રહી હતી, કેટલીએક ગોપીઓ સખીઓની સાથે સુઇ રહી હતી, કેટલીએક ગોપીઓ ગાડાઓમાં સુઇ રહી હતી, કેટલીએક રથોમાં સુઈ રહી હતી, પૂર્ણ ચંદ્રની ચાંદની ફેલાવાથી તથા અનેક પ્રકારના પુષ્પોથી ફેલાયલી સુગંધીથી સઘળું સ્થળ સ્વર્ગ કરતાં પણ અધિક મનોહર લાગતું હતું, સઘળાં પ્રાણીઓ નિંદ્રાથી ભાન રહિત થઈ ગયાંહતાં અને દશ ઘડી રાત વ્યતીત થઈ હતી તે સમયે કારીગરોના પરમગુરૂ મહાત્મા વિશ્વકર્મા ત્યાં આવ્યા.

એમણે ઝીણાં ઝીણાં દિવ્ય વસ્ત્રો પેહેરયાં હતાં, મનોહર રત્ન જેવાં પુષ્પોની માળાઓ પેહેરી હતી, મકરાકૃતિ કુંડલો આદિ અતુલ રત્નમય અળંકારો ધરયા હતા, કાંતિ કામદેવના જેવી હતી, જ્ઞાનથી તથા અવસ્થાથી વૃદ્ધ છતાં પણ કિશોર જેવા લાગતા હતા, શરીર અત્યંત સુંદર હતું અને વિચિત્ર પ્રકારની કારીગરીમાં નિપુણતા ધરાવનારા ત્રણ કરોડ કારીગરો એમની સાથે હતા. કારીગરોના હાથમાં મણિઓ, રત્નો, સુવર્ણો તથા લોઢાનાં હથીઆરો જેવા જોઈએ તેવાં હતાં. જરા વારમાં કુબેરજીના વનની ચોકી કરનારા અનેક યક્ષ લોકો ત્યાં આવી પોહોંચ્યા કે જેઓનાં ગળાં લાંબાં હતા અને જેઓએ સ્ફટિકનાં તથા રત્નોનાં આભરણો પેહેરયાં હતાં. કેટલાએક યક્ષોના હાથમાં માણક હતાં, કેટલાએકના હાથમાં નીલવીઓના સમુહ હતા, કેટલાએકના હાથમાં સ્યમંતક મણિઓ હતા, કેટલા એકના હાથમાં ચંદ્રકાંત મણિઓ હતા, કેટલાએકના હાથમાં સૂર્યકાંત મણિઓ હતા. કેટલાએકના હાથમાં પ્રભાકર નામના મણિઓ હતા, કેટલાએકના હાથમાં કુવાડાઓ હતા, કેટલાએકના હાથમાં ઉંચી જાતનાં બીજાં લોઢાં હતાં, કેટલાએકના હાથમા ઉત્તમ સુગંધી પદાર્થો હતા, કેટલાએકના હાથમાં હીરાઓ હતા, કેટલાએકનાહાથમાં ચામર હતા, કેટલાએકના હાથમાં દર્પણો હતા, અને કેટલાએકના હાથમાં સોનાનાં પાત્રો તથા સોનાના કળશો હતા. વિશ્વકર્માએ એ સઘળી સુંદર સામગ્રી આવેલી જોઈ શ્રીકૃષ્ણનું ધ્યાન કરી શુભ સમયમાં પાંચ યોજનના વિસ્તાર વાળું ભરતખંડમાં સર્વથી ઉત્તમ, પવિત્ર ક્ષેત્રરૂપ, તીર્થોના સારરૂપ અને શ્રીકૃષ્ણને અત્યંત પ્યારૂં નગર બનાવવાનો આરંભ કરયો કે જે નગર ત્યાં રેહેનારા મુમુક્ષુ લોકોને પરમ મુકિત આપનાર છે, ગોલોકના પગથીઆ રૂપ છે અને સઘળાઓના મનોરથોને પૂરનાર છે. એ નગરમાં એક ચાર ચાર શાળાઓ વાળાં ચાર કરોડ સ્થાનકોવાળું અત્યંત મનોહર ઘર બનાવ્યું. એ ઘરનાં કમાડોમાં, થાંભલાઓમાં તથા પગથીઆઓમાં ઉત્તમ ઉત્તમ મણિઓ જડયા. ઉપરનાભાગોમાં વિચીત્ર પુતળીઓવાળા અને વિચિત્ર પુષ્પોનાં કોતરકામવાળા સુંદર કળશો મુકવામાં આવ્યા. ઓટાઓમાં તથા આંગણાઓમાં પાહાડોની ઉત્તમ છાપરો નાખવામાં આવી. કીલ્લો શિલાઓનો કરવામાં આવ્યો. જેવા જોઇએ તેવા બે નાહાના અને બે મોટા દરવાજાઓ સ્ફટિક જેવા મણિઓથી કરવામાં આવ્યા. પગથીઆં અને થાંભલાઓ ચંદનના કાષ્ટના કરયા. ઉત્તમ લોઢાનાં કમાડો ઉપર રૂપાનાં પત્રાં જડવામાં આવ્યાં તથા સુંદર કળશો મુકવામાં આવ્યા. જે જે સ્થળમાં જોઈએ તે તે સ્થળમાં વજ્ર જેવા દૃઢ કીલ્લાઓ કરવામાં આવ્યા. પ્રેમથી લીલા માત્રમાં

એ સઘળી રચના કરી જ્યાં જ્યાં જોઈએ ત્યાં બીજા ગોવાળીઆઓનાં યથાયોગ્ય ઘરો બનાવ્યાં અને તે પછી વૃષભાનુનું રમણીય ઘર બનાવવાનો આરંભ કરયો. એ ઘરમાં ચાર ચાર શાળાઓવાળાં વીશ ઘરો બનાવવામાં આવ્યાં. દરવાજા ચાર કરયા. કીલ્લાની તથા ખાઇઓની યોગ્ય રચના કરી. તે તે સ્થળમાં, મોટા મોટા મણિઓની ગોઠવણ કરી. અનેક અમુલ્ય તળાઇઓવાળા પલંગો ઉપર રત્નમય કામો કરવામાં આવ્યાં. અત્યંત સુંદર નીસરણીઓ.સોના જેવા મણિઓથી કરવામાં આવી. વિચિત્ર કોતર-કામવાળાં દૃઢ લોઢાંના કમાડો કરવામાં આવ્યાં. પ્રત્યેક ઘરમાં સોનાના કળશોની શોભા કરવામાં આવી. એ દરબારના એકાંત અને મનોહર એક ભાગમાં સુંદર ચંપક વૃક્ષોના બગીચાની અંદર કળાવતીને પોતાના સ્વામીની સાથે ઉત્સાહપૂર્વક સંભોગને વાસ્તે ઉત્તમ મણિઓથી અત્યંત રમણીય, અત્યંત ઉંચો અને સર્વથી વિલક્ષણ એક બંગલો કરવામાં આવ્યો. એમાં ઈંદ્રનીલ મણિની નવ નીસરણીઓ કરી. પાટડા અને કમાડ ચંદનનાં કરયાં.

નારદજી પુછેછે— હે મહારાજ ! એ સુંદરી કલાવતી કોણ હતી અને કોની પત્ની હતી કે જેને વાસ્તે વિશ્વકર્માએ યત્નપૂર્વક એ રમણીય ઘર બનાવ્યું.

નારાયણ કહેછે— એ કલાવતી લક્ષ્મીના અંસરૂપ હતી, પિતૃઓની માનસી (મનમાંથી ઉત્પન્ન થએલી) કન્યા હતી, રૂપાળી હતી, પતિવ્રતા હતી અને વૃષભાનુની સ્ત્રી હતી. રાધાજી કે જે શ્રીકૃષ્ણને પ્રાણ કરતાં પણ અધિક પ્યારાં છે, શ્રીકૃષ્ણના અરધા અંગમાંથી પ્રગટ થએલ છે, શ્રીકૃષ્ણના જેવાંજ તેજસ્વી છે. જેની દૃઢ ભકિતને સત્પુરૂષો નિરંતર ઈચ્છેછે અને પૃથ્વી જેના ચરણકમળની રજથી પવિત્ર થઇ હતી તે એમની દીકરી હતાં.

નારદજી પુછેછે— હે મુનિ ! વ્રજમાં રેહેનારો એ ગોવાળીઆઓમાં મુખ્ય વૃષભાનુ મનુષ્ય છતાં કોઈને પણ ન મળે એવી પિતૃઓની માનસી કન્યાને શી રીતે પામ્યો હતો, તે પૂર્વ જન્મમાં કોણ હતો, કોનો પુત્ર હતો અને તેને ઘેર તેનાં કયાં પુણ્યના યોગથી રાધાજી અવતરયાં હતા.

સુત કેહેછે— નારદજીનાં વચન સાંભળી જ્ઞાનીઓમાં ઉત્તમ મોટા ઋષિ નારાયણે હસીને પ્રેમપૂર્વક તેમને નીચે પ્રમાણે જુનો ઇતિહાસ કહ્યો.

નારાયણ કહેછે— પૂર્વે પિતૃઓના મનમાંથી બીજાઓને પ્રાપ્ત ન થાય એવી કલાવતી, રત્નમાળા અને મેનકા એવા નામની ત્રણ કન્યાઓ ઉત્પન્ન થઇ હતી. એઓમાં રત્નમાળા કામનાને લીધે જનક રાજાને વરી હતી અને મેનકા સર્વ

પર્વતોના રાજા વિષ્ણુના અંશરૂપ હિમાલયને વરી હતી. પતિવ્રતાપણામાં તત્પર અને સાક્ષાત્ રામચંદ્રજીનાં પત્ની સીતાજી રત્નમાળાના ગર્ભમાં નહી રહેલી દીકરીહતાં. વિષ્ણુની સનાતન માયારૂપ પાર્વતી કે જે તપના પ્રભાવથી નારાયણરૂપ સદાશિવને વરયાં છે તે મેનકાની ગર્ભમાં નહી રહેલી દીકરી હતાં. કલાવતી મનુના વંશમાં ઉત્પન્ન થયેલા સુચંદ્ર નામના રાજાને વરી હતી. વિષ્ણુના અંશરૂપ એ સુચંદ્ર રાજા પોતાને કલાવતી મળવાંથી પોતાના 'શરીરને અત્યંત સુંદર અને ગુણવાનોમાં ઉત્તમ માનવા લાગ્યો. કલાવતીને જોઈ "અહો ! આનુંરૂપ" આનો વેષ અને આની ખીલતી જુવાની ભારે આશ્ચર્યરૂપ છે. અંગ સુકોમળ છે અને લલિત છે. મુખ શરદૃઋતુના ચંદ્ર કરતાં પણ અધિક શોભાયાળું છે. ચાલ હાથીના તથા ખંજનના અભિમાનને તોડી નાખે એવી છે અને બીજી સ્ત્રીઓને પ્રાપ્ત ન થાય એવી છે. કટાક્ષો મોટા મુનિઓના મનને પણ મોહ ઉપજાવી શકે એવા છે. બે સાથળો જાણે કેળના થાંભલામાંથી બનાવેલા હોય એવા સુંદર છે. સ્તનની જોડ અત્યંત કઠણ, અતિ પુષ્ટ અને અત્યંત ઉંચી છે. બે નિતંબ તો જાણે રથના પઇડામાંથી બનાવેલા હોય એવા મનોહર છે. હાથ તથા પગ રાતા છે. હોઠ પાકેલાં ધોલાં જેવા રાતા છે. દાંતની પંકિત પાકેલાં દાડિમનાં બીજો જેવી સુંદર છે. નેત્ર શરદૃઋતુના મધ્યાન્હ સમયનાં કમળોની શોભાને હરાવી દીએ એવાં છે અને આના શરીરને આભરણોથી શોભાવવામાં આવેલું માનવામાં આવે છે પણ વાસ્તવિક રીતે આના શરીરે રત્નમય આભરણોને શોભાવ્યાં છે." એમ માની કામદેવનાં બાણોથી પીડાએલો તે સુચંદ્ર રાજા કામનાથી દિવ્ય રથમાં બેસી તે કામિનીની સાથે પ્રત્યેક મનોહર અને એકાંતરૂપ સ્થાનકોમાં જઈને ક્રીડા કરવા લાગ્યો. મલયાચળની ચંદન તથા અગરૂના પવનથી મનનું આકર્ષન કરનારી રમણીય ભૂમિની અંદર રતિ સંબંધી સુખ આપનારી ચંપક પુષ્પોની સુંદર શય્યામાં, પ્રફુલ્લિત માલતી તથા મલ્લિકાઓના બગીચાઓમાં, પુષ્પભદ્રા નદીને કીનારે એકાંત રૂપ કેતકીના વનમાં, જેમાં કાંઈ પણ પ્રાણીઓ ન હતાં એવાં પશ્ચિમ સમુદ્રના કીનારાઓનાં વનોમાં, નંદન વનમાં, મંદરાચલની ભૂમિમાં, કાવેરીના કીનારાના વનમાં, પ્રત્યેક રમણીય પર્વતોમાં, પ્રત્યેક રમણીય નદીઓમાં, પ્રત્યેક રમણીય નદોમાં અને પ્રત્યેક રમણીય દ્વીપોમાં તેણે તે કલાવતીની સાથે રહસ્ય વિલાસ કરયા અને તે નવીન સમાગમમાં તેને રાત દિવસની પણ ખબર રહી નહી. આ પ્રમાણે કરતાં એક હજાર વર્ષો બે ઘડીની પેઠે જતાં રહ્યાં. લાંબા કાળ સુધી વિહાર કરયા પછી વૈરાગ્ય પામેલો તે સુચંદ્ર

રાજા તપશ્ચર્યા કરવાને વાસ્તે કલાવતીની સાથે ભરતખંડમાં અત્યંત વખાણવ યોગ્ય વિંધ્યાચલની અંદર ઉત્તમ પુલહાશ્રમ નામના તીર્થમાં ગયો. સંસાર સંબંધી સઘળા વીષયોમાં નિસ્પૃહ થએલો, મુનિઓમાં ઉત્તમ અને આહાર છોડી દેવાથી શરીરમાં દુર્બલ થએલો તે રાજા દેવતાઓનાં હજાર વર્ષ સુધી તપ કરી શ્રીકૃષ્ણના ચરણારવિંદનું ધ્યાન કરતાં મરણ પામી ગયો. એના ગાત્ર ઉપર વ્યાપી ગએલા રાફડાને દૂર કરી કલાવતીએ જોયું ત્યાં પાંચે પ્રાણ વગરનું હોવાથી ચેષ્ટારહિત, માંસ તથા રૂધિર વગરનું અને કેવળ અસ્થિમય રહેલું તેનું શરીર જોવામાં આવતા નિર્જન વનમાં શોકથી પીડાએલી કલાવતી પતિના શબને છાતીમાં ઘાલી "હે નાથ! હે નાથ! એમ બોલીને ઉંચા સ્વરથી રોવા લાગી. અત્યંત રાંક થએલી એ પતિવ્રતા કલાવતી આહાર વગર દુર્બળ થઈ ગએલાં અને નસોથી વ્યાપ્ત થએલાં પતિનાં શરીરને જોઈને વિલાપ કરવા લાગતાં તેનું રોવું સાંભળીને દયાના ભંડારરૂપ બ્રહ્મા દયાથી તેની પાસે પ્રકટ થયા અને તે કલાવતીને પડખામાં લઈ પોતે પણ તુરત રોવા લાગ્યા. પછી બ્રહ્મવેત્તા બ્રહ્માએ રાજાના શરીર ઉપર પોતાના કમંડળુનું જળ છાંટી યોગશક્તિથી તેમાં જીવનો સંચાર કરયો ચેતના પામીને ઉઠેલો રાજા પોતાની આગળ બીરાજેલા બ્રહ્માને જોઇ તેમને પગે લાગ્યો. બ્રહ્માએ પ્રસન્ન થઇને તે કામદેવ સરખા રૂપાળા રાજાને "તારે જે જોઈતું હોય તે માગ્ય" એમ કહેતાં તે વચન સાંભળી પ્રસન્ન અને હસતા મુખવાળા તે રાજાએ માગ્યુ કે "હે દયાના ભંડારરૂપ! તમે દયાથી વરદાન દેવા તૈયાર થયા છો તો મને મુકિતની ઇચ્છા છે માટે મુકિત આપો" રાજાનું વચન સાંભળી બ્રહ્મા તે વરદાન દેવા તૈયાર થતાં, ભવિષ્યનો વિચાર કરી જેનાં ગળું, હોઠ અને તાળવૂં શુકાઇ ગયાં એવી કલાવતીએ નીચે પ્રમાણે બ્રહ્માને કહ્યું.

**કળાવતી કહે છે**—હે બ્રહ્મા! તમે આ રાજાને મુકિત આપશો તો પછી આ અબળાની શી ગતિ થશે તે કહો. પતિવિના સ્ત્રીઓની શી શોભા છે. પતિવ્રતાને તો પતિની સેવાજ વ્રતછે અને પતિજ ગુરૂ,ઇષ્ટદેવ, તપ તથા ધર્મરૂપછે એમ વેદમાં કહ્યું છે. સ્ત્રીને પતિજ સર્વ કરતાં વધારે પ્યારો બંધુ છે. પતિ જેવો કોઇ બંધુ નથી. પતિની સેવા સઘળા ધર્મોથી શ્રેષ્ટ છે અને તે પ્રાપ્ત થવી બહુ કઠણ છે. જે સ્ત્રી પતિની સેવા ન કરે તેનાં સઘળાં વ્રત, દાન, તપ, પુજા, જપ અને હોમઆદિ નિષ્ફળ થાય છે. સઘળાં તીર્થોમાં સ્નાન, પૃથ્વીની પ્રદક્ષિણા, સર્વ યજ્ઞોની દીક્ષા, મોટા મોટાં દાન, સર્વ વેદોનું અધ્યયન સર્વ પ્રકારનાં તપ, વેદ જાણનારા બ્રાહ્મણોને કરાવેલાં ભોજન અને દેવતાઓનાં સેવન એઓ કોઇ પણ પતિની સે-

વાના સોળમા ભાગના ફળને પણ આપી શકે એમ નથી. જે સ્ત્રીઓ પતિની સેવા નહી કરતાં પતિને કડવાં વચન કેહે છે તેઓ ચંદ્ર અને સૂર્ય રહે ત્યાં સુધી કાળ સૂત્ર નામના નરકમાં પડી રેહેછે અને ત્યાં તેઓને સર્પ જેવડા કીડાઓ રાતદિવસ કરડે છે. "તું પતિની પાસે સર્વદા ત્રાસદાયી કડવાં વચન બોલતી હતી માટે હવે રાજી થઇને આમૂત્ર, બડખા અને વિષ્ટાનું ભક્ષણ કરય" એમ બોલીને યમના દૂતો તે સ્ત્રીઓના મોહોડામાં મૂત્ર આદિ અતિદુષ્ટ પદાર્થો નાખે છે. નરકના ભોગ ભોગવાઈ રહયા પછી તેઓ સો વાર કીડાના અવતારને પ્રાપ્ત થાય છે અને તે અવતારમાં પણ રૂધિર, માંસ તથા વિષ્ટાનું ભક્ષણ કરવું પડે છે. વિદ્વાનોના મોહોડાંથી વેદનાં વાકયો સાંભળીને હું અબળા તો એવો થોડો ઘણો નિશ્ચય જાણું છું પણ તમે તો વેદોને ઉત્પન્ન કરનારા છો માટે આ વિષયને સંપૂર્ણ રીતે જાણતા હોવા જોઇએ. તમે કે જે વિદ્વાનોના, યોગીઓના અને જ્ઞાનિઓના ગુરૂના પણ ગુરૂ છો અને સર્વજ્ઞ છો તેમને હું શું સમજાવું. હે બ્રહ્મા! મારા પ્રાણ કરતાં પણ અધિક આ પતિ જો મુકત થશે તો પછી મારા ધર્મનું અને યૌવનનું રક્ષણ કોણ કરશે. સ્ત્રીનું કુમારી પણામાં પિતા રક્ષણ કરે છે પણ તે સુપાત્ર જમાઈને આપીને પછી તેના રક્ષણથી નિશ્ચિંત થાય છે. સર્વદા રક્ષણ કરનાર તો પતિજ છે અને પતિ ન હોય તો પુત્ર રક્ષણ કરે છે. બાલ્યાવસ્થામાં પિતા, જુવાનીમાં પતિ અને વૃદ્ધ પણામાં પુત્ર રક્ષણ કરનાર છે એમ કેહેવાય છે માટે સ્ત્રીઓએ કદી પણ સ્વતંત્ર નહી રેહેવું એવો સિદ્ધાંત છે. જે સ્ત્રીઓ સ્વતંત્રપણે વરતે તેઓને ભ્રષ્ટ થએલી, સર્વ ધર્મોમાંથી બહિષ્કૃત થએલી, નીચ કુલની, વ્યભિચારિણી અને દુષ્ટ મનવાળી સમજવી. હે બ્રહ્મા! એવી સ્ત્રીઓનાં સૈકડો જન્મોનાં પુણ્યો હોય તેઓનો પણ નાશ થાય છે. જેમ બાલ્ય, યૌવન અને જરા એ ત્રણે અવસ્થાઓમાં પુત્ર ઉપર સ્નેહ સરખોજ હોય છે તેમ પતિવ્રતા સ્ત્રીઓને પતિ ઉપર પણ સર્વ કાળમાં સરખો સ્નેહ હોય છે. વાસ્તવિક જોતાં તો માતાઓને રૂપાળા ધાવણા દીકરા ઉપર જે સ્નેહ હોય છે તે સ્નેહ પતિવ્રતાઓને પતિ ઉપર રહેલા સ્નેહના સોળમા ભાગ બરાબર થવાને પણ યોગ્ય નથી. સ્તન ધાવનારા પુત્ર ઉપર ધવરાવી રહ્યા સુધી અને મીઠાં અન્ન ઉપર જમી રહ્યા સુધી મન રહે છે પણ સતી સ્ત્રીઓને પતિ ઉપર તો જાગ્રતમાં તથા સ્વપ્નમાં અવિચ્છિન્ન સ્નેહ રહે છે. બંધુઓનો વિયોગ થવાથી જે દુઃખ ઉત્પન્ન થાય છે તે કરતાં પુત્રનો વિયોગ થવાથી અધિક દારૂણ દુઃખ ઉત્પન્ન થાયછે અને પુત્રના વિયોગ કરતાં પણ સ્વામીનો વિયોગ થવાથી મહાદારૂણદુઃખ ઉત્પન્ન થાયછે માટે સ્ત્રીને સ્વામીના વિયોગથી અ

ધિક કોઈ પણ દુ:ખ નથી. જેમ મુર્ખ સ્ત્રી બળતા અગ્નિથી અથવા ઝેર ખાવાથી બળી જાય છે તેમ સમજુ સ્ત્રી પતિના વિયોગરૂપ અગ્નિથી બળી જાય છે. પતિવ્રતા સ્ત્રીઓને સ્વામી વિના અન્નની તૃષ્ણા રેહેતી નથી. જેમ સુકાએલું ખડ અગ્નિમાં બળી જાય છે તેમ પતિવ્રતાઓનું મન વિરહરૂપી અગ્નિમાં બળી જાય છે. સ્ત્રીને કોઇ પણ, પતિથી વધારે બંધુ નથી, પતિથી વધારે પ્યારો નથી, પતિથી વધારે દેવ નથી, પતિથી વધારે ગુરૂ નથી, પતિથી વધારે ધર્મ નથી, પતિથી વધારે ધન નથી, પતિથી વધારે પ્રાણ નથી અને પતિથી વધારે પૂજ્ય નથી. જેમ વૈષ્ણવોનું મન કૃષ્ણના ચરણારવિંદમાં નિમગ્ન રેહે છે, માતાનું મન એકજ એક પુત્રમાં નિમગ્ન રેહે છે, કામી પુરૂષોનું મન સ્ત્રીઓમાં નિમગ્ન રેહે છે, લોભી લોકાનું મન લાંબા કાળથી મેળવેલા ધનમાં નિમગ્ન રેહે છે, બીનેલાઓનું મન ભયમાં નિમગ્ન રેહે છે, વિદ્વાનોનું મન શાસ્ત્રોમાં નિમગ્ન રેહે છે, બાળકોનું મન સ્તન ધાવવામાં નિમગ્ન રેહે છે, કારીગારોનું મન કારીગરીમાં નિમગ્ન રેહે છે અને છીનાળીઓનું મન જારપુરૂષોમાં નિમગ્ન રેહે છે તેમ પતિવ્રતાઓનું મન પતિમાં નિમગ્ન રેહે છે. હે બ્રહ્મા ! પતિ વિના પતિવ્રતાથી એક ક્ષણ માત્ર પણ જીવી શકાય નહી. સારા પતિનો વિયોગ પામેલી અને શોકથી નષ્ટ થએલા ચિત્તવાળી પતિવ્રતાઓને જીવવું એ મરણ તુલ્ય છે અને મરવું એ જીવવા તુલ્ય છે. જેઓ કોઈ બીજા પ્રકારના શોકમાં બૂડી ગયા હોય તેઓનો શોક કાળે કરી ખાવાપીવાથી મટે છે પણ પતિનો શોક તો એથી ઉલટો છે એટલે ખાવાપીવાથી વધે છે. પ્રારબ્ધ, પડછાયો અને સતી કે જેઓ સાથેજ રેહેનાર છે તેઓમાં સતી ઉત્તમ છે. કારણ કે પ્રારબ્ધ સુખદુઃખનો ભોગ થઈ રહ્યા પછી ખસી જાય છે, અને પડછાયો શબને બાળી નાખ્યા પછી ખસી જાય છે પણ સતી તો જનમો જનમમાં સાથે રેહે છે. હે વિધાતા ! હે પ્રભુ ! તમે મારા વિના એકલા મારા સ્વામીનેજ મુકત કરશો તો હું તમને શાપ દઇને સ્ત્રીહત્યા આપીશ.

નારાયણ કેહે છે—એ પ્રમાણે કલાવતીનાં વચન સાંભળી વિસ્મય પામેલા અને ભયથી મનમાં ઉદ્વેગ પામેલા બ્રહ્માએ તેઓને નીચે પ્રમાણે હીત અને અમૃત સરખાં વચનો કહ્યાં.

બ્રહ્મા કેહે છે—હે પુત્રી ! તારા વિના હું એકલા તારા સ્વામીને મુકિત આપીશ નહી અને તમને બન્નેને મુકિત આપવા હું સમર્થ નથી. હેમા ! પ્રારબ્ધના ભોગ ભોગવાઇ રહ્યા વિના મુકિત થતી નથી એ સઘળાઓએ સ્વીકારેલું છે. પ્રારબ્ધના સઘળા ભોગ ભોગવાઈ રહે ત્યારેજ મુકિતની પ્રાપ્તિ થાય છે. તું હમણાં

કેટલાંક વર્ષો સુધી તારા સ્વામીની સાથે સ્વર્ગનાં સુખ ભોગવીશ અને તે પછી ત મારો ભરતખંડમાં જન્મથશે. એ જન્મ સતી રાધીકાજી તમારી પુત્રી થશે ત્યારે તમો દંપતી જીવન્મુકત થઇને રાધિકાજીની સાથે ગોલોકમાં જશો. હે રાજાઓમાં ઉત્તમ ! તું કેટલાક કાળ સુધી તારી સ્ત્રીની સાથે સુખ ભોગવ્ય. હે પતિવ્રતા ! તું ધિરજવાળીછે માટે તારે મને શાપ દેવો નહી જોઈએ. શ્રીકૃષ્ણના ચરણારવિંદમાંજ મન રાખનારા લોકો કે જેઓ જીવન્મુકત જેવાજ છે તેઓ મહાદુરલભ.શ્રીકૃષ્ણના દાસપણાનેજ ઈચ્છતા નથી:

નારાયણ કેહે છે—એ પ્રમાણે તેઓને વરદાન આપી બ્રહ્મા તેઓની પાસે ઉભા રહ્યા. પછી તેઓ બ્રહ્માને પ્રણામ કરીને ત્યાંથી ગયાં અને બ્રહ્મા બ્રહ્મલોકમાં ગયા. એ સુચંદ્ર રાજા અને તેની કલાવતી રાણી કેટલાક કાળ સુધી સ્વર્ગનાં સુખ ભોગવીને ભરતખંડમાં આવ્યાં કે જે ભરતખંડ દિવ્ય છે, અત્યંત પુણ્ય દેનાર છે અને બ્રહ્માદિકની ઈચ્છાનું પણ પાત્ર છે. જે સુચંદ્રરાજા હતો તે ગોકુળમાં સૂરભાનુના વીર્યથી અને પદ્માવતીના ઉદરથી વૃષભાનું જન્મ્યો. પૂર્વ જન્મના સ્મરણવાળો અને ભગવાનના અંશરૂપ એ વૃષભાનુ, જેમ શુકલપક્ષમાં ચંદ્ર વધે તેમ દિવસે દિવસે મોટો થયો. એ વૃષભાનું સર્વજ્ઞ હતો, મોટો યોગી હતો, શ્રીકૃષ્ણના ચરણારવિંદમાંજ ચિત્ત રાખતો હતો, નંદરાયનો બંધુ હતો, ઉદાર હતો, ગુણવાન હતો અને બુદ્ધિમાન હતો. લક્ષ્મીના અંશરૂપ, રૂપાળી અને મહાપતિવ્રતા જે કલાવતી હતી તે ગર્ભવાસમાં રહ્યા વગરજ કનોજમાં જનમી. કનોજમાં સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ અને મહા પરાક્રમી ભનંદન નામનો રાજા યજ્ઞ કરતો હતો તે યજ્ઞ સમાપ્ત થયો તે સમયે યજ્ઞના કુંડમાંથી એક કન્યા નીકળી. નાગી બાળકની પેઠે હસતી, રૂપાળી, ચોખા સુવર્ણ સરખી કાંતિવાળી અને તેજથી દીપતી એ કન્યાને ભનંદન રાજાએ છાતીપર લઈ આનંદથી પોતાની માળાવતી નામની રાણીને આપી અને માળાવતીએ રાજીપાથી તેને ઉછેરી. અન્ન પ્રાશનને દિવસે શુભ અવસરમાં તેનું નામ રાખવામાં આવતું હતું તે સમયે ત્યાં આવેલા મહાત્માઓના સમાજમાં આકાશ વાણી થઇ કે "હે રાજા ! આ કન્યાનું કલાવતી એવું નામ રાખજે" એ વાણી સાંભળી ભનંદન રાજાએ કન્યાનું તેજ નામ રાખ્યું. એ દિવસે બ્રાંહ્મણોને, ભિક્ષુકોને તથા બંદિજનોને ધન આપી સર્વને ભોજન આપ્યું. અને મોટો ઉત્સવ કરચો. કેટલોક કાળ વીત્યા પછી એ રૂપાળી કન્યા જુવાન થઇ. એ સોળ વર્ષની કન્યા સર્વોત્તમ રૂપવાળી, મુનિઓના મનને પણ મોહ ઉપજાવનારી, સુંદર ચંપકના પુષ્પ સરખા વર્ણવાળી, શરદપુનમના ચંદ્ર સરખાં મુ

ખ વાળી મંદહાસ્યથી શોભતા મુખવાળી પ્રફુલીત કમળ સરખાં નેત્ર વાળી, નિતંબના ભારથી પીડાતી, અને સ્તનના ભારથી નમી રહેલી હતી. એક દિવસે એ કલાવતી ગજેંદ્રનાં જેવી મંદચાલથી કન્નોજના રાજમાર્ગમાં જતી હતી ત્યાં નંદરાયના જોવામાં આવી. નંદરાય જો કે જિતેંદ્રિય અને જ્ઞાની હતા તો પણ પ્રેમપુર્વક તેને જોતાંજ મૂર્છિત જેવા થઇ ગયા. પછી તેમણે માર્ગમાં આવ્યા જતા લોકોને ભોંઠા પડેલા મનથી "આદર સહિત પુછ્યું કે "આ કન્યા માર્ગમાં ચાલી જાય છે તે કોની દીકરી છે". લોકોએ કહ્યું કે "આ ભનંદન રાજાની કલાવતી નામની કુંવરી છે. આ ભાગ્યશાળી કન્યા લક્ષ્મીના અંશથી રાજાના ઘરમાં પ્રગટ થઇ છે અને હમણાં ક્રીડા કરવાને વાસ્તે કૌતુકથી સખીને ઘેર જાય છે. હે ગોવાળીઆઓમાં ઉત્તમ ! તમે હવે વ્રજમાં જાઓ તો ઠીક." એટલાં વચન કહી લોકો ગયા પછી મનમાં રાજી થએલા નંદરાય ભનંદન રાજાના દરબારમાં ગયા અને ત્યાં જઇ રથમાંથી ઉતરીને તુરત રાજ સભામાં ગયા. રાજાએ સામે ઊભો થઇ સારી રીતે બોલાવીને તેમને સુવર્ણનું સિંહાસન આપ્યું. અને પરસ્પરમાં જેવી જોઇએ તેવી ઘણી ઘણી વાતો કરી. પછી નંદરાયે નમ્રતા પુર્વક તે કન્યાનું માગું કર્યું કે "હે રાજાધિરાજ ! મારે કાંઇ વિશેષ શુભ વચન કેહેવાનું છે તે સાંભળો. હવે તમારી કન્યાનું સગપણ યોગ્ય વરની સાથે કરો. અમારા વ્રજમાં સૂરભાનુનો દીકરો વૃષભાનુ નામનો ગોપાલ મુખ્ય છે, ધનવાન્ છે, નારાયણના અંશરૂપ છે, ગુણવાન છે, રૂપાળો છે, ભારે વિચક્ષણ છે, સ્થિર યૌવનવાળો છે, યોગી છે અને પુર્વ જન્મના સ્મરણવાળો છે તમારી કન્યા કલાવતી પણ અયોનિજ છે એટલે યજ્ઞના કુંડમાંથી ઉત્પન્ન થએલ છે, ત્રૈલોક્યને મોહ ઊપજાવે એવી છે લક્ષ્મીના અંશરૂપ છે. હે રાજા ! આ પ્રમાણે છે એટલા માટે તમારી પુત્રીને વૃષભાનુ યોગ્ય છે. અને ચતુર સ્ત્રીનો ચતુર પુરૂષની સાથે સમાગમ બહુ સુખદાયી થાય છે" સભામાં એટલા વચન બોલી નંદરાય બંધ રેહેતાં ભનંદન રાજાએ નમ્રતાથી તેમને ઉત્તર આપ્યો કે "હે વ્રજના અધિપતિ ! સંબંધ થવો એ દૈવને આધીન છે. મારે આધીન નથી. હું તો બાપ કેહેવાઉં છું એટલુંજ છે. યોગ આપનાર તો દૈવજ છે. કોણ કોણની પત્ની છે, કોણ કોણની કન્યા છે અને કોણ કોણનો વર છે તથા કોણ કોણનો પરિવાર છે. સંસારમાં કોઇ કોઇનું નથી પણ સહુનાં કર્મ પ્રમાણે વિધાતા સહુને ફળ આપે છે માટે સઘળું વિધાતાના હાથમાં છે. ઊદ્યોગ કર્યા છતાં પણ પ્રારબ્ધયોગથી જે ભવિષ્ય હોય તેજ થાય છે. ભવિષ્ય ન હોય તો સઘળું નિષ્ફળ થાય છે એમ વેદમાં કહ્યું છે. જેનાં

પ્રારબ્ધ અનુકુળન હોય તેનો ઉદ્યમ વૃથા જાયછે એ આપણા દેખવામાં આવે છે. મારી કુંવરીના પ્રારબ્ધમાં વૃષભાનુની સ્ત્રી થવું જો વિધાતાએ લખ્યું હશે તો એ તેની સ્ત્રી થઈજ ચુકી છે. એમાં હું કોણ માત્ર છું. પ્રારબ્ધને કોણ અટકાવી શકે છે" હે નારદજી ! ભનંદન રાજાએ વિનયથી માથું નમાવી એટલા વચન કહી નંદરાયને પ્રેમથી મિષ્ટાન્નનું ભોજન આપ્યું. પછી રાજાની આજ્ઞા લઈ વ્રજમાં જઇને નંદરાયે સભામાં એ વૃતાંત સૂરભાનુને કહી સંભળાવ્યું. એ સાંભળી સૂરભાનુએ યત્નપૂર્વક ગર્ગાચાર્યને વચમાં રાખીને પોતાના પુત્ર વૃષભાનુનો તુરત ભનંદન રાજાની કન્યા કલાવતીની સાથે સંબંધ કરયો. ભનંદન રાજાએ વિવાહના સમયમાં ઉત્તમ હાથીઓ, ઉત્તમ ઘોડાઓ, રત્નો તથા રત્નમય આભરણો આદી ઘણું ઘણું સાહિત્ય વૃષભાનુને આપ્યું. એ કલાવતીને પરણી આનંદ પામેલો વૃષભાનુ વ્રજમાં આવીને રમણીય નિર્જન સ્થળમાં તે કલાવતીની સાથે વિહાર કરવા લાગ્યો અને વિહારમાં એવો આસક્ત થયો કે તેને રાત દિવસની પણ ખબર રહી નહી. વૃષભાનુનો ચક્ષુના એક નિમેષ માત્ર પણ વિરહ થાય તો કલાવતીએ વ્યાકુળ થવા માંડયું અને કલાવતીનો એક ક્ષણ માત્ર પણ વિરહ થાય તો વૃષભાનુએ વ્યાકુળ થવા માંડયું. માયાથી જેણે મનુષ્યરૂપ ધરયું હતું એવી કલાવતીને પોતાના પૂર્વજન્મનું સ્મરણ હતું અને વિષ્ણુના અંશરૂપ વૃષભાનુને પણ પોતાના પુર્વજન્મનું સ્મરણ હતું. આનંદ પામેલાં એ દંપતિનો નિત્ય નિત્ય નવો નવો પ્રેમ વધવા લાગ્યો. કલાવતી સર્વદા કામના ભરેલી હતી અને વૃષભાનુ પણ કામદેવ સમાન જુવાન હતો. કેટલોક કાળ વ્યતીત થયા પછી તેઓને રાધિકાજી નામે કન્યા અવતરયાં કે જેને પુર્વે દૈવગતિથી શ્રીદામાના શાપને લીધે શ્રીકૃષ્ણની આજ્ઞાથી મનુષ્યલોકમાં અવતરવું ઠરયું હતું. શ્રીકૃષ્ણને પ્રાણ કરતાં પણ અધિક પ્યારાં તે રાધાજી ગર્ભમાં રહ્યા વગરજ જનમ્યાં હતાં કે જેનાં દર્શન માત્રથી કલાવતી અને વૃષભાનુ જીવન્મુકત થયાં. હે હે નારદજી ! પાપરૂપી કાષ્ટોને બાળવામાં બળતા અગ્નિની શિખા જેવો આ પ્રાચીન ઈતીહાસ મેં કહી સંભળાવ્યો. હવે ચાલતી વાત સાંભળો. કારીગરોમાં ઉત્તમ વિશ્વકર્માએ પ્રેમથી વૃષભાનુને ઘર બનાવી પછી પોતાનાં ગણોસહિત બીજા સ્થળમાં જઈ મનથી યથાર્થ રીતે એક ગાઉ જેટલી ભૂમિ માપીને મહાત્મા નંદરાયની બેઠક કરવાનો આરંભ કરયો. બુદ્ધિથી અનુમાન કરી સર્વથી અધિક શોભાવાળી એ બેઠક બનાવી. એને ફરતી કોઇ સત્રુઓથી ઉલ્લંઘન કરી શકાય એવી, ગંભીર અને પથરાઓની લાદીવાળી ચાર ખાઈઓ બનાવી. ખાઇઓનાં બન્ને પડખા

માં ઘણાં ફુલ ઉઘડે એવા ફુલના બગીચાઓ કરવામાં આવ્યા. જેઓના સુગંધવાળો પવન ચારેકોર ખાઇઓમાં ફેલાઇ જાય એવા પ્રફુલ્લિત સુંદર ચંપકો આંબાઓ, ગુડાલો, ફનસો, ખજુરીઓ નારીએળીઓ, દાડિમો, બીલીઓ, ભૃંગો લીંબુઓ, નારંગીઓ, તુંગો, જંગલી આંબાઓ, કેળો, કેતકીઓ, અને કદંબો આદિ ફળો તથા પુષ્પોના વૃક્ષોથી એ ખાઇઓને શોભાવવામાં આવી. ક્રીડાએ કરવાને યોગ્ય ગુઢ અને સર્વદા મનનું આકર્ષણ કરે એવી એ ખાઇઓના રહસ્ય સ્થળમાં શત્રુઓના જાણવામાં ન આવે એવો, સ્વકીય લોકોને સુગમ પડે એવો અને થોડાક જળથી ઢંકાએલા તથા સીમાડામાં આવવા જવાના સંકેત વાળા મણિમય થાંભલાંઓથી છિપી રહેલો ઉત્તમ ગુપ્ત માર્ગ બનાવ્યો. સાંકડો પણ નહી અને પગતો પણ નહી એવો એ માર્ગ બનાવી ખાઇઓના ઊપરના ભાગમાં અત્યંત મનોહર, ચારસો હાથ ઉચો, પચવીસ હાથ પગતો, બાહાર બે દરવાજા વાળો, અંદર સાત દરવાજાવાળો, સિંદુર જેવા મણિઓથી ચણેલો, દ્વારોમાં ઊત્તમ મણિમય ભીડેલાં કમાડોવાળો અને કોતરકામવાળા હરીત મણીનાં કલશોથી દીપતો કીલ્લો બનાવ્યો. ઉત્તમ મણિઓમાંથી બનાવેલાં કમાડોથી શોભતી અને ઉપરના ભાગોમાં ચોખ્ખા સુવર્ણના કળશોથી પ્રકાશતા એ નંદરાયની બેઠક બનાવીને તે પછી આખા નગરમાં ફરીફરી અનેક પ્રકારના અતિસુંદર રાજ માર્ગો બનાવ્યા. રાજમાર્ગોના બન્ને પડખાઓમાં રાતા મણિઓની વિસ્તીર્ણ વેદીકાઓ બાંધીને તેઓ ઉપર જમણી તથા ડાબી કોર વેપારી વાસ્તે મણિઓના મંડપોવાળી અને અત્યંત પ્રકાશિત શોભાવાળી મનોહર દુકાનો બનાવી. તે પછી વિશ્વકર્માએ વૃંદાવનમાં જઈ સુંદર, ગોળાકારવાળું, મણિના કીલ્લાવાળું, ફરતા એક યોજનના વિસ્તારવાળું મણિઓની બેઠકોવાળું, પ્રફુલ્લિત ફુલવાડીઓવાળું અને સુંદર સરોવરોવાળું રાસમંડળ બનાવ્યુ. રાસમંડળમાં શ્રંગાર કરવાને યોગ્ય, રતિ સંબંધી-અનેક શય્યાઓવાળા, અનેક જાતનાં પુષ્પોના વાયુએ સુગંધમય કરેલા રત્નમય દીવાઓવાળા અને સુવર્ણ કળશોથી દીપી રહેલા નવ કરોડ ઉત્તમ મણિમય મંડપો બનાવ્યા. રાસનું સ્થળ બનાવ્યા પછી વૃંદાવનના બીજા સ્થળમાં જઇ, તે રમણીય સ્થળ જોવાથી પ્રસન્ન થઈને તે વૃંદાવનની અંદરનાં એકાંતરૂપ પ્રત્યેક સ્થળમાં યત્નપૂર્વક મનથી વિચારી બુદ્ધિથી માપ કરીને રાધાકૃષ્ણના વિહારને વાસ્તે એકબીજાથી વિલક્ષણ રમણીય ત્રીશ વનો બનાવ્યાં. મધુવનના સમીપમાં સરોવરને પશ્ચિમ કીનારે વડનાં વૃક્ષની પાસે અત્યંત મનોહર નિર્જન સ્થળમાં પાંચ બગીચાઓ બનાવીને

કેતકીના બગીચાની અંદર રાધાકૃષ્ણના વિહારને વાસ્તે રત્નમંડપ બનાવ્યો. ચાર બેઠકોવાળો, અત્યંત સુંદર, ઉત્તમ રત્નોથી જડેલા સૈકડો પલંગોથી શોભતો અમુલ્ય રત્નોથી રચેલાં તથા અનેક ચિત્રોથી ચીતરેલાં કમાડોવાળા નવ દરવાજાઓથી સંયુકત, રત્નના કોતરકામવાળા ત્રણ કરોડ કળશોવાળો, ચારે કોર ફરતી ઉંચી ભીંતથી દીપતો, ઉત્તમ મણિઓથી બનાવેલી નવ નીસરણીઓથી વીટાએલો, ઊપરના ભાગોમાં ઉત્તમ રત્નમય કળશોથી પ્રકાશતો, પતાકા તોરણ ધોળાં ચામર તથા રત્નમય અમૂલ્ય દર્પણોથી ચારેકોર ચળકતો, ચારસો હાથ ઉંચો, અગ્નિની જવાલા જેવો જણાતો, સો હાથના વિસ્તારવાળો અને ગોળ આકારનો એ રત્નમંડપ બનાવી તેની અંદર રત્નમય શય્યાઓથી શોભતું, અગ્નિથી ધોવાએલાં અનેક ચિત્રામણોવાળાં વસ્ત્રોના સમુહવાળું, પારિજાતનાં પુષ્પોની માળાઓના તકીઆઓવાળું ચંદન, અગરૂ, કસ્તુરી તથા કેશરથી સુગંધમય કરેલું નવીન શ્રંગારને લાયક થાય એવાં તથા કામદેવને વધારનારાં માલતી તથા ચંપકનાં અનેક પુષ્પોવાળું ઊત્તમ રત્નમય પાત્રોમાં રાખેલી કપુર સહિત પાનબિડીઓથી મનનું આકર્ષણ કરનારૂં, હીરાઓથી જડેલાં તથા મોતીનાં લટકણીઆવાળાં રત્નમય આસનોથી દીપતું, સારરૂપ અનંત રત્નોથી વ્યાપ્ત, અનેક પ્રકારનાં કાતરકામવાળાં રત્નમય સિંહાસનોવાળું, ચંદ્રકાંત મણિઓમાંથી ઝરતાં જળનાં ટીપાઓનાં છંટકાવવાળું, સઘળી ભોગસંબંધી વસ્તુઓથી ભરપુર અને જેમાં ઉત્તમ પાત્રોમાં ઠાઢાં વાસેલાં જળ ભરી રાખવામાં આવ્યાં એવું રમણીય રતિ કરવાનું ઘર બનાવી વિશ્વકર્માએ પ્રેમથી પોતાના શિષ્યોની તથા યક્ષલોકોની સાથે નગરમાં ફરી ફરીને જે જે ઘર જેઓને વાસ્તે બનાવ્યાં હતાં તે તે ઘરોમાં તે તે ગોવાળીઆઓનાં નામ લખ્યાં. હે નારદજી! એ પ્રમાણે સઘળાં કામને પોહોચી લઇ, શ્રીકૃષ્ણને પોઢી ગએલા જાણી વિશ્વકર્મા પાછા પોતાના સ્થાનકમાં ગયા. પુણ્યવાન્ લોકો ઉપર સર્વ સ્થલોમાં એવાજ પ્રકારની ભગવત્કૃપા થાય છે માટે પ્રભુની ઇચ્છાથી વૃંદાવનમાં એવું નગર થયું તે વિષે આશ્ચર્ય માનવું નહી. આ શ્રી કૃષ્ણનું સુખદાયી અને પાપોને ટાળનારૂં મંગળરૂપ સઘળું ચરિત્ર તમને કહી સંભળાવ્યું. હવે બીજું શું સાંભળવાની ઈચ્છા છે.

**નારદજી પુછે છે**—હે તત્વ જાણઓરા મુનિ! ભરતખંડમાં એ વનનું 'વૃંદાવન' નામ કેમ થયું અને તેનો અર્થ કેવી રીતનો છે એ યથાર્થ રીતે કહો

**સૂત કેહે છે**—એ પ્રમાણે નારદજીનાં વચન સાંભળી નારાયણ મુનિએ પ્રેમથી હસીને તેમને નીચે પ્રમાણે સઘળું પુરાતન તત્વ કહ્યું.

નારાયણ કેહે છે હે નારદજી ! પુર્વે સત્યયુગમાં સાતે દ્વીપોનો અધિપતિ અને સર્વદા ધર્મના તત્વમાં રૂચિવાળો 'કેદાર' નામનો રાજા હતો. સ્ત્રીઓની સાથે રમણ કરી અનેક પુત્રપૌત્રોનો આનંદ જોઇ એ ધર્માત્મા રાજાએ સો યજ્ઞ કરયા અને ઘણાં પ્રકારનાં પુણ્યો કરયાં પણ તેઓમાં ફલની ઈચ્છા નહી રાખવાથી તેણે સહુને પ્યારી ઇંદ્રની પદવી મેળવી નહી. પોતે જે કાંઇ નિત્ય કે નૈમિત્તિક કર્મો કરતો હતો તે ફળની ઈચ્છાથી નહી. પણ કેવળ શ્રીકૃષ્ણને પ્રપન્ન કરવા સારૂજ કરતો હતો. એ કેદારરાજા જેવો બીજો કોઈ રાજા થયો નથી અને થવાનો પણ નથી. એ રાજા પુત્રોને રાજ્ય આપી, પોતાની ત્રૈલોકયને મોહ ઉપજાવે એવી રાણીની પણ પુત્રોને ભલામણ કરી જૈગીષવ્ય મુનિના ઉપદેશથી તપ કરવા સારૂ વનમાં ગયો. જેની પાસે ભગવાનનું સુદર્શન ચક્ર સર્વદા રક્ષા કરતું હતું એવો એ મહાભકત રાજા નિરંતર ભગવાનનું ધ્યાન કરી લાંબા કાળ સુધી તપશ્ચર્યા કરીને ગોલોકમાં ગયો. તે સ્થળમાં એ રાજાના નામ ઉપરથી 'કેદારતીર્થ' નામનું તીર્થ થયું છે કે જ્યાં મરણ પામેલા પ્રાણીને અદ્યાપિ સુધી અવશ્ય સદ્યો મુકિત મળે છે. એ રાજાની લક્ષ્મીના અંશરૂપ 'વૃંદા' નામની ભારે તપ કરનારી કન્યા હતી તે પોતે યોગશાસ્ત્રમાં નિપુણ હોવાથી કોઈપણ વરને વરી નહી હતી અને દુર્વાસાએ બીજા કોઇને ન મળે એવો દત્તાત્રેયનો મંત્ર આપ્યો હતો. વૈરાગ્યવાળી તે વૃંદાએ તપ કરવા સારૂ વનમાં જઇ એકાંત સ્થળમાં સાઠ હજાર વર્ષ સુધી તપશ્ચર્યા કરતાં ભકતવત્સલ શ્રીકૃષ્ણ તેની આગળ પ્રગટ થયા અને પ્રસન્ન મુખથી બોલ્યો કે "વરદાન માગ્ય." શાંત અને સુંદર શરીરવાળા રાધાજીના સ્વામીને જોઇ કામદેવનાં બાણોથી પીડાએલી તે વૃંદા તુરત મૂર્છિત થઈ ગઇ અને તેણે તુરતજ માગ્યું કે "તમે મારા પતિ થાઓ." શ્રીકૃષ્ણે તુરત તે વાતનો સ્વીકાર કરીને એકાંતમાં ઘણી વાર સુધી તેની સાથે રમણ કર્યું અને પછી તે વૃંદા કૌતુકને લીધે શ્રીકૃષ્ણની સાથે ગોલોકમાં જઈને ગોપીઓમાં શ્રેષ્ઠ અને સૌભાગ્યથી રાધાજી સમાન થઇ. હે નારદજી ! વૃંદાએ એ સ્થળમાં તપશ્ચર્યા કરી હતી તેથી અથવા તે સ્થળમાં ક્રીડા કરી હતી તેથી એ વૃદાવન કેહેવાયું છે. હવે જેથી એ સ્થળનું વૃંદાવન નામ કેહેવાયું એવો બીજો ઈતિહાસ કહુંછું તે સાંભળો. કુશધ્વજ રાજાની ધર્મશાસ્ત્રમાં નિપુણ અને સંસારનાં કાર્યોથી વિરકત 'તુલસી' તથા 'વેદવતી નામની બે કન્યાઓ હતી તેઓમાં વેદવતી તપ કરીને નારાયણને પામવાની ઈચ્છા કરી હતી તેથી તે બીજા જન્મમાં જનક રાજાની પ્રખ્યાત સીતા નામની કન્યા થઇને રામચંદ્રજીને પામી.

તુલસીએ પણ વિષ્ણુનીજ ઈચ્છા રાખીને તપ કરયું હતું પણ દૈવગતિથી દુર્વાસાનો શાપ થતાં તે પ્રથમ શંખાસુરને પામી અને પછી લક્ષ્મીના પતિ અત્યંત મનોહર વિષ્ણુને પામી. વિષ્ણુના શાપથી એ મોટી દેવી તુળસી વૃક્ષરૂપ થઈ ગઇ અને તુળસીના શાપથી વિષ્ણુ શાલગ્રામ થઇ ગયા. એ પ્રમાણે થતાં પણ તુળસી શાલગ્રામની શિલાના વક્ષઃસ્થળમાંજ સર્વદા રહી. આ વિષયનું વિસ્તીર્ણ આખ્યાન અને તુળસીનું ચરિત્ર તમારી પાસે ( પ્રકૃતિખંડમાં ) કહ્યું છે તો પણ પ્રસંગને લીધે થોડુંક અહી ફરીવાર કહ્યું. હે નારદજી ! તુળસીએ એ સ્થળમાં તપશ્ચર્યા કરી હતી તેથી વિદ્વાનો એ સ્થળને વૃંદાવન કેહે છે. કારણ કે તુળસીનું નામ 'વૃંદા' પણ છે. હવે એક બીજું પણ કારણ કહું છું તે સાંભળો કે જેથી ભરતખંડમાં એ પવિત્ર ક્ષેત્ર ' વૃંદાવન ' કેહેવાયું છે. રાધિકાજીનાં જે સોળ નામ વેદમાં કહ્યાં છે તેઓમાં 'વૃંદા' એ નામ પણ છે માટે રાધિકાજીને ક્રીડા કરવાનુ એ રમણીય વન છે તેથી વ્રંદાવન કેહેવાય છે. ગોલોકમાં શ્રીકૃષ્ણે પૂર્વે રાધાજીને પ્રસન્ન કરવા સારૂ વૃંદાવન રચ્યું છે તેથી તેના નામ ઉપરથી પૃથ્વીમાં પણ ' વૃંદાવન ' કેહેવાય છે.

નારદજી પુછે છે—હે જગતના ગુરૂ ! હું કે જે શિષ્ય છું તેને રાધાજીનાં સોળ નામ કહી સંભળાવો. એ નામ કયાં કયાં છે તે સાંભળવાને હું ઉત્કંઠિત છું. સામવેદમાં રાધાજીનાં હજાર નામ કહેલાં છે તો પણ તમારી પાસેથી સોળ નામ સાંભળવા ઈચ્છું છું તેનું કારણ એ છે કે સોળ નામ હજાર નામોની અંદરનાજ છે કે તેઓથી બાહાર છે એ જાણવું છે. અહો ! જગતનાં આદિ કારણરૂપ રાધાજીનાં નામો પુણ્યરૂપ લોકોને પ્યારા, સર્વ લોકોને દુર્લભ અને પવિત્રજ હોય એટલા માટે એ નામની વ્યુત્પત્તિ પણ કહો.

નારાયણ કહે છે —રાધા, રાસેશ્વરી, રાસવાસિની. રસિકેશ્વરી, કૃષ્ણ પ્રાણાધિકા, કૃષ્ણપ્રિયા, કૃષ્ણ સ્વરૂપિણી, કૃષ્ણવામાંગસંભુતા, પરમાનંદરૂપિણી, કૃષ્ણા, વૃંદાવની, વૃંદા. વૃંદાવનવિનોદિની, ચંદ્રાવતી, ચંદ્રકાંતા, અને શતચંદ્રનિભાનના એ સોળ નામો હજાર નામોની અંદરનાજ છે. 'રા' એટલે મુકિત અને 'ધા' એટલે દેવું અરથાત્ પોતે મુકત દેનારા છે તેથી રાધા કેહેવાય છે. રાસનાં ઇશ્વર શ્રીકૃષ્ણનાં પત્ની છે તેથી રાસેશ્વરી કેહેવાય છે એ પોતે રાસમાં વસે છે તેથી રાસવાસિની કેહેવાય છે. સઘળી રસિક દેવીઓનાં ઈશ્વરી છે તેથી પ્રાચીન સત્પુરૂષો એમને રશિકેશ્વરી કહી ગયા છે. શ્રીકૃષ્ણ પરમાત્માને પ્રાણ કરતા પણ અધિક છે તેથી શ્રીકૃષ્ણેજ એમને કૃષ્ણપ્રાણાધિકા એ નામ આપેલું

છે. કૃષ્ણને પ્યારાં છે અથવા કૃષ્ણ એમને પ્યારા છે તેથી દેવતાઓ એમને કૃષ્ણ પ્રિયા કહે છે. પોતે લીલામાત્રમાં કૃષ્ણનું રૂપ ધરવાને સમર્થ છે અને સર્વ અંગોથી કૃષ્ણ જેવાંજ છે તેથી કૃષ્ણસ્વરૂપિણી કહેવાય છે. પુર્વે કૃષ્ણના ડાબા અંગમાંથી ઉત્પન્ન થયાં છે તેથી શ્રીકૃષ્ણેજ એમને કૃષ્ણવામાંગસંભુતા એ નામ આપેલું છે. પોતે મુર્ત્તિમાન્ પરમાનંદના સમુહરૂપ છે તેથી શ્રુતિઓ એમને પરમાનંદરૂપિણી કહે છે. 'કૃષ્' એટલે મોક્ષ, 'ન' એટલે ઉત્કૃષ્ટ અને 'આ' એટલે દેનારાં અર્થાત્ ઉત્કૃષ્ટ મોક્ષને દેનારાં તેથી કૃષ્ણા કહેવાય છે. વૃંદાવન એમનું અથવા એ વૃંદાવનનાં અધિષ્ટાત દેવી છે તેથી વૃંદાવની કહેવાય છે. 'વૃંદ' એટલે સખીઓનો સમૂહ 'અ' એટલે છે અર્થાત્ એમને ઘણી સખીઓ છે તેથી વૃંદા કહેવાય છે. એ પોતે વૃંદાવનમાં વિનોદ કરે છે તેથી એમને વૃંદાવનવિનોદિની કહે છે. એમના નખ ચંદ્રો જેવા છે અને મુખ પણ ચંદ્ર જેવું છે એટલે એ પોતે ચંદ્રોની પંકિતવાળાં છે તેથી શ્રીકૃષ્ણે એમને ચંદ્રાવલી કહેલાં છે. એમની કાંતિ રાતે અને દિવસે સર્વદા ચંદ્ર સમાન રેહેછે તેથી શ્રી કૃષ્ણે હર્ષથી એમને ચંદ્રકાંતા કહેલાં છે. એમના મુખમાં અહર્નિશ સો ચંદ્રના જેવી શોભા રેહે છે તથી એમને મુનિઓ શતચંદ્ર પ્રભાનના કેહે છે. આ અર્થના વ્યાખ્યાન સહિત સોળ નામનું સ્તોત્ર પ્રથમ નારાયણે પોતાના નાભિકમળ પર બેઠેલા બ્રહ્માને આપ્યું હતું. બ્રહ્માએ પૂર્વે મારા પિતા ધર્મને આપ્યું હતું અને ધર્મે શુભ દિવસે સૂર્ય ગ્રહણના નિમિત્તથી પુષ્કર નામના મોટા તીર્થમાં દેવતાઓની સભા મળી હતી તેમાં રાધાજીના પ્રભાવનું પ્રકરણ ચાલતાં પ્રસન્ન ચિત્તથી મને આપ્યું હતું. હે નારદજી! આ મેં તમને આપેલું મહાપવિત્ર સ્તોત્ર કદી પણ નિંદા કરનારાને અને અવૈષ્ણવ જનને દેવું નહી. જે માણસ આ સ્તોત્રનો ત્રણે સંધ્યાઓમાં પાઠ કરે તેને રાધાજીના તથા શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં ભકિત પ્રાપ્ત થાય છે. તેમજ અંતે તેઓનું દાસપણું, તેઓના સહચરપણું અને અણિમા આદિ સિદ્ધિઓ પણ પ્રાપ્ત થાય છે. સઘળા પ્રકારનાં વ્રત, દાન તથા ઉપવાસો કરવાથી, નિયમો પાળવાથી, સંપૂર્ણ અર્થ સહિત ચારે વેદના પાઠ કરવાથી, વિધી પ્રમાણે સઘળાં તીર્થ તથા યજ્ઞો કરવાથી, સઘળી પૃથવિને સાત વાર પ્રદક્ષિણા કરવાથી, સરણાગતોનું રક્ષણ કરવાથી અજ્ઞાનીઓને જ્ઞાન દેવાથી અને સઘળા દેવ તથા વૈષ્ણવોના દર્શનથી જે ફળ પ્રાપ્ત થાય તે ફળ સ્તોત્રના પાઠના ફળના સોલમા ભાગ જેટલું થવાને પણ યોગ્ય નથી. આ સ્તોત્રના પ્રભાવથી માણસ જીવન્મુક્ત થાય છે.

નારદજી પુછે છે—હે પ્રભુ! બીજા કોઈને ન મળે એવું પરમ આશ્ચર્ય રૂપ રાધાજીનું સ્તોત્ર તથા સંસારમાંથી ઉદ્ધાર કરનારૂં રાધાજીનું કવચ અને સુયજ્ઞે કરેલું સ્તોત્ર પણ તમારાં ચરણારવિંદની કૃપાથી મને મળ્યું. તમારા મુખથી શ્રીકૃષ્ણની વિચિત્ર કથા સાંભળીને હવે રહસ્ય સાંભળવા ઇચ્છું છું. પ્રભાતમાં નગર થએલું જોઇને ગોવાળીઆઓ શું બોલ્યા તે કહો.

નારાયણ કહે છે—રાત્રિ વીત્યાં પછી અને વિશ્વકર્મા ગયા પછી અરૂણોદયના સમયમાં સર્વે લોકો જાગીને ઉઠયા ત્યાં સર્વ નગરોથી અધિક શોભાવાળું નગર થએલું જોવામાં આવતાં 'આ તે શું આશ્ચર્ય?' એમ બોલવા લાગ્યા. કે-ટલાએક ગોવાળીઆઓને કહેવા લાગ્યા કે "આ આવું નગર કયાંથી થયું. જાણવામાં આવતું નથી કે કયા પુરૂષની શકિતથી પૃથ્વીમાં આ કામ થયું અને તે પુરૂષે કયા રૂપથી કર્યું." જેના મનમાં ગર્ગાચાર્યના વચનનું સ્મરણ હતું એવા નંદરાય જાણી ગયા કે "આ સઘળું ચરાચર જગત શ્રીકૃષ્ણની ઇચ્છાથીજ થયું છે તો બ્રહ્માથી માંડીને તરણા પર્યન્ત સઘળું જગત જેની ભમરના ચાળા માત્રથી પ્રકટ થાયછે અને પાછુ લય પામે છે તેમનાથી નહી બની શકે એવુ શું છે? કશું નથી. અહો! જેનાં રૂવાડાઓના છીદ્રોમાં સઘળા બ્રહ્માંડો રહયા છે તે પરમેશ્વર વિષ્ણુ શું બનાવી શકે નહીં. બ્રહ્મા, શેષનાગ, સદાશિવ અને ધર્મ પણ જેના ચરણારવિંદનું ધ્યાન કર્યા કરે છે તે માયાથી મનુષ્યરૂપ થયેલા પ્રભુ શું ન કરી શકે. સઘળું કરી શકે." પછી નંદરાયે તે નગરમાં ફરી ફરી ઘરે ઘર જોઈ જોઈ નામો વાંચી વાંચીને સઘળા ગોવાળીઆઓને તે તે ઘરો આપ્યાં. કૌતુક પામેલા નંદરાયે અને વૃષભાનુએ પોતાના પરિવારોની સાથે મહોત્સવ કરીને પ્રીતીથી તે ઘરોનાં વાસ્તુ કર્યાં. જેઓનાં મુખ અને નેત્ર પ્રસન્ન થયાં એવા વૃંદાવનમાં રહેલા સઘળા લોકોએ પ્રીતિથી પોત પોતાના ઘરોમાં નિવાસ કરયા. સર્વે ગોવાળીઆઓ પોતપોતાનાં મનોહર સ્થાનકોમાં મોજ કરવા લાગ્યા અને બાળકો તથા બાળકીઓ આનંદથી ક્રીડાઓ કરવા લાગ્યાં શ્રીકૃષ્ણ અને બળભદ્ર બાળકોની સાથે કૌતુકથી એ નગરનાં પ્રત્યેક મનોહર સ્થળોમાં ક્રીડા કરવા લાગ્યા. હે નારદજી! વૃંદાવનમાં આ સઘળા નગરના નિર્માણના અને ગોપીઓના રાસમંડળના નિર્માણની સંપૂરણ કથા મેં તમને કહી સંભળાવી.

**इत्येवंकाथितंसर्वानिर्माणंनगरस्यच ॥**

**अबलानांवनेरासमंडलस्यचनारद ॥ २६२ ॥**

ઈતિશ્રી મહાપુરાણ બ્રહ્મવૈવર્તમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'શ્રી વૃંદાવનનગર વરણન પ્રસ્તાવ' એવા નામનો સત્તરમો અધ્યાય. સંપુર્ણ. ૧૭

॥ शौनकउवाच ॥

अहोकिमद्भुतंसूतरहस्यंसुमनोहरम् ॥
श्रुतंकृष्णस्यचरितंसुखदंमोक्षदंपरम् ॥ १ ॥

શૌનક પુછેછે—હે સૂત ! અહો ! આ ભારે અદ્ભૂત કથા સાંભળી. રહસ્ય રૂપ, મનોહર, સુખદાયી અને મોક્ષ આપનારૂ શ્રીકૃષ્ણનું ઉત્તમ ચરિત્ર સાંભળ્યું. હવે તે પછી શું થયું તે કહો.

સૂત કહેછે—નગરના નિર્માણની કથા સાંભળી મુનીઓમાં ઉત્તમ નારદજી એ તે પછી શ્રીકૃષ્ણના બીજા મનોહર ચરિત્ર વિષે નિચે પ્રમાણે પુછ્યું.

નારદજી પુછેછે—હે ઋષિઓમાં ઉત્તમ ! હે જ્ઞાનના સમુદ્રરૂપ ! હું કે જે શરણાગત શિષ્ય છું તેને શ્રીકૃષ્ણના આખ્યાન સંબંધી બીજું અમૃત સરખું ચરિત્ર કહો.

સૂત કેહે છે—નારદજીનું વચન સાંભળી નારાયણમુનિએ પ્રેમથી નીચે પ્રમાણે શ્રીકૃષ્ણનું પરમ અદ્ભુત ચરિત્ર કહ્યું.

નારાયણ કેહે છે—એક દિવસે બાળકોની અને બળભદ્રની સાથે શ્રીકૃષ્ણ યમુનાજીને કીનારે જળથી સંબંધ રાખનારા શ્રીમધુવનમાં પધારયા અને ત્યાં બાળકો હજારો ગાયોને સાથે લઈ ક્રીડાઓ કરવા લાગ્યા. રમતાં રમતાં થાકી ગએલા અને ભુખ્યા તરશ્યા થએલા બાળકોને પરમ પ્રેમથી શ્રીકૃષ્ણને કહ્યું કે "હે કૃષ્ણ ! અમને ભુખ લાગીછે તે બહુ પીડે છે માટે હવે અમો આપના કિંકરલોકો શું કરીયે તે કહો." બાળકોનાં વચન સાંભળી દયાના ભંડારરૂપ શ્રીકૃષ્ણે નેત્રથી અને મુખથી પ્રસન્નતા જણાવીને તેઓને નીચે પ્રમાણે હિતકારી સત્ય વચન કહ્યું.

શ્રીકૃષ્ણ કેહે છે—હે બાળકો ! બ્રાહ્મણોના યજ્ઞસંબંધી સુખકારી સ્થાનકમાં જાઓ અને ત્યાં તુરત જઈ, યજ્ઞ કરવામાં લાગેલા બ્રાહ્મણોની પાસે અન્ન માગો. શ્રુતિ તથા સ્મૃતિના વિષયમાં નિપુણતા ધરાવનારા અને મુકિતની ઇચ્છાવાળા એ અંગિરાના કુલના સર્વે વૈષ્ણવ બ્રાહ્મણો શ્રીવનની પાસે પોતાના આશ્રમમાં નિષ્કામપણાથી યજ્ઞ કરે છે પણ હું કે જે માયાથી મનુષ્યરૂપ થઓ છું તેને જાણતા નથી તેથી જો એઓ તમોને અન્ન ન આપે તો પછી બાળકો ઉપર દયાવાળી તેઓની સ્ત્રીઓની પાસે અન્ન માગજો.

નારાયણ કેહે છે—એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી ગોવાળીઆઓના બાળકો તે આશ્રમમાં જઈ બ્રાહ્મણોની પાસે માથાં નમાવી સામા ઉભા રહીને બો-

હ્યા કે "હે ઉત્તમ બ્રાહ્મણો અમોને અન્ન આપો." એ વચન કેટલાએક તો સાંભળ્યુંજ નહી અને કેટલાએક સાંભળીને પણ એમને એમ બેઠા રહ્યા. પછી રાંધવાની શાળા કે જ્યાં બ્રાહ્મણીઓ રસોઇ કરતી હતી ત્યાં જઈ ગોવાળીઆઓના બાળકો માથાં નમાવીને એ બ્રાહ્મણીઓને પગે લાગ્યા. પગે લાગીને તે પતિવ્રતા બ્રાહ્મણીઓને તેઓએ કહ્યું કે "હે માવડીઓ! અમો બાળકો ભૂખથી પીડાયા છીએ માટે અન્ન આપો." બાળકોનાં વચન સાંભળી અને તેઓને રૂપાળા જોઇ પ્રેમથી મંદહાસ્ય કરીને તે પતિવ્રતાઓએ તેઓને પુછ્યું કે "હે ડાહ્યા બાળકો! તમો કોણ છો? કોના મોકલવાથી આવ્યા છો? તમારાં નામ કહો. અમો તમોને શાકપત્ર સહિત ઘણા પ્રકારનું ઉત્તમ અન્ન આપીશું" બ્રાહ્મણીઓનાં વચન સાંભળી રાજી થએલા, પ્રફુલ્લિત થએલા અને હસતા એ સર્વે બાળકોએ સ્નેહથી તેઓને કહ્યું કે "હે માવડીઓ! અમને શ્રીકૃષ્ણે તથા બળભદ્રે મોકલ્યા છે. અમો બહુ ભૂખ્યા થયા છીએ માટે અમને તુરત અન્ન આપો એટલે તેઓની પાસે જઇએ. અહીંથી થોડેક છેટે મધુવનમાં ભાંડીર વડની પાસે શ્રીકૃષ્ણ અને બળભદ્ર બેઠા છે. એઓ થાકી રહ્યા છે અને ભુખ્યા થયા છે તેથી અન્ન માગે છે. હે માવડીઓ! હવે દેવું છે કે નથી દેવું એ અમને તુરત કહો." બાળકોનાં વચન સાંભળી રાજી થએલી નેત્રોમાં આનંદનાં આંસુઓથી ભરપૂર થયેલી, સઘળાં અંગોમાં રોમાંચિત થયેલી અને શ્રીકૃષ્ણનાં ચરણારવિંદ પામવાના મનોરથ વાળી તે સઘળી બ્રાહ્મણીઓ સોનાનાં, રૂપાનાં અને કાંસાનાં પાત્રોમાં મનોહર ભાત, નાના પ્રકારનાં શાકપત્ર, દુધપાક, પુડા, મીઠાં દહી, દુધ, ઘી અને મધ ભરીને પ્રેમથી શ્રીકૃષ્ણની પાસે ગઈ. જેઓના મનમાં પ્રથમથીજ અનેક મનોરથો પૂર્વક જવાનો ઉત્સાહ હતો. એવી, શ્રીકૃષ્ણનાં દર્શનની ઉત્કંઠાવાળી અને ભાગ્યશાળી એ પતિવ્રતા બ્રાહ્મણીઓ બાળકોના કેહેવા પ્રમાણે વડની પાસે ગઇ ત્યાં, નક્ષત્રોમાં ચંદ્રમાની પેઠે બાળકોમાં શોભતા શ્રીકૃષ્ણ અને બળભદ્ર તેઓના જોવામાં આવ્યા. શ્યામ, કિશોરઅવસ્થાવાળા, પીળાં રેશમી વસ્ત્રોવાળા, સુંદર, મંદહાસ્ય કરતા, શાંત, રાધિકાજીના સ્વામી, શરદપુનમના ચંદ્ર સરખા મુખવાળા, રત્નમય અલંકારોથી શણગારેલા, રત્નમય કુંડળોથી શોભતા ગાલવાળા, રત્નમય બાજુબંધ કંકણ તથા નેપુરથી દીપતા, ગોઠણ સુધી લાંબી સુંદર રત્નમાળાને ધારણ કરનારા, કંઠમાં તથા વક્ષઃસ્થળમાં માલતીની માળાથી શોભી રહેલા, ચંદન અગરૂ કસ્તૂરી તથા કેસરના લેપન વાળા, સુંદર નખવાળા, સુંદર કપાળવાળા, પાકેલાં ઘોલાં સરખા હોઠવાળા, પાકેલાં દાડિમના બીજ સરખા દાંતવાળા, મોરપીંછવાળા મુકુટથી શોભતા, બન્ને

કાન ઉપર ખોસેલાં બે કદંબનાં પુષ્પોથી દીપતા, ભક્તોપર અનુગ્રહ કરવામાં તત્પર, યોગીનાને ધ્યાન માર્ગથી પણ વશ્ય નહી થનારા અને બ્રહ્મા સદાશિવ ધર્મ શેષનાગ ઈંદ્ર તથા મુનિશ્વરોએ સ્તુતિ કરાતા એ સર્વોત્તમ શ્રીકૃષ્ણ પ્રભુને જોઇ ભક્તિથી તેમને પ્રણામ કરીને તે બ્રાહ્મણીઓએ નીચે પ્રમાણે પોતાના જ્ઞાનને અનુસરી તેમની સ્તુતિ કરી.

બ્રાહ્મણીઓ સ્તુતિ કરે છે—તમે પરમધામરૂપ, ક્રિયા રહિત, અહંકારરહિત, નિર્ગુણ, નિરાકાર, સાકાર, સગુણ, સાક્ષિરૂપ, નિરલેપ અને અવર્ણનીય પરમાત્મા પરબ્રહ્મછો. પ્રકૃતિ પુરૂષ અને તેઓના કારણરૂપ પરતત્વ તમે છો. સર્વના બીજ રૂપ અને સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયને કરનારા જે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ છે તેઓ તમારા અંશરૂપ છે. હે ઇશ્વર! હે વિભૂ! મહાવિરાટરૂપ વિષ્ણુ કે જેનાં રૂવાડાનાં છિદ્રોમાં સઘળાં બ્રહ્માંડો રહ્યા છે તેના પણ તમે પિતાછો. તમે તેજ રૂપ છો, તેજસ્વી છો, જ્ઞાન રૂપ છો, જ્ઞાની છો, પરથી પણ પર છો અને વેદથી પણ જેનું નિરૂપણ થઈ શકતું નથી એવા છો માટે જગતમાં તમારી યથાર્થ સ્તુતિ કરવામાં કોણ સમર્થ થાય. મહત્તત્વ આદિ સમષ્ટિ પ્રાણ અને પાંચ તન્માત્રાઓ રૂપ સઘળી શક્તિઓના બીજ રૂપ અને સર્વશક્તિઓરૂપ તમે છો. તમે સર્વશક્તિઓના નિયંતા, સર્વ રૂપ, સદા સર્વ શક્તિઓના આશ્રયરૂપ, વ્યાપાર રહિત, સ્વયંપ્રકાશ, સર્વ આનંદમય અને સનાતન છો. તમે સઘળા દેહવાળા છતાં પણ દેહરહિત છો અને સઘળી ઈંદ્રિયોના વિષયોને જાણનાર છતાં પણ ઇંદ્રિયોથી રહિત છો. સરસ્વતી, સદાશિવ, શેષનાગ, ધર્મ, બ્રહ્મા, પાર્વતી, લક્ષ્મી, વેદની માતા સાવિત્રી અને વેદ પણ તમારૂં નિરૂપણ કરવામાં જડ થઇ જાય છે ત્યારે બીજા વિદ્વાનો તો નિરૂપણ કરવામાં કોણ સમર્થ થાય. હે પ્રાણનાથ! હે ઇશ્વર! આ પ્રમાણે છે માટે અમો સ્ત્રીઓ તમારી શી સ્તુતિ કરી શકીએ. હે દેવ! હે દીનબંધુ! અમારાપર પ્રસન્ન થાઓ અને કૃપા કરો.

નારાયણ કેહે છે—એ પ્રમાણે સ્તુતિ કરીને તે બ્રાહ્મણોની સ્ત્રીઓ ચરણારવિંદમાં પડતાં શ્રીકૃષ્ણે મુખ અને નેત્રથી પ્રસન્નતા જણાવીને તેઓને અભય દાન દીધું. જે માણસ બ્રાહ્મણીઓએ કરેલા એ સ્તોત્રનો પૂજાના સમયમાં પાઠ કરે તેને તે બ્રાહ્મણીઓની ગતિ પ્રાપ્ત થાય એમાં સંશય નથી બ્રાહ્મણીઓને ચરણારવિંદમાં પડેલી જોઇ શ્રીકૃષ્ણે તેઓને કહ્યું કે "વરદાન માગો. તમારૂં કલ્યાણ થશે." શ્રીકૃષ્ણનાં વચન સાંભળી રાજી થએલી તે બ્રાહ્મણીઓએ ભક્તિથી માથાં નમાવીને નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી.

બ્રાહ્મણીઓ કેહે છે—હે કૃષ્ણ અમારે બીજું વરદાન જોઈતું નથી. અમ

ને તો તમારાં ચરણારવિંદમાંજ રેહેવાની ઇચ્છા છે માટે અમોને દાસપણું આપો અને મહાદુર્લભ દૃઢ ભકિત આપો હે કેશવ ! અમો સર્વદા તમારા મુખારવિંદને નીરખ્યા કરીએ એવો અનુગ્રહ કરો. હવે અમો પછી ઘેર જઈશું નહી.

.નારાયણ કહે છે—એ પ્રમાણે બ્રાહ્મણીઓનાં વચન સાંભળી કરૂણાના ભંડારરૂપ ત્રૈલોકયના નાથ શ્રીકૃષ્ણ ! 'બહુ સારૂં' એમ કહીને બાળકોના મંડલમાં ગયા અને તે બ્રાહ્મણીઓએ આપેલું અમૃત જેવું મિષ્ટાન્ન બાળકોને જમાડીને પોતે પણ આરોગ્યા એ સમયમાં તુરતજ સુવર્ણમય, રત્નમય દર્પણોથી સયુંકત ઊત્તમ રત્નમય સામગ્રીઓ વાળો, રત્નમય સ્તંભોના બંધન વાળો, ઉપરના ભાગમાં રત્નમય કળશોથી દીપતો, ધોળા ચમરોવાળો, અગ્નિથી ધોવાએલાં વસ્ત્રોથી સંયુકત, પારીજાતનાં પુષ્પોની અનેક માળાઓથી દીપી રહેલો, સો પઇડાં વાળો, મનજેવા વેગવાળો, મનોહર, અને વનમાળાઓથી શોભતા દિવ્ય પાર્ષદોથી વીંટાએલો એક રથ આકાશમાંથી ઉતરયો તે બ્રાહ્મણીઓના જોવામાં આવ્યો. એ રથની સાથે આવેલા પાર્ષદો પીળાં વસ્ત્રોવાળા હતા, રત્નમય અંલકારોથી શણગારેલા હતા, નવીન જુવાનીથી ભરપૂર હતા, શ્યામસુંદર હતા, મનોહર હતા, બબે ભુજાઓવાળા હતા, હાથમાં મુરલીઓ ધરી હતી, વેષ ગોવાળીઆઓના જેવો હતો અને વાંકા અંબોડા ઉપરના મુકુટોમાં મોરપીંછ તથા ચણોઠીની માળાઓ બાંધી હતી. એ પાર્ષદોએ તુરત આકાશમાંથી ઉતરી શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં પ્રણામ કરી બ્રાહ્મણોની સ્ત્રીઓને રથમાં બેસવાની વિજ્ઞપ્તિ કરી, બ્રાહ્મણોની સ્ત્રીઓ શ્રીકૃષ્ણને પ્રણામ કરી રથમાં બેસીને પ્યારા ગોલોકમાં ગઈ અને ત્યાં તુરત મનુષ્યરૂપને છોડી દઈને ગોપીઓ થઇ. શ્રીકૃષ્ણે પોતાની માયાથી તેઓની છાયાઓ બનાવીને તે છાયાઓને બ્રાહ્મણોના ઘરોમાં જવાની આજ્ઞા કરી. ભાર્યાઓને નહી દેખવાથી મનમાં બહુજ ઉદ્વેગ પામેલા અને તેઓને શોધવા નીકળેલા બ્રાહ્મણો માર્ગમાં પોતાની સ્ત્રીઓને આવતી જોઇ સઘળા અંગોમાં રોમાંચિત થઈ ગયા અને પ્રસન્ન થયા. જેઓના મુખોમાં તથા નેત્રોમાં સ્પષ્ટ રીતે પ્રસન્નતા જણાતી હતી એવા તે બ્રાહ્મણોએ નમ્રતાથી પોતાની સ્ત્રીઓને નીચે પ્રમાણે કહ્યું.

બ્રાહ્મણો કેહે છે—અહો ! હે સ્ત્રીઓ ! તમોને શ્રીકૃષ્ણનાં દર્શન થયા તેથી તમો મહાભાગ્યશાળી છો. અમારૂં તો જીવવું અને વેદનું અધ્યયન પણ વ્યર્થ થયું. સઘળા વેદોમાં અને પુરાણોમાં વિદ્વાનોએ કહ્યું છે કે "શ્રીકૃષ્ણજ સર્વને ઉત્પન્ન કરનાર છે. બાકી જેટલું છે તે સઘળું શ્રીકૃષ્ણની વિભૂતિરૂપ છે."

તપ, વ્રત, જપ, જ્ઞાન, વેદાધ્યયન, પુજન, તીર્થસ્નાન અને ઉપવાસ એ સર્વનાં ફળ આપનારા શ્રીકૃષ્ણજ છે. જેણે શ્રીકૃષ્ણનું સેવન કરયું તેને તપ આદિ સાધનોની શી જરૂર છે. કશી જરૂર નથી. જેને કલ્પવૃક્ષની પ્રાપ્તિ થઇ હોય તેને બીજા વૃક્ષનું પ્રયોજન હોયજ નહી. જેના હૃદયમાં શ્રીકૃષ્ણ હોય તેને કર્મો કરવામાં શો પુરૂષાર્થ છે. કશો નથી. જેણે સમુદ્રનું ઉલ્લંઘન કરયું હોય તેનો કુવાનું ઉલ્લંઘન કરવામાં પુરૂષાર્થ ગણાયજ નહી.

નારાયણ કેહે છે—બ્રાહ્મણો એ પ્રમાણે બોલી પોતાની ઉત્તમ સ્ત્રીઓને લઇને પોતાના આશ્રમમાં આવ્યા અને સ્ત્રીઓની સાથે આનંદ કરવા લાગ્યા. શ્રીકૃષ્ણે પોતાની માયા શકિતથી તે સ્ત્રીઓમાં રતિ સંબંધી પ્રેમ અને સઘળાં કામોમાં ચાતુરી અપૂર્વરીતિની નાખી દીધી હતી કે જે વિષે બ્રાહ્મણોના તર્ક પણ પોહોચતા નહતા. પછી સનાતન પૂર્ણ બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણ બળભદ્રની અને બાળકોની સાથે તુરત પોતાને ઘેર પધારયા. આ શ્રીકૃષ્ણનું ઉત્તમ મહાત્મ્ય કે જે મેં પૂર્વે ધર્મના મુખથી સાંભળ્યું હતું તે સઘળું તમને કહી સંભળાવ્યું. હવે બીજુ શું સાંભળવાને ઇચ્છો છો.

નારદજી પુછે છે—હે નારાયણ! જે ગોલોક સંબંધી ગતિ મોટા મોટા મુનિઓને અને યોગીઓને પણ દુર્લભ છે તે ગતિ બ્રાહ્મણોની સ્ત્રીઓને શા પુણ્યથી થઇ. એ મહાપુણ્યવાળી સ્ત્રીઓ પૂર્વજન્મમાં કોણ હતી અને કયા દોષથી પૃથ્વીમાં અવતરી હતી એ વિષયનો મારો સંદેહ ટાળો.

નારાયણ કેહે છે—એઓ પુર્વજન્મમાં સપ્તર્ષિઓની સ્ત્રીઓ હતી. એ સ્ત્રીઓ સર્વોત્તમ રૂપવાળી, ગુણોવાળી, સારા સ્વભાવોવાળી, ધર્મિષ્ટ, પતિવ્રતા ખીલતી જુવાનીવાળી, પુષ્ટનિતંબવાળી, પુષ્ટસ્તનોવાળી, દિવ્ય વસ્ત્રોને પેહેરનારી, રત્નમય અલંકારેથી શણગારેલી, તપાવેલાં સોનાં જેવા વર્ણવાળી, હસતા મુખારવિંદવાળી અને વાંકી આંખોથી મુનિઓના મનને પણ મોહિત કરવામાં પરિપુર્ણ સામર્થ્યવાળી હતી. એઓનાં અત્યંત સુંદર સ્તનો, નિતંબો અને મુખોને જોઈ કામદેવરૂપી અગ્નિથી પીડાએલો સપ્તર્ષિઓના અગ્નિહોત્રોનો અગ્નિ અગ્નિહોત્રની શાળામાં ઉભેલી તે સ્ત્રીઓનાં અંગોનો કામનાને લીધે પોતાની શિખાથી સ્પર્શ કરીને કુબુદ્ધિને લીધે સુરત કરવામાં ઉન્મુખ થયો. જેઓનાં ચિત્ત પોતાના સ્વામીઓના ચરણારવિંદમાંજ લાગ્યાં હતાં એવી એ પતિવ્રતા સ્ત્રીઓના જાણવામાં આ વાત ન આવી પણ અગ્નિ તેઓનાં અંગોને જોઈ જોઈને મોહ પામવા લાગ્યો. અગ્નિના મનને દુષ્ટ થએલું જાણી મહાત્મા અંગિરા મુ-

નિએ અગ્નિને શાપ દીધો કે "તું સર્વ ભક્ષ થઇ જા." પછી અગ્નિ સાવચેત થઇ લાજથી મોહોડું નીચું કરીને મુનિની સ્તુતિ કરવા લાગ્યો તથા બ્રહ્મતેજથી કંપવા લાગ્યો. ક્રોધ પામેલા અંગિરાએ અગ્નિના સ્પર્શને પ્રાપ્ત થએલી સ્ત્રીઓને પણ શાપ દીધો કે "તમો પાપયુક્ત થઈ છો માટે મનુષ્યયોનિમાં જાઓ અને ભરતખંડમાં બ્રાહ્મણોને ઘેર અવતાર ધરો. ત્યાં સારા કુળના બીજા બ્રાહ્મણો તમોને પરણશે." અંગિરાનાં વચન સાંભળી રૂદન કરતી અને પ્રેમથી વિહ્વલ થએલી તે સઘળી સ્ત્રીઓએ હાથ જોડીને તે મહાવિદ્વાન અંગિરામુનિને નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી.

સ્ત્રીઓ કેહે છે--હે મુનિઓમાં ઉત્તમ! અમો નિષ્પાપ પતિવ્રતાઓ છીએ માટે અમારો ત્યાગ નહી કરો. અમારા જાણવા વગર બીજાનો સ્પર્શ થયો છે માટે ત્યાગ કરવો યોગ્ય નથી. અમો કે જેઓ ભક્ત અને કિંકરીઓ છીએ તેઓને આવી શિક્ષા કરવી નહી જોઇએ. આપલોકોનાં ચરણારવિંદને અમો પાછા ક્યારે દેખશું. હે મુનિ! ખડ્ગથી છેદન થયા કરતાં, વજ્ર પડવા કરતાં અને સર્વ પ્રહારો વાગવા કરતાં પણ પતિવ્રતાઓને પતિનો વિયોગ સર્વદા દારૂણ અને દુઃસહ લાગે છે. બ્રહ્મિષ્ટ અને અત્યંત ગુણવાનોમાં શ્રેષ્ઠ સપ્તર્ષિઓ જેવા સ્વામીઓને છોડીને અમો પૃથ્વીમાં કેમ જઈએ. હે બ્રાહ્મણોમાં ઉત્તમ! પણ અમારે જવુંજ પડે એમ હોય તો પછી અમો અહીં પાછી ક્યારે આવશું તે કહો. અમોને અજાણતાં સ્પર્શનો દોષ લાગ્યો છે માટે શાસ્ત્રરીતિ પ્રમાણે અમારે યથાર્થ અપરાધ ન ગણાવો જોઇયે. અહલ્યાને તો ઇંદ્રે ભોગવી હતી. તો પણ તે શુદ્ધ થઈને પાછી ગૌતમ મુનિને પામી હતી અને અમારો તો આ સ્પર્શ માત્રથી ત્યાગ થાય છે માટે આપ કે જે વેદનાં તથા વેદનાં અંગોના પારને પામેલા છો, બ્રહ્માના પુત્ર છો અને સઘળા વેદ જાણનારાઓમાં ઉત્તમ છો તેમણે વિચાર કરવો જોઈએ છે. બીજા કોઈની બીક લાગી હોય તો સ્ત્રીઓ પતિની શરણે જાય છે પણ પતિની બીક લાગે તો પછી સ્ત્રીઓએ કોની શરણે જવું. હે ધર્માત્મા! અમો કે જેઓ ભય પામેલી છીએ તેઓને અભયદાન આપો. પુત્રને, શીષ્યને અને સ્ત્રીને શિક્ષા કરવામાં કોણ અસમર્થ હોય છે. કોઈ પણ હોતો નથી. દુર્બળ કે બળવાન ગમે તેવો હોય પણ તે પોતાની વસ્તુઓનો માલેક છે. માલેક પોતાની વસ્તુઓને વેંચી પણ શકે છે અને બીજાથી તો તે વસ્તુઓ સાચવી શકાતી પણ નથી.

નારાયણ કેહે છે—એ પ્રમાણે સ્ત્રીઓનાં વચન સાંભળી અને તેઓના મોહોડાં જોઈ અંગિરામુનિ દયાને લીધે અને પ્રેમને લીધે રોઇ પડયા.

પોતે વેદના તથા વેદનાં અંગોના પારને પામેલા અને જ્ઞાનીઓમાં તથા યોગીઓમાં સર્વોત્તમ છતાં પણ સ્ત્રીના વિયોગના સમયમાં મૂર્છિત થઈ ગયા. સર્વે મુનિઓ સ્ત્રીઓનાં મોહોડાં જોઈ શોકથી પીડાયા, વિરહથી ઉદ્વેગ પામ્યા અને પુતળીઓની પેઠે ઉભા રહ્યા. સઘળા વેદ જાણનારાઓમાં ઉત્તમ અંગિરામુનિએ લાંબીવાર સુધી વિલાપ કરી શોકાતુર થઇ પછી ભાઈઓની સાથે વિચાર કરીને તે સ્ત્રીઓને નીચે પ્રમાણે કહ્યું.

**અંગિરા કેહે છે**—હું તમોને સત્ય વચન કહું છું તે સાંભળો. જ્યાં સુધી સુખ ભોગવવાનું પ્રારબ્ધ હોય ત્યાં સુધી પ્રાણીઓથી સુખ ભોગવી શકાય છે એમ વેદમાં કહ્યું છે. તમારૂં અમારી સાથે ભોગ ભોગાવવાનું જે પ્રારબ્ધ હતું તે અવશ્ય પુરૂં થઈ રહ્યું છે માટે તમારો એ ભોગ જતો રહ્યો. ભોગનું પ્રારબ્ધ ગયા પછી ભોગ પ્રાપ્ત થતો નથી એમ વેદમાં કહ્યું છે લોકમાં જે કાંઈ શુભાશુભ કર્મ કરવામાં આવે છે તે ન ભોગવાયું હોય ત્યાં સુધી સૈકડો કરોડ જન્મો થતાં પણ ક્ષય પામતું નથી. જે પુરૂષ બીજાએ ભોગવેલી સ્ત્રીને ભોગવે તે અધમ પુરૂષ જ્યાં સુધી ચંદ્ર અને સૂર્ય રહે ત્યાં સુધી કાળસૂત્ર નામના નરકમાં રંધાય છે. જાર પુરૂષે ભોગવેલી સ્ત્રી પાપયુકત થયેલી હોવાને લીધે દેવના કે પિતૃના કામમાં રસોઈ કરવાને અયોગ્ય થાય છે અને તેનું આલિંગન કરવાથી પતિ પણ લક્ષ્મીથી ભ્રષ્ટ અને નિસ્તેજ થાય છે. કોઇએ ભોગવેલી સ્ત્રીનો જે સંગ કરે તે પુરૂષ હવ્ય આપે કે તર્પણ કરે તેથી તેના દેવતા અને પિતૃઓ સુખી થતા નથી એમ બ્રહ્માએ કહ્યું છે એટલા માટે સુબુદ્ધિ પુરૂષ યત્ન પૂર્વક ભાર્યાનું રક્ષણ કરે છે. જો એ પ્રમાણે રક્ષણ ન કરે તો પતિ પાપી થઈને અવશ્ય નરકમાં પડે છે. પંડીતે પગલે પગલે સાવધાન પણાથી સ્ત્રીનું રક્ષણ કરવું જોઈએ કારણ કે સ્ત્રી સાહસોના સ્થળરૂપ છે અને દોષોના કરંડીઆરૂપ છે. સ્ત્રીનું અને રસોઇના વાસણનું સર્વથા રક્ષણ કરવું યોગ્ય છે. સ્ત્રી અને રસોઇનું પાત્ર બીજાના સ્પર્શથી અશુદ્દ થાય છે અને માલેકનાં સ્પર્શથી સર્વદા શુદ્ધ કેહે છે. જે સ્ત્રી પોતાંના પતિને છોડીને પરપુરૂષનો સમાગમ કરે છે તે સ્ત્રી ચંદ્ર અને સૂર્ય રહે ત્યાં સુધી કુંભીપાકમાં પડી રહે છે. યમના દુતો તે સ્ત્રીને નરકમાં નાખે છે નરકમાંથી ઉઠે છે તો લાકડીઓથી મારે છે. એ નરકમાં તીક્ષ્ણ દાઢો વાળા અને મહા દારૂણ સર્પ જે વડા કીડાઓ તે છીનાળને રાત દિવસ નિરંતર કરડયા કરે છે. નરકમાં સૂક્ષ્મ દેહથી રહેલી એ સ્ત્રી બીકને લીધે નિરંતર બીવરાણી ચીસો પાડયાં કરે છે અપ પ્રહાર વાગતાં છતાં પણ મરતી નથી. આ લોકમાં વ્યભિચાર

સંબંધી ઘડી એકનું સુખ લેવા જતાં અપકીર્ત્તિ પામેલી અને પતિત થએલી એ સ્ત્રી પરલોકમાં એવી ગતિ પામે છે. બીજો પુરૂષ જે સ્ત્રીનો સ્પર્શ કરે અથવા મનમાં પણ જેની ઇચ્છા કરે તે સ્ત્રીને પણ અપવિત્ર થએલી સમજીને છોડી દેવી જોઇએ એમ બ્રહ્માએ કહ્યું છે એટલા માટે સમજુઓ પોતાની સ્ત્રીઓપર બીજાની દૃષ્ટિ પણ ન પડે એવી યત્નપૂર્વક ગોઠવણ રાખે છે. જે સ્ત્રીઓ ઉપર સૂરજનાં કિરણો પણ ન પડે અર્થાત્ ઓઝલમાંજ રહે તે સ્ત્રીઓ શુદ્ધ અને પતિવ્રતા રેહે છે. અંતઃકરણમાં દુષ્ટતાવાળી એટલે જાર પુરૂષની ઈચ્છાવાળી હોય તે સ્ત્રી પણ અવશ્ય વ્યભિચારિણી ગણાય છે. જે સ્ત્રી સ્વતંત્ર રહીને પોતાની ઇચ્છા પ્રમાણે ચાલતી હોય તેને ડુકરી સમાન ગણવી જોઇએ. જે સ્ત્રી કુલધર્મના ભયથી.પોતાના સ્વામીનેજ આધીન રહે તેસ્ત્રી તે પતિની સાથે અવશ્ય વૈકુંઠલોકમાં જાય છે. તમો પૃથ્વીમાં ઉત્તમ મનુષ્યયોનિમાં અવતારશો અને ત્યાં શ્રીકૃષ્ણના દર્શન માત્રથી અવશ્ય ગોલોકમાં જશો શ્રીકૃષ્ણે યોગ માયાથી બનાવેલી તમારી છાયાઓ કેટલાક દિવસ સુધી બ્રાહ્મણોના ઘરમાં રહીને અંતે અમારી પાસે આવશે એટલે તમો ફરીવાર છાયારૂપ અંશથી અમારી સ્ત્રીઓ થશો એમાં સંશય નથી. આ મેં તમોને શાપ દીધો પણ તે શાપ શ્રીકૃષ્ણના દરશનરૂપી ફળઆપનાર હોવાને લીધે વરદાન કરતાં પણ અધિક થયો છે.

**નારાયણ કેહે છે**—શોકથી ઘેરાએલા અંગિરામુનિ એટલાં વચન બોલીને બંધ રહ્યા અને તે સ્ત્રીઓ ભરતખંડમાં આવીને બ્રાહ્મણોની પત્નીઓ થઈ કે જેઓ ભકિતથી શ્રીકૃષ્ણને અન્ન આપી ગોલોકમાં ગઇ. એ સ્ત્રીઓને જે શાપ થયો હતો તે સંપત્તિ કરતાં પણ અધિક થયો હતો.. નીચથી સંપત્તિ પ્રાપ્ત થાય તે પણ સારી નથી અને મહાત્માથી વિપત્તિ પ્રાપ્ત થાય તે પણ સારી છે. અહો! સત્પુરૂષોનો કોપ તુરતજ ઉપકારને વાસ્તે થાય છે. વિપત્તિ પડયા વિના પૃથ્વીમાં કોઈનો મહિમા પણ વધતો નથી. સપ્તર્ષિઓએ ત્યાગ કરવાથી બીજા બ્રાહ્મણોની સ્ત્રીઓ થએલી એઓ એ પ્રમાણે મુકિત પામી. આ શ્રીકૃષ્ણનું સઘળું ઉત્તમ ચરિત્ર તમારી પાસે કહ્યું. અહો ! પુણ્યવાળી એ સ્ત્રીઓને મુક્તિ મળવાનું આખ્યાન બહુ મનોહર છે. હે નારદજી ! શ્રીકૃષ્ણનું આખ્યાન ક્ષણે ક્ષણે નવું નવું લાગે છે કે જેને સાંભળવાથી સાંભળનારાઓને તૃપ્તિજ થતી નથી. સારી બાતમાં કોને તૃપ્તિ થાય. ગુરૂના મુખથી સાંભળેલું આ સંપુરણ આખ્યાન તમારી પાસે કહ્યું, હવે જે સાંભળવા તમારી ઈચ્છા હોય તે કહો. શું સાંભળવા ઇચ્છોછો.

**નારદજી પુછે છે**—હે કૃપાના ભંડારરૂપ ! "હે જગતના ગુરૂ ! શ્રીકૃષ્ણના

મહામંગળરૂપ ચરિત્ર વિષે જે જે કાંઇ આપે ગુરૂના મુખથી સાંભળ્યું હોય તે, મને કહો.

સૂત કેહે છે—નારદજીનું વચન સાંભળી સાક્ષાત નારાયણ ઋષિએ શ્રીકૃષ્ણનું બીજુ માહાત્મ્ય કહેવાનો આરંભ કરયો.

श्रुत्वादेवर्षिवचनमृषिर्नारायणःस्वयम् ॥
अपरंकृष्णमहात्म्यंप्रवक्तुमुपचक्रमे ॥ १३१ ॥

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'विप्रपत्निमोक्षणप्रस्ताव' એવા નામનો અઢારમો અધ્યાય સંપુર્ણ. ૧૮

॥ श्रीनारायणउवाच ॥

एकदाबालकैःसार्द्धंबलंदेवंविनाहरिः॥
जगामयमुनतिरंयत्रकालियमंदिरम् ॥ १ ॥

નારાયણ કેહે છે—એક દિવશે શ્રી કૃષ્ણ બળભદ્ર વિના બીજા બાળકાની સાથે યમુનાજીના કીનારાના અમુક સ્થળમાં ગયા કે જ્યાં કાલિય નાગનો નિવાસ હતો. પોતાની ઈછાથી મનુષ્ય રૂપથએલા શ્રી કૃષ્ણ ભગવાને યમુના તીરના વનમાં પાકેલાં ફળો ખાઈને તરસ લાગવાથી નિર્મળ જળ પીધું અને તે પછી ગાયોના ધણને વાળીને એક પ્રદેશમાં નકરૂં રાખીને બાળકાની સાથે ક્રીડા કરવા માંડી. હે મુની! શ્રી કૃષ્ણ અને બીજા સર્વે બાળકો ક્રીડા આસક્ત થતાં ગાયોએ નવાં ખડ ચરીનેઝેર વાળુ પાણી પીધું. એ ઝેરી પાણી પીતાંજ પેટમાં ભારે ગડબડાટ થઇને ઝેરની જવાળાઓથી સઘળી ગાયોના પ્રાણ તુરત નીકળી ગયા. ગાયોને મરી ગએલી જોઇ ભયથી ચિંતાતુર થએલા અને જેઓનાં મોહોડાં લેવાઈ ગયાં એવા સર્વે બાળકોએ તે વાત શ્રી કૃષ્ણની પાશે કહી. જગતના નાથ શ્રી કૃષ્ણે એ સઘળું જાણી લઈને તુરત ગાયોને જીવતી કરી એટલે તે ગાયો તુરતજ ઊઠીને શ્રી કૃષ્ણના મુખને જોવા લાગી. પછી મનુષ્યરૂપી શ્રી કૃષ્ણ ભગવાન યમુનાના કિનારા ઉપરના કદંબપર ચડીને ઘણા સર્પોવાળા કાલિય નાગના સ્થાનકમાં ઠેકી પડયા. હે નારદ!જી શ્રીકૃષ્ણના પડવાથી યમુનાનું જળ સો હાથ સૂધી ઊંચું ચડતાંબાળકોને હર્ષ અને ખેદ બન્નેપ્રાપ્ત થયા. શ્રીકૃષ્ણને જોઇ ક્રોધથી વિન્હળ થએલો કાલિયે નાગજેમા માણસ તપાવેલા

લોઢાને ગળે તેમ તુરત શ્રીકૃષ્ણને ગળી ગયો. ગળતાંજ જેનાં કંઠ તથા પેટ બળવા લાગ્યાં એવા અને બ્રહ્મતેજથી ઉદ્વેગ પામેલા કાલિય નાગે 'હાય મરૂંછું'એમ બોલી ને શ્રીકૃષ્ણને પાછા ઓકી કાહાડયા.શ્રીકૃષ્ણનાં વજર જેવાં અંગોને ચાવવા જવાથી કાલિયનાગના દાંત ભાગી પડયા અને મોઢામાંથી લોહી નીકળવાલાગ્યું.શ્રીકૃષ્ણતો તુરતજ તેના માથા પર બ્રહ્માંડનો ભાર મુકીને ચડી ઊભા તેથી મરવા તુલ્ય થઈ ગયેલો તેનાગ લોહી નાખવા લાગ્યો અને મૂર્છિત થૈને પડી ગયો અને મુરછિતથયેલાજોઇ પ્રેમથી વિન્હલ થએલા કેટલાએક નાગ રોવાં લાગ્યા, કેટલાએક ભય પામીને ભાગી ગયા અને કેટલાએક રાફડાઓમાં પેસી ગયા. કાલિયનાગની સ્ત્રી સુરસા પોતાના પતિને મરી જતો જોઈ નાગણીઓની સાથે પતિ ઉપર પ્રેમને લીધે શ્રીકૃષ્ણની પાસે રોવા લાગી. પછી ભયથી વ્યાકુળ થએલી તે સુરસાએ તુરત હાથ જોડી પ્રણામ કરી શ્રીકૃષ્ણનાં ચરણ પકડીને તેમને નીચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી.

સુરસા કેહે છે—હે જગતના નાથ! હે માન આપનારા! મને મારો પતિ આપવારૂપ માન આપો. સ્ત્રીઓને પતિ પ્રાણ કરતાં પણ અધિક હોય છે. સ્ત્રીઓ ને વાસ્તે પતિથી અધિક કોઈપણ બંધુ નથી. હે સકળ ભુવનના નાથ! હે અપાર દયાના સમુદ્રરૂપ! આ કાલિય નાગ કે જે મારો પરમ બંધુ છે અને પ્રાણનાથ છે તેનો વધ નહી કરો. હે સર્વ બ્રહ્માંડોનાં બંધુ! હે રાધિકાજીના પ્રેમના સમુદ્રરૂપ! હે વિધાતાના વિધાતા! મને અહી મારા પતિનું દાન આપો. સદાશિવ, બ્રમ્હા, શેષનાગ, કાર્ત્તિકેય, ઋષિઓના સમૂહો અને સરસ્વત પણ તમારા ગુણોને નહી જાણવાને લીધે તમારી સ્તુતિ કરવાને સમર્થ નથી. સઘળા વેદો અને બીજા દેવતાઓ પણ તમારી સ્તુતિ કરવામાં અસમર્થ છે. કેવળ તમારા એકાંતિ ભકતોજ તમારી સ્તુતિ કરી શકે છે. હું કે જે દુષ્ટ બુદ્ધિ વાળી, અજ્ઞાની અને સ્ત્રીઓમાં અધમ છું તે કયાં અને તમે કે જે બ્રહ્માંડોના આધારરૂપ ઇંદ્રિયોના અગોચર અને ઇશ્વર છો તે કયાં. બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ અને શેષનાગ પણ જેની પૂર્ણ સ્તુતી કરી શકતા નથી એવા વાસ્તવિક રીતે નિરાકાર અને માયાથી મનુષ્ય રૂપ થએલા આપની સ્તુતિ કરવાની હું ઈચ્છા કરૂં એ કેવી વાત કેહેવાય: હું કે જે કલીયુગના દોષોમાં ડુબી ગયેલી છું અને વેદ, વેદાંગ તથા શાસ્ત્રોના શ્રવણથી રહિત છું તે તમારી સ્તુતિ કરવાની ઇચ્છા કરૂં એ કેવી વાત કેહેવાય. આપ કે જે રત્નમય પલંગમાં પોઢનાર, રત્નમય અલંકારોને ધરનાર, રત્નમયઆભરણોથી શણગારેલાં રાધાજીના વક્ષ:સ્થળમાં રેહેનાર, સર્વ અંગમાં ચંદનનાં લેપનવાળા, મંદહાસ્ય યુકત મુખારવિંદવાળા, નિરંતર સુખથી પ્રકટ

થતા પ્રેમ રસ રૂપ સમુદ્રમાં ડુબેલા, મલ્લિકા તથા માલતીની માળાઓના સમુહોથી શોભતા મુકુટવાળા, પારિજાતનાં પુષ્પોના સુગંધથી મનમાં પ્રસન્ન થતા, ભ્રમરાઓના શબ્દ સહિત કોયલના મધુર શબ્દોથી વૃદ્ધિ પામતા કામદેવના વિકારથી શરીરમાં રોમાંચિત થનારા, રાધિકાજીએ આપેલા તાંબુળને સર્વદા પ્રેમથી આરોગનારા અભિર્વચનીય અને મહાવિદ્વાન વેદ પણ જડ થઇ જઇને જેની સ્તુતિ કરવામાં અશકત થાય છે એવા છો. તેમની સ્તુતિ નાગણીથી શી રીતે કરી શકાય. તમારૂં ચરણારવિંદ કે જે બ્રહ્મા, સદાશિવ, શેષનાગ, લક્ષ્મી, સરસ્વતી, પાર્વતી, ગંગા, સાવિત્રી, સિદ્ધોના સમૂહો, મુનિઓ અને મુનીંદ્રો, એઓએ સર્વદા સેવેલું છે તેને પ્રણામ કરૂં છું. આપ કે જે પોતે કારણ રહિત, સર્વના કારણ રૂપ, સર્વના ઇશ્વર, પરથી પણ પર, સ્વયંપ્રકાશ, સર્વોત્કૃષ્ટ અને ભૂત ભવિષ્યના અધિપતિ છો તેમને પ્રણામ કરૂં છું. હે ધર્મના સ્વામી ! હે ધર્મિ લોકોના સ્વામી ! હે શુભા શુભના સ્વામી ! હે વેદોના સ્વામી ! હે વેદથી નહી નિરોપણ કરાએલા હે સર્વના સ્વામી ! હે સર્વ રૂપ ! હે સર્વના બંધુ ! હે માયાના સ્વામી ! હે જીવોના સ્વામી ! મારા પ્રાણ નાથનું રક્ષણ કરો.

નારાયણ કહેછે—એ પ્રમાણે સ્તુતિ કરી ભકિતથી માથું નમાવી શ્રી કૃષ્ણના ચરણારવિંદને પકડી ઉભેલી સુરસા વળી પણ બોલી કે "મારો પતિ ભલે સંસારમાં ભટકયા કરે પણ મને તો તમારી દાસી કરો. હે કૃષ્ણ! મને સાલોકય આદિ ચારે પ્રકારની મુકિતની ઈચ્છા નથી પણ કેવળ દાસપણાની ઇચ્છા છે. ચાર પ્રકારની મુકિતઓ તમારા ચરણારવિંદની સેવાના સુખના સોળમા ભાગ બરાબર થવાને પણ યોગ્ય નથી. જે પ્રાણી તમારા ચરણારવિંદની સેવા વિના અન્ય વરદાનની ઇચ્છા કરે તે ભાગ્ય હીનજ ગણાય." નાગ પત્નીનાં વચન સાંભળી પ્રસન્ન થએલા શ્રી કૃષ્ણે હસતા મુખારવિંદથી 'તથાસ્તુ' એમ કેહતાં તે સમયેજ ઉત્તમ રત્નોના સારથી બનેલો, તેજથી પ્રદીપ્ત, ઉત્તમ પાર્ષદોથી સંયુકત વસ્ત્રોથી તથા માળાઓથી શોભતો, સો પઇડાંવાળો, વાયુના સરખા વેગવાળો અને મનનું આકર્ષણ કરનારો એક દિવ્ય રથ તુરત આકાશમાંથી આવ્યો. શ્રી કૃષ્ણના શ્યામ સુંદર પાર્ષદો તુરત એ રથમાંથી ઉતરી શ્રીકૃષ્ણને પ્રણામ કરી કાલિયનાગની સ્ત્રી સુરસાને રથમાં બેસાડીને ગોલોકમાં લઇ ગયા. શ્રીકૃષ્ણે પોતાની શકિતથી સુરસાની છાયા બનાવીને તેને કાલિયનાગની પાસે ઉભી રાખી પણ માયાથી મોહ પામેલા કાલિયનાગને તે વાતની ખબર પડી નહી. પછી કરૂણાના ભંડારરૂપ શ્રીકૃષ્ણે કાલિયના માથા ઉપરથી ઉતરીને તુરત કરૂણાથી તેના

માથા ઉપર હાથ મુકયો. હાથ મુકાવાથી તુરતજ ચેતના પામેલા કાલિયે પોતાની પાસે ઉભેલા શ્રીકૃષ્ણને દીઠા અને હાથ જોડી ઉભેલી તથા આંસુઓથી ભરપૂર નેત્રવાળી સુરસાને પણ દીઠી. પ્રણામ કરી પ્રેમથી વિહ્વલ થઈને રૂદન કરતા, ભકિતના ઊદયને લીધે આંસુઓથી ભરપુર નેત્રવાળા, રોમાંચિત થએલા અને બીજું કાંઈ નહી બોલતા કાલિયનાગને જોઈ શ્રીકૃષ્ણે તેને વચન કેહેવાનો આરંભ કરયો. કારણ કે પરમેશ્વર સર્વદા યોગ્ય ઉપર દયા કરે છે અને અયોગ્ય ઉપર પણ દયા કરે છે. શ્રીકૃષ્ણે કહ્યું કે "હે કાલિય ! હે પુત્ર ! જે તારા મનમાં હોય તે વરદાન માગ્ય. તું મને પ્રાણ કરતાં પણ અધિક છે. માટે હવે બીક છોડી દઇને સ્વસ્થ થા. જે મારો અતિ ભકત અને મારા અંશથી ઊત્પન્ન થએલ હોય તેના ઉપર હું અનુગ્રહ કરૂં છું. ભકતમાં કાંઈ ઊન્મત્તતા આવી હોય તો કાંઇક શિક્ષા કરીને પછી પ્રસન્ન થાઊં છું. જે માણસ તારા વંશમાં થએલા સર્પોને મારશે તે અધમ માણસને અવશ્ય બ્રહ્મહત્યા જેતું પાપ લાગશે. તારા વંશના સર્પોના માથા ઉપર મારા ચરણારવિંદનું ચિન્હ રેહેશે તે જોવામાં આવતાં છતા પણ જે માણસ તે સર્પને લાકડી મારશે તેને બ્રમ્હહત્યાથી બમણું પાપ લાગશે, લક્ષ્મી પણ મહાદારૂણ શાપ દઇને તેના ઘરમાંથી જતી રેહેશે, તેના વંશ આયુષ્ય તથા યશની હાનિ થશે અને તે ઉપરાંત મારી આજ્ઞાથી તેને સો વર્ષ સુધી કાલસૂત્ર નામના નરકમાં રેહેવું પડશે. તારી સ્ત્રીએ મારૂં સ્તોત્ર કરયું તેનો જે માણસ ત્રણે સંધ્યાઓમાં પાઠ કરશે તે માણસ સઘળાં પાપોથી મુકત થઇ આ લોકમાં મારી ભકિત પામી મરી ગયા પછી ગોલોકમાં જઇ પાર્ષદ થઈને અવસ્ય દાસપણું પામશે અને સાલોકય આદિ ચાર મુકિતઓને પણ પ્રાપ્ત થશે.

**નારદજી પુછેછે**—સરવેને રાજી કરનારા શ્રીકૃષ્ણે નાગપત્નીના વચન સાંભળી આનંદથી નેત્ર પ્રફુલીત કરીને પછી તેને શું કહ્યુ. હે પુજય ! એ પરમ અદભૂત રહસ્ય મારી પાસે કહો.

**સુત કહેછે**—નારદજીનાં વચન સાંભળી સઘળું જાણનારા નારાયણે ક્ષણે ક્ષણે અમ્રતના સમૂહ સમાન લાગે એવી નિચે પ્રમાણે ભગવત્કથા કહી.

**નારાયણ કહે છે**-પગમાં પડી હાથ જોડીને ઊભેલી અને ભયથી વિહ્વળ થએલી નાગપત્નીનાં વચન સાંભળી શ્રીકૃષ્ણે તેને નિચે પ્રમાણે કહ્યું.

**શ્રીકૃષ્ણ કહેછે**-હે નાગની ધણીઆણી ! ઉઠ ઊઠ. ભય છોડી દે. વરદાન માગ્ય. હે મા ! મારા વચનથી અજરામર થએલા આ તારા પતિને લે અને આ કાલિંદીના દ્વોને છોડી દઇ પતિની અને પોતાના પરિવારની સાથે તારા સ્થાનક રૂપ

રમણકદ્વીપમાં જા. તું સુખી થશે. આજથી તું મારી દીકરી થઈ છે અને આ તારો પ્રાણનાથ મારો જમાઈ થયો છે એમાં સંશય નથી. હે પુત્રી ! તારા પતિના માથા ઉપર મારાં ચરણારવિંદનું ચિન્હ થયું છે તેથી ગરૂડ તેને જોઈ ભક્તિથી સ્તુતિ કરીને પ્રણામ કરશે માટે તું ગરૂડની બીક છોડી દઇ આ ધ્રોમાંથી નિકળીને તુરત રમણકદ્વીપમાં જા અને જે તારે જોઇતું હોય તે માગી લે.

**નારાયણ કેહેછે—**એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી જેનાં નેત્ર તથા મુખ પ્રસન્ન થયાં એવી અને ભકિતથી માથુ નમાવી ઉભેલી તે સુરસાએ નેત્રમાં હર્ષનાં આંસુથી ઘેરાઇને નિચે પ્રમાણે વિજ્ઞપ્તિ કરી.

**સુરશા કહે છે—**હે વરદાન દેનારાઓના ઇશ્વર ! મને જો વરદાન દેવું હોય તો તમારા ચરણારવિંદમાં અવિચળ ભકિત આપો કે જેથી મારૂં મન, કમળમાં પ્રમત્ત ભ્રમાની પેઠે સર્વદા તમારા ચરણકમળમાં ફરયા કરે. મને તમારૂં સ્મરણ કદી પણ ન મટે, આ મારા પતિનો મારાપર અવિચળ પ્રેમ રહે અને આ પતિ જ્ઞાનિઓમાં ઊત્તમ થાય એ ત્રણ વરદાન મને આપો. હે પ્રભુ ! આ મારી માગણીઓ પરિપૂર્ણ કરો.

**નારાયણ કેહે છે—**એટલાં વચન બોલીને તે નાગપત્ની શ્રીકૃષ્ણની સામે ઉભી રહી નિમેષ રહિત નેત્રોથી શરદપુનમના ચંદ્ર સરખાં શ્રીકૃષ્ણનાંમુખને પીવાલાગી, સર્વ અગોમાં રોમાંચિત થઇ ગઈ, આનંદના આંસુઓથી વ્યાપ્ત થઈ ગઈ અને સુંદર બાળકરૂપ શ્રીકૃષ્ણને જોઇને તેમનાપર પુત્રના જેવો સ્નેહ કરવા લાગી. ભકિતની વૃદ્ધિથી વ્યાપ્ત થએલી તે સુરસા ફરીવાર બોલી કે " હું રમણક દ્વીપનહી જાઉં. ત્યાં મારે કશું પ્રયોજન નથી.

**શ્રીકૃષ્ણ કાલિયનાગને કેહે છે—**હે કાલિય નાગ ! મારા વચનના પ્રમાણથી હવે તારા વંશના સર્પો સામાન્ય કીડા જેવા નહી ગણાશે. એઓને જેઓ મારશે તેઓના વંશજોને તારા વંશજોથી ભય ઊત્પન્ન થશે. જેઓ તારા વંશજોને જોઈ તેઓના માથા ઉપરના મારા ચરણના ચિન્હને ભકિતથી નમશે તેઓ સઘળાં પાપોથી મુકત થશે. તું ગરૂડનો ભય છોડી દઇને તુરત રમણકદ્વીપમાં જા. ગરૂડ તારા મસ્તકમાં મારા ચરણનું ચિન્હ જોઇને ભકિતથી તને પ્રણામ કરશે. તને અને તારા વંશજોને હવે ગરૂડથી કદી ભય થશે નહી. હવેથી મારા વરદાનને લીધે તું તારી સઘળી નાતમાં શ્રેષ્ઠ થશે હે પુત્ર ! હમણાં કાંઈ બીજું વરદાન માગવાની ઇચ્છા હોય તો બીક છોડી દઇને તે માગી લે. હું તારૂં દુઃખ ભાંગી નાખીશ.

**નારાયણ કહે છે—**ભયથી ધ્રુજતો કાલિય નાગ શ્રીકૃષ્ણનાં વચન સાંભળી

હાથ જોડીને નીચે પ્રમાણે બોલ્યો.

**કાલિયનાગ કેહે છે**—હે વર દેનારા પ્રભુ! મને બીજા કોઈપણ વરદાનની ઈચ્છા નથી. મારા જન્મ ભલે બ્રાહ્મણોના કુળમાં થાય કે પછી પશુપક્ષિની યોનિમાં થાય પણ મને પ્રત્યેક જન્મમાં તમારા ચરણારવિંદનું અવિચળ ભજન તથા સ્મરણ દેજો. ગમે તે યોનિમાં જન્મ થાય પણ જો તારા ચરણારવિંદનું તેમાં સ્મરણ રહેતો તે જન્મ સફળ થાય છે. તમારા ચરણારવિંદનું સ્મરણ ન મળે તો દેવતાનો જન્મ પણ વ્યર્થ છે. તમારા ચરણારવિંદનું ધ્યાન પ્રાપ્ત થાય તો સ્થિતિ ગમે તેવી છતાં પણ ઉત્તમ છે એમ સમજવું. એક ક્ષણનું, સો વરસનુ અથવા કરોડ કલ્પનું આયુષ્ય પણ જો તમારી સેવા કરતાં વ્યતીત થાય તો ઉત્તમ છે, નહિતર નિષ્ફળ છે. જેઓ તમારા ચરણારવિંદનું સેવન કરેછે તેઓનુ આયુષ્ય વૃથા જતુ નથી અને તેઓને જન્મ, મરણ, રોગ, તથા શોક પીડાના ભય પણરહેતા નથી. તમારા ભકતોને તમારાં ચરણની સેવા વિના દેવપણાની, ઈંદ્રપણાની કે અતિ દુરલભ બ્રમ્હાપણાની પણ ઈચ્છા થતી નથી. સાલોકય આદિ ચાર ભકિતઓને અને ઇંદ્ર આદિના નવીન જન્મોને પણ તમારા ભકતો જુનાં ચીંથરાં સમાન ગણે છે. મને શેષનાગની પાસેથી તમારો મંત્ર પાપ્ત થયો હતો ત્યારથી હું તમારા ધ્યાનનાં અને અનુગ્રહના પ્રભાવને લીધે શુદ્ધ થતો હતો પણ તમારા પરમભકત ગરૂડજીએ મને કાચો ભકત જાણીને તિરસ્કાર પુરવક તે દેશમાંથી દુર કરયો હતો. હે વરદાન દેનારાઓના સ્વામી! તમે હવે મને દ્રઢ ભકિત આપીને પોતાનો કરી સ્થાપો એટલે પછી ગરૂડજી મને દૂર કરી શકશે નહી. હું ધારૂંછું કે હવે હું ગુણવાન કે દોષવાન ગમે તેવો હોઇશ પણ મારા મસ્તકમાં તમારા ચરણનું ચિન્હ જોઈને ગરૂડજી મને દુર કરી શકશે નહી. હે ઇશ્વર! સઘળા મોટા મોટા નાગો મને વશ્ય છે તેથી તેઓ કોઈ મને અડચણ કરી શકે એમ નથી અને હું સર્વ નાગોના ગુરૂ શેષનાગ વિના બીજા કોઇથી બીતો નથી. ઈંદ્રો, દેવતાઓ, મુનિઓ, મનુઓ અને મનુષ્યો જેને સ્વપ્નમાં કે ધ્યાનમાં પણ દેખતા નથી તે આપનાં આજ મને પ્રત્યક્ષ દર્શન થયાં તેથી મારા ભાગ્યની શી વાત કરૂં. હે પ્રભુ! તમે ભકતોપર અનુગ્રહ કરવાને વાસ્તેજ સાકાર થયા છો. નહીતર તમને શરીરનો સંબંધ ઘટેજ કેમ. તમે નિરાકાર છતાં સાકાર અને નિર્ગુણ છતાં સગુણ થાઓ છે તે ભકતોનાં કલ્યાણ કરવાને વાસ્તેજ તમે પોતાની ઈચ્છામય, સર્વના અધિષ્ઠાનરૂપ, સનાતન, સર્વના ઇશ્વર, સર્વના સાક્ષી, સર્વના આત્મા અને સર્વ રૂપ છો. બ્રમ્હા, સદાશિવ, શેષનાગ,

ધર્મ, ઇંદ્ર અને વેદ તથા વેદનાં અંગોના પારને પામેલા મુનિઓ પણ મોહને લીધે તમારી સ્તુતિ કરવામાં સમર્થ થતા નથી, ત્યારે હું સર્પ તો કયાંથીજ સમર્થ થાઉં. હે નાથ! હે કરૂણાના સમુદ્રરૂપ! હે દીન બંધુ! હું કે જે અધમ છું તેના અપરાધની ક્ષમા કરજો. હે શ્રીકૃષ્ણ! મેં ખલસ્વભાવને લીધે અજાણતાં તમને ચાવવા માંડયા હતા. તમે તો સાક્ષાત્ પરબ્રહ્મ છો તેથી આકાશની પેઠે અદ્રશ્ય છો, ઉલ્લંઘન કરવાને અશકય છો, શસ્ત્રોથી અભેદ્ય છો, સ્પર્શ કરી શકાઓ નહી એવા છો અને ઢાંકી પણ શકાઓ નહી એવા છો.

નારાયણ કેહે છે—એ પ્રમાણે બોલી કાલિયનાગ ચરણારવિંદમાં પડતાં શ્રીકૃષ્ણે (તથાસ્તુ) એમ કહીને તેને સઘળાં વરદાન આપ્યાં. જે માણસ કાલિય નાગે કરેલા આ સ્તોત્રનો પ્રભાતમાં ઉઠીને પાઠ કરે તેને સર્પનો ભય થાય નહી. તે માણસ સર્વદા પૃથ્વીપર સર્પનું શયન કરીને સુઈ શકે છે અને તેના ખાવામાં ઝેર આવી જાય તો પણ તે ઝેર અમ્રતના જેવો પરિણામ કરે છે. સર્પ કરડવા આવતો હોય, સર્પ કરડયો હોય અથવા ઝેર ખાવાથી પ્રાણ જતો હોય તે સમયે પણ આસ્તોત્રનું સ્મરણ કરવામાં આવે તો મનુષ્ય સ્વસ્થ થઇ જાયછે. જે ભકિત યુકત માણસ આ સ્તોત્રને ભોજપત્રમાં લખી ગળામાં અથવા જમણે હાથે બાંધી રાખે તેને સર્પોથી ભય ઉત્પન્ન થતો નથી. જે ઘરમાં આ સ્તોત્ર લખીને રાખવામાં આવ્યું હોય તે ઘરમાં સર્પ રેહેતો નથી અને વિષનો, અગ્નિનો કે વીજળી પડવાનો પણ ભય થતોજ નથી. આ સ્તોત્રનો પાઠ કરનાર માણસ સર્વદા આ લોકમાં ભકિતને તથા હરિસ્મરણને પામી અંતે પોતાના કુળને પવિત્ર કરી અવશ્ય ગોલોકમાં દાસપણું પામે છે. શ્રીકૃષ્ણે કાલીયનાગને વરદાન દેઇ ફરી પણ નીચે પ્રમાણે પરિણામમાં હિતકારી મધુરં વચન કહ્યું.

શ્રીકૃષ્ણ કેહે છે—હે સર્પોના રાજા! તું બીજા ઇંદ્ર નગર જેવા રમણક દ્વીપમાં પોતાના પરિવારની સાથે યમુનાના જળના માર્ગથી જા.

નારાયણ કેહે છે—એ પ્રમાણે શ્રીકૃષ્ણની આજ્ઞા સાંભળી પ્રેમથી વિહ્વળ થએલો કાળિયનાગ રોઇ પડયો અને 'હે નાથ! હવે તમારા ચરણારવિંદને કયારે દેખીશ' એમ બોલવા લાગ્યો. પછી શ્રીકૃષ્ણને સો વાર પ્રણામ કરી વિરહથી આતુર થઈને સ્ત્રીની તથા પરિવારની સાથે જળમાર્ગથી રમણકદ્વીપમાં ગયો. હે નારદજી! ત્યારથી યમુનાના દ્રોનું જળ અમ્રત જેવું થયું અને એમ થવાથી સર્વે પ્રાણીઓ પ્રસન્ન થયાં. કાળિયનાગ રમણકદ્વીપમાં ગયો ત્યાં પોતાને વાસ્તે શ્રી કૃષ્ણની આજ્ઞાથી વિશ્વકર્માએ બનાવી રાખેલું ઈંદ્રના ઘર જેવું ઘર જોવામાં આ-

વ્યું કાલિયનાગ પોતાની સ્ત્રીની સાથે તથા પુત્ર પરિવારોની સાથે આનંદ પામી નિશ્શંક પણે તેમાં રહ્યો અને શ્રીકૃષ્ણનું ચિંતન કરવા લાગ્યો. હે નારદજી ! આ શ્રીકૃષ્ણનું સુખદાયી, મોક્ષદાયી અને પરમ સારરૂપ સઘળું અદભુત ચરિત્ર તમને કહી સંભળાવ્યું. હવે બીજું શું સાંભળવા ઈચ્છો છો.

સુત કેહે છે—એ પ્રમાણે નારાયણનાં વચન સાંભળી હર્ષથી વિહ્વળ થએલ નારદજીએ સઘળા સંદેહોને તોડનારા નારાયણ મુનિને નીચે પ્રમાણે પોતાનો સંદેહ પુછયો.

નારદજી પુછે છે—હે જગતના ગુરૂ! એ કાલિયનાગ પોતાના પેહેલાના ઘરને છોડીને યમુનાજીના નીરમાં શા માટે ગયો હતો તે મને કહો.

નારાયણ કેહે છે—પૂર્વે સૂર્ય ગ્રહણના પ્રસંગથી મલયાચલમાં સુપ્રભા નદીને પશ્ચિમ કીનારે મુનિઓની સભા મળી હતી તેમાં ધર્મના મુખથી જે મેં પુરાતન ઈતિહાસ સાંભળેલછે તે તમારી પાસે કહુંછું. સાંભળો એ સમયમાં પુલહ મુનિએ પુછતાં આ આશ્ચર્ય રૂપ આખ્યાન ધર્મે કહ્યું હતું અને તે મેં પણ સાંભળ્યું હતું ગરૂડથી ભય પામેલા નાગલોકો શેષનાગની આજ્ઞાથી પ્રત્યેક વર્ષે કાર્તિકમાસની પુનમને દિવસે પુષ્કર નામના મોટા તીર્થમાં નાહી ભક્તિ પૂર્વક પ્રેમથી પુષ્પ, ધુપ, દીપ અને નૈવેદ્યો અર્પણ કરીને ગરૂડનું પુજન કરતા હતા પણ મહા અહંકારી કાલિયનાગ તે પ્રમાણે પુજન નહી કરતો હતો એટલુંજ નહી પણ ઉલટો બીજા નાગોએ ગરૂડજીને આપેલાં નૈવેદ્યોને ખાઈ જવા તૈયાર થતો હતો. એ મહોન્મત્ત કાલિયને અટકાવવાને વાસ્તે નાગલોકો નીતિનાં વચન કેહેતા હતા પણ જ્યારે અટકાવી શકયા નહી ત્યારે પોતાનો હક સાચવવા સારૂ ત્યાં ગરૂડજીએ દેખાવ દીધો. હે નારદજી! ગરૂડજીને આવેલા જોઈ કાલિયને બચાવવા સારૂ સર્વે નાગો સૂર્યોદય થતાં સુધી પોતાની શક્તિ પ્રમાણે ગરૂડની સામા લડયા પણ છેવટ ગરૂડના પરાક્રમથી ભારે ઉદ્વેગ પામી ભાગી ગયા અને સર્વને અભય આપનારા શેષનાગની શરણે ગયા નાગોને ભાગવા લાગેલા જોઈ જેના મનમાં દયા આવી એવા ગરૂડજી તેઓની પછવાડે નહી દોડતાં નિર્ભયપણાથી ત્યાંજ ઉભા રહ્યા તેમને જોઇ કાલિયનાગ વિષ્ણુનાં ચરણારવિંદનું સ્મરણ કરીને ગરૂડજીની સાથે યુદ્ધ કરવા લાગ્યો. બે ઘડી સુધી તો તેઓ વચ્ચે મહા દારૂણ યુદ્ધ ચાલ્યું પણ છેવટ ગરૂડજીના પરાક્રમથી હારી ગએલો કાલિયનાગ બીકને લીધે ભાગીને યમુનાજીના ધ્રોમાં પેસી ગયો. એ સ્થળમા સૌભરીઋષિના શાપને લીધે ગરૂડજીથી જઈ શકાય એમ ન હતું તેથી કાલિયનાગ

ત્યાં જઈને રહ્યો હતો અને પાછળથી તેના પરિવાર પણ ત્યાં જઈ રહ્યા હતા.

**નારદજી પુછે છે—**શ્રીકૃષ્ણના વાહન રૂપ ગરૂડજીને સૌભરિએ શા માટે શાપ દીધો હતો કે જેને લીધે ગરૂડજી ત્યાં જઈ શકતા નહી.

**નારાયણ કેહે છે—**એ સ્થલમાં સૌભરીઋષિ દેવતાઓનાં હજાર વર્ષ સુધી તપ કરી મહાસિદ્ધ થઈને રહ્યા હતા અને શ્રીકૃષ્ણના ચરણારવિંદનું ધ્યાન કરતા હતા ધ્યાન કરનારા એ મુનિના સમીપમાં એક મઘરમચ્છ આવતો હતો યમુનાના જળનો એ મઘરમચ્છ મોજ કરવા સારૂ પોતાના ટોળાની સાથે કીનારા પર આવી પુછડું ઉછાળી ઉછાળીને નિર્ભય રીતે સૌભરિની આસપાસ ફરતો હતો અને સૌભરિનેપ્રદક્ષિણા ફરીને પાછો આનંદથી જળમાં જતો હતો. એક દિવસે સૌભરિની પાસે આવેલા ગરૂડજીએ તે મઘરમચ્છને ત્યાંથી જતો જોઈ જોઈને તુરત તેને ચાંચથી પકડી લીધો. ગરૂડજીને મઘરમચ્છ ઉપર ઝડપ કરતા જોઇ સૌભરિએ તેમના ઉપર કોપની દ્રષ્ટિ કરી તેથી મઘરમચ્છ ગરૂડજીની ચાંચમાંથી પાણીમાં પડયો પણ ગુરૂડજીના ત્રાસથી તે પાછો સૌભરિની પાસે આવી ને સ્થિર રહ્યો. ગરૂડજી બીજીવાર તે મચ્છને પકડવા તૈયાર થતાં સૌભરિએ તેમને કહ્યું કે "હે પક્ષીઓના રાજા! મારી પાસેથી તું દૂર જતો રહે. દૂર જતો રહે. હું દેખતાં આ મચ્છને પકડવાની તારી શી તાકાત છે.તું પોતાને શ્રી કૃષ્ણનું વાહન-જાણીનેઅભિમાન કરે છે પણ શ્રી કૃષ્ણ તારાં જેવાં કરોડો વાહનોને નવાં ઉત્પન્ન કરવા સમર્થ છે. હું તને ભમરના એક ચાળાથીજ ભસ્મ કરી નાખવા સમર્થ છું. તું શ્રીકૃષ્ણનું વાહન છે તો અમો શ્રી કૃષ્ણના કિંકર નથી કે શું ? હે ગરૂડ ! જો હવે પછી તું આ મારા ધ્રોની પાસે આવશે તો મારા શાપથી અવશ્ય તુરતજ ભસ્મ થઇ જશે. એ પ્રમાણે સૌભરિનાં વચન સાંભળી કંપાયમાન થએલા ગરૂડજી શ્રી કૃષ્ણનાં ચરણનું વારંમવાર સ્મરણ કરી સૌભરિને પ્રણામ કરીને ત્યાંથી જતા રહ્યા હે નારદજી ! ત્યારથી માંડી સર્વદા ગરૂડજીને એ ધ્રોનું નામ સાંભળતાંજ શરીરમાં કંપ છુટે છે. આ ધર્મના મુખથી સાંભળેલો ઇતિહાસ તમને કહી સંભળાવ્યો. હવે મહામંગળ રૂપ ચાલતી વાત સાંભળો. બાળક રૂપ વાળા શ્રી કૃષ્ણને જળમાંથી ઘણી વાર સુધી નહી નીકળેલા જોઇ શોકથી વ્યાકુળ થએલા કેટલાએક બાળકો યમુનાજી ને કીનારે મુંઝવણથી ખેદ પામવા લાગ્યા, કેટલાએક રોવા લાગ્યા, કેટલાએક છાતીઓ કુટવા લાગ્યા કેટલાએક ધરતી પર પડીને મુર્છા પામી ગયા, કેટલાકએક વિરહથી ધ્રોમાં પેસવા લાગ્યા, કેટલાએક તેઓને અટકાવવા લાગ્યા, કેટલાએક વિલાપ કરી કરીને પ્રાણ છોડી દેવા તૈયાર થયા, કેટલાએક

સમજુઓ પ્રય નથી તેઓનું રક્ષણ કરવા લાગ્યા, કેટલાએક હાય હાય કરવા લાગ્યા, કેટલાએક 'કૃષ્ણ કૃષ્ણ' એમ બોલવા લાગ્યા, કેટલાએક તે ખબર દેવા સારૂ નંદરાયની પાસે ગયા અને કેટલાએક શોકથી મોહથી તથા ભયથી આતુર થઇ ભેળા મળીને બોલવા લાગ્યા કે "હવે શું કરીશું. આપણા શ્રીકૃષ્ણ કયાં ગયા. હે નંદના પુત્ર! હે કૃષ્ણ! હે પ્રાણથી પણ અધિક પ્યારા! હે બંધુ! દર્શન દિયો અમારા પ્રાણ જાયછે" આ સમયમાં અત્યંત પ્રેમથી રોતા અને શોકથી વિહ્વલ થએલા કેટલાએક બાલકોએ નંદરાયની પાસે જઇ આરંભથી નંદરાયને, યશોદાને અને બલભદ્રને તે વાતની ખબર આપી. એ ખબર સાંભળી શોકથી ઘેરાએલાં સર્વે ગોવાળીઆઓ અને ગોપીઓ તુરત બાલકોની સાથે યમુનાજીને કીનારે જઇ એવાં રોવા લાગ્યાં કે રોઈરોઇને તેઓનાં નેત્ર રાતાં કમળ જેવાં થઈ ગયાં. શોકથી ઘેરાએલાં ગોવાળીઆ અને ગોપીઓ માથાં કુટવા લાગ્યાં, કેટલાંએક ધ્રોમાં પેસતાં યશોદાજીને રોકવા લાગ્યાં, કેટલાએક વિલાપ કરવા લાગ્યાં અને કેટલાએક મુર્છિત થઇ ગયાં કેટલીએક ગોપીઓએ રાધાજીને ધ્રોમાં પેસતાં અટકાવતાં યમુનાજીને કાંઠે રાધાજીને એવી મુર્છા આવી ગઇ કે જાણે શોકથી મરીગયાં જ હોય નંદરાય બહુજ વિલાપ કરી કરીને મુર્છિત થઈ ગયા અને વળી જાગ્રત થઇ વિલાપ કરીને બાજીવાર મુર્છિત થઇ ગયા નંદરાયને, શોકથી કર્શિત થએલાં યશોદાને, ગોવાળીઆઓને તથા ગોપીઓને બહુજ વિલાપ કરતાં જોઈ, રાધાજીને અત્યંત મુર્છા પામેલાં જોઈ અને સઘલા બાળકોને તથા બાળકીઓને રૂદન કરતાં જોઇ જ્ઞાનિઓમાં ઊત્તમ બલભદ્ર તેઓને નીચે પ્રમાણે સમજાવ્યાં.

બળભદ્ર કેહે છે—હે ગોવાળીઆઓ! હે ગોપીઓ! હે બાળકો! તમો સઘળાં મારાં વચન સાંભળો. હે નંદરાય! હે જ્ઞાનિઓમાં ઉત્તમ! તમે ગર્ગાચાર્યના વચનોનું સ્મરણ કરો શ્રીકૃષ્ણ કે જે જગતને ધરનારા શેષનાગને પણ ધરનારા છે, જગતનો સંહાર કરનારા શંકરનો પણ સંહાર કરનારા છે અને જગતને બનાવનારા બ્રહ્માને પણ બનાવનારા છે તેનો પૃથ્વીમાં કોણથી પરાજય થાય? કોઇથી પણ થાય નહી. શ્રુતિઓ કેહે છે કે "શ્રીકૃષ્ણ પરમાણુ કરતાં પણ સુક્ષ્મ છે, બ્રહ્માંડ કરતાં પણ સ્થુળ છે, અતકર્ય છે, પરથી પણ પર છે, પાસે છતાં પણ અદૃશ્ય છે, યોગીઓના યોગરૂપ છે, દિશાઓની પેઠે સમેટી લેવાય એવા નથી, આકાશની પેઠે કોઈથી સ્પર્શ કરી શકાય એવા નથી અને સર્વમાં વ્યાપક છતાં પણ સર્વથી અબાધ્ય છે." બ્રહ્મવેત્તાઓ પણ કેહે છે કે "આત્મા દૃશ્ય નથી, અસ્ત્રોથી છેદી શકાય એમ નથી, કોઇથી વધ કરી શકાય એમ નથી, અગ્નિથી બાળી

શકાય એમ નથી અને કોઇથી પીડી શકાય એમ નથી." શ્રીકૃષ્ણ કે જે જ્યોતિઃ સ્વરૂપ પ્રભુ છે તેમણે ભક્તોના ધ્યાનની અનુકુળતાને વાસ્તેજ દેહ ધરયો છે બાકી એ પરમાત્માને આદિ, અંત કે મધ્ય કાંઈ પણ નથી. બ્રહ્માંડ પ્રલયના જળમાં ડુબી ગયું હતું ત્યારે જે જળમાં પોઢયા હતા અને તે સમયમાં જેના નાભીકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા હતા તે શ્રીકૃષ્ણને યમુનાના ધ્રોમાં વિપત્તિ થવી સંભવેજ કેમ. હે પિતા! કદાચ મચ્છર સઘળા બ્રહ્માંડને ગળી જવા સમર્થ થાય તો પણ સર્પ કદી પણ શ્રીકૃષ્ણને ગળી જવા સમર્થ થાય નહી.

નારાયણ કેહે છે—એ પ્રમાણે બળભદ્રે જેથી સંશય મટી જાય એવું યોગીઓએ પણ નહી જાણેલુ, સર્વોત્તમ અને સારરૂપ બ્રહ્મનિરૂપણ કરતાં, તે સાંભળી ગર્ગાચાર્યના વચનનું સ્મરણ કરતા નંદરાયે, ગોવાળીઆઓએ અને ગોપાંગનાએ શોક છોડી દીધો પણ યશોદાને અને રાધિકાને તે પ્રબોધ મનમાં ઉતરયો નહી. કારણ કે પ્રાણપ્રિય બંધુના વિયોગના સમયમાં મન બોધમાં સ્થિર થવું ઘણું કઠણ છે. હે નારદજી! એ સમયમાં સર્વે લોકોએ શ્રીકૃષ્ણને જળમાંથી બાહાર નીકળતા દીઠા અને જોઈને સર્વે પ્રસન્ન થયાં. શરદ્પુનમના ચંદ્ર સરખા મુખવાળા, મંદહાસ્ય કરતા, મનોહર, જળથી નહી ભીજાએલા વસ્ત્રોવાળા, નહી ભીજાએલા શરીરવાળા, જેનાં ચંદન કે આંજણ ધોવાઈ ગયાં નહતાં એવા, સઘળાં આભરણોથી શોભતા, બ્રહ્મતેજથી પ્રકાશતા, મોરપીછરૂપ મુકુટવાળા અને મુખમાં મુરલીવાળા એ બાળકને જોઇ વિસ્મય પામેલાં અને જેનાં મુખ તથા નેત્ર પ્રસન્ન થયાં એવાં યશોદાએ છાતીમાં ઘાલીને તેમના મુખારવિંદનું ચુંબન કરયું. અને નંદરાયે, રોહિણીએ તથા બળભદ્રે તેમનું આલિંગન કરયું. પ્રેમથી અંધ થએલા સર્વે બાળકો નિમેષ રહિત નેત્રોથી શ્રીકૃષ્ણના મુખને જોવા લાગ્યા અને તેમનુ આલિંગન કરવા લાગ્યા. ગોપીઓ ચક્ષુરૂપ ચકોરવતે એમના મુખરૂપ ચંદ્રને પીવા લાગી. આ સમયમાં અકસ્માત વનના મધ્યભાગમાં દાવાગ્નિ ઉત્પન્ન થયો અને તેણે સઘળાં વ્રજવાસીઓને તથા પશુઓને ઘેરી લીધાં. વનમાં ચારેકોર ઉઠેલા પાહાડ જેવા અગ્નિને જોઇ ભય પામી મોત આવ્યું જાણી હાથ જોડીને સર્વે ગોવાળીઆઓ શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા અને ત્રાસ પામેલા બાળકો તથા ગોપીઓ ભક્તિથી માથાં નમાવી ઉભા રહ્યાં.

ગોવાળીઆઓ સ્તુતિ કરે છે—હે પ્રભુ! હે કૃષ્ણ જેમ સઘળી આપત્તિઓથી અમારૂં રક્ષણ કરયું છે તેમ કરી આ દાવાગ્નિથી પણ કરો. અમારા ઈષ્ટદેવ અને કુળદેવ તમેજ છો. હે જગતના પતિ! જગતને સ્રજનાર, પાળનાર

અને પ્રલય કરનાર તમેજ છો. અગ્નિ, વરૂણ, ચંદ્ર, સૂર્ય, યમ, કુબેર, પવન ઇશાન આદિ દેવતાઓ, બ્રહ્મા, સદાશિવ, શેષ, ધર્મ, ઇંદ્ર, મોટા મુનિઓ, મનુઓ, મનુષ્યો, દૈત્યો, યક્ષો, રાક્ષસો, કિન્નરો અને બીજાં પણ જે કોઈ સ્થાવર જંગમો છે તેઓ સઘળાં તમારીજ વિભૂતિઓ છે. સર્વનો આવિર્ભાવ અને તિરોભાવ તમારી ઈચ્છાથી થાય છે. હે ગોવીંદ ! અભયદાન આપો અને અગ્નિનો સંહાર કરો. અમો આપના શરણાંગત છીએ માટે શરણાગતોનું રક્ષણ કરો.

નારાયણ કહેછે—એ પ્રમાણે સ્તુતિ કરી શ્રીકૃષ્ણના ચરણારવિંદનું ધ્યાન ધરીને સર્વે ઉભાં રહ્યાં તેટલીવારમાં શ્રીકૃષ્ણની અમૃતમય દૃષ્ટિ પડવાથી દાવાગ્નિ દુર થઈ ગયો. દાવાનળ દુર થઇ જતાં રાજી થએલાં સર્વે લોકો નાચવા લાગ્યાં. હે નારદજી ! હરિના સ્મરણ માત્રથીજ સર્વ વિપત્તિઓનો નાશ થાય ત્યારે દૃષ્ટિથી નાશ થવામાં તો શુંજ કેહેવું. જે માણસ ગોવાળીઆઓએ કરેલા આ મહાપવિત્ર સ્તોત્રનો પ્રભાતમાં ઉઠીને પાઠ કરે તેને કોઈ પણ જન્મમાં અગ્નિનો ભય થાય નહી. શત્રુઓની પીડા થઇ હોય, દાવાગ્નિની પીડા થઇ હોય કે બીજી કોઈ પણ પ્રાણ સંકટ જેવી વિપત્તિ આવી હોય ત્યારે પણ આ સ્તોત્રનો પાઠ કરવામાં આવે તો સઘળાં સંકટો ટળે છે એમાં સંશય નથી. આ સ્તોત્રનો પાઠ કરવાથી આલોકમાં શત્રુના સૈન્યનો ક્ષય થાય છે, સર્વ સ્થળમાં જય મળે છે શ્રીકૃષ્ણની ભક્તિ પ્રાપ્ત થાય છે અને ગોલોકમાં અવશ્ય શ્રીકૃષ્ણના દાસપણું મળે છે. હે નારદજી ! શ્રીકૃષ્ણ એ પ્રમાણે સર્વને દાવાગ્નિથી છોડાવી તેઓના સાથે કુબેરજીના ભવન જેવા પોતાના સ્થાનકમાં પધાર્યા. નંદરાયે આનંદથી બ્રાહ્મણોને ઘણાં ઘણાં ધન આપ્યાં, જ્ઞાતિવર્ગને તથા બાંધવોને જમાડયા, ભગવત્કીર્તન આદિ અનેક પ્રકારનાં મંગળો કરાવ્યાં અને બ્રાહ્મણોની પાસે વેદના પાઠ કરાવ્યા. આ પ્રમાણે શ્રીકૃષ્ણના ચરણારવિંદના ધ્યાનમાંજ જેઓનાં ચિત્ત લાગ્યાં હતાં એવા સર્વે વૃજવાશી લોકો વૃંદાવનમાં ઘરેઘેર આનંદ પામતાં હતાં. આ શ્રીકૃષ્ણનું કલિયુગના દોષરૂપી કાષ્ઠોને બાળવામાં અગ્નિ જેવું મહામંગળરૂપ સઘળું ચરિત્ર તમને કહી સંભળાવ્યું.

इत्येवं कथितं सर्वं हरेश्चरितमंगलम् ॥
कलिकल्मषकाष्ठानां दहनेदहनोपमम् ॥ १८६ ॥

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'कालियदमनदावाग्निमोक्षण' એવા નામનો ઓગણીસમો અધ્યાય સંપૂર્ણ. ૧૯

———

॥ श्रीनारायणउवाच ॥

एकदाबालकैःसार्द्धंबलेनसहमाधवः ॥
मुक्त्वापीत्वानुलिप्तश्चवृंदारण्यंजगामहः ॥ १ ॥

નારાયણ કેહે છે— એક દિવસે શ્રી. કૃષ્ણ જમી જળપાન કરી ચંદન લેપન કરી બળભદ્રની અને બાળકોની સાથે વૃંદાવનમાં પધાર્યા અને ત્યાં બાળકોની સાથે કૌતુક ક્રીડા કરવા લાગ્યા. સર્વે બાળકોનાં ચિત્ત ક્રીડામાં લાગી જતાં તેઓનાં વાછડાં અને ગાયો દુર પ્રદેશમાં જતાં રહ્યાં. આ સમયમાં બ્રહ્માએ શ્રી કૃષ્ણના પ્રભાવતીની પરીક્ષા લેવા સારૂ વાછડાંઓને, ગાયોને અને બાળકોને હરી લઈને ગુપ્ત રાખી મેલ્યાં. સર્વ જાણનારા, સર્વના કારણરૂપ અને યોગીઓમાં ઉત્તમ શ્રી કૃષ્ણ ભગવાને બ્રહ્માનું કરેલું જાણી લઈને પોતાની યોગમાયાથી વાછડાં આદિ સઘળું નવીન બનાવી લીધું. ક્રીડામાં ઉત્સાહ ધરાવનારા શ્રીકૃષ્ણ તે પછી તે ગાયો તથા વાંછડાંઓને પાછાંવાળી બળભદ્રની અને બાળકોની સાથે પાછા પોતાને ઘેરપધારયા. આ પ્રમાણે શ્રીકૃષ્ણે નવીન બળભદ્ર, નવીન બાળકો, નવીન ગાયો અને નવીન વાછડાંઓની સાથે એક વર્ષ સુધી નિત્ય યમુનાજીને કીનારે જવા આવવાની ક્રીડા કરી. શ્રીકૃષ્ણનો આવો પ્રભાવ જોઇ બ્રહ્મા લાજથી પોતાનું માથું નીચું કરીને ભાંડીરવડની નીચે જ્યાં શ્રીકૃષ્ણ ઉભા હતા ત્યાં આવ્યા. આવીને જોય ત્યાં ગોવાળીઆઓના સમુહથી વીંટાએલા, નક્ષત્રોથી પુનમના ચંદ્રની પેઠે ગોવાળીઆઓથી શોભતા, રત્નમય સિંહાસન પર બીરાજેલા, આનંદથી મંદહાસ્ય કરતા, પીળાં વસ્ત્રોવાળા, બ્રહ્મતેજથી પ્રકાશતા, રત્નમય બાજુબંધ કંકણ તથા ઝાંઝરથી દીપતા, રત્નમય કુંડળની જોડથી ચળકતા કપોલવાળા, કરોડ કામદેવ સરખા રૂપાળા, લીલાઓના સ્થાનકરૂપ, મનનું આકર્ષણ કરનારા, ચંદન અગરૂ કસ્તુરી તથા કેસરનાં લેપન વાળા, પારિજાતનાં પુષ્પોની અનેક માળાઓથી શણગારેલા, નવીન મેઘના જેવી શ્યામ કાંતિવાળા, ફુટતી નવી જુવાનીવાળા, માલતીનાં પુષ્પોથી સયુંકત મોરપીંછના મુકુટવાળા, પોતાનાં શ્રી અંગની શોભાથી આભરણોને પણ શોભાવતા, શરદપુનમના ચંદ્રથી પણ અધિક સુશોભિત મુખવાળા, પાકેલાં ઘોલા સરખા હોઠવાળા, પોપટની ચાંચ સરખી નાસિકાવાળા, શરદૠતુના મધ્યાન્હકાળનાં કમળોની શોભાને જીતનારાં નેત્રોવાળા, મોતીની પંકિતની શોભાને હરાવી દેનારી દાંતની પંકિતવાળા, સર્વોત્તમ કૌસ્તુભ મણિથી પ્રદીપ્ત વક્ષઃસ્થળવાળા, શાંત, રાધિકાજીના પતિ અને અત્યંત પરિપુર્ણતા

વાળા શ્રીકૃષ્ણ જોવામાં આવતા અત્યંત વિસ્મય પામીને બ્રહ્માએ તેમને પ્રણામ કરયા. જે રૂપ ધ્યાનથી હૃદય કમળમાં દીઠુહતું તેજ રૂપ બાહાર પણ પોતાની સામે જોવામાં આવ્યું અને જેવું પોતાની સામે જોવામાં આવ્યું તેવુંજ પોતાની પાછળ તથા ચારેકોર પણ જોવામાં આવ્યું. હે નારદજી! વૃંદાવનમાં સઘળું શ્રીકૃષ્ણ જેવુંજ જોવામાં આવતાં તે રૂપનું વારંવાર ધ્યાન ધરીને બ્રહ્મા ત્યાંજ ઉભા રહ્યા. ગાયો વાછડાઓ, બાળકો, લતાઓ, ઝાંખરાં, મોટા વેલા અને સઘળું વૃંદાવન શ્રીકૃષ્ણરૂપ થઇ ગયું એ માટે આશ્ચર્ય જોઇ બ્રહ્માએ બીજીવાર ધ્યાન કરયું ત્યાં સઘળું ત્રૈલોક્ય શ્રીકૃષ્ણ મય જોવામાં આવ્યું. શ્રીકૃષ્ણથી જુદું કાંઈ પણ દેખાયું નહી. વૃક્ષો, પર્વતો, પૃથ્વી, સમુદ્રો, દેવતાઓ, ગંધર્વો, મુનીદ્ર, મનુષ્યો, પોતાનું શરીર, અવિદ્યા, સ્વર્ગ અને શ્રીકૃષ્ણ એ સઘળું દિવ્યદૃષ્ટિથી એકરૂપ જોવામાં આવતાં "શ્રીકૃષ્ણની માયાથી બનેલું જગત કયાં છે!" જગતના નાથ શ્રીકૃષ્ણ કયાં છે? અને એમની માયાથી બનેલી ઈંદ્ર અદિ વિભૂતિઓ કયાં છે? એવા વિચારમાં પડી ગયા. સઘળું શ્રીકૃષ્ણમય જોઈ કાંઇ પણ નિરૂપણ કરવાને અશકત થએલા બ્રહ્મા 'હવે કોની સ્તુતિ કરૂં અને શું કરૂં', એમ સંભ્રમિત થઇ ત્યાં બેસીને જપ કરવા તૈયાર થયા. સર્વ અંગોમાં રોમાંચિત થયેલા અને અત્યંત રાંકની પેઠે આંસુઓથી ભરપૂર નેત્રવાળા બ્રહ્માએ સુખકારી યોગાસન કરી હાથ જોડી ઇંડા, સુષુમ્ણા, મધ્યા, પિંગલા, નલિનિ તથા ધુરા એ છ નાડીઓને પ્રયત્ન પૂર્વક યોગથી નિબદ્ધ કરી. મુલાધાર, સ્વાધિષ્ઠાન, અનાહત, મણિપુર, વિશુદ્ધિચક્ર તથા આજ્ઞાચક્ર એ છ ચક્રોને પણ નિબદ્ધ કરયાં. પછી અનુક્રમથી છ ચક્રનું ઉલ્લંઘન કરાવી બ્રહ્મરંદ્રમાં લાવીને પ્રાણવાયુનું બંધન કરયુંવાયુનુ બંધન કરી મધ્યાનાડીને હૃદયકમળમાં લાવી તે વાયુને ફેરવીને મધ્યાની સાથે જોડી દીધો. આ પ્રમાણે કરી ચેષ્ટા રહિત થએલા બ્રહ્માએ પોતાને પુર્વે શ્રીકૃષ્ણજ આપેલો સર્વોત્તમ દશાક્ષર મંત્ર જપવા માંડયો. બે ઘડી વાર સુધી જપ કરી ચરણારવિંદનું વારંવાર ધ્યાન કરયું ત્યાં હૃદયકમળમાં સર્વમય ભારે તેજનો સમુહ જોવામાં આવ્યો અને તે તેજના મધ્યમાં અત્યંત મનોહર, બે ભુજાવાળું, હાથમાં મુરલીવાળું, પીળાં વસ્ત્રથી દીપતું, કાનમાં ચળકતાં મકરાકૃતિ કુંડલોવાળું, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળું અને ભકતોપર અનુગ્રહ કરવામાં તત્પરતા ધરનારૂં શ્રીકૃષ્ણનું સ્વરૂપ જોવામાં આવ્યું. જે બ્રહ્મરંદ્રમાં જોયું હતું અને જે બાહાર જોયું હતું તેજ હૃદયમાં જોવામાં આવતાં પરમ આશ્ચર્ય જાણી ભકિતથી માથાં નમાવી બ્રહ્માએ જે પોતાને પુર્વે પ્રલયના સમુદ્રમાં શ્રીકૃષ્ણેજ સ્તોત્ર આપ્યું હતું તે સ્તોત્ર-

થી નીચે પ્રમાણે શ્રીકૃષ્ણની સ્તુતિ કરી.

બ્રહ્મા સ્તુતિ કરે છે— આપ કે જે સર્વ સ્વરૂપ, સર્વના સ્વામી, સર્વના કારણના કારણરૂપ, કોઇથી નિરૂપણ કરી શકાઓ નહી એવા અને મંગળરૂપ છો તેમને પ્રણામ કરૂં છું. આપ કે જે નવીન મેઘના સરખી કાંતિવાળા, શ્યામસુંદર, સર્વ જીવોમાં રહેલા, લેપરહિત, સાક્ષિરૂપ, આત્મારામ, પૂર્ણકામ, જગતમાં વ્યાપક, પરથી પણ પર, સર્વરૂપ, સર્વના સનાતન બીજરૂપ, સર્વના આધાર, સર્વથી ઉત્તમ, સઘળી શકિતઓવાળા, સઘળાંઓએ આરાધવા યોગ્ય, સર્વના ગુરૂ, સર્વ મંગળોને દેનારા, સર્વ મંત્ર સ્વરૂપ, સર્વ સંપત્તિઓ દેનારા, શ્રેષ્ઠ શકિતઓથી યુકત, શકિતઓથી અળગા, પોતાની ઇચ્છામય અને અપરિચ્છિન્ન છો તેમની સ્તુતિ કરૂં છું. આપ કે જે શકિતઓના સ્વામી, શકિતઓના બીજરૂપ, શકિતઓનું રૂપ ધરનારા, ઉત્તમ, સંસારરૂપી ભયંકર સમુદ્રમાં કૃપાથી શકિતરૂપ વાહાણ લઈને માલમની પેઠે રેહેનારા અને ભકતવત્સલ છો તેમને પ્રણામ કરૂં છું. આપ કે જે સ્વયંપ્રકાશ, એકરૂપ, લેપવાળા જણાતા, વાસ્તવિક રીતે લેપરહિત, માયાથી સગુ, વાસ્તવિક રીતે નિર્ગુણ અને પોતાની ઇચ્છાથી રૂપ ધરનારા પરમાત્મા છો તેમની સ્તુતિ કરૂં છું. આપ કે જે સઘળી ઇંદ્રિયોના આદિ દેવ ઈંદ્રીયોના અધિષ્ઠાનરૂપ, સઘળી ઈંદ્રિયોરૂપ અને વિરાટરૂપછો તેમને હું પ્રણામ કરૂં છું. આપ કે જે વેદ દેવતાઓના પિતા કહેલા સર્વ વેદરૂપ, વેદનાં સર્વ અંગરૂપ, સર્વ મંત્રસ્વરૂપ અને પરમેશ્વર છો તેમને પ્રણામ કરૂં છું, આપ કે જે સાર કરતાં પણ સાર પદાર્થરૂપ, અપૂર્વ, નિરૂપણ કરવાને અશકય, સ્વતંત્ર અને માયાથી અસ્વતંત્ર જેવા થઇને યશોદાના પુત્ર થયા છો તેમને ભજું છું. આપ કે જે સઘળાં શરીરોમાં રહેલા છતાં અદૃશ્ય છો, અતકર્ય છો, પાસેજ રહ્યા છતાં પણ ધ્યાનથી વશ્ય થતા નથી અને યોગીંદ્રોના પણ ગુરૂ છો તેમને ભજુ છું. રાસમંડળના મધ્યમાં રહેલા, રાસ સંબંધી વિલાસમાં ઉત્સાહવાળા અને ગોપીઓએ સેવાતા પૃથ્વીનાથને હું નમુ છું. સત્પુરૂષોને સર્વદા સમીપમાં જણાતા, દુષ્ટ પુરૂષોને દુર જણાતા, યોગના સ્વામી, યોગથી પ્રાપ્ત થાય એવા અને સદાશિવે સેવેલા પ્રભુને નમું છું. આપ કે જે મંત્રોના બીજરૂપ, મંત્રોના અધિપતિ, મંત્રોને દેનારા, ફળ દેનારા, ફળરૂપ, મંત્રનીસિદ્ધિરૂપ, અને પરથી પણ પર છો તેમને નમું છું. આપ કે જે સુખરૂપ, દુઃખરૂપ, સુખ દેનારા, દુઃખ દેનારા, પુણ્યરૂપ, પુણ્ય દેનારા, શુભ દેનારા અને શુભના બીજરૂપ છો તેમને પ્રણામ કરૂં છું.

નારાયણ કેહે છે—જે માણુસ આ બ્રહ્માએ કરેલા સ્તોત્રનો નિત્ય ભકિત પુર્વક પાઠ કરે તે માણસ આ લોકમાં સુખ ભોગવીને અંતે હરીના પદને પામે છે, અનુપમ દાસપણાને પ્રાપ્ત થાય છે, પ્રભુની પાસે સ્થિતિને પામે છે અને પ્રભુનું સમીપ પામીને પાર્ષદોમાં ઉત્તમ થાય છે. જગતના કર્ત્તા બ્રહ્મા એ પ્રમાણે સ્તુતિ કરીને ગયા પછી પ્રભુ શ્રીકૃષ્ણ બાળકોની સાથે પોતાને ઘેર પધારયા. ગાયો વાછડાં અને બાળકો વચમાં એક વર્ષ વીત્યા પછી ઘેર ગયાં પણ શ્રીકૃષ્ણની માયાથી તેઓએ એક દિવસનોજ અંતર માન્યો. મહાયોગી શ્રીકૃષ્ણે સઘળી એવી બનાવટ કેરી હતી કે તેમાં નવા જુનાની ગોવાળીઆઓને કે ગોપીઓને કોઇને પણ ખબર પડી નહી આ શ્રીકૃષ્ણનું સુખદાયી, મોક્ષ દાયી, પવિત્ર, સર્વ મનોરથોને પુરનારૂં અને સુખ આપનારૂં સઘળું શુભ ,ચરિત્ર તમને કહી સંભળાવું.

**इत्येवंकथितंसर्वश्रीकृष्णचरितंशुभम् ॥**
**सुखदंमोक्षदंपुण्यंसर्वकामसुखावहम्ः ॥ ५९ ॥**

ઈતિશ્રી મહાપુરાણ બ્રહ્મવૈવર્ત્તમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'गोवत्सबालकहरण प्रस्ताव' એવા નામનો વીસમો અધ્યાય સંપુર્ણ. ૨૦

---

**॥ श्रीनारायणउवाच ॥**

**एकदानंदयुक्तश्चनंदोगोपव्रजेमुने ॥**
**दुंदुभिंवादयामासशक्रयागकृतोद्यमः ॥ १ ॥**

નારાયણ કેહે છે—હે નારદજી! એક દિવસે ઇંદ્રનો યાગ કરવાનો ઉદ્યમ કરીને નંદરાયે આનંદ ભરેલામનથી દુંદુભિ વગડાવીને વ્રજમાં ઢંઢેરો પીટાવ્યો કે "આ નગરમાં જેજે ગોવાળીઆઓ, ગોપીઓ, બાળકો, બાળકીઓ, બ્રાહ્મણો, વૈશ્યો, શુદ્રો રેહે છે તેઓએ દહી, દુધ, ઘી, છાશ, માંખણ, ગોળ અને મધ આદિ પદાર્થો લઈને ભકિત ભાવથી ઈંદ્રનું પૂજન કરવા આવવું." આ પ્રમાણે પ્રસિદ્ધ કરી પ્રેમ ભરેલા નંદરાયે ઘણા વિસ્તારવાળા રમણીય સ્થળમાં પોતે ધ્વજા ખોડાવી અને તે ધ્વજાને સુંદર રેશમી વસ્ત્રોથી તથા માળાઓના સમૂહોથી શણગારીને તે ઉપર ચંદન, અગરૂ, કસ્તુરી અને કેસરના રસનાં

છાદણાં કરાવ્યાં. નંદરાય પોતે નાહી,ધોએલાં વસ્ત્રો પેહેરી, ભકિતપૂર્વક નિત્ય કર્મ પોહોચી લઈ, હાથ પગ ધોઇને સુવર્ણના આસનપર બેઠા. ત્યાં નાનાપ્રકારનાં પાત્રોની ગોઠવણો કરવામાં આવી. બ્રાહ્મણો, પુરોહિતો, ગોવાળીઆઓ, ગોપીઓ, બાળકો અને બાળકીઓ ત્યાં આવ્યાં. થોડીવારમાં ભારે ભારે સામનો સજ્જ. કરી અનેક પ્રકારની ભેટની સામગ્રીઓ લઈને નગરના લોકોપણ ત્યાં આવી પોહોચ્યા. બ્રહ્મતેજથી પ્રકાશતા, શાંત અને વેદના તથા વેદનાં અંગોના પારને પોહોચેલા ગર્ગ, ગાલવ, શાકલ્ય, શાકટાયન, ગૌતમ, કરૂષ, કણ્વ, વાત્સ્ય, કાત્યાયન, સૌભરિ, વામદેવ, યાજ્ઞવલ્કય, પાણિનિ, ઋષ્યશૃંગ, ગૌરમુખ, ભરદ્વાજ, વેદવ્યાસ, શૃંગી, સુમંતુ, જૈમિનિ કચ, પરાશર, મૈત્રેય,અને વૈશંપાયન આદિ સર્વે મુનિઓ પોતપોતાના શિષ્યોના સમૂહોને સાથે લઇને ત્યાં આવ્યા. એ મહોત્સવમાં ઘણા ઘણા બ્રાહ્મણો, રાજાઓ, વૈશ્યો, શુદ્રો, ભિક્ષુકો અને બંદિજનોનો મેલાવડો થયો. મોટા મોટા મુનિઓને, બ્રાહ્મણોને તથા રાજાઓને આવેલા જોઈ નંદરાય સુવર્ણના આસનપરથી ઉભા થયા અને ગોવાળીઆઓ પણ ઉભા થયા. રાજાઓને, મુનિઓને તથા બ્રાહ્મણોને પ્રેમથી પ્રણામ કરીનોખનોખાં આસનોપર બેસાડી તેઓની અનુમતિ લઈને નંદરાય પાછા પોતાના આસનપર બેઠા. રસોઈ કરવામાં નિપુણતાવાળા સો બ્રાહ્મણોને આદર પૂર્વક બોલાવી ધ્વજાના સમીપમાં રસોઈ તૈયાર કરવાની આજ્ઞા કરી. એ સ્થળમાં ચારેકોર રત્નના દીવા કરવામાં આવ્યા. સઘળો પ્રદેશ ધુપના ધુમાડાથી વ્યાપ્ત થતાં સુગંધમય થઇ રહ્યો. અનેક પ્રકારનાં પુષ્પોથી, અનેક પ્રકારની માળાઓથી અને અનેક પ્રકારનાં અત્યંત મનોહર અપૂર્વ નૈવેદ્યોથી તે સ્થાનક ભરપુર થયું. ધ્વજાના પ્રદેશમાં એકહજાર કડાયાં તલના લાડુઓથી, એક હજાર કડાયાં સ્વસ્તિક નામનાં પકવાનોથી, એક હજાર કળશો સાકરથી અને બીજા ઘણાં ઘણાં પાત્રો બ્રાહ્મણોઓએ ઘીમાં પકાવીને કરેલા જવ તથા ઘઉના લોટના મીઠા મીઠા ઉત્તમ લાડુઓથી ભરી રાખવામાં આવ્યાં. ઝાડમાં પાકેલાં રમણીય ફળોઓના તથા બીજાં પણ તે દેશ કાળમાં ઉત્પન્ન થએલાં પરિપકવ ફળોના ગંજ કરી રાખવામાં આવ્યા. દુધના તથા દહીના લાખો ઘડા, મધના સો ઘડા, ઘીના હજાર ઘડા, છાશના ત્રણ લાખ ઘડા, ગોળના પાંચ લાખ ઘડા અને વિષ્ણુતૈલના એક હજાર ઘડા ભરી રાખવામાં આવ્યા. ઉપભોગમાં ઉપયોગી પદાર્થોને ઉપડાવી લાવવા સારૂ ઘણા ઘણા પોઠીઆઓ રાખવામાં આવ્યા. હે નારદજી! સોનાનાં તથા રૂપાના અનેક પ્રકારનાં પાત્રો સોનાનાં ઘણાં ઘણાં આસનો, પેહેરામણી દેવાનાં વસ્ત્રો અને ઊત્તમ ઉત્તમ આભર-

ણો મગાવી રાખવામાં આવ્યાં. એ ઊત્સવમાં વાજાં વગાડનારાઓ અનેક પ્રકારનાં સુંદર અને મધુર વાજાંઓને તથા શરયંત્રોને બજાવવા લાગ્યા. હજારો બકરાં, સૈકડો પાડાઓ અને લાખો ઘેટાંઓ મંગાવી રાખવામાં આવ્યાં. એ ભારે મહોત્સવમાં ગવૈયાઓનાં ગાયનોને સાંભળી તથા નાચનારાઓના નાચને જોઈ સર્વે લોકો મોહિત થઇ ગયાં. રંભા, ઊર્વશી, મેનકા, ઘૃતાચી, મોહિની, રતિ, પ્રભાવતી, ભાનુમતી, વિપ્રચિત્તિ, તિલોત્તમા, ચંદ્રપ્રભા, સુપ્રભા, રત્નમાલા, મદાલસા, રેણુકા અને રમણી એ અપ્સરાઓ પણ આવી. એઓના નાચથી, ગાયનથી, રૂપથી કટાક્ષોથી અને સ્તન મુક તથા નિતંબોને જોવાથી પુરૂષો મુર્છા પામવા લાગ્યા. આ સમયમાં ગોવાળીઆઓના બાળકોની સાથે અને બળવાળા બળભદ્રની સાથે શ્રીકૃષ્ણ ત્યાં આવતાં તેમને દુરથી જોઈ હર્ષથી વિહ્વલ થએલા, શરીરોમાં રોમાંચિત થએલા અને 'રખેને તે કાંઇ દુવાઈ જાય' એવા ભયમાં પડેલા સરવે લોકો ઊભા થયા. હે મુની! ક્રીડા કરવાના સ્થળમાંથી પધારેલા, શાંત, સુંદર, શરીરવાળા, વિનોદને વાસ્તે મુરલી વેણુ તથા શીંગડીઓના શબ્દ કરાવતા, ઉત્તમ રત્નમય આભરણોથી તથા કૌસ્તુભથી શણગારેલા ચંદન તથા અગરૂના રસના લેપનવાળા-શ્યામ કાંતિવાળા, શરદઋતુના મધ્યાન્હના કમળ સરખા મુખને રત્નમયદર્પણમાં જોતા, જેમ ચંદ્રથી આકાશ શોભે તેમ લલાટના મધ્યમાં કરેલા કસ્તુરીની બીંદી વાળા સુંદર ચંદનના ચાંદલાથી શોભતા, જેમ બગલાંઓની પંક્તિથી શરદઋતુનું નિર્મલ આકાશ શોભે તેમ શ્યામ કંઠમાં તથા શ્યામ વક્ષઃસ્થલમાંની માળાથી શોભતા, જેમ વીજળીથી નવીન મેઘ શોભે તેમ સુંદર પીળાં વસ્ત્રથી શોભતા, જેમ નક્ષત્રોના સમુહથી વીંટાએલા ઇંદ્રધનુષથી આકાશ શોભે તેમ ડોલરનાં ફુલ તથા ચણોઠીની માળાઓથી ગુંથેલા વાંકા અંબોડાથી શોભતા અને જેમ સૂર્યની કિરણોથી શરદઋતુનું પ્રફુલ્લિત કમળ શોભે તેમ રત્નમય કુંડળોની દીપ્તિઓથી જેનું મંદહાસ્યવાળું મુખ શોભતું હતું એવા તે શ્રીકૃષ્ણને પ્રણામ કરી બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, મુનિઓ તથા ગોવાળીઆઓએ રત્નમય શુભ સિંહાસન પર તેમને બેસાડયા. જેમ નક્ષત્રોથી વીંટાએલો ચંદ્ર આકાશમાં શોભે તેમ એ લોકોથી વીંટાએલા શ્રીકૃષ્ણ રત્નમય આસનપર શોભવા લાગ્યા. શ્રીકૃષ્ણને જોઇ એ લોકો બોલવા લાગ્યા કે "જગતના ઇશ્વરોના પણ ઈશ્વર, ઈચ્છામય, જયોતિરૂપ અને ગુણાતીત જે સનાતન પરમાત્મા છે તે આ છે." નીતિ શાસ્ત્રમાં વિચક્ષણતા વાળો શ્રીકૃષ્ણે એ મહોત્સવને જોઈ તુરત પોતાના પિતા નંદરાયને નીચે પ્રમાણે સાધારણ માણસોથી કહી શકાય નહીં એવાં નીતિ સંબંધી વચનો કહ્યાં.

શ્રીકૃષ્ણ કેહે છે— હે ગોવાળીઆઓના રાજાધિરાજ ! હે ઉત્તમ નિયમો વાળા ! આ તમે અહીં શું કરો છો. આ યાગમાં કયા દેવની આરાધના કરવાની છે? કેવી રીતની પુજા કરવામાં આવશે ? પૂજનથી શું ફળ થશે? ફળથી કયુ સાધન મેળવવાનું છે? તે સાધનથી કોને પામવાનું ધારયું છે ? કદાચ પૂજામાં અડચણ પ-ડવાથી દેવ કોપ કરે તો શી હાનિ થાય? અને દેવ પ્રસન્ન થાયતો શું ફળ આપે તથા એ ફળ આ લોકમાં મળે કે પરલોકમાં મળે ? કોઇ પૂજા આ લોકમાં ફળ આપે છે, કોઇ પૂજા આ લોકમાં ફળ નહી આપતાં પરલોકમાં ફળ આપે છે, કોઈ પૂજા આ લોકમાં કે પરલોકમાં કયાંય ફળ આપતી નથી અને કોઇ પુજા આ લોકમાં તથા પરલોકમાં બન્નેમાં ફળ આપે છે તો તે પ્રકારોમાં આ પુજા કયા પ્રકારની છે? વે-દમાં કહ્યા વગરની પુજા જો કરવામાં આવે તો તેથી સઘળા પ્રકારની હાનિ થાય છે. આ જે હમણાં પુજા કરવા ધારી છે તે વેદની આજ્ઞાથી પ્રાપ્ત થએલીછે કે પરંપરાની લોકરૂઢીથી પ્રાપ્ત થએલી છે? જેની આ પુજા કરવામાં આવશે તે દેવને તમે કોઇ સ્થળમાં જોએલ છે? એ દેવ સાક્ષાત આવીને નૈવેદ્યાદિકનું ભક્ષણ કરશે કે નહીં ? જે દેવ પ્રત્યક્ષરૂપે નૈવેદ્ય જમે તેનું પુજન કરવું બહુ ઉત્તમ છે. પ્રત્યક્ષરૂપે નૈવેદ્ય જમનાર તો બ્રાહ્મણરૂપી વિષ્ણુ છે. બ્રાહ્મણ રાજી થાય તો સર્વે દેવતાઓ રાજી થાય છે. જે માણસ બ્રાહ્મણોનું પુજન કરે નહી તેને દેવની પુજામાંથી કાંઇ વળે એમ નથી. જેણે બ્રાહ્મણોની પુજા કરી તેણે સર્વ દેવતાઓની પુજા કરી એમ સમજવું. દેવને નૈવેદ્ય આપીને જો તે નૈવેદ્ય બ્રાહ્મણને ન દેવામાં આવેતો નૈવેદ્ય ભસ્મરૂપ થઇ જાય છે અને પુજન પણ નિષ્ફળ થાય છે. દેવનું નૈવેદ્ય બ્રાહ્મણને આપવાથી અવશ્ય અનંત ફળ થાય છે અને દેવ પણ રાજી થઈ વરદાન આપીને પોતાના સ્થાનકમાં જાય છે. જે મુંઢ માણસ દેવને નૈવેદ્ય આપીને પાછું તે નૈવેદ્ય પોતે ખાય તે માણસ દેવ દ્રવ્યનો ઉપયોગ કરવાના અને દીધેલાનું અપહરણ કરવાના અપરાધમાં આવી નરકમાં પડે છે. વિષ્ણુના નૈવેદ્ય વિના બીજા દેવનું નૈવેદ્ય જમવું યોગ્ય નથી. સ-ઘળા દેવતાઓમાં વિષ્ણુના નૈવેદ્યનું ભોજન ઉત્તમ કેહેવામાં આવે છે. વિષ્ણુને નહી અર્પણ કરવામાં આવેલું અન્ન વિષ્ટારૂપ અને જળ મુત્રરૂપ છે. આ નિયમ સઘળા-ઓને વાસ્તે છે અને તેમાં બ્રાહ્મણોને વાસ્તે તો વિશેષ છે. સુબુદ્ધિ માણસ દેવતાને અન્ન અર્પણ નહી કરતાં બ્રાહ્મણનેતે અન્નનું અર્પણ કરે તો દેવતાઓ બ્રાહ્મણના મુખથી જમી પ્રસન્ન થઈને સ્વર્ગમાં જાય છે. આમ છે એટલામાટે બ્રાહ્મણો કે જેઓ આ લોકમાં તથા પરલોકમાં ઉત્તમ ફળ આપનારા છે તેઓનું સંપુર્ણ પ્રયત્નથી પુ-જન કરો. જપ, તપ, પુજા, યજ્ઞ, દાન અને મહોત્સવ એ સઘળાં કર્મોના સારરૂપ

એજ છે કે બ્રાહ્મણોને તૃપ્ત કરવા અને દક્ષિણાઓ દેવી. બ્રાહ્મણોના શરીરમાં સર્વ દેવતાઓ, બ્રાહ્મણોના ચરણોમાં સઘળાં તીર્થો, બ્રાહ્મણોના ચરણની રજમાં સઘળાં પૂન્યો અને બ્રાહ્મણોના ચરણ ધોયાના જળમાં સઘળાંતીર્થો રેહેછે. બ્રાહ્મણોના ચરણ ધોયાના જળનો સ્પર્શ કરવાથી સર્વ તિર્થોમાંસ્નાન કરવાનું ફળ થાય છે અને ભક્તિ પુર્વક બ્રાહ્મણોનું ઉચિષ્ટ જમવાથી સઘળા.રોગોનો નાશ થાય છે તથા સાત જન્મમાં કરેલાં પાપો ટળે છે.એમાં સંશય નથી. હે પિતાજી! પાંચે મહાપાપોનો કરનાર માણસ પણ જો બ્રાહ્મણને પ્રણામ કરેતો સઘળાં તીર્થોમાં નાહ્યાનું ફળ પામીને સઘળા પાપોથી મુકત થાય છે. બ્રાહ્મણના સ્પર્શથી તથા દર્શનમાત્રથી પણ પાતકીનાં પાપ ટળે છે એમ વેદમાં કહ્યું છે. બ્રાહ્મણ વિદ્વાન હોય કે મુર્ખ હોય પણ તે વિષ્ણુનુંજ રૂપ છે. જે બ્રાહ્મણો વૈષ્ણવ હોય તેઓ તો વિષ્ણુને પ્રાણ કરતાં પણ અધિક પ્યારા છે. હરિનું ભજન કરનારા બ્રાહ્મણોમાંજે પ્રભાવ હોય છે તેનું સંપુર્ણ નિરૂપણ શ્રુતિથી પણ કરી શકાતું નથી. એઓના ચરણારવિંદની રજથી પૃથ્વી તુરતજ પવિત્ર થાય છે, એઓના ચરણનાં પગલાં તીર્થરૂપ કેહેવાય છે, એઓનો સ્પર્શમળવાથી તીર્થોનાં પાપ પણ મટે છે અને એઓનું આલિંગન કરવાથી, એઓને સારી રીતે બોલાવવાથી, એઓનું ઉચ્છિષ્ટ જમવાથી, એઓનું દર્શન કરવાથી તથા એઓનો સ્પર્શ કરવાથી સઘળાં પાપ ટળે છે. સઘળાં તીર્થોમાં ફરીફરીને સ્નાન કરવાથી જે પુણ્ય થાય છે તે પુણ્ય વિષ્ણુનું ભજન કરનારા બ્રાહ્મણનું દર્શન મળવાથી થાય છે. જે બ્રાહ્મણો નિત્ય વિષ્ણુને નૈવેદ્ય ધરીને તે નૈવેદ્ય જમેછે તેઓનું ઉચ્છિષ્ટ જમવાથી મનુષ્યને પ્રભુના દાસપણું મળે છે. ભક્તિપુર્વક વિષ્ણુને અર્પણ કરયા વિના જો ભૂલથી પણ જમવામાં આવે તો અન્ન વિષ્ટાસમાન થાય છેઅને જળ મુત્ર સમાન થાય છે. વિષ્ણુના ભકત શૂદ્રને જો વિષ્ણુનું નૈવેદ્ય જમવાનો ઉત્સાહ થાય તો તેણે વિષ્ણુને કાચી સામગ્રીનું અર્પણ કરી, વૈષ્ણવ બ્રાહ્મણોની પાસે રસોઈ કરાવીને જમવું જોઈયે. બ્રાહ્મણોને, ક્ષત્રિઓને અને વૈશ્યોને શાલગ્રામની શિલાનું પુજન કરવાનો અધિકારછે પણ તે અધિકાર શૂદ્રને નથી. હે ગોવાળીઆઓના રાજા! તમે જો બ્રાહ્મણોને આ પદાર્થો નહો આપો તો સઘળા પદાર્થો નિષ્ફળ થશે એમાં સંશય નથી. પુણ્યને વાસ્તે સઘળા જીવોને અન્ન આપવું જોઈએ પણ તેમાં મોટા જીવોને આપવાથી શ્રેષ્ટ ફળ થાય છે, મોટાજીવોમાં પણ માણસોને આપવાથી આઠગણું ફળ થાય છે, માણસોમાં પણ શૂદ્રોને આપવાથી તે કરતાં બમણું પુણ્ય થાય છે, શૂદ્રો કરતાં વૈશ્યોને આપવાથી બમણું અને વૈશ્યો કરતાં ક્ષત્રિઓને આપવાથી બમણું ફળ થાય છે, ક્ષત્રિયો કરતાં બ્રાહ્મણોને આપવાથી સો ગણું ફળ થાય છે, તેઓ કરતાં શાસ્ત્ર

વેત્તા બ્રાહ્મણને આપવાથી સો ગણું અને શાસ્ત્રવેત્તાને આપવા કરતાં ભક્ત બ્રાહ્મણને આપવાથી સોગણું ફળ થાય છે. કારણ કે ભક્ત બ્રાહ્મણ વિષ્ણુને અર્પણ કરીને પછી પ્રેમપુર્વક જમે છે. વિષ્ણુ કે જે પોતે બ્રાહ્મણોના ભક્ત છે તેમને અર્પણ કરવાથી જે ફળ થાય તે ફળ વૈષ્ણવ બ્રાહ્મણને જમાડવાથી થાય છે. જેમ મૂળને પાણી રેડવાથી સ્કંધ તૃપ્ત થાય છે અને સ્કંધ તૃપ્ત થવાથી સઘલી શાખાઓ તૃપ્ત થાય છે તેમ ભકતને પ્રસન્ન કરવાથી વિષ્ણુ પ્રસન્ન થાય છે અનેવિષ્ણુ પ્રસન્ન થવાથી સર્વ દેવતાઓ તૃપ્ત થાય છે અથવા આ વસ્તુઓમાંથી અરધું બ્રામ્હણોને આપીને અરધું ગોવર્ધનને અર્પણ કરો. આ પર્વત નિત્ય ગાંયોને વધારે છે તેથી ગોવર્ધન કેહેવાય છે. ગોવર્ધન કે જે ગાયોને નિત્ય નવાં નવાં ખડ આપે છે તેના જેવો પૃથ્વીમાં બીજો કોઇ પણ પુણ્યવાન નથી. તીર્થોમાં સ્નાન કરવાથી, બ્રાહ્મણોને જમાડવાથી, સઘળાં વૃતો સંબંધી ઉપવાસો કરવાથી, સઘળાં તપ કરવાથી, મોટાં મોટાં દાન કરવાથી, હરિનું સેવન કરવાથી, પૃથ્વીની પ્રદક્ષિણા કરવાથી, સઘળા વેદો સાંભળવાથી અને સઘળા યજ્ઞોની દીક્ષાઓ લેવાથી જે પુણ્ય થાય છે તે પુણ્યને સમજુ પુરૂષ ગાયોને ખડ દેવાથી મેળવી શકે છે. જે માણસ જાણી જોઈને ગાયને ખડ ખાતી અટકાવે છે તેને બ્રહ્મહત્યાનું પાપ લાગે છે કે જે પ્રાયશ્ચિત કરવાથીજ મટે. ગાયોના અંગોમાં સર્વ દેવતાઓ, ગાયોના પગમાં સઘળાં તીર્થો અને ગાયોના ગુહ્ય સ્થળમાં સર્વદા લક્ષ્મીજી રહે છે જે માણસ ગાયના પગમાં ચોટેલી માટીનું તિલક કરે તે માણસ તુરત તીર્થમાં નાહ્યાના ફળને પામે છે અને પગલે પગલે તેનો જય થાય છે. જે સ્થળમાં ગાયો રેહેતી હોય તે સ્થળ તીર્થરૂપ છે માટે ત્યાં મરણ પામેલાને અવસ્ય સદ્યો મુકિત મળે છે. જે માણસ ગાયોના અથવા બ્રાહ્મણોના શરીરપર માર મારે તે અધમ માણસને બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે. નારાયણના અંશરૂપ ગાયોને અને બ્રાહ્મણોને જે માણસો મારે છે તેઓ જ્યાં સુધી ચંદ્ર અને સૂર્ય રહે ત્યાં સુધી કાલસૂત્ર નામના નરકમાં વસે છે.

**નારાયણ કેહે છે**—હે નારદજી! એટલાં વચન બોલી શ્રીકૃષ્ણ ચુપ રેહેતા આનંદવાળા નંદરાયે મંદહાસ્ય કરીને તેમને નીચે પ્રમાણે કહ્યું.

**નંદરાય કેહે છે**—હે કૃષ્ણ! મહાત્મા ઇંદ્રની આ પૂજા પરંપરાથી ચાલી આવે છે. આ પુજા કરવાથી સુવૃષ્ટિ થાય છે અને સુવૃષ્ટિથી સઘળા પ્રકારનાં મનોહર ધાન્યો ઉત્પન્ન થાય છે. વ્રજમાં રેહેનારાઓ પેહેડી દર પેહેડીથી ઈંદ્રને પુજે છે. વર્ષને અંતે નિર્વિઘ્નને વાસ્તે તથા કલ્યાણને વાસ્તે ઈંદ્રનો આ મહોત્સવ કર-

વામાં આવે છે.

નારાયણ કેહે છે—એ પ્રમાણે પિતાનાં વચન સાંભળી બળભદ્રની સાથે ઉંચા સ્વરથી હસીને શ્રીકૃષ્ણે પ્રેમથી નીચે પ્રમાણે નંદરાયને કહ્યું.

શ્રીકૃષ્ણ કેહે છે—અહો! આ તમારી વાત અતિ અદ્દભુત સાંભળવામાં આવી. આ વાત ઉપહાસ કરવા લાયક છે અને લોકથી, શાસ્ત્રથી તથા વેદથી વિરૂદ્ધ છે. ઈંદ્રના કરવાથી વૃષ્ટિ થાય છે એ વાત કોઈ શાસ્ત્રમાં કહી નથી. કેવળ આ નવી નીતિની વાત તમારા મોહોડાથી આજ સાંભળવામાં આવે છે. હે પિતા! મારા મોહોડાથી વેદોકત નીતિ સાંભળો. હું અનીતિની વાત કરૂંજ નહી. સઘળા સામવેદના અભિપ્રાયને જાણનારા વિદ્વાનોની સભા કરી તેઓને પુછો અને પૂજા વિષયના મંત્રો બોલાવો. વૃષ્ટિ ઇંદ્રથી થાય છે કે બીજાથી થાય છે તે વિષે એ વિદ્વાનો તમને સાચે સાચુ કહેશે. વાસ્તવિક તો એમ છે કે વૃષ્ટિ સૂર્યથી થાય છે અને વૃષ્ટિથી ધાન્યો તથા વૃક્ષો ઉત્પન્ન થાય છે. ધાન્યોમાંથી અન્નો થાય છે અને વૃક્ષોમાંથી ફળો થાય છે કે જેઓને ખાઈને સઘળા જીવો જીવતા રહે છે. આઠ મહીનાઓમાં સૂર્ય જળને શોષી લે છે. અને ચાર મહીનામાં તે જળને પાછું પૃથ્વીપર નાખે છે. પ્રત્યેક વર્ષમાં વિધાતાએ સૂર્ય, મેઘ, હાથી, સાગર, ધાન્યોનો અધિપતિ, રાજા અને મંત્રી એઓને નોખનોખા ગોઠવી મુકેલા હોય છે કે જેઓ પોતાના વર્ષમાં નિયમ પ્રમાણે વૃષ્ટિ આદિ કર્યા કરે છે. ધાન્ય, ખડ અને જળ સંબંધી નિયમો પ્રત્યેક વર્ષને વાસ્તે ગોઠવાએલા છે અને તે પ્રમાણે પ્રત્યેક યુગને વાસ્તે તથા પ્રત્યેક કલ્પને વાસ્તે પણ ગોઠવાએલાજ હોયછે. હાથી સમુદ્રમાંથી સુંઢવતે જોઈતુ જળ લઇને મેઘને આપે છે અનેતે મેઘ વાયુની પ્રેરણાથી સમયે સમયે પૃથ્વીના તે તે સ્થળોમાં યથાયોગ્ય રીતે નાખે છે પ્રભુની ઈચ્છા પ્રમાણે ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાનકાળમાં મોટાં, નાનાં અને મધ્યમ કાર્યો થયા કરે છે તેઓને કોઈથી અટકાવી શકાય એમ નથી. વિધાતાએ ઇશ્વરના નિયમ પ્રમાણે જે કાંઇ ઠરાવી મુકયું છે તેને કોણ અટકાવી શકે. વિધાતાએ ઇશ્વરની આજ્ઞાથી સ્થાવર જંગમ જગત કરયું છે તેમાં પ્રથમ ભક્ષ્યને બનાવ્યા છે અને પછી જીવોને બનાવ્યા છે. અનાદિ કાળના અભ્યાસથી જીવોનો સ્વભાવ થયોછે, સ્વભાવથી કર્મો થયાં છે અને કર્મોથી પ્રાણીઓને સુખ દુઃખના ભોગ પ્રાપ્ત થાય છે. પ્રાણીઓને નરકના જેવી પીડા, જન્મ, મરણ, રોગ, શોક, ભય, સંપત્તિ, વિપત્તિ, વિદ્યા, કવિપણું, યશ, અપયશ, પુણ્ય, સ્વર્ગવાસ, પાપ, નરકવાસ, ભોગ, મોક્ષ, અને હરિનાદાસપણું એઓ કર્મોથી થાય છે. વાસના, સ્વભાવ અને કર્મ

આદિ સર્વ પદાર્થોને કરનાર અને વિધાતાને પણ ફળ આપનાર ઈશ્વર છે સઘળું ઈશ્વરની ઇચ્છાથી થાય છે. વિરાટ્, તત્વો, પ્રકૃતિ, કુર્મ, શેષ, પૃથ્વી અને બ્રહ્માથી તે થુંમડાં પર્યંત સઘળું જગત ઇશ્વરે બનાવ્યું છે. ઇશ્વરની આજ્ઞાથી વાયુ કૂર્મને, કૂર્મ શેષને, શેષ પૃથ્વીને અને પૃથ્વી ચરાચરને ધરી રહેલ છે. ઈશ્વરની આજ્ઞાથીજ જગતના પ્રાણરૂપ વાયૂ સર્વદા જગતનું પાલન કરે છે, સૂર્ય ચારે કોર ફરી ફરીને ભૂગોલમાં પ્રકાશ કરે છે, અગની બાળે છે, મૃત્યુ સર્વ જીવોમાં ફરયા કરે છે, વૃક્ષોમાં ફળો તથા પૂષ્પો સમય સર થાય છે, સમુદ્રો પોતપોતાને ઠેકાણે રહ્યા છે અને પૃથ્વી નીચે ઉતરતી જતી નથી. એ પ્રમાણેજ જેની આજ્ઞાથી કેટલાએક બ્રહ્માંડો પ્રગટ થાય છે તથા કેટલાએક તિરોહિત થઈ જાય છે અને જેની ભમરના ચાળારૂપ લીલાથીજ અનંત ફેરફાર થાય છે તે ઇશ્વરનું પ્રેમથી ભજન કરો. ઇંદ્ર શું કરી શકે એમ છે. જે ઇશ્વર મૃત્યુરૂપ છે, કાળના પણ કાળ છે અને વિધાતાના પણ વિધાતા છે તેમનો આશ્રય કરો. એજ તમારી રક્ષા કરશે. જેનાં એક અહોરાત્રમાં અઠયાવીશ ઈંદ્રોનો કાળ પૂરો થઈ રહે છે એવા એકસો ને આઠ બ્રહ્માઓ જેના એક નિમેષ જેટલા કાળમાં નષ્ટ થઈ જાય છે તે નિર્ગુણ પરમાત્માને છોડીને ઈંદ્રનું પુજન કરવું એ ચાળા ચુંથવા જેવું છે.

નારાયણ કેહે છે—હે, નારદજી! એટલાં વચનબોલી શ્રીકૃષ્ણ બંધ પડતાં સર્વે મુનિઓ તથા સભાસદો તેમનાં વખાણ કરવા લાગ્યા, અને સભાત્યે નંદરાય રાજી થઇને રોમાંચિત થઈ ગયા તથા નેત્રોમાં આંસુઓથી ભરપુર થયા. માણસો પુત્રોના વિચારથી પરાસ્ત થાય તો તેઓને ખેદ નહી થતાં ઉલટો આનંદ થાય છે. પછી શ્રીકૃષ્ણનાં વચનોને સ્વીકારી નંદરાયે સ્વસ્તિવાચન કરાવ્યું. અનુક્રમથી સઘળા બ્રાહ્મણોનું વરણન કરયું અને પર્વતની, મોટા મુનિઓની, વિદ્વાનોની, બ્રાહ્મણોની, ગાયોની તથા અગ્નિની પ્રેમપુર્વક આદરથીપુજાઓ કરી. યાગના મોટા ઉત્સવ સંબંધી પુજા સમાપ્ત થતાં અનેક પ્રકારનાં વાજાંઓનો ભારે શબ્દ થવા લાગ્યો, જય શબ્દ શંખોના શબ્દ તથા દુંદુભિઓના શબ્દો થવા લાગ્યા અને મોટા મોટા મુનિઓ વેદના મંગળકાંડના પાઠ કરવા લાગ્યા. કંસનો પ્યારો સચિવ અને બંદીજનોમાં ઊત્તમ ડિંડી ઉંચા સ્વરથી નંદરાયની પાસે મંગળકારી મંગળાષ્ટક બોલવા લાગ્યો. શ્રીકૃષ્ણ પર્વતની પાસે જઈ બીજુરૂપ ધરી બોલવા લાગ્યા કે "હું પર્વત છું, નૈવેદ્યોનું ભક્ષણ કરૂં છું. જે જોઈતું હોય તે વરદાન માગો." શ્રીકૃષ્ણે પ્રથમરૂપથી નંદરાયને કહ્યું કે "હે પિતા! આ તમારી પાસે પર્વત દેહધારી થઈને આવેલ છે તેને જુવો અને તેની પાસે વરદાન માગો

તમારૂં કલ્યાણ થશે." શ્રીકૃષ્ણનાં વચન સાંભળી નંદરાયે પર્વતનુંરૂપ ધરનારા શ્રીકૃષ્ણની પાસેથી હરિની ભકિત અને હરિના દાસપણારૂપ વરદાન માગ્યું. પર્વતનું રૂપ ધરનારા શ્રીકૃષ્ણ નૈવેદ્યોનું ભક્ષણ કરી તથા વરદાન દઈને અંતર્દ્ધાન થઇ ગયા. નંદરાયે મુનિઓને તથા બ્રાહ્મણોને જમાડી તેઓને તથા બંદિજનોને ઘણાં ઘણાં ધન આપ્યાં. અને સોનાં, રૂપાં, વસ્ત્રો, ઉત્તમ ઉત્તમ ઘોડાઓ તથા મણિઓ પણ આપ્યાં. એ પ્રમાણે ઉદારતાથી દાનો આપી બળભદ્રને તથા શ્રીકૃષ્ણને અગ્રણી કરી પોતાના લોકોની સાથે નંદરાય પાછા પોતાના સ્થાનકમાં ગયા. જે રાજાઓ અને ગોવાળીઆઓએ મહોત્સવમાં આવ્યા હતા તેવો સર્વે શ્રીકૃષ્ણને પ્રણામ કરી પ્રસન્ન થઈને પાછા પોતપોતાને ઘેર ગયા. એ સમયમાં એ પ્રમાણે પોતાની પુજાનો ભંગ થએલો જોઈ અને તેના સંબંધમાં પોતાની ઘણી નિંદા થએલી સાંભળી જેના હોઠ ક્રોપથી ફરકવા લાગ્યા એવો ઈંદ્ર તુરત રથમાં બેસી પવનોને અને મેઘોને સાથે લઇ નંદરાયના વૃંદાવન નામના મનોહર નગર ઉપર ગયો. હે નારદજી ! યુદ્ધ કરવામાં નિપુણતા ધરાવનારા દેવતાઓ પણ ક્રોપથી શસ્ત્રો તથા અસ્ત્રો હાથમાં લઇ રથોમાં બેસીને પાછળથી ગયા. ભયાનક પવનોના શબ્દોથી, વાદળાંઓના શબ્દોથી અને સૈન્યોનાં શબ્દોથી સઘળું નગર ધ્રુજવા લાગ્યું. અને નંદરાયને બહુ બીક લાગી. નીતિશાસ્ત્રોને જાણનારા અને ભયથી વિહ્વલ થએલા નંદરાયે યશોદાને, રોહિણીને તથા ગોવાળીઆઓને એકાંતમાં બોલાવીને કહ્યું કે "હે યશોદા ! હે રોહિણી ! તમો મારાં વચન સાંભળો. આ ત્રાસ ઉત્પન્ન થયો છે એટલા માટે તમો બળભદ્રને અને શ્રીકૃષ્ણને લઇ વ્રજથી દુર જતાં રહો. બીજાં બાળકો, બાળકીઓ, અને સ્ત્રીઓએ પણ દુર જતું રેહેવું. જે ગોવાળીઆઓ બળવાન છે તેઓએ મારી પાસે રેહેવું. અમો યોગ્ય ગોઠવણ કરીને પછી આ પ્રાણ સંકટમાંથી નીકળી આવશું." નંદરાય આ પ્રમાણે કહી ભયને લીધે ભગવાનનું સ્મરણ કરવા લાગ્યા અને હાથ જોડી ભકિતથી માથું નમાવી નીચે પ્રમાણે કણ્વ શાખામાં કહેલા સ્તોત્રથી ઇંદ્રની સ્તુતિ કરવા લાગ્યા.

**નંદરાય સ્તુતિ કરે છે**—ઈંદ્ર, સુરપતિ, શક્ર, અદિતિજ, પવનાગ્રજ, સહસ્રાક્ષ, ભગાંગ, કશ્યપાંગજ, બિડૌજા, શુનાસીર, મરૂત્વાન, પાકશાસન, જયંતજનક, શ્રીમાન, શચીશ, દૈત્યસૂદન, વજ્રહસ્ત, કામસખ,ગૌતમી વ્રતશાસન, વૃત્રટા વાસવ, દધીચિદેહ ભિક્ષુક, વિષ્ણુ, વામનભ્રાતા, પુરૂહૂત, પુરંદર, દિવસ્પતિ, શતમખ, સુત્રામા, ગોત્રભિત, વિભુ, લેખર્ષભ, બલારાતિ, જંભભેદી, સુરાશ્રય,

સંક્રંદન, દુશ્ચ્યવન, તુરાષાટ્, મેઘવાહન, આખંડલ, હરિહય, નમુચિપ્રાણનાશન, વૃદ્ધશ્રવા, વૃષ, અને દૈત્યદર્પનિષ્ટુદન, એ ઈંદ્રનાં ૧છેતાલીશનામો કે જેઓ અવસ્ય સંકટોને મટાડનાર છે તેઓ આ સંકટમાંથી આમારૂં રક્ષણ કરો.

**નારાયણ કેહે છે**—જે માણસ આ સ્તોત્રનો નિત્ય પાઠ કરે તેને તે હાથમાં વજ્ર ધરનાર ઇંદ્ર મહા વિપત્તિમાંથી પણ બચાવે છે. એ માણસનો અતિ વૃષ્ટિથી, કરાઓની વૃષ્ટિથી કે દારૂણ વજ્રપાતથી પણ ભય થતો નથી. કારણ કે ઈંદ્ર પોતે તેનું રક્ષણ કરે છે. હે નારદજી! જેનાં ઘરમાં આ સ્તોત્ર હોય અથવા આ સ્તોત્રને જાણનાર પુણ્યાત્મા જે સ્થળમાં હોય ત્યાં કોઇ પ્રકારની વૃષ્ટિનો ભય કે વીજલી પડવાનો ભય થતો નથી. બ્રહ્મતેજથી પ્રકાશતા શ્રીકૃષ્ણે નંદરાયને ઇંદ્રની સ્તુતિ કરતા જોઈ કોપ કરીને તેમને નીતિનાં વચન કહ્યાં કે "બીકણ થઈને કોની સ્તુતિ કરો છો. મારી પાસે ઇંદ્ર કોણમાત્ર છે. બીક છોડી દીયો. હું લીલામાત્રથી અરધા ક્ષણમાંજ ઇંદ્રને ભસ્મ કરી નાખવા સમર્થ છું. ભયથી આતુર થએલાં બાળકોને, વાંછડાઓને, ગાયોને અને સ્ત્રીઓને ગોવર્દ્ધનના ખાડામાં રાખીને નિર્ભયપણાથી ઉભા રહો. હું ગોવર્દ્ધનને ઉપાડું છું." એમ કહી શ્રીકૃષ્ણે ડાબા હાથથી લાકડીની પેઠે ગોવર્દ્ધનને ઉપાડી લેતાં રાજી થએલા નંદરાયે તેમના કેહેવા પ્રમાણે સઘળું કરચું. આ સમયમાં વૃંદાવન રત્નના સમુહોથી પ્રદીપ્ત હતું પણ રજથી ઘેરાઇને સહસા અંધકારમય થઈ ગયું, પવનના સપાટા સહિત વાદળાઓનો ઘેરાવ થઈ ગયો, વૃંદાવનમાં અવિચ્છિન્ન અતિવૃષ્ટિ થવા લાગી, કરાઓ પડવા લાગ્યા, કડાકા થવા લાગ્યા અને દારૂણ રીતે વીજલીઓ પડવા લાગી પણ શ્રી કૃષ્ણની ઇચ્છાથી એ સઘળું પર્વતને અડીને દુર પડવા લાગ્યું. હે નારદજી! જેમ નિર્ભાગ્ય માણસનો ઉદ્યમ વૃથા જાય તેમ ઇંદ્રનો સઘળો આરંભ વૃથા ગયો. સઘળું વ્યર્થ ગએલું જોઈ કોપ પામેલા ઇંદ્રે દધીચિના અસ્થિઓથી બનેલું અને કદી પણ વ્યર્થ ન જાય એવું વજ્ર તુરત હાથમાં લીધું. ઇંદ્રે હાથમાં વજ્ર ઉપાડેલું જોઈ શ્રીકૃષ્ણે હસીને તેના હાથને, મહાદારૂણપણાવાળાં અમોઘ વજ્રને અને સર્વે દેવતાઓને પણ સ્તંભાવી દીધા. સઘળા દેવતાઓ ભીંતમાં આળખેલી પુતળીઓની પેઠે સજડ થઈ ગયા. શ્રીકૃષ્ણે સજડ કરી દીધેલા ઇંદ્રને તુરત નિદ્રા જેવું આલસ્ય આવ્યું તેમાં સઘળું જગત શ્રીકૃષ્ણમય તેના જોવામાં આવ્યું. સઘળું ચરાચર જગત બે ભુજાવાળું, હાથમાં મુરલીવાળું, રત્નમય અલંકારોથી શણગારેલું, પીળા વસ્ત્રોવાળું, રત્નમય સિંહાસનપર બીરાજેલું. મંદહાસ્યથી

૧ ગણી જોતાં પસતાળીસ નામ થાય છે.

પ્રસન્ન મુખવાળું, ભક્તોપર અનુગ્રહ કરવામાં તત્પર રેહેનારૂં અને સર્વ અંગોમાં ચંદનનાં લેપનવાળું જોવામાં આવતાં એ અપાર અદ્ભુતથી તુરત ઇંદ્ર મુર્છિત જેવો થઇ જઇને ત્યાં પુર્વે પોતાને ગુરૂએ આપેલો પરમ મંત્ર જપવા લાગ્યો. જપ કરતાં સહસ્ર પાંખડીઓવાળા હૃદયકમળમાં અતિ ઉગ્ર તેજ તેના જોવામાં આવ્યું અને તે તેજની અંદર અત્યંત મનોહર, નવીન મેઘ કરતાં પણ અધિક શ્યામ સુંદરપણાવાળું, ચળકતાં ઉત્તમ રત્નમય મકરાકૃતિ કુંડળોવાળું, મસ્તકમાં પ્રકાશતા મણિમય કિરીટથી શોભી રહેલું, કંઠમાં ચળકતા કૌસ્તુભ નામના મોટા મણિથી દીપતા વક્ષઃસ્થળવાળું અને મણિમય બાજુબંધ કંકણ તથા ઝાંઝરોની શોભાવાળું શ્રીકૃષ્ણનું દિવ્યરૂપ જોવામાં આવ્યું. પ્રભુને બાહાર તથા હૃદયની અંદર પણ સરખાજ જોઈને તેમની ઇંદ્રે નીચે પ્રમાણે સ્તુતી કરી.

ઇંદ્ર સ્તુતિ કરે છે—આપ કે જે પરમ અક્ષર પરબ્રહ્મરૂપ, જ્યોતિરૂપ, સનાતન, ગુણાતીત, નિરાકાર, ભક્તોની ઇચ્છામય, અનંત, ભક્તોને ધ્યાનની તથા સેવાની અનુકુળતાને વાસ્તે અનેક રૂપ ધરનારા, સર્વોત્કૃષ્ટ, યુગોના અનુક્રમથી ધોળા, રાતા, પીળા તથા શ્યામ વર્ણવાળા, સત્યયુગમાં ધોળા વર્ણવાળા, ત્રેતાયુગમાં કેસર જેવા રાતા રંગવાળા, દ્વાપરયુગમાં પીળા વર્ણવાળા, કલિયુગનાં સ્યામ વર્ણવાળા, સત્યરૂપ, બ્રહ્મતેજથી પ્રકાશતા, પીળાં વસ્ત્રથી શોભતા, અત્યંત પરિપુર્ણ, પ્રભુ, નવીન મેઘ કરતાં પણ સરસ શ્યામ સૂંદર શરીરવાળા, નંદરાયને અત્યંત પ્રસન્ન કરનારા અને યશોદાને આનંદ આપનારા છો તેમને પ્રણામ કરૂં છું. આપ કે જે ગોપીઓના ચિત્તોનું આકર્ષણ કરનારા, રાધાજીને પ્રાણકરતાં પણ અધિક પ્યારા, સર્વથી પર, કૌતુકથી વિનોદને વાસ્તે મુરલીનો શબ્દ કરનારા, અનુપમ રૂપ છતાં પણ રત્નમય આભરણોથી શણગારેલા કરોડ કામદેવ સરખા રૂપાળા, શાંત, ઈશ્વર, વૃંદાવનમાં કોઈ સ્થળે રાધાજીની સાથે વિહાર કરનારા, કોઇ નિર્જન સ્થળમાં રાધાજીના વક્ષઃસ્થળપર રેહેનારા, કોઈ સ્થળમાં રાધાજીની સાથે જળક્રીડા કરતા, કોઈ વનમાં રાધાજીનો ચોટલો ગુંથતા, કોઇ સ્થળમાં રાધાજીના ચરણમાં લાખનો અળતો લગાવતા, કોઇ સ્થળમાં રાધાજીએ ચાવેલા પાનનું પ્રેમથી ગ્રહણ કરતા, કોઈ સ્થળમાં વાંકી આંખથી જોતાં રાધાજીને જોયા કરતા, કોઈ સ્થળમાં માળા બનાવીને રાધાજીને આપતા, કોઇ સ્થળમાં રાધાજીની સાથે રાસમંડળમાં જતા, કોઈ સ્થળમાં રાધાજીએ આપેલી માળાને કંઠમાં ધરતા, કોઈ સ્થળમાં બીજી ગોપીઓની સાથે વિહાર કરતા, કોઇ સ્થળમાં રાધાજીને લઈને જતા, કોઇ સ્થળમાં રાધાજીને છોડી દઈને જતા, કોઇ

સ્થળમાં બ્રાહ્મણીઓએ આપેલાં અન્નોને જમતા, કોઈ સ્થળમાં બાળકોની સાથે તાડીનાં ફળોને આરોગતા, કોઈ સ્થળમાં ગોપીઓનાં વસ્ત્રોનું પ્રેમથી હરણ કરતા, કોઈ સ્થળમાં બાળકોની સાથે ગાયોને બોલાવતા, કોઇ સ્થળમાં કાલિયનાગના માથાપર ચરણારવિંદ ધરતા, કોઇ સ્થળમાં વિનોદને વાસ્તે પ્રેમથી મુરલીનો શબ્દ કરતા અને કોઇ સ્થળમાં બાળકોની સાથે રમણીય ગાયન કરતા પ્રભુ છો તેમને પ્રણામ કરૂં છું.

નારાયણ કેહે છે—ઈંદ્રે એ પ્રમાણે ઉત્તમ સ્તોત્રથી સ્તુતિ કરીને ભયને લીધે શ્રીકૃષ્ણને દંડવત્ પ્રણામ કરયા. અગીયાર અક્ષરના મંત્રની સાથે અને સર્વ લક્ષણ નામના કવચની સાથે આ સ્તોત્ર પૂર્વે શ્રીકૃષ્ણે તપ કરતા બ્રહ્માને આપ્યું હતું, બ્રહ્માએ પુષ્કર ક્ષેત્રમાં સનત્કુમારને આપ્યું હતું, સનત્કુમારે અંગિરાને આપ્યુ હતું, અંગિરાએ બૃહસ્પતિને આપ્યું હતું અને બૃહસ્પતિએ વૃતાસુરની સાથેના સંગ્રામના સમયમાં ઇંદ્રને આપ્યું હતું. જે માણસ ઇંદ્રે કરેલા આ સ્તોત્રનો નિત્ય પાઠ કરે તે માણસ આ લોકમાં દૃઢ ભકિત પામીને અંતે અવશ્ય શ્રીકૃષ્ણના દાસપણું પામે છે, સ્વપ્નમાં પણ યમના દુતને કે યમપુરીને દેખતો નથી. અને જન્મથી, મરણથી, જરાથી, વ્યાધિથી તથા શોકથી મુકત થાય છે. ઇંદ્રના વચન સાંભળી પ્રસન્ન થએલા શ્રીકૃષ્ણે પ્રીતિથી તેને વરદાન આપી પર્વતની ખાડમાંથી સર્વને બાહાર કાહાડીને તે ખાડમાં પ્રથમની પેઠે પર્વતને સ્થાપ્યો. ઈંદ્ર શ્રીકૃષ્ણને પ્રણામ કરી પોતાના ગણોની સાથે સ્વર્ગમાં ગયો, ખાડમાંથી નિકળેલાં સર્વે લોકો પોતપોતાના ઘરોમાં ગયા અને તે સઘળાઓએ શ્રીકૃષ્ણને પુર્ણબ્રહ્મ માન્યા. પછી સઘળાં વ્રજવાસીઓને આગળ કરી શ્રીકૃષ્ણ ઘેર પધારતાં નંદરાયે તેમની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

નંદરાય સ્તુતિ કરે છે—તમે કે જે બ્રહ્મણ્ય દેવ, પરબ્રહ્મ, પરમાત્મા, અનંતકોટિ બ્રહ્માંડોના નિવાસરૂપ, વત્સ આદિ સઘળાં શરીરોના જીવરૂપ અને સાક્ષિરૂપ છો તેમને પ્રણામ કરૂં છું. તમે કે જે નિર્લેપ, નિર્ગુણ, નિરાકાર, સ્થુળથી પણ સ્થુળ, સુક્ષ્મથી પણ સુક્ષ્મ, સર્વના ઇશ્વર, સર્વરૂપ, જ્યોતિઃસ્વરૂપ, અતિ પ્રત્યક્ષ રૂપ, યોગીઓને ધ્યાનમાં પ્રાપ્ત થનાર બ્રહ્મા વિષ્ણુ તથા સદાશિવના સેવ્ય, નિત્ય, ચારે વર્ણોના સ્થાનક રૂપ, ચારે યૂગમાં અનુક્રમે ધોળા, રાતા, પીળા તથા કાળા વર્ણવાળા, નોખનોખાં નામોથી તથા ગુણોથી સંયુકત થતા, યોગી, યોગરૂપ, યોગિઓના પરગુરૂ, સિદ્ધોના ઈશ્વર, સિદ્ધ અને સિદ્ધોના ગુરૂ છો તેમને પ્રણામ કરૂં છું. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, શેષ, ધર્મ, સૂર્ય, ગણપતિ, કાર્તિકેય, સઘળા સનક આદિ મુનિ-

ઓ, મોટા મોટા સિદ્ધોના પરમ ગુરૂ કપિલ, નરનારાયણ, વેદ, સરસ્વતી, લક્ષ્મી, સાવિત્રી, રાધા તથા બીજા વિદ્વાનો પણ જેની સ્તુતિ કરવામાં અસમર્થ છે તેમની સ્તુતિ અત્યંત અર્વાચીન જડબુદ્ધિવાળા પુરૂષોથી કેમજ થઇ શકે. હે મહારાજ! હે કરૂણાના સમુદ્રરૂપ! ક્ષણેક્ષણે થતા મારા અપરાધોની ક્ષમા કરજો અને આ ભવસાગરમાં મારૂં રક્ષણ કરજો. હે દિનબંધુ! પૂર્વે મેં તીર્થમાં તપશ્ચર્યા કરી હતી, તેના ફળથી તમે મને પુત્રરૂપે પ્રાપ્ત થયા છો. મને તમારા ચરણારવિંદમાં ભક્તિ અને દાસપણું આપજો. બ્રહ્માપણું, દેવપણું અને સાલોક્ય આદિ મુકિતઓ પણ તમારા ચરણારવિંદના દાસપણાના સોળમા ભાગ બરાબર સુખદાઇ નથી. તમારા ભક્તો ઈંદ્રપણાને, દેવપણાને, સિદ્ધિઓની પ્રાપ્તિને અને સ્વર્ગની પ્રાપ્તિને પણ ભકિત કરતાં ઊત્તમ ગણતા નથી. હે ઇશ્વર! બ્રહ્માપણાની પ્રાપ્તિ આદિ જે મે કહ્યાં તે કોઇપણ તમારા ભકતના સમાગમના અરધા ક્ષણના સુખની પણ બરાબરી કરી શકે એમ નથી. જે તમારો ભકત હોય તે તમારા જેવોજ હોય છે માટે અરધા ક્ષણના ભાષણ માત્રથી પણ લોકોનો ઉદ્ધાર કરી શકે છે. તમારો મહિમા કોઇના પણ તર્કમાં આવે એમ નથી. તમારા ભકતના સંગથી અનેક પ્રકારની ભકિતરૂપ વૃક્ષ ઉત્પન્ન થાય છે, તે વૃક્ષ તમારા ભક્તોનાં ભાષણરૂપી વરસાદ પડવાથી વધે છે અને અભકત લોકોનાં ભાષણરૂપી તાપ પડવાથી તુરતજ સુકાઇ જાય છે મનમાં ઉત્પન્ન થએલા તમારી ભકિતરૂપ અંકુરને જો તમારા ગુણના સ્મરણરૂપી પાણી મળે તો તુરતજ સ્પષ્ટરીતે વધીને પુષ્ટ થાય છે. એ પ્રમાણે ભકિતરૂપ અંકુર જો સારી પેઠે પુષ્ટ થાય તો પછી તે નાશ પામતો નથી પણ નિત્ય ક્ષણે ક્ષણે વધતો જાયછે. એ અંકુર વધતાં વધતાં અંતે વૃક્ષરૂપ થઇને ભકતને સુખમય જીવનને વાસ્તે અવશ્ય આપના સર્વોત્તમ દાસપણારૂપ ફળ આપે છે. જો પુરૂષ દુર્લભ ભકિત પામીને તમારો દાસ થાય તો પછી તેણે ભય આદિ સર્વ અનિષ્ટોને જીતીજ લીધા એમાં સંશય નહીં.

નારાયણ કેહે છે— નંદરાય આ પ્રમાણે ભકિતપૂર્વક સ્તુતિ કરીને શ્રીકૃષ્ણની આગળ ઉભા રેહેતાં શ્રીકૃષ્ણે પ્રસન્ન મુખથી તેમને વાંછિત વરદાન આપ્યું. જે માણસ આ નંદરાએ કરેલા સ્તોત્રનો નિત્ય પાઠ કરે તેને તુરત દૃઢ ભકિત મળીને શ્રીકૃષ્ણના દાસપણું પ્રાપ્ત થાય છે. જે સમયે તિર્થમાં દ્રોણવસુએ ધરા નામની પત્ની સાથે તપશ્ચર્યા કરી હતી તે સમયે બ્રહ્માએ આ દૂર્લભ સ્તોત્ર, છ અક્ષરનો મંત્ર અને સર્વ લક્ષણ નામનું કવચ તેમને આપ્યા હતાં. એ દ્રોણજ બીજા અવતારમાં નંદરાય થયા હતા. નંદરાય જયારે પુષ્કર ક્ષેત્રમાં તપ કરતા હતા ત્યારે બ્રહ્માના

અંશરૂપ સૌભરિ મુનિએ પ્રસન્ન થઇને તેમને એજ સ્તોત્ર, એજ મહા દુર્લભ મંત્ર અને એજ કવચ આપ્યા હતાં. જે જેનાં પુર્વ જન્મમાં મંત્ર, સ્તોત્ર, કવચ, ઇષ્ટદેવ, ગુરૂ અને વિદ્યા હોય તેજ તેને પરજન્મમાં પ્રાપ્ત થાય છે. માણસ પુર્વ જન્મમાં મળેલાં મંત્રાદિકને કદી પણ છોડે નહી. હે નારદજી! આ શ્રીકૃષ્ણનું સુખદાઇ, મોક્ષદાઇ, સારરૂપ અને સંસારના બંધનોથી છોડાવનારૂં સ્તોત્રો સહિત અદભુત આખ્યાન તમને કહી સંભળાવ્યું.

**इत्येवंकथितंस्तोत्रंश्रीकृष्णाख्यानमद्भुतम् ॥**
**सुखदंमोक्षदंसारंभवबंधविमोचनम् ॥ २२८ ॥**

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'इंद्रय ग मं ान' એ ા નામનો એકવીસમો અધ્યાય સંપુર્ણ. ૨૧



## ॥ श्रीनारायणउवाच ॥

**एकदाराधिकानाथोबलेनसहबालकैः ॥**
**जगामतत्तालवनंपरिपक्कफलान्वितम् ॥ १ ॥**

નારાયણ કેહે છે—એક દિવસે રાધિકાજીના પતિ શ્રીકૃષ્ણ બળભદ્રની સાથે અને બાળકોની સાથે પરિપકવ ફળોવાળાં તાડવનમાં પધારયા. એ વનમાં કરોડ સિંહોના સરખા બળવાળો અને દેવતાઓના ગર્વને તોડનારા ધેનકાસુર ગધેડાના રૂપથી રહી વૃક્ષોનું રક્ષણ કરતો હતો. એનું શરીર પાહાડ જેવડું હતું, આંખો કુવા જેવી હતી, દાંત ખીલા જેવા હતા, મોહોડું પર્વતની ગુફા જેવું હતું, ચંચળતા વાળી ભયાનક જીભ સો હાથની લાંબી હતી, નાભિ તલાવ જેવડી હતી અને ભુંબાડ મહા ભયાનક હતો. નિરપરાધ બાળકોએ એ તાડના વનને જોઇ રાજી થઇ હસીને કૌતુકથી શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે કહ્યું.

બાળકો કેહે છે—હે કૃષ્ણ! હે કરૂણાના સમુદ્રરૂપ! હે દીનબંધુ! હે જગતના પતિ! હે મહા બળવાળા બળભદ્રના ભાઈ! હે સઘળા બળવાનોમાં ઉત્તમ! હે પ્રભુ! હે ભકતવત્સલ! અમો કે જેઓ તમારા સેવક ભુખ્યા બાળકો છીએ તેઓની વિજ્ઞપ્તિપર જરાવાર ધ્યાન આપો. આ મીઠાં અને મનનું આકર્ષણ કરનારાં તાડોનાં ફળોને જુવો. આ વૃક્ષોને ભાગવાં, ઝંઝેરવાં તથા તેઓનાં પાકાં

અનેક રંગવાળાં ફળોને પાડવા આજ્ઞા કરો તો અમારાથી એ કામ બની શકે. એ ફળો મળવામાં મોટી અડચણ છે તે એ છે કે ગધેડાના રૂપવાળો, સઘળા દેવતાઓથી નહી જીતાએલો, મોટા બળવાળો, મહાપરાક્રમી, કંસનો મોટા મંત્રી, અને સર્વ જીવોની હિંસા કરનાર ધેનુકાસુર નામનો દૈત્ય આ વનની રક્ષા કરે છે. હે જગતને પ્યારા! હે બોલનારાઓમાં ઉત્તમ! આ કામ યોગ્ય છે કે અયોગ છે અને કરવા જેવું છે કે નહી એ સારી રીતે વિચાર કરીને કહો. સર્વે લોકોને ધેનુકાસુરની બીકથી આ વનનાં ફળો દુર્લભ થઈ પડયાં છે.

નારાયણ કેહે છે—હે બાળકોનાં વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાને તેઓને નીચે પ્રમાણે મધુર અને સુખદાયી વચન કહ્યું.

શ્રીકૃષ્ણ કેહે છે—હે બાળકો! તમો મારી સાથે રેહેનારા છો તો તમોને દૈત્યની શી બીક છે. સુખેથી વૃક્ષોને ભાગી ઝંઝેરીને નિર્ભયપણાથી ફળ ખાઓ.

નારાયણ કેહે છે—શ્રીકૃષ્ણની આજ્ઞા મેળવી ભુખ્યા થએલા બળવાન બાળકો ફળો લેવા સારૂ તાડો ઉપર ચડી ગયા અને નોખનોખા રંગવાળાં પરિપક્વ થએલાં સુંદર મીઠાં ફળોને પાડવા લાગ્યા. કેટલાએક વૃક્ષોને ભાગવા લાગ્યા, કેટલાએક ઝંઝેરવા લાગ્યા, કેટલાએક કોળાહળ કરવા લાગ્યા અને કેટલાએક નાચવા લાગ્યા. એ સઘળા બળવાન બાળકો વૃક્ષો ઉપરથી ઉતરી ફળો લઇને જવા લાગ્યા ત્યાં મહાબળવાન, મોટી કાયાવાળો અને ભયંકર શબ્દ કરતો ગધેડાના રૂપવાળો ધેનુકાસુર મોટા વેગથી આવતો તેઓના જોવામાં આવ્યો. એ દૈત્યને જોઈ સર્વે બાળકો રોવા લાગ્યા, બીકને લીધે ફળોને નાખી દેવા લાગ્યા અને ઘણા પ્રકારના મોટા સાદથી 'કૃષ્ણ! કૃષ્ણ!' એમ પોકારવા લાગ્યા. બાળકો પ્રાર્થના કરવા લાગ્યા કે "હે કૃષ્ણ! હે કરૂણાના ભંડારરૂપ! આવો. અમારી રક્ષા કરો. હે બળભદ્ર! દૈત્યના ક્રોધથી અમારાં પ્રાણ જાય છે માટે તુરત આવીને રક્ષણ કરો, હે કૃષ્ણ! હે કૃષ્ણ! હે હરિ! હે મુરારિ! હે ગોવિંદ! હે દામોદર! હે દીનબંધુ! હે ગોપીઓ તથા ગોવાળોના અધિપતિ! હે અનંત! હે નારાયણ! સંસારરૂપી સમુદ્રમાં પડેલા અમ લોકોનું રક્ષણ કરો. રક્ષણ કરો. હે દીનનાથ! ભયમાં, અભયમાં, શુભમાં, અશુભમાં, સુખમાં અને દુઃખમાં આપવિના આ સંસારરૂપી સમુદ્રની અંદર અમારૂં બીજું કોઈ પણ શરણ નથી. હે માધવ! રક્ષા કરો, રક્ષા કરો. હે ગુણોના સમુદ્રરૂપ! હે કૃષ્ણ! હે ભકતલોકોના મુખ્ય બંધુ! જય પામો, જય પામો. બહુ બીકથી ઘેરાએલા આ બાળકોની રક્ષા કરો, રક્ષા કરો. અમારા કાળરૂપ આ મોટા દૈત્યને મારો અને મારીને દેવતાઓના બળની તથા અભિમાનની

વૃદ્ધિ કરો.'' ભયોને ટાળનાર અને ભકતવત્સલ શ્રીકૃષ્ણ એ પ્રમાણે બાળકોની વિહ્‌વલતા જોઈ બળભદ્રની સાથે તે સ્થાનમાં આવી, મંદહાસ્યથી પ્રસન્ન મુખ વતે 'બીઓમાં બીઓમાં' એમ બાળકોને અભયદાન આપી તુરત દૈત્યને મારવા દોડયા. શ્રીકૃષ્ણને તથા બળભદ્રને આવી પોહોચેલા જોઇ સર્વે બાળકો બીક મુકીને નાચવા લાગ્યા. શ્રીકૃષ્ણનું સ્મરણજ અભય આપનાર છે. અને મહામંગળ દેનાર છે. બાળકોને ખાઇ જવા તૈયાર થએલા ધેનુકાસુરને જોઈ શ્રીકૃષ્ણ ભગવાને બળભદ્ર ને બોલાવીને નીચે પ્રમાણે કહ્યું.

શ્રીકૃષ્ણ કહે છે—હે ભાઈ! આ બલિરાજાનો પુત્ર સાહસિક નામનો બળવાન દાનવ પૂર્વે દુર્વાસાના શાપથી ગધેડો થએલ છે બહુ બળવાળો અને મહાપરાક્રમી આ પાપી મારા હાથથી મરે એમ છે માટે હું એને મારીશ. તમે બાળકોનું રક્ષણ કરવા વાસ્તે સઘળા બાળકોને લઈને દુર જાઓ.

નારાયણ કેહે છે— એ પ્રમાણે શ્રીકૃષ્ણની આજ્ઞાથી બળભદ્ર તુરત બાળકોને લઈને દુર જઇ ઊભા રહ્યા. બળતા અગ્નિની શિખા જેવા શ્રીકૃષ્ણને સામા ઊભેલા જોઈ કોપ પામેલો એ મહા બળવાન ધેનુકાસુર દોડીને ઝડપથી તેમને ગળી ગયો પણ તેમના તેજથી ધેનુકાસુરના શરીરમાં ભારે દાહ ઉત્પન્ન થયો. દાહથી મરવા તુલ્ય થઇ ગએલા એ દૈત્યે ભય પામીને મહા તેજસ્વી શ્રીકૃષ્ણને પાછા ઓકી કાહાડયા. ઓકી કાહાડેલા શ્રીકૃષ્ણને અત્યંત સુંદર, શાંત અને બ્રહ્મ તેજથી પ્રકાશતા જોઇ બીજીવારની ઝડપથી અટકયો અને તે દર્શન થતાંજ પૂર્વજન્મનું સ્મરણ પ્રાપ્ત થયું. તેજોમય પ્રભુનું દર્શન થતાં અને તે જગતના પરમ કારણરૂપ શ્રીકૃષ્ણ છે એમ જાણવામાં આવતાં પુર્વ જન્મના પોતાના જ્ઞાન પ્રમાણે તેણે ગુણાતીત અને વેદથી અગમ્ય એ પ્રભુની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

ધેનુકાસુર સ્તુતિ કરે છે—તમેજ અંશથી વામનજીરૂપ થઇ મારા પિતાના યજ્ઞમાં ભિક્ષા માગી રાજ્ય તથા લક્ષ્મીનું હરણ કરીને તેને સુતલ પાતાળમાં રાખેલ છે અને તેની ભકિતથી વશ્ય થઇ પોતે સર્વેશ્વર છતાં પણ ભકતવત્સલપણાથી તેનાં દ્વારપાલ થયા છો. હું કે જે દુર્વાસા મુનિના શાપથી આ નીચ ગધેડાના જન્મને પામેલો પાપીછું તેને તુરત મારી નાખો. હે જગતના પતિ! દુર્વાસાએ તમારા હાથથી નંખાએલા ચક્રવતે મારૂં મરણ થયાનું કહ્યું છે. સોળ આરાઓવાળા અતિ તીક્ષ્ણ તેજસ્વી ચક્રથી મને મારીને મોક્ષરૂપી સદ્‌ગતિ આપો. તમેજ અંશથી વરાહરૂપ ધરી પૃથ્વીને જળમાંથી કાહાડી હતી, હિરણ્યાક્ષને માર્યો હતો અને વેદોનું રક્ષણ કરયૂં હતું. તમેજ પરિપુર્ણ છતાં નૃસિંહ રૂપ ધરી હિરણ્યક

શિશુને મારયો હતો. પ્રલ્હાદ ઊપર અનુગ્રહ કરયો હતો અને દેવતાઓનું રક્ષણ કરયું હતું. હે દયાના ભંડારરૂપ! તમેજ અંશથી મત્સ્યરૂપ ધરી વેદોનો ઉદ્ધાર કરયો હતો, રાજાને જ્ઞાન દીધું હતું અને દેવતાઓની તથા બ્રાહ્મણોની રક્ષા કરી હતી: તમેજ અંશથી કચ્છપાવતાર ધરી મંદરાચળને ધરયો હતો. તમેજ શ્રષ્ટિનું રક્ષણ કરવાને વાસ્તે જગતના આધારરૂપ શેષનાગને ધરી રહ્યા છો અને તે ધારા જગતને ધરી રહ્યા છો..તમેજ અંશથી દશરથ રાજાને ઘેર અવતાર ધરી રામાવતાર ધરી સમુદ્રમાં સેતુ બાંધ્યો હતો, રાવણને મારયો હતો અને સીતાજીનું રક્ષણ કરયું હતું. તમેજ અંશથી જમદગ્નિના પુત્ર મહાત્મા પરશુરામ થઈ પૃથ્વીને એકવીશ વાર નિઃક્ષત્રિય કરી હતી. તમેજ અંશથી કપિલાવતાર ધરી સિદ્ધોના પરમ ગુરૂ થયા હતા, યોગશાસ્ત્ર કરયું હતું અને માતાને જ્ઞાન આપ્યું હતું. તમેજ અંશથી ધર્મને ઘેર નરનારાયણનો અવતાર ધરી જ્ઞાનિઓમાં શ્રેષ્ઠ થઇને લોકોનો શોક ટાળ્યો હતો. હમણાં તમે પરિપુર્ણરૂપે શ્રીકૃષ્ણ થયાછો કે જે સઘળા અવતારોના સનાતન બીજરૂપ છો, યશોદાના જીવનરૂપ છો, અવિનાશી છો અને નંદને પરિપૂર્ણ આનંદ આપનાર છો. આ અવતારમાં આપે કૃપાથી પૂતનાને માતાની ગતિ આપી, બકાસૂર, કેશીદૈત્ય તથા પ્રલંબાસૂરને મોક્ષ આપ્યો અને મને પણ મોક્ષ આપશો. વસુદેવને ઘેર અવતરેલા આપ ગોપીઓના પ્રાણપતિ છો, રાધાજીને પ્રાણ કરતાં પણ અધિક પ્યારા છો, શાંત છો, દેવકીના દુઃખને ભાગનારા છો, ગર્ભમાં રહ્યા વગરજ પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ જન્મ્યા છો અને પરમ લક્ષ્મીથી સંપન્ન છો. હે ગુણાતીત! હે ભકતોની ઇચ્છાથી અવતરેલા! હે ભકતોના ભયોને ભાગનારા! હે રાધિકાજીના નાથ! પ્રસન્ન થાઓ અને મને આ ગધેડાના અવતારમાંથી મુક્ત કરી સંસારરૂપી સમુદ્રમાંથી કહાડો હું મુર્ખ છતાં પણ તમારા ભકતનો પુત્રછું માટે આપે મારો ઉદ્ધાર કરવો જોઇએ. બ્રહ્મા આદિ દેવતાઓ અને મુનીંદ્રો પણ જેમની સ્તુતિ કરવામાં સમર્થ થતા નથી, તે ગુણાતીતની સ્તુતિ હું કે જે પ્રથમ દૈત્ય હતો અને પછી ગધેડો થયોછું તેનાથી શી રીતે થઈ શકે. હે કૃપાસિંધુ! હવે જેથી મારો પુનર્જન્મ ન થાય એમ કરો. આપના ચરણારવિંદનાં દર્શન મળ્યા પછી કોઈને પણ પુનર્જન્મમાં જવું સંભવે નહી. બ્રહ્મા તમારી સ્તુતિ કરે છે અને ગધેડો પણ તમારી સ્તુતિ કરે છે તેમાં આપે ઉપહાસ નહી કરવો જોઇએ. કારણકે સર્વજ્ઞ ઈશ્વરની યોગ્ય ઉપર તથા અયોગ્ય ઉપર પણ દયા સરખીજ હોય.

નારાયણ કેહે છે— એ પ્રમાણે સ્તુતિ કરી મ્હોડું પ્રફુલ્લિત કરીને ધેનુકા-

સુર શ્રીકૃષ્ણની સામે ઉભો રહ્યો અને બહુજ પ્રસન્ન થયો. જે માણસ ધેનુકાસુરે કરેલા આ સ્તોત્રનો ભક્તિથી નિત્ય પાઠ કરે તેને આ લોકમાં હરિની ભકિત, વિદ્યા, લક્ષ્મી, કવિપણું, પુત્રો, પૌત્રો અને યશ મળે છે અને પરલોકમાં શ્રીકૃષ્ણની કૃપાથી સાલોક્ય, સાર્ષ્ટિ તથા સામીપ્યની નામની મુકિતઓ મળતાં મહાદુર્લભ દાસપણું મળે છે.

**નારાયણ કેહે છે**— હે નારદજી! એ પ્રમાણે ધેનુકાસૂરે કરેલી સ્તુતિ સાંભળી કરૂણાના ભંડારરૂપ શ્રીકૃષ્ણ વિચાર કરવા લાગ્યા કે "આવા ભકતને મારી નાંખવો એ શી રીતે બને" વિચાર કરીને શ્રીકૃષ્ણે તેના પૂર્વજન્મનું સ્મરણજ હરી લીધું. કારણ કે દુર્વચન બોલનારને મારવો યોગ્ય ગણાય પણ સ્તુતિ કરનારને મારવો એ ઈશ્વરને પણ યોગ્ય નથી. શ્રીકૃષ્ણની માયાથી દૈત્યને પોતાના પુર્વજન્મનું વિસ્મરણ થયું કે તુરતજ તેના ગળામાં દુર્વચનો આવ્યા. હે નારદજી ! દૈવે ભુલવેલો અને કોપથી જેના હોઠ ફરકવા લાગ્યા એવા ધેનુકાસુરે, મોત સમીપમાં આવવાને લીધે શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે દુર્વચનો કહ્યાં.

**ધેનુકાસુર કેહે છે**—હે દુર્બુદ્ધિવાળા ! હે માણસના છોકરા ! તને જરૂર મરવાની ઈચ્છા થઇ છે હું હમણાંજ તને યમપુરીમાં મોકલી દઊં છું. હે બાળક ! તું ફળ લેવાની ઇચ્છાથી મારા તાડવનમાં આવ્યો છે તો હવે તું પાછો ઘેર જવાનો નથી અને બાંધવોને જોવાનો પણ નથી. કંસ, જરાસંધ અને નરકાસુર એઓ પણ મારા જેવા નથી ત્યારે પૃથ્વીમાં બીજા તો મારા જેવા કોણજ હોય. મારાથી દેવતાઓ પણ નિરંતર ધ્રુજે છે. સંહાર કરનારા શિવ પણ મારો સંહાર કરવાને સમર્થ નથી. બ્રહ્મા, વિષ્ણુ, મૃત્યુ અને કાળ પણ મને પોહોચી શકે એમ નથી. અહો ! તું મારા તાડોને ભાંગીને તથા ફળોને પાડીને સહસા કોના બળથી આવો અહંકાર ધરે છે. હે છોકરા ! તું કોણ છે તે સાચે સાચું મને કેહે. તું અત્યંત કોમળ અને રૂપાળો છે પણ તને મારાથી જીવતો રાખી શકાશે નહી. તુ અહીં આવ્યોજ શા માટે.

**નારાયણ કેહે છે**—જેને મોત સમીપમાં આવ્યું હતું એવા ધેનુકાસુરે એટલાં વચનો બોલી શ્રીકૃષ્ણને માથા ઉપર લઈ ફેરવીને પૃથ્વીપર દુર નાખ્યા અને નાખીને શીંગડાં મારયાં. શ્રીકૃષ્ણનાં અંગનો સ્પર્શ થતાંજ શીંગડાં ભાંગી પડયાં. જેમાં શીંગડાં ભાંગી પડયાં એવા એ દૈત્યે કોપથી ચાવી જવાને વાસ્તે શ્રીકૃષ્ણને મોહોડામાં લીધા ત્યાં તેના સઘળા દાંત ભાંગી પડયા અને મોહોડું બળવા લાગ્યું. તેજથી મોહોડું બળવા લાગતાં તુરત શ્રીકૃષ્ણને મોહોડામાંથી

કાડાડી નાખી વ્યથા પામેલો અને કોપથી પ્રજ્વલિત થએલો એ ધેનુકાસુર ખરીયો વતે ધરત ને ખોદી, પુંછડું ફેરવી ભયાનક શબ્દ કરીને, જ્યાં બાળકો ઉભા હતા ત્યાં જતાં સઘળા બાળકો બીકથી ભાગી ગયા. મહાબળવાન ધેનુકાસુરે બળભદ્રનો માથું મારતાં બળભદ્રે તેને મુઠી મારી મુર્છિત કરી નાખ્યો. જરાવારમાં ચેતના પામી પાછો શ્રીકૃષ્ણની પાસે જતાં.શ્રીકૃષ્ણે તેને વજ્ર જેવી મુઠી મારી તેથી ત્યાં પણ મૂર્છિત થઈ ગયો. વળી ચેતના પામી ઉઠયો પણ ભારે વ્યથા થવાથી અને બીકથી મોટાં મોંટાં લીંડાં કરવા લાગ્યો તથા મુતરવા લાગ્યો. જરાવાર પછી વળી લાગ આવતાં તે મહાપરાક્રમી દૈત્યે શ્રીકૃષ્ણને પોતાના માથા ઉપર લઈ ધુમાવ્યા અને વારંવાર ઘુમાવી ધુમાવીને ધરતીપર પાડયા. શ્રીકૃષ્ણે ઉઠી એક તાડનું ઝાડ ઉખેડી તેથી તેને પ્રહાર દીધો પણ એ પ્રહર તો તે દૈત્યને જાણે ભોવાળાંનો પ્રહાર હોય એવો લાગ્યો. હે નારદજી ! પછી શ્રીકૃષ્ણે ગોવર્દ્ધન પર્વત ઉપાડીને તેના પર ફેકતાં તે પર્વતના પ્રહારથી તેને મૂર્છા આવી ગઇ, અંગો શિથિલ થઈ ગયાં અને મોહોડામાંથી લોહી નીકળવા લાગ્યું. વળી જરાવારમાં ચેતના પામી ઉભા થએલા તે દૈત્યે ક્રોધથી ગોવર્દ્ધનને ઉપાડીને શ્રીકૃષ્ણ ઊપર નાખ્યો પણ શ્રીકૃષ્ણે તે પર્વતને આવી પડતો જોઇ ઝડપથી શેલડીના સાંઠાની પેઠે જમણા હાથમાં પકડી લીધો અને પકડીને કૌતુકથી પ્રથમ જ્યાં હતો ત્યાં સ્થાપ્યો પછી શ્રીકૃષ્ણે તે દૈત્યને કાનની અણી પકડીને દૂર ફેકતાં એ દૈત્ય વેગથી શ્રીકૃષ્ણને પકડી માથા ઊપર લઈને લીલા માત્રથી ક્ષણમાત્રમાં એક લાખ યોજન સુધી આકાશમાં ચડી ગયો અને આકાશમાં એક પોહોર સુધી તેઓને ભારે યુદ્ધ થયું. શ્રીકૃષ્ણને પકડીને તે દૈત્ય ધરતી પર પડતાં ત્યાં પણ બે ઘડીવાર તેઓને અદ્ભુત યુદ્ધ થયું. પ્રીતિથી હસી મનમાં તેનાં વખાણ કરોને શ્રીકૃષ્ણે તેને કહ્યું કે “ હે મારા ભકત બલિરાજાના પુત્ર ! હે દાનવોમાં મુખ્ય ! તારૂં કલ્યાણ થાઓ ! તું મુકિત પામ. અંતે મુકિત મળવાથી તારૂં જીવન ઉત્તમ રીતે કૃતાર્થ ગણાશે. મારૂં મનોહર દર્શનજ કલ્યાણોના બીજ રૂપ છે, પરમ મુકિત આપનાર છે, સર્વથી અધિક છે અને સર્વ ઉત્તમ લાભોના સ્થાન રૂપ છે. ” એ પ્રમાણે કહી શ્રીકૃષ્ણે પોતાના ઉત્તમ સુદર્શન ચક્રનું સ્મરણ કરયું કે તુરતજ કરોડ સૂર્યો સરખી દીપ્તિવાળું તે ચક્ર આવી પોહોચ્યું. સોળ આરાઓ વાળા તે સર્વોત્તમ ચક્રને હાથમાં લઈ ફેરવીને તે દૈત્ય ઉપર નાખતાં થોડી વારમાં તેનું માથું કપાઈ પડયું. બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વરથી પણ ન મારી શકાય એવા એ મહાત્મા દૈત્યનું માથું ધરતીપર પડયું અને તેના શરીરમાંથી સો સૂર્યો સરખી પ્રભા વાળો તેજનો સમૂહ નીકળ્યો તેથી કૃષ્ણ-

ના દર્શન માત્રથી શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં મળી ગયો. દૈત્યને પરમ મુક્તિની પ્રાપ્તિ થએલી જોઈ આકાશમાં ઉભેલા સર્વે દેવતાઓ અને મુનિઓ બહુજ પ્રેમથી પારિજાતનાં પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા, દુંદુભિઓ વાગવા લાગ્યાં, અપ્સરાઓ નાચવા લાગી, ગંધર્વોના સમુહો ગાવા લાગ્યા અને મુનિઓ સ્તુતિ કરવા લાગ્યા. હર્ષથી વિહ્‌વલ થએલા સર્વે દેવતાઓ અને મુનિઓ સ્તુતિ કરીને ગયા પછી ધેનુકાસુરનો વધ થયો જાણી બળવાનોમાં ઉત્તમ બળભદ્ર અને બાળકો ત્યાં આવ્યા. બળભદ્ર શ્રીકૃષ્ણની સ્તુતિ કરી અને બાળકો તો સ્તુતિ કરીને આનંદથી નાચવા લાગ્યા. શ્રીકૃષ્ણને અને બળભદ્રને તાડોનાં પાકાં ફળો આપી પોતે પણ ફળોનું ભક્ષણ કરી સર્વે બાળકો મનમાં બહુજ રાજી થયા. હે નારદજી ! એ પ્રમાણે મોટા દાનવને મારી ખાઈ પીને શ્રીકૃષ્ણ તથા બળભદ્ર બાળકોની સાથે તુરત પોતાના સ્થાનકમાં પધાર્યા.

**भुक्त्वापीत्वाहरिःशीघ्रंबलश्चबालकैःसह ॥**
**जग्मतुःस्वालयंब्रह्मन्निहत्यदानवेश्वरम् ॥ १०१ ॥**

इतिश्री મહાપુરાણ બ્રહ્મવૈવર્ત્તમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'ધેનુકવધ' એવા નામનો બાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૨

---

**॥ नारदउवाच ॥**

**केनपापेनबलिजोगर्दभत्वमवापह ॥**
**दुर्वासाःकेनदोषेणशशापदानवेश्वरम् ॥ १ ॥**

નારદજી પુછેછે—બળિરાજાનો પુત્ર કયા પાપથી ગધેડા પણું પામ્યો હતો, દુર્વાસાએ કયા દોષથી તેને શાપ આપ્યો હતો અને એ મોટો દૈત્ય કયા પુણ્યથી શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં મળી જવા રૂપ એકત્વ મુક્તિ પામ્યો ? હે સદેહને ભાગનારા નારાયણ મુનિ ! સારી રીતે વિચાર કરીને આ સઘળા વિષયનો મને ઉત્તર આપો. અહો ! આપ જેવા કવિના મુખમાંથી નીકળતી કવિતા ક્ષણે ક્ષણે નવી નવી લાગેછે.

નારાયણ કહેછે—હે પુત્ર ! પૂર્વે ગંધમાદન પર્વતમાં ધર્મના મુખથી સાંભળેલો પુરાતન ઈતિહાસ કહુંછું તે સાંભળો. વિચિત્ર, મનોહર અને નારાયણની કથાથી ભરેલો આ પૂર્વ કલ્પનો વૃત્તાંત કાનને ઉત્તમ અમૃત સમાન લાગે એવો

છે. જે કલ્પમાં આ કથા થઇ હતી તે કલ્પમાં તમે રૂપાળો, સ્થિર યૌવન વાળો પચાશ સ્ત્રીઓનો સ્વામી ? શૃંગારમાં તત્પર, કલ્પ પર્યંત જીવનારો અને બ્રહ્માના વરદાનથી અત્યંત મધુર કંઠવાળો 'ઉપબર્હણ' નામનો મોટો ગંધર્વ હતો. કામ દેવનાં બાણોથી પીડાતી સઘળી સ્ત્રીઓ નિમેષ રહિત નેત્રોથી ક્ષણે ક્ષણે તમારાં સુંદર મુખારવિંદને પીતી હતી. તમે જાણે વિધાતાએ એઓનાં પ્રાણોથીજ બનાવ્યા હો એવા હતા અને તે સ્ત્રીઓ પણ રાતદિવસ તમારી સાથેજ રેહેનારી અને તમારા વિના ન જીવે એવી હતી. એ સ્ત્રીઓ તમારી સાથે પુષ્પોના બગીચાઓમાં, પ્રત્યેક મનોહર એકાંત સ્થળોમાં, પર્વતોની ગુફાઓમાં, પર્વતોના બીજા પ્રદેશોમાં, નદીઓમાં અને રમણીય વનોમાં પોતાની ઇચ્છા પ્રમાણે ક્રીડાઓ કરતી હતી. તે સમયે દૈવગતિથી બ્રહ્માનો શાપ થતાં તમને દાસીપુત્રનો અવતાર આવ્યો હતો અને તે અવતારમાં વૈષ્ણવોનું ઉચ્છિષ્ટ જમવા રૂપ પુણ્યથી આ કલ્પમાં તમે બ્રહ્માના પુત્ર, અસંખ્યાત કલ્પો સુધી જીવનાર, વૈષ્ણવોમાં ઉત્તમ મહાત્મા, જ્ઞાનદૃષ્ટિથી સર્વને જોનારા અને મહાદેવના પ્રિય શિષ્ય થયા છો. હે નારદજી ! એ કલ્પમાં થએલું અમૃત જેવું એ દૈત્યનું વૃત્તાંત વિસ્તારથી કહું છું તે મારા મુખથી સાંભળો એક દિવસે બળિરાજાનો 'સાહસિક' નામનો બળવાન પુત્ર પોતાના પરાક્રમથી દેવતાઓને જીતીને ગંધમાદન પર્વતમાં ગયો હતો. ઘણા સૈન્યથી વીંટાએલો એ દૈત્ય સર્વ અંગોમાં ચંદનનું લેપન કરી, રત્નમય આભરણો પેહેરી ગંધમાદન પર્વતમાં રત્નના સિંહાસન પર બેઠો હતો ત્યાં રૂપથી સઘળી અપ્સરાઓમાં શ્રેષ્ટ અને નાના પ્રકારના વેષ કરનારી 'તિલોત્તમા' નામની અપ્સરા એ માર્ગે નીકળી. એ અપ્સરા સુંદર ચંપકના પુષ્પ જેવા વર્ણવાળી હતી. રત્નમય આભરણોથી શણગારેલી હતી. ખીલતી જુવાનીથી ભરપૂર હતી. કામદેવોનાં બાણોથી પીડાએલી હતી. મંદહાસ્યથી પ્રફુલ્લિત મુખવાળી હતી. દિવ્ય વસ્ત્રોથી શોભી રહી હતી. વાંકી ભમરોથી ચાળા કરતી હતી અને મોટા હાથીની પેઠે મંદમંદ ચાલતી હતી. એનાં સ્તનોને, સાથળોને અને મુખરૂપ ચંદ્રને જોઈ જુવાન સાહસિક પરવશ થયો, તેટલામાં વાયુથી તે તે અપ્સરાનું વસ્ત્ર ઊંચું થઇ જતાં સાહસિક મુર્છિતજ થઈ ગયો. એ તિલોત્તમા અપ્સરા પણ અત્યંત રૂપાળા, ખીલતી જુવાનીવાળા, પ્રફુલ્લિત માલતીની માળાવાળા, સરદ્પુનમના ચંદ્ર સરખા મુખવાળા અને મંદહાસ્ય કરતા સાહસિકની સામે જોઈ રહી અને જોઈ વિસ્મય પામીને કામનાથી કટાક્ષો મારવા લાગી. ચંદ્રની સાથે ક્રીડા કરવા સારૂ ચંદ્રના લોકમાં જતી એ મદોન્મત અપ્સરા શૃંગારની ઇ-

ઇચ્છાથી કોઇ પ્રકારનું બાહાનું કરીને ત્યાંજ ઉભી રહી અને વાંકી આંખથી સાહસિકના મુખને જોઈ જોઇ વારંવાર ઘુમટો કાહાડવા લાગી. કામદેવથી મદોન્મત થએલી તે અપ્સરાને સઘળાં અંગોમાં રૂવાટાં ઉભાં થઈ ગયાં, પસીનો વળી ગયો અને * * * મન સાહસિકમાંજ લાગી જતાં ચંદ્રનેતો ભુલીજ ગઈ. અહો! કોઇથી પણ જાણી શકાય નહી એવા છીનાળના અભિપ્રાયને જગતમાં કોણ જાણી શકે. જે પુરૂષ છીનાળનો વિશ્વાસ કરે તેને દૈવે ઠગેલો, અને યશથી, ધર્મથી તથા કુળથી બહિષ્કૃત થએલોજ સમજવો. છીનાળનો નવો જુવાન પ્રાપ્ત થતાં જુના ઉપરની પ્રીતિ ટળી જાય છે. છીનાળ કેવળ પુરૂષના ચમત્કારથીજ વશ્ય થાય છે, બાકી તેને વાસ્તવિક પ્રિય કે અપ્રિય કોઇ પણ નથી. છીનાળનું હડકાયું ચિત્ત દેવના કાર્યમાં, પિતૃના કાર્યમાં, પુત્રમાં, બંધુમાં કે ભર્ત્તારમાં લાગતું નથી. પણ કેવળ શૃંગાર સંબંધી કામમાંજ લાગેલું રેહે છે. છીનાળ સ્ત્રી રતિમાં નિપુણતા ધરાવનારાને પ્રાણથી પણ અધિક ગણી અમૃતની દૃષ્ટિથી જુવે છે અને બીજા પુરૂષ રત્નો દેનાર તથા મહાપંડિત હોય તોપણ તેને ઝેરની દૃષ્ટિથી જુવે છે. સઘળાઓનું ઠેકાણું હોય છે પણ છીનાળોનું ઠેકાણું હોતું નથી. છીનાળની જાત પારાધીઓ કરતાં પણ દારૂણ હોય છે કે જેથી સઘળાઓના પાપના ભોગ ભોગવાઈ રહ્યા પછી કોઈ દિવસે છુટકારો થાય છે પણ છીનાળોનો તો ચંદ્રનો અને સૂર્યનો પ્રલય થતાં સુધી પણ છુટકારો થતો નથી. બીજી સ્ત્રીઓને કીડાને મારી નાંખવામાં જેટલી દયા હોય છે તેટલી દયા પણ છીનાળ સ્ત્રીઓને જુના પતિને મારી નાંખવામાં હોતી નથી. છીનાળ સ્ત્રી રતિમાં નિપૂણતા ધરાવનારા નવા જારને પામી ઝેર જેવા લાગતા જુના પતિને ગમે તેવા ઉપાયથી તુરત મારીજ નાખે છે. પૃથ્વીમાં જે જે પાપો છે તેઓ સઘળાં છીનાળોમાંજ રેહે છે. છીનાળોથી અધીક કોઇપણ પાપી નથી. છીનાળે રાંધેલું અન્ન તથા ભરેલું પાણી અવશ્ય સઘળા પાપમય છે, માટે તેવા અન્નનો અને તેવા જળનો દેવના કે પિતૃના કામમાં ઉપયોગ કરવો નહી. છીનાળનું રાંધેલું અન્ન વિષ્ટા તુલ્ય છે અને છીનાળનું ભરેલું જળ મુત્ર તુલ્ય છે, માટે કોઈ માણસ તે અન્ન અને તે જળ દેવતાઓને કે પિતૃઓને આપે અથવા તેનો પોતે ઉપયોગ કરે તો અવશ્ય નરકમાં પડે છે. એવા અન્ન કે જળનો ઉપયોગ કરનાર માણસ સો વર્ષ સુધી ભયંકર અંધકારમય કાળસૂત્ર નામના દારૂણ નરકમાં રંધાય છે અને તેને નિરંતર ત્યાંના કીડાઓ કરડયા કરે છે. જો કોઈ અધમ માણસ દૈવગતિથી છીનાળે રાંધેલા અન્નને જમે તો તેના સાત જન્મનાં પુણ્યોનો અવશ્ય નાશ થાય છે અને આ લોકમાં તથા પરલોકમાં આયુષ્યનો, લક્ષ્મીનો તથા કીર્ત્તિનો પણ નાશ

થાય છે. એટલા માટે રસોઈના પાત્રની પેઠે સ્રીને પણ કોઈ આભડછેટ લાગવાની બહુજ સાવચેતી રાખવી જોઈએ. પરગામ જતાં છીનાળનાં શકૂન થાય તો અવશ્ય પ્રવાસમાં સિદ્ધિ થાય છે પણ છીનાળનો સ્પર્શ કરવામાં આવે તો એવું પાપ લાગે કે જેનો તિર્થમાં નહાવાથીજ છુટકારો થાય. છીનાળ સ્રીઓ જે કાંઇ સ્નાન, દાન, વૃત, જપ કે દેવપુજન કરે તે વ્યર્થજ જાય છે. ભરતખંડમાં છીનાળોનું જીવવુંજ વૃથા છે. હે નારદજી ! છીનાળોની રીતભાત કે જે જાણી શકાય એવી નથી તે શાસ્ત્ર રીતિ પ્રમાણે મેં તમને કહી. હવે ચાલતા પ્રકરણમાં સાહસિકને અને તિલોત્તમાને જે વાત ચિત થઇ તે કહુ છું તે સાંભળો. પછી ચેતના પામી કામાતુર અને પ્રમત થએલા સાહસિકે કુટિલ કટાક્ષવાળી, પુષ્ટનિતંબવાળી, પુષ્ટ સ્તનોવાળી અને પ્રેમ ભરેલી લાજથી, ઘુંઘટો કાડતી તે તિલોત્તમાની પાસે જઇને તેને નિચે પ્રમાણે કહ્યું.

સાહસિક કહેછે—હે કામિની ! તું કોણ છે ? કોની દિકરી છે ? કોની સ્ત્રિ છે ? અને મોટાં પૂણ્યવાળા કયા પતિની પાસે પોતાની મેળે જાય છે. હે સુંદરી અનેક કલ્પો પર્યંત તપ કરીને તારા ઉપભોગનું ભાગ્ય પામેલા જે પતિની પાસે તું જતી હોય ત્યાં સુખેથી જા, પણ મને તારો દાસ કરી લેવો યોગ્ય છે. હું કે જે રતિમાં લંપટ છું તેને રતિરૂપ મુલ્ય આપીને દાસરૂપે ખરીદી લે અને શૃંગારમાં આશક્તિ ધરાવનારી તું મનમાનતો શૃંગાર કર. હે પ્યારી ! તારૂ આલીંઘન કરવાનું મારૂં ભાગ્ય વિધાતાએજ બનાવ્યું જણાય છે અને વિધાતાના લેખનું નિવારણ કરવા કોણ સમર્થ છે ? કોઇ પણ સમર્થ નથી. હે સુંદરી ! મંદહાસ્ય કરી અમૃત જેવું વચન બોલ, આ નિર્જન સ્થળમાં તારી ભૂજારૂપી લતાના પાસોથી મને તુરત બાંધી લે. * * કટાક્ષરૂપી તિક્ષ્ણ અસ્ત્રોથી મને જાજરો કરી નાખ્ય, હુ કે જેને કામદેવ રૂપી સર્પ કરડયો છે તેને તારા ચરણના સ્પર્શથી પીડા રહિત કર, હું કે જે ભૂખ્યો છું તેને તારા અધરરૂપી મીઠું અમૃત પા, અને પાકેલા દાડિમના બીજ જેવા દાંત દેખાડ. હે સુંદરી ! * * * જોવા ઇચ્છુછું, * * * * મુનિઓના મનને પણ મોહ ઉપજાવનારાતારા સુંદર નિતંબોને નીરખવા ઈચ્છુછું અને શરદૃઋતુના મધ્યાન્હનાં કમળોની શોભાને જીતી લેનારાં નેત્રોવાળું તથા શરદૃ પુનમના ચંદ્ર જેવી કાંતિવાળું તારૂં પ્રસન્ન મુખ મારા મુખની સાથે જોડવા ઈચ્છું છું.

નારાયણ કેહે છે—એ પ્રમાણે તેનાં વચનો સાંભળી અને તેને કામદેવનાં બાણથી આતુર થએલો જોઈ તિલોત્તમા પોતે કામાતુર થએલી છતાં પણ માન રાખવા સારૂ નીચે પ્રમાણે બોલી.

**તિલોત્તમા કેહે છે**— સ્ત્રીઓને તમારા જેવો કાંત મેળવવાની ઇચ્છાજ હોય છે. તમે બળિરાજાના પુત્ર છો, ધર્માત્મા છો, રૂપાળા છો, ગુણવાન છો, જુવાન છો, શૃંગારમાં નિપુણ છો, કામશાસ્ત્રોમાં વિચક્ષણ છો, સ્ત્રીઓના મનનું આકર્ષણ કરો એવા છો અને સ્વભાવથીજ સારા વેષવાળા છો. જે પુરૂષ સારા વેષવાળો, રૂપાળો, શાંત, મનને નિયમમાં રાખનાર રોગરહિત, શૃંગારની રીતિને જાણનાર, ગુણજ્ઞ, જુવાન, રસિક, પવિત્ર, મનનું આકર્ષણ કરનાર, વસિષ્ઠ જેવો દયાળુ, સમર્થ, દાતા અને પ્રેમવાળો હોય તેનેજ સ્ત્રીઓ ઈચ્છે છે. હે કાંત ! એ સઘળા ગુણો તમારામાંછે, એટલા માટે જે સ્ત્રીઓ તમને ન ઇચ્છે તેઓ મૂર્ખછે અને ઠગાયેલી છે એમ સમજું છું. પરંતુ હમણાં ચંદ્રની પાસે જઈ ત્યાંથી પાછી આવીને તમને સંતોષ આપીશ. હમણાં આ શણગાર ધરીને ચંદ્રને વાસ્તેજ નીકળીછું એકને વાસ્તેનીકળ્યા છતાં બીજાનું આલિંગન કરવાથી ધર્મના ઉલ્લંઘનનું પાપ લાગેછે અને જે સ્ત્રીઓ ધર્મનું રક્ષણ ન કરે તેઓનું જીવતર વૃથા થાય છે. જે સ્ત્રીઓએ ચંદ્રના આલિંગનનું સુખ નથી જાણ્યું તેઓને માના ગર્ભમાંજ રહેલી અને પુરૂષોના રસથી અજાણી સમજુંછું. અશ્વિનીકુમાર, કામદેવ, ચંદ્ર, ઇંદ્ર અને નલકૂબર એઓએ જે સ્ત્રીઓનું આલિંગન કર્યું નથી તે સ્ત્રીઓ રતિ સંબંધી કાર્યમાં ઠગાએલીજ છે. મારૂં મન રાત દિવસ એઓની ક્રીડાનુંજ ચિંતન કરે છે. જો કે કામદેવ વિશેષે કરી રતિ સંબંધી કાર્યમાં નિપુણ છે તોપણ ચંદ્રનો શૃંગાર, ચંદ્રનું આલિંગન અને ચંદ્રનું ભાષણ મને અમૃત કરતાં પણ અધિક લાગે છે. આજ ચંદ્રની સાથે રતિ કરવાનો દિવસ છે તેથી મારૂં મન તેનુંજ ચિંતન કરે છે.

**નારાયણ કેહે છે**— એ પ્રમાણે તિલોત્તમાનાં વચન સાંભળી કામાતુર અને રોમાંચિત થએલા સાહસિક એકાંતમાં તે તિલોત્તમાને નિચે પ્રમાણે પુછ્યું.

**સાહસિક પુછે છે**— હે તિલોત્તમા ! હે ચતુર રસિક લોકની ઇશ્વરી ! તને બ્રહ્માએ સુંદના તથા ઉપસુંદના નાશને વાસ્તેજ કૌતુકથી પ્રયત્નપુર્વક બનાવી છે તેથી તું સઘળી અપ્સરાઓમાં ઉત્તમ છો. બ્રહ્માએ બનાવેલી તું સ્વરૂપ તથા ગુણોના આધારરૂપ છો, સઘળું જાણનારી છો અને રતિ સંબંધી કાર્યમાં નિપુણછો તેથી તેથી હર્ષને લીધે તારા જેવી સ્ત્રીઓના માનસિક અભિપ્રાય સાંભળવા ઈચ્છુછું. હે સુંદરી ! સ્ત્રીઓને અત્યંત પ્યારો કોણ હોય છે અને સ્ત્રીઓનો સ્વભાવ કેવો હોય છે તે મને યથાર્થ કેહે. હે સુંદર ભ્રકુટીવાળી! ગંધર્વો, દેવતાઓ તથા પુણ્યવાળાઓ એ સઘળાઓને તું પ્રાણ સમાન છો તો એક અતિ રહસ્ય વાત સાંભળવા ઇચ્છુછું

કે તેઓમાંથી તને વધારે પ્યારો કોણ છે.

**નારાયણ કેહે છે—** એ પ્રમાણે સાહસિકનાં વચન સાંભળી હસી, ઘુંઘટો કાહાડી, વાંકી આંખથી જોઈને તિલોત્તમાએ મનમાં રહેલો, વિદ્વાનોએ પણ નહી જાણેલો, નહી.પ્રકાશ પામેલો અને અત્યંત રહસ્યરૂપ સાચો અભિપ્રાય નિચે પ્રમાણે કહ્યો.

**તિલોત્તમા કેહે છે—** હે સાહસિક! છીનાળ સ્ત્રીઓના મનનો અભિપ્રાય મારે કેહેવો પડશે કે જે સઘળી જાતની સ્ત્રીઓને મારે ઉપહાસ કરાવશે. સઘળાઓને સ્ત્રીઓનું ચરિત્ર જાણવાને અશકય છે તેમાં પણ છીનાળોનું ચરિત્ર અત્યંત જાણવાને અશકય છે. પંડિત માણસ વેદના, વેદનાં અંગોના, શાસ્ત્રોના, વનોના અને દિશાઓના અને આકાશના અંતને જાણી શકે પણ છીનાળોના અભિપ્રાયને કદી જાણી શકે નહી. જુવાન પુરૂષ છીનાળના સર્વસ્વનું હરણ કરી જાય તો પણ છીનાળને તે પ્રાણ કરતાં અધિક પ્યારો લાગે છે. છીનાળ સ્ત્રી રૂપાળા જુવાનને જોઇ કામાતુર થઇ જાય છે અને તેમાં વળી એ જુવાને ઉત્તમ વસ્ત્ર અને અલંકારાદિક ધરયાં હોય તો તુરત મુર્છિતજ થઇ જાયછે એવા જુવાનને જોઈ નિમેષ રહિત નેત્રોથી તેનામુખ સામું જોયા કરે છે, અંગમાંથી જળ ઝરવા લાગે છે, તુરત ચળ આવેછે, મનમાં અત્યંત ચપળતા થાય છે, સ્થિરતા રહી શકતી નથી, સઘળાં અંગો કંપવા લાગે છે, અને શરીર કામદેવ રૂપી અગ્નિથી બળીને જડ જેવું થઇ જાય છે. એ પુરૂષ જો એકાંતમાં મળીને વાતચીત કરે તો સ્ફુટરીતે વારંવાર મંદહાસ્ય કરી કટાક્ષ સહિત મુખ દેખાડીને કરે છે. પુરૂષ જીતેંદ્રિય હોવાથી એમ કરતાં પણ વશ્ય ન કરી શકાય તો પછી પોતાનું અંગ દેખાડીને સ્ફુટ રીતે મનનો અભિપ્રાય કેહે છે. નાયક વશ્ય ન થાય એવો હોય તો છીનાળને જન્મભરનું દુઃખ રેહે છે પણ તેના જેવો બીજો મળી જાય તો તેને ભુલી જાય છે. પૃથ્વીમાં છીનાળોને જાતથી કોઇ પણ પ્રિય કે અપ્રિય નથી. કેવળ જે જુવાન શૃંગારમાં અતિનિપુણ હોય તે પ્રાણ કરતાં પણ અધિક પ્રિય લાગે છે. જો નવો અતિ નિપુણ પુરૂષ મળે તો આગળના જારને, પતિને, પુત્રને, ભાઈને, બાપને, માને અને સર્વને પણ થોડીવારમાં છોડી દે છે. છીનાળ સ્ત્રી દાનથી, માનથી, સાચાઈથી, વખાણથી, ઉપકારથી કે પ્રીતિથી વશ્ય થતી નથી. કેવળ સંભોગના ચમત્કારથીજ વશ્ય થાય છે. છીનાળ સ્ત્રીઓ સુતા, જમતાં, સ્વપ્નમાં અને જાગ્રતમાં રાત દિવસ ઊત્તમ જુવાનના આલિંગનનેજ સંભારયા કરે છે. નિત્ય નવા નવા પુરૂષને ઈચ્છનારી છીનાળની જાત અત્યંત નિર્દય છે. આ સઘળી છીનાળોનું ચરિત્ર મેં કહ્યું. હવે ન કેહેવા જેવું અને ગુપ્ત

રાખવા યોગ્ય જે મારા હૃદયનું વચન છે તે કહુંછું. સાંભળો, ગંધર્વોમાં અને દેવતાઓમાં જે જે જુવાનો રતિ કરવામાં શૂર અને કામશાસ્ત્રમાં નિપુણ છે તેઓ મને બહુ પ્યારા છે તેઓમાં પણ વિશેષે કરી ચંદ્ર ઉપર મને વધારે સ્નેહ છે. ચંદ્ર કરતાં પણ કામદેવ મને વધારે પ્રિય છે. મને કામદેવ જેવો પ્યારો કોઇ થયો નથી અને થવાનો પણ નથી. કામદેવનું સ્મરણ કરતાંજ તુરત મારૂં મન પીગળી જાય છે. આ પ્રમાણે મારો પોતાનો અને બીજી સ્ત્રીઓનો પણ સઘળો અભિપ્રાય તમારી પાસે કહ્યો. હે મહારાજ ! હવે આજ્ઞા આપો એટલે ચંદ્રની પાસે જાઊં. ત્યાંથી અવશ્ય તમારા સ્થાનમાં આવીને તમને રાજી કરીશ એમાં સંશય નથી.

**નારાયણ કેહે છે**— તિલોત્તમાનાં એ વચન સાંભળી બળિનો પુત્ર સાહસિક વારંવાર ઉંચા સ્વરથી હસવા લાગ્યો. કામાતુર થએલી તિલોત્તમા પણ વાંકી નજરથી તેને જોઇને હસવાલાગી, સુંદર ચંપકનાફુલ સરખા વર્ણવાળાં પુષ્ટ તથા ઉચા પોતાનાં કઠણ સ્તનોને યુકિતથી દેખાડવા લાગી, કેળના થાંભલા કરતાં પણ અધિક શોભાવાવાળા તથા ભારનુ સહન કરે એવા રમણીય સાથળોને દેખાડવા લાગી, કૂટાક્ષ સહિત મંદહાસ્યવાળા મુખને દેખાડવા લાગી, રોમાંચિત થએલા ગાલને દેખાડવા લાગી, સર્વ અંગમાં રોમાંચિત થઈને નેત્રો વતે સાહસિકના મુખને નીરખવા લાગી, એકાંત સ્થળ હોવાથી કામદેવના રહસ્યમાં મગ્ન ચિત્તવાળી થઇ ગઈ અને સાહસિકનાં રૂપને તથા વેષને વારંવાર જોઇ જોઈ ભાવના કરીને સૂક્ષ્મ વસ્ત્રથી ઘુંઘટો કાહાડવા લાગી. એ પ્રમાણે તિલોત્તમાને કામદેવથી અત્યંત આતુર થએલી જોઈ તેના ભાવને જાણવાના ઊત્સાહથી મહાવિચક્ષણ કામી સાહસિકે તેને નીચે પ્રમાણે પુછ્યું.

**સાહસિક પુછે છે**—હે કમળ સરખાં નેત્ર વાળી ! હવે તારે શું કરવાનું છે તે મને સાચું કેહે. જો તારી ઈચ્છા ન હોય તો કહી દે એટલે હું બીજું કામ કરૂં. મારાથી અહીં ઘણીવાર ખોભરી શકાય એમ નથી. હે પ્યારી ! સ્ત્રીઓનો બળાત્કારે સંભોગ કરવો એ ધર્માત્માઓનો ધર્મ નથી તેઓમાં પણ અમે કે જેઓ મહાવિદ્વાન અને કુલીન છીએ તેઓને તો એ ઘટેજ નહી. તું હવે મને શૃંગાર દે અથવા રતિકરવા સારૂ ચંદ્રની પાસે જા. ઘણા પુરૂષોનો સમાગમ કરનારી છીનાળને વશ્ય કરવા કોણ સમર્થ છે? કોઇ પણ સમર્થ નથી.

**નારાયણ કેહે છે**—એ પ્રમાણે સાહસિકનાં વચન સાંભળી પોતાને ભાગ્યહીન માનતી, કામદેવનાં અસ્ત્રથી ભેદાતી અને જેનાં કંઠ હોઠ તથા તાળવું સુકાવા માંડયાં એવી તે તિલોત્તમાએ નીચે પ્રમાણે સાહસિકને કહ્યું.

**તિલોત્તમા કેહે છે**—તમે કે જે મને પ્રાણ કરતાં પણ અધિક પ્યારા છો તે આવું કેમ બોલો છો? તમને રીશ કેમ ચડી? તમે તમારી ઇચ્છાને પરિપૂર્ણ કરો, આ પ્રમાણે તમને વિમુખ કરીને જો હું ચંદ્રની પાસે જાઉં તો તમને કચવાવ્યાથી જરૂર ત્યાં તુરતજ વિઘ્ન થયા વગર રેહે નહી. તમે સુખેથી વિહાર કરો. પ્રભુ તમારૂં ભલું કરશે. જે પુરૂષ સ્ત્રીના માનને જાળવે છે તેનું પગલે પગલે ભલું થાય છે અને જે અધમ પુરૂષ સ્ત્રીનું અપમાન કરીને જાય છે તે મુઢ ઊપર કોપ કરીને સતી પાર્વતી દેવી પગલે પગલે તેનું ભુંડુ કરે છે.

**નારાયણ કેહે છે**—એ પ્રમાણે તિલોત્તમાનાં વચન સાંભળી બુદ્ધિમાન અને કામશાસ્ત્રમાં નિપુણતા વાળો બળિનો પુત્ર સાહસિક હસ્યો અને તેનો ભાવ અનુકુળ છે એમ નિશ્ચયથી સમજ્યો. ભાવને જાણનાર અને કામશાસ્ત્રમાં પ્રવીણ એ સાહસિક તિલોત્તમાનો હાથ પકડી દૃઢ આલિંગન કરીને મુખનું ચુંબન કર્યું અને પછી તેને સાથે લઈ ગંધમાદનની ગુફામાં ગયો. ત્યાં જઈ એકાંત સ્થળ શોધી કાહાડી ત્યાં રત્નમય દીવા તથા અત્યંત મનોહર ધુપ કરી રતિને યોગ્ય શય્યા કરીને તેની સાથે સુતો અને કામદેવથી મોહિત થઇને અનેક પ્રકારના શૃંગાર કરવા લાગ્યો. મહારસિક તિલોત્તમા રતિમાં બહુ રાજી થઇ અને સાહસિકને દેવતાઓ કરતાં પણ રતિના કામમાં વધારે પ્રવીણ માનવા લાગી. નવીન સમાગમમાં મગ્ન થએલી તિલોત્તમાને રાતદિવસની પણ ખબર રહી નહી. પછી સાહસિકને પ્રેમથી છાતીમાં બેસ્તનની વચે લઇ તિલોત્તમાએ કામનાથી તેને નીચે પ્રમાણે કહ્યું.

**તિલોત્તમા કેહે છે**—હે કાંત! તમારા મુખરૂપી મનોહર ચંદ્રને હું પાછો કયારે દેખીશ અને આવો રૂડો દિવસ પાછો મને કયારે પ્રાપ્ત થશે. હે દાનવ! અહો! તમારાં આશ્ચર્યકારી રૂપના અને ગુણના ચમત્કારની શી વાત્ત કરૂં. તમારા જેવો બીજો કોઈ પણ શૃંગારમાં નિપુણ નથી એમ મને નિશ્ચય થયો. જેમ ભ્રમરો ફુલને ભુલી જાય છે તેમ તમે તો ઘણે કાળે મને ભુલી જશો પણ સ્ત્રીઓને તો વિચક્ષણ પુરૂષનું આલિંગન જીવતાં સુધી મનમાંથી જતુ નથી. ભાગ્યશાળીઓને ભાગ્યની પ્રબળતાથીજ રૂડા દિવસમાં સજ્જનનો સમાગમ થાય છે. સજ્જનનો વિયોગ દુઃખના કારણરૂપ છે અને મરણ કરતાં પણ અધિક છે. સજ્જનનો સુખમય સમાગમ અમૃત ભોજન કરતાં તથા સ્વર્ગવાસ કરતાં પણ વધારે દુર્લભ છે અને દુર્જનનો સમાગમ ઝેર કરતાં પણ વધારે દુખદાયી છે. હે મહારાજ! જરાવાર ખોભરો અને ફરિવાર આલિંગન કરો. તમે જશો તો મારાં પ્રાણ અને ચિત્ત પણ

તમારી સાથે આવશે.

**નારાયણ કેહેછે**—એટલાં વચન બોલી તિલોત્તમા સાહસિકને છાતીમાં દા બી તેના અંગના સંગથી રોમાંચિત થઈ ગઇ અને સુખને લીધે બેભાન થઈ ગઇ. જેમ પ્રદીપ્ત થએલો અગ્નિ ઘી પડવાથી અધિક વૃદ્ધિ પામે તેમ સાહસિકનો કામદેવ એ કુલટાનાં આલિંગનથી તથા ભાષણથી અત્યંત વધ્યો. હે નારદજી! કામાતુર થએલા એ અસુરે ફરીવાર આઠે પ્રકારનો શૃંગાર કરચો, તે તે અંગોનું યથાયોગ્ય રીતે નવ પ્રકારનું ચુંબન કરયું અને નખથી, દાંતથી તથા હાથથી વિવિધ પ્રકારની ક્રીડા કરી. આ સમયમાં ઘુઘરીઓનો તથા કંકણોનો ભારે શબ્દ થતાં દુર્વાસા મુનિ કે જે તપ કરતા હતા અને રાફડાથી ઢંકાઇ જવાને લીધે તેઓ ના જોવામાં નહી આવ્યા હતા તેમની સમાધિનો ભંગ થયો. એ ગંધમાદન પર્વતની ગુફામાં યોગાસન વાળીને બેઠેલા અને શ્રીકૃષ્ણપરમાત્માના ચરણાર વિંદનું ધ્યાન કરતા મહામુનિ દુર્વાસા સમીપમાંજ હતા તો પણ ઘણા કાળને લીધે તેમના શરીરપર રાફડો થઈ ગયો હતો તેથી તેઓના જોવામાં નહી આવ્યા હતા. એઓને જોઇ કોપથી જેનાં નેત્ર રાતાં કમળ જેવાં થઈ ગયાં અને ધ્યાનમાં મળેલાં ભગવચ્ચરણારવિંદના વિયોગથી મનમાં ભારે ઉદ્વેગ થયો એવા રૂદ્રના અંશરૂપ તેજસ્વી દુર્વાસાએ વિહાર પુરો થઇ રહ્યા પછી તેઓને નીચે પ્રમાણે કહ્યું.

**દુર્વાસા કેહે છે**—હે ગધેડા જેવા નિર્લજ્જ! હે પુરૂષોમાં અધમ! ઉઠય. બળિરાજા કે જે ભકતોમાં શ્રેષ્ઠ છે તેનો દીકરો તું પશુ જેવો કેમ થયો. દેવ હોય, મનુષ્ય હોય, દૈત્યહોય, ગંધર્વ હોય કે રાક્ષસ હોય પણ તે સઘળાઓ આવા કામમાં તે કામને જાણનારાં બીજાંઓ દેખતાં શરમાય છે. જેઓને શરમ નથી એવાં તો પશુઓજ છે. પશુઓમાં પણ વિશેષે કરી ગધેડાંની જાત જ્ઞાનવગરની અને લાજ વગરની છે એટલા માટે હે દાનવ! તું હવે ગધેડાનો અવતાર પામ. હે તિલો-ત્તમા! હે લાજ વરગરની છીનાળ! તું પણ ઉઠય. તને દૈત્યમાં આવી બધી ઈ-ચ્છા છે માટે તું દૈત્ય જાતિમાં અવતાર પામ્ય.

**નારાયણ કેહે છે**—ક્રોધથી પ્રજ્વલિત થએલા દુર્વાસા મુનિ એટલાં વચન બોલીને બંધ રેહેતાં બીનેલાં અને લજાએલાં એ બે જણાએ ઉઠીને નીચે પ્રમાણે તેમને વિજ્ઞપ્તિ કરી.

**સાહસિક કેહે છે**—તમેજ ઈંદ્ર છો, વિષ્ણુ છો, સાક્ષાત્ સદાશિવ છો, અગ્નિ છો, સૂર્ય છો અને સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયના કરનાર છો. હે મહારાજ! હે કૃપાના ભંડારરૂપ! અપરાધની ક્ષમા કરો અને કૃપા કરો. સર્વદા મૂઢ જનના અ-

પરાધની જે ક્ષમા કરે તેજ મહાત્મા કેહેવાય છે.

**નારાયણ કેહે છે**—એટલાં વચન બોલી સાહસિક, દુર્વાસા મુનિના મોહોડા આગળ ઉંચા સાદથી રોવા લાગ્યો અને દાંતમાં તરણાં લઇને તેમના ચરણારવિંદમાં પડયો.

**તિલોત્તમા કેહે છે**—હે નાથ!, હે કરૂણાના સમુદ્રરૂપ! હે દીનબંધુ! કૃપા કરો. બ્રહ્માની સૃષ્ટિની અંદર સઘળી જાતિઓમાં સ્ત્રીઓ મુઢજ હોય છે અને તેઓમાં પણ સર્વદા કામાતુર રેહેનારી કુલટાની જાત અત્યંત મુઢ હોય છે. હે પ્રભુ! કામીજનને લાજ, ભય અને બુદ્ધિ હોયજ નહી.

**નારાયણ કેહે છે**—હે નારદજી! એટલાં વચન બોલી રોઈ પડીને તિલોત્તમા પણ દુર્વાસાની શરણે ગઈ. એઓને શરણાગત થએલાં જોઈ દુર્વાસાએ નીચે પ્રમાણે કહ્યું.

**દુર્વાસા કેહે છે**—હે દાનવ! મારે શાપ કે કૃપા દૈવની ગતિથીજ થાય છે. સત્કીર્ત્તિ થવી કે અપકીર્ત્તિ થવી એ પૂર્વજન્મનાં કર્મોનુંજ ફળ છે. તમે વિષ્ણુના ભકત બળિરાજાના પુત્ર છો, કુલીન પુરૂષ છો અને પિતા કરતા પણ વિષ્ણુના વધારે ભકત છો એ હું નિશ્ચયપુર્વક જાણું છું. જેમ શ્રીકૃષ્ણના ચરણારવિંદનું ચિન્હ એક કાલિયનાગના મસ્તકમાં પ્રાપ્ત થતાં તેના સઘળા વંશજોના મસ્તકપર ચાલ્યું આવે છે તેમ બીજી જાતિઓમાં પણ વડીલનો સ્વભાવ તેના પુત્રોમાં ચાલ્યો આવે એ નિશ્ચિત છે. હે પુત્ર! તું ગધેડાનો અવતાર પામીને પછી મુકિત પામીશ. કારણ કે પ્રથમ કરેલુ શ્રીકૃષ્ણનું પૂજન સજ્જનોને ઘણે કાળે પણ નિષ્ફળ થતું નથી. તું શીઘ્ર વ્રજની પાસે વૃંદાવનની અંદર તાડવન છે ત્યાં જજે. એ સ્થળમાં શ્રીકૃષ્ણના ચક્રથી મરણ પામીને તું અવશ્ય મુકિત પામશે. હે તિલોત્તમા! તું પણ ભરતખંડમાં બાણાસૂરની પુત્રી થશે અને તે અવતારમાં શ્રીકૃષ્ણના પૌત્રનું આલિંગન કરી પાછી પવિત્ર થશે.

**નારાયણ કેહે છે**—હે નારદજી! દુર્વાસા એટલાં વચન કહીને બંધ પડતાં એ તિલોત્તમા અને સાહસિક બન્ને દુર્વાસાને પ્રણામ કરી તેમણે કહેલાં સ્થાનકોમાં જઇને અવતરયાં. ગધેડાના જન્મને પામેલા એ દૈત્યનો (ધેનુકાસુરનો) આ સઘળો વૃતાંત તમને કહી સંભળાવ્યો. તિલોત્તમા બાણાસુરની પુત્રી ઓખા થઈ હતી અને તે અવતારમાં તે શ્રીકૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધની સ્ત્રી થઈ હતી.

**इत्युक्तः सर्ववृत्तांतो दैत्यस्य खरजन्मनः ॥**
**तिलोत्तमा बाणपुत्री ह्यूषानिरुद्धकामिनी ॥१५०॥**

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'तिलोत्तमाबालिपुत्रब्रह्म शापप्रस्ताव' એવા નામનો ત્રેવીસમો અધ્યાય સંપુર્ણ. ૨૩

---

## ॥ श्रीनारायणउवाच ॥

**निगूढंशृणुवृत्तातंमुनेर्दुर्वाससोमुने ॥**
**अहोस्यदारसंयोगःकथंतदुर्ध्वरेतस : ॥ १ ॥**

નારાયણ કેહે છે—હે નારદજી! હવે દુર્વાસા મુનિનો ગૂઢ વૃત્તાંત કહું છું તે સાંભળો. દુર્વાસા મુનિને પોતે બાળ બ્રહ્મચારી છતાં પણ સ્ત્રી પરણવાની જરૂર પડી હતી!!! તિલોત્તમાનો અને સાહસિકનો શૃંગાર નજરે જોવામાં આવતાં દુર્વાસાનું મન પરવશ થઇ ગયું. જીતેંદ્રિય માણસને પણ નીચના સંસર્ગથી સાંસર્ગિક દોષ લાગે છે. હૃદયમાં તુરત સુરત કરવાની ઈચ્છા ઉત્પન્ન થતાં કામાતુર થએલા દુર્વાસા તપ કરવું છોડી દઇને સ્ત્રીનું ધ્યાન કરવા લાગ્યા. આ સમયમાંજ મુનિઓમાં ઉત્તમ 'ઔર્વ' મુનિ વર વરવાની ઇચ્છાવાળી પોતાની દીકરીને સાથે લઇ તે માર્ગે નીકળ્યા. પૂર્વ કલ્પમાં બ્રહ્મા તપ કરતા હતા તે સમયે તેમના સાથળમાથી એ યોગીંદ્ર બાળ બ્રહ્મચારી ઔર્વ મુનિ ઉત્પન્ન થયા હતા. સાથળમાંથી ઉત્પન્ન થયા તેથીજ ઔર્વ કહેવાતા હતા. એ ઔર્વ મુનિના ગોઠણમાંથી 'કદલી' નામની પ્રખ્યાત કન્યા ઉત્પન્ન થઇ હતી. એ કદલી દુર્વાસાનેજ વરવાની ઇચ્છા કરતી હતી. તેના મનમાં બીજો કોઈ વર નહી ગમતો હતો. બળતા અગ્નિના જેવી કાંતિવાળા અને અત્યંત પ્રસન્ન દેખાતા તે ઔર્વ મુનિ! દુર્વાસાના આગળ આવીને ઉભા રહ્યા. એ મૂનિને જોઇ આદરના સંભ્રમમાં પડેલા દુર્વાસા પ્રેમ ભરેલી રીતે વેગથી ઊઠયા અને તેમને પગે લાગ્યા. પછી રાજી થએલા ઔર્વ મુનિએ દુર્વાસાનું આલિંગન કરી તેમની પાસે પોતાની કન્યાના મનોરથની સઘળી વાત નીચે પ્રમાણે કહી.

ઔર્વ કેહે છે—આ મારી વિખ્યાત કદલી નામની મોટી અને મનોહર કન્યા છે તે લોકોના મુખથી તમારા ગુણ સાંભળીને તમારૂં ધ્યાન કરયા કરે છે. આ કન્યા ગર્ભમાં રહ્યા વગર ઉત્પન્ન થઈ છે, ત્રૈલોકયને મોહ ઉપજાવે એવી છે અને રૂપના તથા સઘળા ગુણોના આધાર રૂપ છે. પરંતુ તેમાં એક દોષ પણ છે. એ દોષ એ છે કે બહુજ કજીઆળી છે અને કોકથી કડવાં વચન બોલનારી છે. જે પદાર્થમાં

ગુણો અનેક હોય તેનો એક દોષ ઉપરથી ત્યાગ કરવો યોગ્ય નથી.

**નારાયણ કેહે છે—એ પ્રમાણે ઔર્વનાં વચન સાંભળી જેના મનમાં હર્ષ** અને શોક બન્ને ઊત્પન્ન થયા એવા દુર્વાસાએ પોતાની પાસે ઉભેલી તે કન્યાને જોઇ. ગુણોથી તથા રૂપથી સંપન્ન, શરદપુનમના ચંદ્ર સરખા મુખવાળી, ચલાયમાન થતાં કમળ સરખાં નેત્રવાળી, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળી, પુષ્ટ નિતંબવાળી, પુષ્ટ સ્તનોવાળી, ખીલતી જુવાની વાળી, વાંકી નજરથી જોતી, રત્નમય અલંકારોથી શોભતી, અને જેણે અગ્નિથી ધોવાએલાં વસ્ત્ર પેહેરયાં હતાં એવી તે કન્યાને જોઇં કામદેવનાં બાણોથી પીડાએલા દુર્વાસા મુનિ મોહ પામી ગયા તો પણ કચવાતા હૃદયથી બોલ્યા કે " હે ઔર્વમુનિ ! ત્રૈલોકયમાં સ્ત્રીનું રૂપ મુક્તિના માર્ગને રોકનાર છે, તપશ્ચર્યામાં અંતરાય રૂપ છે, સર્વદા મોહ ઉપજાવનાર છે, સંસારરૂપી કારાગૃહમાં ઉપાડી શકાય નહી એવી તથા શંકર આદિ મહાત્માઓએ પણ જ્ઞાનરૂપ ખડ્ગોથી છેદી શકાય નહી એવી ભારે બેડી રૂપ છે, અને પડછાયા કરતાં, પ્રારબ્ધ કરતાં, ઇંદ્રિયો કરતાં, મન કરતાં, વિદ્યા કરતાં તથા બુદ્ધિ કરતાં પણ લાંબા કાળ સુધી સાથે રેહે એવું છે. છાયા શરીર રેહે ત્યાં સુધી રેહે છે, પ્રારબ્ધ ભોગવાઇ રહ્યા પછી ટળી જાય છે, મન તથા ઇંદ્રિયો જીવતાં સુધી રેહે છે, વિદ્યા અભ્યાસની સ્થિતિ સુધી રેહે છે, બુદ્ધિ મરણ પર્યંત રેહે છે, અને સ્ત્રીતો જન્મો જન્મમાં સાથે રેહે છે. જ્યાં સુધી પુરૂષને સ્ત્રીનો સંબંધ હોય ત્યાંસુધી જન્મ ધરવો ટળતો નથી અને તે જન્મ સુધી જન્મ ધરયા કરે ત્યાં સુધી સ્ત્રી સંબંધી સુખ ભોગ પણ ટળતો નથી. હે મુનીંદ્ર ! એટલા માટે મનેતો શ્રીકૃષ્ણના ચરણારવિંદનું સેવન કરવું એજ સર્વથી ઉત્તમ લાગે છે. હું કે જે શ્રીકૃષ્ણના ચરણારવિંદનું ધ્યાન કરતો હતો તેને પૂર્વજન્મના કયા કર્મના દોષથી આ વિઘ્ન થયું એ જાણવામાં આવતું નથી. દૈત્ય છીનાળની સાથે શૃંગાર કરતો હતો તેને જોઈ મારૂં મન કામદેવથી સંયુકત થયું એ મને પરાયો શૃંગાર જોવાના પાપનુંજ ફળ વિધાતાએ આપ્યું છે. મારૂં મન કામનાયુકત થયું છે તેથી હું તમારી કન્યાને પરણીશ પણ પ્રથમથીજ બોલી કરૂં છું કે એ જ્યાં સુધી મને સો કડવાં વચન કેહેશે ત્યાં સુધી અવશ્ય ક્ષમા કરીશ પણ સોથી વધારે થશે ત્યારે તેનું ફળ આપ્યા વગર રહીશ નહી. સ્ત્રીનાં કડવાં વચનો સહન કરવાથી લોકોમાં જે નિંદા થાય છે તે સઘળી નિંદાઓથી અધિક છે. ત્રૈલોકમાં જે પુરૂષ સ્ત્રીને વશ્ય હોય તેની સત્પુરૂષોમાં બહુજ નિંદા થાય છે. હું તમારી આજ્ઞાને માથે ચડાવીને તમારી કન્યાને પરણવાનું સ્વીકારૂં છું. કારણ કે પુરૂષ જો પોતા-

ની મેળે આવેલી સ્ત્રીનો ત્યાગ કરે તો કાળસુત્ર નામના નરકમાં પડે છે. પુરૂષ પોતે જીતેંદ્રિય છતાં પણ જો કામનાથી એકાંત સ્થળમાં આવેલી છીનાળનો પણ ધર્મથી ભયથી ત્યાગ કરે તો તે ત્યાગરૂપ અધર્મથી નરકમાંપડે છે'' હે નારદજી! એટલા વચનો કહી દુર્વાસા મુનિ બંધ રેહેતાં ઔર્વ મુનિએ વેદોકત વિધિથી તેમને કન્યાદાન દીધું, દુર્વાસા 'સ્વસ્તિ' એમ બોલ્યા અને ઔર્વ મુનિએ પેહેરામણી તથા દાયજા આદિ આપ્યૂં. ઔર્વમુનિ કન્યાદાન કરયા પછી દીકરીના વિરહથી આતુર થઇને મોહથી રોવા લાગ્યા અને રોતાં રોતાં મુર્છિત થઇ ગયા. કારણ કે પોતાના સંતાનથી નોખા પડવાના શોકનો સમુહ જ્ઞાની માણસને પણ છોડતો નથી. જરાવાર પછી જેને ચેતના આવી એવા ઔર્વ મુનિએ પોતાના વિયોગથી રોતી શોક કરતી અને મુરછિત થઈ જતી કદલીને નીચે પ્રમાણે બોધ વચન કહ્યાં.

ઔર્વ કેહે છે—હે દીકરી! બહુ દુર્લભ, વેદમાં કહેલ, હિતરૂપ, સાચો અને પરીણામે સુખદાયી નીતિનો સાર કહું છું તે સાંભળય. સ્ત્રીઓને આ લોકમાં તથા પરલોકમાં પોતાનો પતિજ પરમ બંધુછે કુલીન સ્ત્રીઓને પતિ કરતાં બીજો કોઇ પણ અધિક પ્યારો હોતો નથી. સ્ત્રીઓને પરમગુરૂ પણ પતિજ છે. દેવપુજન, વ્રત, દાન, તપ, ઉપવાસ, જપ, સર્વ તીર્થોમાં સ્નાન, સઘળા યજ્ઞોની દીક્ષા, પૃથ્વીની પ્રદક્ષિણા અને બ્રાહ્મણોનું તથા અતિથિઓનું સેવન એઓ પતિની સેવાના સોળમાં ભાગ બરાબર પણ થઈ શકે એમ નથી. જે સ્ત્રી પતિની સેવા કરતી હોય તેને એ દેવપુજન આદિ કરવાનું કશું પ્રયોજન નથી અને જે સ્ત્રી પતિની સેવા ન કરતી હોય તેને પણ એ સઘળાં વ્યર્થ છે. બ્રહ્મચર્ય આદિ આશ્રમોમાં દુઃખ પામેલો માણસ સુખદાયી ગૃહસ્થાશ્રમ કરવામાં પ્રથમ સ્ત્રીની જ આંકાંક્ષા કરે છે એટલા માટે 'પતિની સેવા કરવી એજ સ્ત્રીનો ઊત્તમ ધર્મ છે' એમ સઘળાં શાસ્ત્રોમાં કહ્યું છે. આ પ્રમાણે છે એટલા માટે તું સર્વદા પોતાની બુદ્ધિથી પતિને નારાયણથી પણ અધિક ગણીને નિત્ય તેમનાં ચરણની સેવા કરજે. પતિ દેખતાં અથવા પતિની પરોક્ષ પણ હાસ્યથી, કોપથી, ભ્રાંતિથી કે અવજ્ઞાથી પતિને કડવાં વચન કેહેજેમાં. જે સ્ત્રી ભરતખંડની પૃથ્વીમાં આણી જોઇને વ્યભિચાર કરે અથવા પતિને કડવાં વચન કહે તેના પાપના નિવારણનો ઉપાય વેદમાં પણ નથી. એવી સ્ત્રી સો બ્રહ્મા પડતાં સુધી નરકમાં રેહે છે. જે સ્ત્રી સઘળા ધર્મો પાળનારી છતાં પણ પતિને કડવાં વચન કેહે તેનાં સો જન્મનાં પુણ્યો નાશ પામે છે એમાં સંશય નથી.

નારાયણ કહેછે–હે નારદજી! કન્યાદાન કરયા પછી એ પ્રમાણે કન્યાને શિખામણ દઇ ઔર્વમુનિ પોતાના આશ્રમમાં ગયા અને દુર્વાસા સ્ત્રી સહિત આનંદથી પોતાના આશ્રમમાં રહ્યા. ચિત્ત સંભોગનીઇચ્છાથી ઘેરાતાં દુર્વાસાકામનાથી સ્ત્રીનીપાસે ગયા તે સમયે તેમણે સઘળી સગવડ કરી લીધી કારણકે ભોગની સામગ્રી મહાત્માપુરૂષોની ઈચ્છા માત્રથી સિદ્ધથાયછે હે નારદજી! મુનિઓમાં ઉત્તમ દુર્વાસા રતિમાં ઘણું સુખ આપનારી યોગ્ય શય્યા કરી શુભ અવસરમાં તે પ્યારીને સાથે લઇ નિર્જન સ્થળમાંસુતા. પોતે જન્મભરથી સ્ત્રીનો રસ જાણ્યો નોતો તોપણ તે સમયમાં સંપૂર્ણરીતે રતિસંબંધી ચાતુરી કરવા લાગ્યા અને કામશાસ્ત્રમાં નિપુણતા દેખાડવા લાગ્યા શાસ્ત્રપ્રમાણે નાનાપ્રકારનો શૃંગાર કરવામાં આવતાં નવીન સંગમથી કદલી અને દુર્વાસા બન્ને એવા મુર્છિત થઈ ગયાં કે તેઓને રાત દિવસનું પણ ભાન રહ્યું નહી.ચતુર સ્ત્રીનો અને ચતુર પુરૂષનો સમાગમ એવોજ પરસ્પર સુખદાઈ થાય છે. હેનારદજી ! દુર્વાસા એ પ્રમાણે નિત્ય રતિ કરવા લાગ્યા અને તપ કરવું છોડી દઇને ઘરમાં આશકત થઇ ગયા. કદલી તો પોતાના સ્વભાવ પ્રમાણે દુર્વાસાની સાથે નિત્ય કજીઓ કરવા લાગી. દુર્વાસા નીતિનાં વચનોથી તેને સમજાવવા લાગ્યા તોપણ તે ઊપર કાંઈ ધ્યાન નહી આપતાં અને પિતાએ આપેલી શિખામણનો પણ ત્યાગ કરતાં કદલી નિરંતર કજીઆનીજ વેતરણ કરવા લાગી અને કોઇ રીતે પણ શાંત થઇ નહી. ગમે તેવી શીખામણ દેવામાં આવે તોપણ, કોઇ રીતે ટાળી શકાય નહી એવો સ્વભાવ માણસને છોડતો નથી. એ કદલી કારણ વગરજ નિત્ય એવાં કડવાં વચન બોલવા લાગી, જેથી દુર્વાસા પોતે સઘળા જગતને ધ્રુજાવનાર છતાં પણ ધ્રુજવા લાગ્યા. દયાના ભંડારરૂપ દુર્વાસા કદલી ઉપર મોહને લીધે તેનાં કડવાં વચનોની ક્ષમા કરતા હતા અને નિત્ય શીખામણ દીધા કરતા હતા એમ કરતાં ઠરાવ પ્રમાણે સો કડવાં વચન પુરાં થઈ રહ્યાં. દુર્વાસાએ દયાને લીધે સો ઉપરાંત પણ કેટલાંક કડવાં વચનોની ક્ષમા કરી પણ રોજ રોજ તેવાં વચનો સાંભળવાં પડવાથી તેમનું અંતઃકરણ બળવા લાગ્યું. કડવાં વચન બોલનારી કદલીનું પ્રારબ્ધ પુરૂં થઈ રહ્યું અને મહાદયાલુ આત્મારામ દુર્વાસા કોપને શમાવી શકયા નહી તેથી એક દિવસે વેગમાં આવી. તેમણે કદલીને શાપ દીધો કે "ભસ્મ થઈ જા". મુનિના મુખમાંથી એ વચનો નીકળતાંજ કદલી ભસ્મ થઈ ગઇ. જેઓ બહુજ છકી ગયાં હોય તેઓનું કલ્યાણ ત્રૈલોકયમાં પણ થતું નથી. શરીર ભસ્મરૂપ થઈ ગયા પછી આત્માના પ્રતિબિંબરૂપ કદલીના જીવે અંતરિક્ષમાં રહીને વિનયથી દુર્વાસાને નીચે પ્રમાણે કહ્યું.

જીવ કેહે છે––હે નાથ! તમે સર્વજ્ઞ અને સર્વને જોનાર હોવાથી જ્ઞાન દૃષ્ટિ વડે

સઘળું જાણોછો માટે હું તમને શું સમજાવું. સારાં વચન,કડવાં વચન, કોપ, સંતા લોભ, મોહ, કામ, ભુખ, તરશ આદિ, જાડાપણું, પાતળાપણું, મરણ અને દૃ અને અદૃશ્ય કારણોથી ઉત્પન્ન થતાં સુખ દુઃખાદિક એઓ સર્વે જીવના કે આત્મા ધર્મ નથી પણ શરીરનાજ ધર્મ છે. સત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્ર ગુણોથી શરીરો ગોઠવાએલાં છે અને તેઓમાં પણ અનેક પ્રકારો હોય છે. કોઈ શ શીરમાં સત્વગુણ વધારે હોય છે, કોઈ શરીરમાં રજોગુણ વધારે હોય છે અને કો શરીરમાં તમોગુણ વધારે હોય છે. કોઈ શરીરો પરસ્પર સરખાં હોતાંજ નથ સત્વગુણથી મુકિતની ઈચ્છા થાય છે, રજોગુણથી કર્મો કરવાની ઈચ્છા થાય છે અ તમોગુણથી જીવહિંસા કોપ તથા અહંકાર થાય છે. કોપથી અવશ્ય કડવાં વચ બોલાય છે, કડવાં વચનોથી શત્રુતા થાય છે અને શત્રુતાથી તુરત અપ્રિયપણું થા છે. જગતમાં સ્વાભાવિક રીતે કોઈ કોઈનો શત્રુ નથી, કોઈ કોઇનો મિત્ર નથી, કો કોઈનો પ્રિય નથી અને કોઇ કોઈનો અપ્રિય પણ નથી. સઘળું કારણથી થાય છે સર્વે સ્થળોમાં શત્રૂતાનાં અને મિત્રતાનાં બીજ ઈંદ્રિયોજ છે. પતિ સ્ત્રીને પ્રાણ ક રતાં પણ પ્રિય હેવો જોઈએ અને સ્ત્રી પણ પતિને પ્રાણ કરતાં પ્રિય હોવી જોઈએ પરંતુ મારાં દૂર્વચનોથી અને આપની અક્ષમાથી આપણા બે વચ્ચે તુરત શત્રુતા ઉત્પન્ન થઇ. હે પ્રભુ! અંતઃકરણના દોષથી જે સઘળું થવાનું હતું તે થઇ ગયું. હવે મારા અપરાધની ક્ષમા કરીને કહો કે 'મારે શું કરવું, કયાં જવું અને મારો જન્મ કયાં થશે'. હું તો ત્રૈલોકયમાં તમારીજ સ્ત્રી થઇશ, બીજા કોઇની થવાની નથી.

નારાયણ કેહે છે—એટલાં વચન બોલી જીવ ચુપ રહ્યો અને તે સાંભળી ચિત્તમાં શોકનો ધક્કો વાગતાં દુર્વાસા મુર્છિત થઈ ગયા. પોતે આત્મારામ અને મહાગ્નાની છતાં પણ બેભાન થઈ ગયા એ આશ્ચર્ય ગણવું નહી. કારણ કે ચતુર પુરૂષોને સ્ત્રીના વિયોગનો શોક સઘળા શોકોથી અધિક થાય છે. જરાવારમાં સૂદ્ધ આવતાં દુર્વાસાપોતાના પ્રાણ છોડી દેવા સારૂ યોગાસન વાળી પ્રાણવાયુને બંધ કરી બેસતાં તે સમયે એક બ્રાહ્મણનો બાળક ત્યાં આવ્યો. એ બાળક દંડ છત્ર રાતાં વસ્ત્ર તથા ઉત્તમ તિલક ધરયાં હતાં. મંદહાસ્ય કરતો હતો, બ્રહ્મતેજથી દીપતો હતો, અવસ્થાથી બહુ નાહાનો હતો, શાંત હતો, જ્ઞાની હતો અને વેદ જાણનારોમાં ઉત્તમ હતો. એને આવેલો જોઇ દૂર્વાસાએ સંભ્રમથી ઉઠીને તેને પ્રણામ કરયા, ત્યાં બેસાડયો અને પ્રેમથી તેની પુજા કરી. એનાં દર્શનથી તથા તેણે ઉત્તમ આશિર્વચન કહ્યાં તેથી દુર્વાસાનો સઘળો શોક તુરત મટી ગયો. પછી નીતિશાસ્ત્રોમાં નિપુણ એ ચતુર બાળકે જરાવાર ખોભરીને દુર્વાસાને નીચે પ્રમાણે અમૃત જેવાં નીતિ સંબંધી

વચનો કહ્યાં

બ્રાહ્મણનો બાળક કેહે છે—હે બ્રાહ્મણ ! તમે કે જે ગુરૂએ આપેલા મંત્રના પ્રભાવથી સઘળું જાણો છો અને તે છતાં શોકથી વિન્હલ થઈ ગયા છો તેમને પુછુ છું કે 'સાચું તત્વ શું છે?' બ્રાહ્મણોનો ધર્મ તો તપ કરવું એજ છે. ત્રૈલોકય તપથી વસ્ય થાય છે. તમે તપ કરવા રૂપ સ્વધર્મને છોડી દઈને હમણાં આ શું કરવા લાગ્યા છો. ત્રૈલોકયમાં કોણ કોની પત્ની છે અને કોણ કોનો પતિ છે. કોઇ કોઈનુ નથી. એ તો કેવળ મુર્ખ લોકોને ભમાવવા વાસ્તે પ્રભુએ માયાથી ઠાઠ કરેલો છે. તમારી પત્ની ખોટીજ હતી તેથી હમણાં ક્ષણમાત્રમાં જતી રહી છે. જે સાચું હોય ને કદી પણ અદૃશ્ય થાય નહી. જે લાંબી વાર ન રહે તે મિથ્યા કેહેવાય છે. વસુદેવની દીકરી અને શ્રીકૃષ્ણની બેહેન 'એકાનંશા' કે જે પાર્વતીના અંશથી ઊત્પન્ન થવાની છે તે સુંદરી પ્રત્યેક કલ્પમાં તમારી સ્ત્રી થશે. અને તે સારા સ્વભાવવાળી થશે તથા લાંબા કાળ સુધી જીવનારી થશે. હમણાં તમે કેટલાક દિવસ સુધી પ્રેમપૂર્વક તપ કરવામાં ધ્યાન આપો. આ જે તમારી પત્ની કદલી હતી તે હવે પૃથ્વીમાં શુભ દેનારી, ફળ દેનારી, સુશોભિત અને ભાગ્યશાળીનેજ મળે એવી કેળની જાતિ થશે અને તે એક વારજ વ્યાશે. બીજા કલ્પમાં તમને શાંત સ્વભાવવાળી સ્ત્રી મળવાની છે. જે બહુજ ફાટી ગએલ (છકીગએલ) હોય તેઓને શિક્ષા કરવી યોગ્ય છે એમ વેદમાં કહ્યું છે માટે કદલીને તમે શિક્ષા કરી એ ઠીક કરયું છે.

નારાયણ કેહે છે—હે નારદજી ! એ બ્રાહ્મણના બાળકનું રૂપ ધરીને આવેલા વિષ્ણુ એટલાં વચન કહી દુર્વાસાને જ્ઞાન આપી ત્યાંથી તુરત અંતર્દ્ધાન થઈ ગયા, દુર્વાસાએ સઘળી ભ્રાંતિ છોડી દેઈને તપ કરવામાં ધ્યાન દીધુ અને દુર્વાસાની સ્ત્રી કદલી પૃથ્વીમાં કેળની જાત થઇ. સાહસિક દૈત્ય તાડવનમાં જઈને ગધેડો અવતરયો હતો અને તિલોત્તમા સમય પ્રાપ્ત થતાં બાણાસુરની પુત્રી થઇ હતી. સાહસિક શ્રીકૃષ્ણના ચક્રથી મરણ પામીને મુનિઓને પણ દુર્લભ અને પોતે ઈચ્છેલાં ભગવચ્ચરણારવિંદને પામ્યો અને તિલોત્તમ (ઓખા) શ્રીકૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધના આલિંગનથી કૃતાર્થ થઇને પાછી સ્વર્ગલોકમાં ગઇ છે. આ શ્રીકૃષ્ણનું ક્ષણે ક્ષણે સુંદર લાગે એવું ઉત્તમ આખ્યાન મેં ગુરૂના મુખથી સાંભળ્યું હતું તે તમને કહી સંભળાવ્યું. હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો.

इत्येवंकथितंश्रुत्वाश्रीकृष्णाख्यानमुत्तमम् ॥
पदेपदेसुंदरंचकिंभूयःश्रोतुमिच्छसि ॥ ९० ॥

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'दुर्वासःकदल्याख्यान' એવા નામનો ચોવીસમો અધ્યાય સંપુર્ણ. ૨૪

---

॥ नारदउवाच ॥

श्रुतंकिमद्भुतंब्रह्मनहरेश्चरितमंगलम् ॥
विशेषतस्तवमुखेह्यतीवसुमनोहरम् ॥ १ ॥

નારદજી પુછે છે—હે મહારાજ ! હે તપસ્વી ! શ્રીકૃષ્ણનું મંગળરૂપ ચરિત્ર ભારે અદ્દ્ભુત છે અને તે વળી તમારા મુખમાં આવવાથી અત્યંત મનોહર થઈ પડે છે. દુર્વાસાના શાપથી કદલી મરી જતાં તેના પિતા ઔર્વ મુનિએ આવીને શું કર્યું તે મને કહો.

નારાયણ કેહે છે—ઔર્વ મુનિ સરસ્વતીને કીનારે તપ કરતા હતા ત્યાં તેમનું આકાશમાં સુકાવેલું ધોએલું વસ્ત્ર વાયુથી નીચે પડતાં પોતે તપ છોડી દઈ ધ્યાન કર્યું ત્યાં દીકરી સંબંધી સઘળું સંકટ જાણવામાં આવ્યું. શોકથી ઘેરાએલા ઔર્વમુનિ જમાઇના આશ્રમમાં તુરત ગયા અને ત્યાં જઈ આંસુની અવિચ્છિન્ન ધારાઓથી તેમણે પૃથ્વીની રજને પલારી દીધી. વિહ્વલ થએલા ઔર્વ આશ્રમની પાસે જઇ 'દીકરી રે ! કદલી રે !' એવા શબ્દોથી વારંવાર પોક મુકવા લાગ્યા. સસરાનો સ્વર સાંભળવામાં આવતાં ભયથી વિહ્વલ થએલા દુર્વાસા તુરત બાહાર આવીને તેમના ચરણારવિંદમાં પડચા. સસરાને પ્રણામ કરી તેમણે વારંવાર વિલાપ કરચો અને આરંભથી સઘળી વાત કહી સંભળાવી. એ વાત સાંભળી શોકથી વધારે ઘેરાએલા ઔર્વ મહાજ્ઞાની છતાં પણ ધરતીપર પડી ગયા અને મૂર્છા આવવાથી શબની પેઠે ચેષ્ટા રહિત દેખાવા લાગ્યા. સસરાને મૂર્છિત થએલા જોઈ મનમાં બહુજ સંકટ પામેલા દુર્વાસાએ કેટલાંક પ્રયત્નથી તેમને સાવચેત કર્યા. તુરત ચેતના પામેલા, કોપથી ધ્રુજતા, અત્યંત ત્રાસ પામેલા અને જેના હોઠ ફરકવા લાગ્યા એવા ઔર્વ પાસે ઉભેલા, શોક કરતા, બીનેલા, માંથુ નમાવીને ઉભેલા અને ભારે શોકથી બહુ આંસુ પડવાને લીધે જેનાં નેત્ર રાતા કમળ જેવાં થઇ ગયાં હતાં એવા પોતાના જમાઇ દુર્વાસાને નીચે પ્રમાણે કહ્યું.

ઔર્વ કેહે છે—અરે બ્રાહ્મણ ! તમે અત્રિના પુત્ર અને બ્રહ્માના પૌત્ર છો તે છતાં તમે નાહાના અપરાધની આવી ભારે શિક્ષા કેમ કરી. તમે સદાશિવના

અંશથી જનમ્યા છો, સદાશિવના શિષ્ય છો, વેદ તથા વેદનાં અંગોને જાણનાર છો, સર્વજ્ઞ છો, ગુણવાન છો અને વળી લક્ષ્મીના અંશરૂપ મહાપતિવ્રતા અનસૂયા તમારી મા છે તે છતાં તમારી આવી બુદ્ધિ કયા દોષથી થઈ છે એ જાણવામાં આવતું નથી. અહો ! ગુણવાન બાપનો અને ગુણવાળી પતિવ્રતા માનો દીકરો આવો દયા રહિત છે એ આશ્ચર્ય થાય છે.' અહો ! વેદનાં તત્વની ગતિ બહુ સૂક્ષ્મ છે. મારી પ્રાણ કરતાં પણ વાહાલી દીકરી મેં પ્રેમથી તમને આપી હતી. એ દીકરીમાં ગુણ ઘણા હતા અને દોષ તો સ્વલ્પજ હતો. કડવાં વચન બોલનારી સ્ત્રીને તજી દેવી એજ તેને શિક્ષા છે એમ વેદમાં કહ્યું છે. એ પ્રમાણે જો તમે ક્રોધથી તેને તજી દીધી હોત તો હુંજ તેનું યત્નથી પાલન કરત. મારી દીકરીને થોડાક વાંકથી તમે ભસ્મ કરી નાખી એટલા માટે કોઇક સ્થળમાં તમારો મોટો પરાભવ થશે એમાં સંશય નથી. મોટાં અને નાહાનાં સઘળાં પ્રાણીને સ્રજનાર, પાળનાર અને મારનાર તો કરૂણાના ભંડારરૂપ ભગવાનજ છે. એક ભગવાન્ વિના બીજા કોઇને આવું કામ કરવાંનો અધિકાર નથી.

નારાયણ કેહે છે—મુનિઓમાં ઉત્તમ ઔર્વ એટલાં વચન બોલી, વારંવાર વિલાપ કરી અને 'હે મા ! દીકરી રે !' એમ પોક મુકી ક્રોધથી પોતાના આશ્રમમાં ગયા. ઔર્વ ગયા પછી દુર્વાસા બહુજ વિલાપ કરવા લાગ્યા અને જ્ઞાનથી જે શોક ભુલાયો હતો તે પાછો બમણો થઈ પડયો. જે શોકરૂપી અગ્નિ કાળે કરી જ્ઞાનરૂપ ભસ્મથી દબાઇ ગયો હોય તે પાછો બંધુનાં દર્શનરૂપી સુકાં લાંકડાં પડવાથી વૃદ્ધિ પામે છે. પ્યારીને સંભારી સંભારી વારંવાર વિલાપ કરી વળી પોતાના મનને જ્ઞાનથી સમજાવી દુર્વાસાએ તપ કરવામાં મન લગાવ્યું. દુર્વાસાને શાપ થયાની સઘળી કથા તમને કહી સંભળાવી. એ શાપને લીધે કેટલાએક દિવસ પછી તેમનો અસહ્ય પરાભવ થયો હતો.

નારદજી પુછે છે—દુર્વાસા કે જે સદાશિવના અંશરૂપ છે અને સદાશિવ જેવાજ તેજસ્વી છે તેમનો જેણે પરાભવ કરયો એવો મોટો તેજસ્વી કોણ હતો ?

નારાયણ કેહે છે—સૂર્યવંશમાં ઊત્પન્ન થએલ 'અંબરીષ નામે એક મોટો રાજા હતો. એનું મન રાજ્યમાં, સ્ત્રીઓમાં, પુત્રોમાં, પ્રજામાં કે પુણ્ય કર્મથી મળેલી સંપત્તિઓમાં ક્ષણમાત્ર પણ લાગતું ન હતું પણ કેવળ શ્રીકૃષ્ણના ચરણારવિંદમાંજ નિરંતર લાગ્યું રેહેતું હતું. એ ધર્માત્મા રાજા સ્વપ્નમાં અને જાગ્રતમાં અહર્નિશ પ્રેમથી શ્રીકૃષ્ણનુંજ ધ્યાન કરતો હતો. મોટો જીતેંદ્રિય હતો,

શાંત હતો, વિષ્ણુનાં વ્રતોમાં તત્પર હતો, એકાદશીનું વ્રત કદીપણ છોડતો ન હતો, શ્રીકૃષ્ણના પૂજનમાં આસક્ત હતો, સઘળાં કર્મો શ્રીકૃષ્ણને અર્પણ કરતો હતો અને કોઈ પણ કર્મમાં પોતે કર્ત્તાપણાનું અભિમાન નહી રાખતો હતો. શ્રીકૃષ્ણે પોતાનું અત્યંત તીક્ષ્ણ, સોળ આરાઓ વાળું, પોતા સરખા તેજવાળું' કરોડ સૂર્યોના સરખી પ્રભાવાળું, બ્રહ્માદિક દેવતાઓએ સ્તુતિ કરાતું અને દેવ તથા દૈત્યોએ પૂજેલું સુદર્શન ચક્ર એ રાજાનું રક્ષણ કરવાને વાસ્તે એની પાસેજ રાખ્યું હતું. એક દિવસે એ રાજા એકાદશીનું વ્રત કરી બાંરશને દિવસે નાહી સમયસર વિધિપૂર્વક મહાત્માઓની પૂજા કરી બ્રાહ્મણોને સુવર્ણ તથા રૂપાં આદિનાં દાન આપી બ્રાહ્મણોને જમાડી પોતે જમવા બેસતો હતો તે સમયે દુર્વાસા મુનિ તેની પાસે આવ્યા. દંડ છત્ર શ્વેત વસ્ત્ર તથા ઉત્તમ તિલકને ધરનારા, જટાધારી, બહુ દુબળા, ભુખથી પીડાતા, મહાતપસ્વી અને જેનાં કંઠ હોઠ તથા તાળવું સુકાતાં હતાં એવા એ મોટા મુનિને આવેલા જોઈ રાજાએ ઉભા થઇ, તેમને પ્રણામ કરી પ્રેમથી પાદ્ય આપી,બેસવાને વાસ્તે સુવર્ણનું સિંહાસન આપ્યું. અને દુર્વાસા રાજાને આશિર્વાદ આપીને તે સુખકારી આસન પર બેઠા. રાજાએ પ્રેમથી તેમને પુછ્યું કે 'શી આજ્ઞા છે? જે ઈચ્છા હોય તે કહો.' રાજાનાં વચન સાંભળી દુર્વાસાએ કહ્યું કે 'હે રાજા! હું ભુખ્યો થયોછું એટલા માટે મને વિધિપુર્વક અન્ન આપો.' રાજાએ હા પાડતાં દુર્વાસા મુનિ રાજાને કહીને નાહ્વાને વાસ્તે ગયા. દુર્વાસાને આવતાં કાંઈક વાર લાગી અને બારશ ઉતરી જતી હતી તે સમયમાં એ અંબરીષ રાજાએ વસિષ્ઠને પુછ્યું કે હે મુનિઓમાં શ્રેષ્ટ!' આ ધર્મ સંકટમાં મારે શું કરવુંએ વિષે શાસ્ત્ર પ્રમાણે વિચાર કરી જે યોગ્ય હોય અને જે અયોગ્ય હોય તે મનેતુરત કહો.' રાજાનાં વચન સાંભળી વસિષ્ઠ મુનિએ તુરત નીચે પ્રમાણે વેદથી સિદ્ધ, હિતકારી, સત્ય અને પરિણામમાં સુખદાયી વચન કહ્યું.

વસિષ્ઠ કેહે છે—દ્વાદશી ઉતરી ગયા પછી ત્રયોદશીમાં જો પારણું કરવામાં આવેતો તે પારણું ઉપવાસના ફળનો નાશ કરીને વ્રતવાળાનો પણઅવસ્ય નાશ કરે છે. બ્રહ્માએ કહ્યું છે કે 'જે માણસ ત્રયોદશીમાં પારણું કરે તેને વેદનાં વચન પ્રમાણે બ્રહ્મહત્યા જેવું પાપ લાગે છે અને ખાવાના પદાર્થ મદિરા જેવા અપવિત્ર થઈ જાય છે.' એક પાસથી આ પ્રમાણે છે અને બીજી પાસથી જોતાં એમ છે કે "જે માણસ આવી નીકળેલા અતિથિને જમાડયા વિના ભુખથી પરવશ થઈને જમી લે છે તે મુઢ માણસ અવસ્ય કુંભીપાક નામના નર્કમાં જાય છે, ત્યાં સો વર્ષ સુધી રહી ચંડાલનો જન્મ પામે છે અને તે પછી પણ જન્મો જન્મમાં રોગી તથા દરિ-

દ્ર થાય છે." આ પ્રમાણે આ મોટા ધર્મ સંકટનો સમય છે તેથી હું બહુ સુક્ષ્મ વિચાર કરીને કહૂં છું કે જેથી બન્ને ધર્મનું રક્ષણ થશે. હે રાજા ! શ્રીકૃષ્ણના ચરણામૃત રૂપ જળ તુરત પી લીઓ એટલે તમને ઉપવાસનું ફળ રેહેશે અને જળપી ધાથી ભોજન કરયુ પણ નહી કેહેવાય.

નારાયણ કેહે છે— હે નારદજી ! એટલાં વચન બોલી વસિષ્ટ મૂની બંધ રેહેતાં અંબરીષ રાજાએ શ્રીકૃષ્ણના ચરણાવિંદનું સ્મરણ કરતાં થોડુંક ચરણામૃત પીધું. આ સમયમાં દુર્વાસા નાહીને ત્યાં આવ્યા અને રાજાએ જે કરયું હતું તે જાણી ગયા. દુર્વાસાએ કોપથી રાજાની પાસે પોતાની જટા ઊખેડી નાખીને તેમાંથી તુરત મૃત્યુરૂપ પુરૂષને ઉત્પન્ન કરયો. જટામાંથી નીકળેલો, અગ્નિની જવાળા જેવો, હાથમાં ખડ વાળો અને મહા ભંયકર એ પુરૂષ રાજાને મારી નાખવા તૈયાર થતાં તેને જોઈ શ્રીકૃષ્ણ ના કરોડ સૂર્યો સરખી પ્રભાવાળા સુદર્શન ચક્રે ત્યાં આવી તે પુરૂષને કાપી નાખ્યો અને પછી તે ચક્ર દુર્વાસાને કાપી નાખવા દોડયું. સુદર્શનને આવતું જોઈ ભયથી વિન્હલ થએલા દુર્વાસા ત્યાંથી ભાગ્યા અને ભાગતાં ભાગતાં બળતા અગ્નિની જવાળા જેવા તે ચક્રને પોતાની પાછળ આવતું દેખવા લાગ્યા. સઘળા બ્રહ્માંડમાં ફરી ફરીને કાયર થએલા અને અત્યંત ભયથી વ્યાકૂલ થએલા દુર્વાસા બ્રહ્માને જગતના અધિપતિ જાણી તેમની શરણે ગયા અને 'બચાવો બચાવો, એમ બોલતા બ્રહ્માની સભામાં પેઠા. હે નારદજી ! બ્રહ્માએ ઉઠીને કુશળ પુછતાં તેમણે બ્રહ્માની પાસે સઘળો વૃતાંત આરંભથી કહી સંભળાવ્યો એ સાંભળી ભયથી વ્યાકુલ થએલા બ્રહ્માએ નિશાશો મુકીને દુર્વાસાને નીચે પ્રમાણે કહ્યું.

બ્રહ્મા કેહે છે—હે પુત્ર ! તું શ્રીકૃષ્ણના દાસને શાપ દેવા કોના જોરથી ગયો હતો. જેના શ્રીકૃષ્ણ રક્ષક છે તેને ત્રૈલોકયમાં કોણ મારી શકે. ભકતવત્સલ શ્રીકૃષ્ણે પોતાના નાહાના મોટા ભકતોના રક્ષણને વાસ્તેજ નિરંતર સુદર્શન ચક્ર રાખ્યું છે. હે બ્રાહ્મણ ! જે મૂઢ જન વિષ્ણુને પ્રાણ સમાન પ્યારા વૈષ્ણવનો દ્વેષ કરી તેને મારી નાખવા ધારે તેને મારી નાખવાને વિષ્ણુ સમર્થ છે. હે પુત્ર ! તારૂં રક્ષણ અહી બની શકે એમ નથી માટે બીજા ઠેકાણે જા. નહી તર સુદર્શન તારી સાથે મને તથા મારા લોકને પણ બાળી નાખશે. જે ચક્ર ક્ષણમાત્રમાં બ્રહ્માંડને બાળી નાખવામાં સમર્થ છે તેને બ્રહ્મલોકને બાળતાં શી વાર લાગે. જેનું તેજ વિષ્ણુના જેવું જ છે તેનું નિવારણ બીજા કોણથી થાય.

નારાયણ કેહે છે—એ પ્રમાણે બ્રહ્માનાં વચન સાંભળી દુર્વાસા ત્રાસને લીધે ત્યાંથી ભાગીને શંકરનો આશ્રય લેવા સારૂ તુરત કૈલાસમાં ગયા અને ત્યાં જઇને

'હે કૃપાનિધાન ! મારૂં રક્ષણ કરો ' એમ બોલ્યા. ક્ષણ માત્રમાં જગતનો સંહાર કરનારા દીનબંધુ સદાશિવે પોતે સઘળું જાણતા હોવાથી દુર્વાસાને કુશલ નહી પુછતાં નીચે પ્રમાણે કહ્યું.

**સદાશિવ કેહે છે**—હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! સ્થિર થાઓ અને મારૂં વચન સાંભળો. તમે બ્રહ્માના પૌત્ર છો, અત્રિના પુત્ર છો, વેદને જાણનાર છો અને સર્વજ્ઞ છો તે છતાં તમે મુર્ખના જેવું કામ કરયું છે. સઘળા વેદોમાં, પૂરાણોમાં અને ઈતિહાસોમાં જે સર્વેશ્વરનું નિરૂપણ કરયું છે. તે પ્રભૂને તમે મુર્ખની પેઠે જાણતા નથી. હું બ્રહ્મા, રૂદ્ર, સૂર્ય, વસુઓ, ધર્મ, ઈંદ્ર, સર્વે દેવતાઓ, મોટા મુનિઓ અને મનુઓ જેની ભમરના ચાળા માત્રથી ઉત્પન્ન થઇએ છીએ અને લય પામીએ છીએ તે પ્રભુના પ્રાણપ્રિય ભકતને તમે કોના જોરથી મારી નાખવા તૈયાર થયા. હું બ્રહ્મા, લક્ષ્મી દુર્ગા, સરસ્વતી અને રાધા પણ પ્રભુને ભકતો કરતાં વધારે પ્યારાં નથી. ભકતોજ સર્વથી અધિક પ્યારા છે. સર્વના અંતર્યામી પ્રભુ નાહાના મોહોટા સઘળા ભકતોનું પોતાના પ્રબલ ચક્રવતે નિરંતર યત્ન પૂર્વક રક્ષણ કરે છે. પોતાના જેવીજ શક્તિવાળું અને કોઈથી અટકાવી શકાય નહી એવું ચક્ર ભકતોના રક્ષણને વાસ્તે પોતે ભકતોની પાસેજ રાખ્યું છે તે છતાં પણ પ્રતીતિ નહી આવવાથી પ્રભુ પોતે ભકતોનું રક્ષણ કરવા જાય છે. પોતાના ગુણોના અને નામોના શ્રવણથી બહુજ પ્રસન્ન થતા પ્રભુ પડછાયાની પેઠે ભકતોની સાથે ફરયા કરે છે. પ્રભુને રાધાજી નિરંતર પ્રાણ કરતાં પણ અધિક પ્યારાં છે અને રાધાજીથી કોઈ પણ વધારે પ્યારો નથી તોપણ જો રાધાજી ભકતોનો દ્વેષ કરે તો પ્રભુ તેમને પણ તુરત છોડી દે છે. હે બ્રાહ્મણ ! સઘળા પ્રાણીઓમાં બ્રાહ્મણો પ્રભુને પોતાના પ્રાણ કરતાં પણ અધિક પ્યારા છે પણ ભકતો તો પ્રાણ કરતાં તથા બ્રાહ્મણો કરતાં પણ વધાર પ્યારા છે. ત્રૈલોકયમાં પ્રભુને કોઇપણ પ્રિય કે અપ્રિય નથી તોપણ જે સમજુ પુરૂષ પ્રભુને ભજે છે તેનું પ્રભુ સર્વદા ધ્યાન કરયા કરે છે. હે દુર્વાસા ! જેમાં સઘળાં બ્રહ્માંડો જળમાં ડુબી જાય છે એવા મહા પ્રલયમાં સઘળા પ્રાણીઓનો નાશ થશે પણ ભકતોનો નાશ થશે નહી. હે બ્રાહ્મણ ! તમે ગોવિંદનું ભજન કરો અને તેમનાં ચરણારવિંદનું સ્મરણ કરો. ગોવિંદના સ્મરણ માત્રથી પણ સઘળી વિપત્તિઓ નાશ પામે છે. તમે તુરત વૈકુંઠમાં જાઓ એટલે ત્યાં કરૂણાના સમુદ્રરૂપ વિષ્ણુ ભગવાન્ તમને આશ્રય અને અભય આપ્યા વગર રેહેશે નહી.

**નારાયણ કેહે છે**—આ પ્રમાણે સદાશિવ દુર્વાસાને કેહેતા હતા તે સમયમાં ચક્ર આવી પોહોચતાં તેના તેજથી સઘળો કૈલાસ વ્યાપ્ત થઇ ગયો, જેમ સૂર્યની

કિરણોથી ધગવા લાગે તેમ સઘળી ધરતી ધગવા લાગી, અને વિકરાલ જ્વાલાઓથી બળવા લાગેલા સઘળા કૈલાસવાસીઓ 'રક્ષણ કરો રક્ષણ કરો' એમ પોકારતા સદાશિવની શરણે ગયા. અસહ્ય ચક્રને જોઇ કરૂણાના ભંડારરૂપ સદાશિવ અને પાર્વતી પ્રેમથી દુર્વાસાને આશિર્વાદ દેવા લાગ્યાં. સદાશિવ બોલ્યા કે "જો તેજ અને તપ સાચાં હોય તથા દુર્વાસાનું આયુષ્ય લાંબુ હોય તો બીનેલા અને અમરાધમાં આવેલા આ દુર્વાસા તાપ રહિત થજો". પાર્વતી બોલ્યાં કે "જો સદાશિવનાં અને મારાં પુણ્ય હોય તો મારા આશિર્વાદથી આ શરણાગત બ્રાહ્મણનાં ભય અને સંતાપ તુરત ટળજો". કૃપાથી એટલાં વચન બોલી સદાશિવ અને પાર્વતી બંધ પડતાં દુર્વાસા મૂનિ સદાશિવને પ્રણામ કરી વિષ્ણુનું શરણ લેવા વૈકુંઠ લોકમાં ગયા. મન સરખા વેગવાળા દુર્વાસા, પોતાની પછવાડે દોડયા આવતાં ચક્રને જોતાં જોતાં વૈકુંઠમાં જઇ વિષ્ણુના અંતઃપુરમાં ગયા ત્યાં રત્નમય સિંહાસનપર બિરાજેલા, શંખ, ચક્ર, ગદા તથા પદ્મને ધરનારા, પીળાં વસ્ત્રોવાળા, સર્વોત્તમ, શ્યામ, ચાર ભુજાવાળા, શાંત, લક્ષ્મીના પતિ, મનોહર, રત્નમય અલંકારોથી શોભી રહેલા, રત્નમય માળાઓથી શણગારેલા મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળા, ભક્તોપર અનુગ્રહ કરવામાં તત્પર, ઊત્તમ રત્નોથી રચેલા કિરીટથી શોભતા, ધોળા ચામર લઇને ઉભેલા મોટા મોટા પાર્ષદોએ સેવાતા, મોહોડા આગળ ઊભેલાં સરસ્વતીએ સ્તુતિ કરાતા, સુનંદ નંદ કુમુદ તથા પ્રચંડ આદિ પાર્ષદોથી વીંટાએલા, વીણા લઇને પ્રભુના ગુણોનું ગાયન કરતા -હૃદયમાં પ્યારા પ્રભુનું દર્શન કરતા અને લક્ષ્મીજી જેમનાં ચરણારવિંદનું સેવન કરતાં હતાં એવા વિષ્ણુ ભગવાન્ તેમના જોવામાં આવ્યા. દૂર્વાસાએ વિષ્ણુનાં દર્શન કરી તેમને દંડવત્પ્રણામ કરીને સામવેદમાં કહેલા સ્તોત્રથી નીચે પ્રમાણે તેમની સ્તુતિ કરી:

**દુર્વાસા સ્તુતિ કરે છે-** -હે લક્ષ્મીના પતિ! મારી રક્ષા કરો. હે કરૂણાના ભંડારરૂપ! મારી રક્ષા કરો. હે દીનબંધુ! હે અત્યંત દીન લોકોનું રક્ષણ કરનારા! હે સંપુર્ણ કરૂણાના સ્વામી! હે વેદ તથા વેદના અંગોને સજનારા બ્રહ્માને પણ બનાવનારા! હે મૃત્યુના મૃત્યુરૂપ! હે કાળના કાળરૂપ! આ સંકટરૂપી સમુદ્રમાંથી મારૂં રક્ષણ કરો. હે સંહાર કરનારાના સંહાર કરનાર! હે સર્વના સ્વામી! હે સર્વના કારણરૂપ! હે બ્રહ્માંડરૂપી મોટા વૃક્ષના બીજરૂપ! હું કે જે ભવસાગરમાં પડયોછું તેનું રક્ષણ કરો. હે શરણાગત થએલા દૂઃખી લોકોને નિર્ભય કરવામાં તત્પર! હે ભગવાન્! હું કે જે ભય પામેલોછું તેનું રક્ષણ કરો. હે નારાયણ! તમને પ્રણામ કરૂંછું. તમે કે જે વેદોના પણ આદિ કારણ છો તેમની સ્તુતિ

કરવામાં વેદ પણ સમર્થ નથી, અને સરસ્વતી પણ જડ થઇ જાય છે ત્યારે બીજા વિદ્વાનો તો કેમજ સ્તુતિ કરી શકે. જેની સ્તુતિ કરવામાં હજાર મોહોડાવાળા શેષનાગ, પાંચ મોહોડાવાળા શિવ, ચાર મોહોડાવાળા બ્રહ્મા, શ્રુતિઓ, સ્મૃતિઓના કર્તાઓ અને સરસ્વતી પણ જડ થઇને અશક્ત થઈ જાય છે તેમની સ્તુતિ હું કે જે એક વિદ્યાર્થિ અને વેદ ભણનાર બ્રાહ્મણ છું તેનાથી કેમજ થઇ શકે. અઠયાત્રીશ મનુઓ અને અઠયાવીશ ઇંદ્રો પડી જાય ત્યારે જેઓનું એક અહોરાત્ર થાય છે એવા એક સોને આઠ વર્ષો સુધી જીવનારા બ્રહ્મા પણ જેમના નિમેષમાત્રમાં પડે છે તે અનિર્વચનીય પ્રભુની હું કેમ સ્તુતિ કરી શકું. હે માન આપનારા! હે પ્રભુ! મારૂં રક્ષણ કરો.

નારાયણ કેહે છે—હે નારદજી! ભયથી વિહ્વલ થએલા દુર્વાસા એ પ્રમાણે સ્તુતિ કરીને વિષ્ણુના ચરણારવિંદમાં પડયા અને તેમને રોઇ રોઇને આંસુની ધારાઓથી વિષ્ણુના ચરણારવિંદને ભીંજવી દીધાં. આ દુર્વાસાએ કરેલું પરમાત્મા પ્રભુનું જગન્મંગલ' નામનું સ્તોત્ર કે જે પુણ્ય આપનાર છે અને સામ વેદમાં કહેલ છે તેનો જે માણસ મહાસંકટના સમયમાં ભકિત પુર્વક પાઠ કરે તેની કૃપાથી નારાયણ ભગવાન્ પોતે આવીને તુરત રક્ષણ કરે છે. રાજદ્વારમાં, સ્મશાનમાં,બંદીખાનામાં,મોટી વિપત્તિના સમયમાં,શત્રુઓના સંકટમાં, ચોર લોકોના ભયમાં, ફાડી ખાનારાં જાનવરો વીંટી ફર્યાં હોય તે સમયમાં, રાજાના સૈન્યે ઘેરો ઘાલ્યો હોય તે સમયમાં અને મહાસમુદ્રમાં વાહાણ બુડતું હોય ત્યારે પણ આ સ્તોત્રનું સ્મરણ કરવામાં આવે તો તેટલાથીજ સઘળાં સંકટો ટળે છે એમાં સંશય નથી.

નારાયણ કેહે છે—મુનિએ કરેલી સ્તુતિ સાંભળી ભક્તવત્સલ વિષ્ણુએ પ્રેમથી હસી તેમને નીચે પ્રમાણે અમૃતની વૃષ્ટિ જેવાં મધુર વચન કહ્યાં.

વિષ્ણુ કેહે છે—ઊઠો ઊઠો. મારા વરદાનથી તમારૂં ભલું થશે. પણ મારૂં સત્ય અને સર્વદા સુખદાઈ વચન સાંભળો. બીજા લોકોને સત્પુરૂષોનાં મુખથી શાસ્ત્રો રૂપજ છે તોપણ સત્પુરૂષ જો જાણતાં છતાં વિકર્મ કરે તો તેને જીવતે મુવા કરતાં પણ અધિક નિંદ્ય સમજવો. કારણ કે વેદ વિરૂદ્ધ કર્મ કે જે સઘળાઓએ વર્જ્ય છે તે સત્પુરૂષે વર્જ્ય હોયજ એમાં શું કેહેવું. હે બ્રાહ્મણ! પૂરાણોમાં, વેદોમાં અને ઇતિહાસોમાં જે વૈષ્ણવોનો મહિમા છે તે સર્વ સ્થળોમાં સઘળા સત્પુરૂષોએ સાંભળેલો છે. હું વૈષ્ણવોના પ્રાણરૂપ છું અને વૈષ્ણવો મારા પ્રાણરૂપ છે માટે જે પુરૂષ વૈષ્ણવોનો દ્વેષ કરે તે મુઢ પુરૂષ મારા પ્રાણને પીડા કરે છે. જેઓ પુત્રોને, પૌત્રોને, સ્ત્રીઓને, રાજ્યને તથા લક્ષ્મીને છોડી દઇને સર્વદા મારૂ ધ્યાન કરે છે

તેઓથી વધારે મને કોણ પ્યારો હોય. લક્ષ્મી, સદાશિવ, સરસ્વતી, બ્રહ્મા, દુર્ગા, ગણપતિ, બ્રાહ્મણ, વેદ, સાવિત્રી, ગોપીઓ, ગોવાળીઆઓ તથા પ્રાણથી અધિક પ્યારાં રાધાજી પણ મને ભકતથી વધારે પ્યારાં નથી. આ જે સત્ય અને વાસ્તવિક સારરૂપ છે તે સઘળું તમારી પાસે કહ્યું. ભકતોનાં વખાણ કરવાને વાસ્તે આ મેં અર્થવાદરૂપ વચનો કહ્યાં નથી પણ ખરેખર ભકતો મને પ્રાણથી પણઅધિક પ્યારા છે. જ્ઞાન વગરના-અને ઠગાએલા જે મુઢ લોકો મારો દ્વેષ કરેછે અને આત્માને જાણતા નથી તેઓ ઘણાં કાળસુધી નરકમાં પડયા રેહે છે પરંતુ જેઓ મને પ્રાણ કરતાં પણ અધિક પ્યારા મારા ભકતોનો દ્વેષ કરે છે તેઓને તો તુરતજ હું શિક્ષા આપું છું અને તે ઉપરાંત પણ તેઓને લાંબા કાળસુધી નરકમાં રેહેવું પડે છે. હુ જો કે સર્વનો ઉત્પન્ન કરનાર, ઈશ્વર અને પાળકછું તોપણ સ્વતંત્ર નથી. અહર્નિશ ભકતોને આધીન રહુંછું. માત્ર ગોલોકમાં બે ભુજાવાળું અને વૈકુંઠમાં ચાર ભુજાવાળું મારૂં રૂપ છે પણ મારાં પ્રાણ તો સર્વદા ભકતોની પાસેજ રેહે છે. ભકતોએ આપેલા હલકા અન્નનું પણ હું ભક્ષણ કરૂંછું અને અભક્તે આપેલા-અમૃત જેવાં અન્નનું પણ હું ભક્ષણ કરતો નથી. અંબરીષ રાજા કે જે સર્વ રાજાઓમાં ઉત્તમ છે, તૃષ્ણા રહિત છે, અહિંસક છે, દયાળુ છે અપ સર્વ પ્રાણીઓના હિતમાં તત્પર રેહેનાર છે તેને તમે શા માટે મારી નાખવા તૈયારથયા. સર્વદા સર્વ પ્રાણીઓ ઉપર દયા કરનારા સત્પુરૂષોનો જે મુઢ પુરૂષો દ્વેષ કરે છે તેઓને હુંજ મારી નાખુંછું. જે ભકતોનો શત્રુ અને ભકતોને પીડા કરનાર હોય તેનું રક્ષણ કરવાની મારામાં શકિત નથી એટલા માટે તમે અંબરીષની પાસે જાઓ. એ તમારી રક્ષા કરવામાં સમર્થ છે.

**નારાયણ કેહે છે**—આ પ્રમાણે વિષ્ણુનાં વચન સાંભળી ભયથી વિહ્વલ થએલા અને મનમાં બહુજ મુંઝાએલા દુર્વાસા શ્રીકૃષ્ણનાં ચરણારવિંદનું સ્મરણ કરતા કરતા ત્યાંજ ઉભા રહ્યા. આ સમયમાં બ્રહ્મા, પાર્વતી સહિત સદાશિવ, ધર્મ, ઇંદ્ર આદિ દેવ અને મોટા મોટા મુનિઓ ત્યાં આવ્યા. સર્વ અંગોમાં રોમાંચિત થએલા એ સઘળાઓએ ભકિતથી માથાં નમાવી વિષ્ણુ ભગવાનને પ્રણામ કરીને નીચે પ્રમાણે નોખ નોખી વિજ્ઞપ્તિઓ કરી.

**બ્રહ્મા કેહે છે**—હે આત્મસ્વરૂપ! હે નિર્લેપ! હે ભકતોપર અનુગ્રહ કરવામાં તત્પર રેહેનારા! ભકતનો અપરાધ કરનારા આ સારા બ્રાહ્મણની રક્ષા કરો.

**સદાશિવ કેહે છે**—હે દીનબંધુ! તમે જગતના નાથ છો અને બ્રાહ્મણ જગતથી બાહાર નથી એટલા માટે રાંક અને શરણાગત થએલા આ અપરાધી બ્રા-

હ્મણની રક્ષા કરો.

પાર્વતી કેહે છે— તમારો સાચો ભકત તો અંબરીષજ છે. બ્રાહ્મણો કે અમો દેવતાઓ સાચા ભકત નથી. તો પણ તમે સઘળાના રક્ષક છો માટે આ અપરાધી બ્રાહ્મણનું રક્ષણ કરો.

ધર્મ કેહે છે—હે પ્રભુ! તમે સર્વને ઉત્પન્ન કરનાર, સર્વનુ રક્ષણ કરનાર અને સર્વને શિક્ષા કરનાર ઇશ્વર છો તો પણ વિચારવું જોઇએ કે પિતા એક પુત્રનો પક્ષ કરીને બીજા પુત્રને મારી નાખે એ કેવું કેહેવાય.

ઈંદ્ર કેહે છે—હે પ્રભૂ ! તમે સઘળા જીવો ઉપર સર્વદા સરખીજ કૃપા રાખો છો અને આ બ્રાહ્મણને અપરાધનું ફળ થઈ ચુક્યું છે માટે હવે રક્ષા કરવી યોગ્યછે.

રૂદ્ર કેહે છે—હવે શાંતિ કરવી જોઈયે છે એટલા માટે આ સમયમાં જે ઘટે છે તે કરો. આ અપરાધી મૂઢ બ્રાહ્મણનું પાલન કરવું યોગ્ય છે.

દિકપાલો કેહે છે—સર્વોત્તમ ઈશ્વર અપરાધનું ફળ આપીને પછી સર્વદા રક્ષા કરેછે એમ વેદમાં કહ્યું છે માટે આ બ્રાહ્મણે અપરાધ કર્યા છતાં પણ એને કાપી નાખવો યોગ્ય નથી.

ગ્રહો કેહે છે— જે મુઢ માણસ વૈષ્ણવનો દ્વેષ કર છે તેના ઊપર સર્વ દેવતાઓ કોપ કરે છે અને અમો પણ તેને સર્વદા પીડીએછીએ પણ છેવટ આપ તેની રક્ષા કરો છો તો તે પ્રમાણે આ પ્રસંગમાં પણ થવું જોઈએ.

મુનિઓ કેહે છે—હે નાથ! એક બ્રાહ્મણનો પરાભવ થતાં અમો સઘળા જીવ તે મુવા જેવા થઇ જઇએછીએ. કારણ કે પોતાની જાતિમાં એકને શિક્ષા થાય તો સઘળા જાતવાળાઓને લજાવું પડે છે.

અત્રિ કેહે છે—તમેજ મને આ ક્રોધી પુત્ર આપેલ છે તે તમારો સેવક હોવાથી અને તમારા તેજથીજ તેજસ્વી હોવાથી ત્રૈલોકયમાં કોઇથી બીતો નથી.

લક્ષ્મી કેહે છે—હે મહારાજ ! આ શરણાગત થએલા બ્રાહ્મણના અપરાધની ક્ષમા કરો. દેવતાઓ અને મૂનિઓ પણ આ વિષયમાં વિજ્ઞપ્તિ કરે છે માટે બ્રાહ્મણને મારી નાખવો જોઈતો નથી.

સરસ્વતી કેહે છે—તમે કે જે વેદોને પણ ઉત્પન્ન કરનારા છો—તેમને હું કંઈ શ્રુતિ કહીને સમજાવૂં. પરંતુ તમે સર્વના સ્વામી છો માટે તમારે સર્વનું રક્ષણ કરવું જોઇએ.

પાર્ષદો કેહે છે—આપના સ્મરણ માત્રથીજ સર્વને સર્વ પ્રકારના મંગળની પ્રાપ્તિ થાય છે અને સઘળી વિપત્તિઓ ટળી જાય છે તો સ્મરણ કરીને શરણાગત

થએલા આ બ્રાહ્મણને સર્વ મંગળની પ્રાપ્તિ અને વિપત્તિનો નાશ કેમ થવાં ન જોઈએ.

**નર્તકો કેહે છે**–હે દારિદ્રને ભાંગનારા ! અમો સર્વદા તમારા ભીખારી છીએ માટે હમણાં આ બ્રાહ્મણનું રક્ષણ કરવા રૂપ ભિક્ષા અમોને આપો.

• **નારાયણ કેહે છે**—એઓની વિજ્ઞપ્તિઓ સાંભળી શરણાગતો ઉપર પ્રેમ રાખનારા વિષ્ણુએ હસીને નીચે પ્રમાણે સઘળાઓને સંતોષ આપનારૂં વચન કહ્યું.

વિષ્ણુ કેહે છે –તમો સઘળાઓ નિતિ ભરેલું અને સુખ આપનારૂં મારૂં વાકય સાંભળો. તમ લોકોના કેહેવાથી હું આ બ્રાહ્મણની રક્ષા અવશ્ય કરીશ પરંતુ હમણાં આ દૂર્વાસાએ કુંઠમાંથી અંબરીષને ઘેર જવું અને ત્યાં તે રાજાને પ્રસન્ન કરવા સારૂ પારણું કરવું. આ બ્રાહ્મણ અંબરીષને ઘેર અતિથિ થઇ તેનો કાંઇ પણ અપરાધ નહી છતાં તેને મારવા તૈયાર થયો એટલા માટે અંબરીષની રક્ષા કરનારૂં સુદર્શન ચક્ર આને મારી નાખવા તૈયાર થયું છે. આ બ્રાહ્મણ બીકને લીધે એક વર્ષ થયાં ચારેકોર ભટકયા કરે છે અને શોકથી ઘેરાએલા અંબરીષ રાજા પોતાની રાણી સહિત હજુ સુધી ભુખ્યા છે. જેમ ધાવણા બાળકને ભુખ્યો દેખીને તેની મા પણ જમે નહી તેમ જયાં સુધી મારો ભકત ભુખ્યો હોય ત્યાં સુધી હું પણ ભુખ્યો રહું છું. મારા આશિર્વાદથી હવે આ દુર્વાસાનો તાપ તુરત મટી જશે નહી. અને અંબરીષને ઘેર જતાં મારૂ ચક્ર મારગમાં તને મારશે નહી. હું પણ આજ નિશ્ચિંત થઈને અવશ્ય પ્રીતિથી જમીશ. લક્ષ્મીજીએ આપેલા ઉત્તમ પદાર્થને પણ નહી આરોગતાં ભકતે આપેલા ક્ષુદ્ર પદાર્થને પણ પ્રીતિથી અમૃત સમાન ગણીને આરોગું છું. ભકતોએ આપેલા પદાર્થો વિના બીજા કોઈ પણ પદાર્થથી મને સંપુર્ણ તૃપ્તિ થતી નથી. હે દુર્વાસા ! હે મહા પંડિત ! હે પુત્ર ! તમે હવે અંબરીષ રાજાની પાસે જાઓ અને સર્વે દેવતાઓ, દેવીઓ તથા મુનિઓ પોત પોતાને ઠેકાણે જાઓ.

**નારાયણ કેહે છે**—એ પ્રમાણે આજ્ઞા કરી વિષ્ણુ તુરત પ્રેમથી પોતાના અંતઃપુરમાં પધારી ગયા અને રાજી થએલા બ્રહ્મા આદિ સર્વે લોકો વિષ્ણુને પ્રણામ કરીને પોત પોતાનાં સ્થાનકોમાં ગયા. દુર્વાસા મનના જેવા વેગથી અંબરીષ રાજાને ઘેર જતાં તે રાજાએ તુરત સંભ્રમથી ઊઠી પ્રેમથી પ્રણામ કરી તેમને મિષ્ટાન્ન જમાડીને પોતે પણ ભોજન કરયું. જમીને રાજી થએલાં દુર્વાસા તેમને ઊત્તમ આશિર્વચન આપી વારંવાર વખાણતા વખાણતા તુરત પોતાના આશ્રમમાં ગયા. મનમાં વિસ્મયથી વ્યાકુળ થએલા દુર્વાસા મુનિ પોતાના આશ્રમમાં જતાં માર્ગમાં વાતો કરતા ગયા કે " અહો ! વૈષ્ણવોના જેવું મહાત્માપણું બીજાઓને

મળવું બહુ કઠણ છે."

**उवाचपथिविप्रेंद्रोमनसाविस्मयाकुलः ॥**
**महात्म्यंदुर्लभमहोवैष्णवानामितिद्विजः ॥ १५५ ॥**

इतिश्री બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'मुनिमोक्षणप्रस्ताव' નામનો પચવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૫

## ॥ नारदउवाच ॥

**द्वादशीलंघनेदोषःश्रुतस्त्वन्मुखतोमुने ॥**
**पराभवोमुनेश्चैवनृपत्राणंहरेरहो ॥ १ ॥**

નારદજી પુછે છે—હે નારાયણ મુનિ ! દ્વાદશીનું ઉલ્લંઘન કર્યાના દોષની, દુર્વાસાનો પરાભવ થયાની અને પ્રભુએ કરેલી અંબરીષની રક્ષાની આશ્ચર્યરૂપ કથા આપના મુખથી સાંભળી. હવે એ એકાદશીના વ્રતનો વિધિ કે જેને સઘળાએ જાણવા ઇચ્છે છે તે સાંભળવા ઈચ્છું છું. વેદમાં એ વિષયનું કાંઇક નિરૂપણ છે તે સાંભળવામાં આવ્યું છે પણ તેમાં અનેક મતભેદ પડવાથી નિશ્ચય થઇ શકતો નથી માટે આપ એ વિષયનો સંપુર્ણ નિર્ણય કહો. આપ કે જે વેદોના પણ કારણરૂપ છો તેમના મુખથી એ નિર્ણય સાંભળવાની મને ઉત્કંઠા છે.

નારાયણ કેહે છે—એકાદશીનું વ્રત દેવતાઓને પણ દુર્લભ છે, શ્રીકૃષ્ણને પ્રસન્ન કરનારા છે અને તપસ્વીના તપના પ્રકારોમાં ઉત્તમ છે. જેમ દેવતાઓમાં શ્રીકૃષ્ણ, દેવીઓમાં પ્રકૃતિ, વર્ણોમાં બ્રાહ્મણ, વૈષ્ણવોમાં સદાશિવ, પૂજ્યોમાં ગણપતિ, વિદ્વાનોમાં સરસ્વતી, શાસ્ત્રોમાં વેદ, તીર્થોમાં ગંગા, ધાતુઓમાં સુવર્ણ, પ્રાણીઓમાં વૈષ્ણવ, ધનોમાં વિદ્યા, સંગીઓમાં સ્ત્રી, પ્રમથોમાં રૂદ્ર, શુભ સાધનોમાં સદ્વિચાર, ઇંદ્રિયોમાં તથા ચચળમાં મન, ગુરૂ પત્નિઓમાં માતા, બળવાનોમાં દૈવ, વશ્ય કરનારાઓમાં કાળ, મિત્રોમાં સુશિલ, શત્રુઓમાં રોગ, લલચાવનારાઓમાં કીર્ત્તિ, આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ, હિંસકોમાં ખળ,, દુષ્ટોમાં છીનાળ, તેજસ્વીઓમાં સૂર્ય, સહન કરનારાઓમાં પૃથ્વી, ભોજનોમાં અમૃત, બાળનારાઓમાં અગ્નિ, ધન દેનારાઓમાં લક્ષ્મી, પતિવ્રતાઓમાં દક્ષની પુત્રી સતી, પ્રજાપતિઓમાં બ્રહ્મા, જલાશયોમાં સમુદ્ર, વેદોમાં સામવેદ, છંદોમાં ગાયત્રી, વૃક્ષોમાં પીંપળો,

પૂષ્પોમાં તુલસી, મહીનાઓમાં માગશર, ઋતુઓમાં વસંત, આદિત્યોમાં સૂર્ય, રૂદ્રોમાં શંકર, વસુઓમાં દ્રોણ, ખંડોમાં ભરતખંડ, દેવર્ષિઓમાં તમે, બ્રહ્મર્ષિઓમાં ભૃગુ, રાજાઓમાં રામ, સિધ્ધોમાં કપિલમુનિ, યોગિઓમાં તથા જ્ઞાનિઓમાં સનતકુમાર, હાથીઓમાં ઐરાવત, પશુઓમાં શરભ, પર્વતોમાં હિમાલય, મણિઓમાં કૌસ્તુભ, નદીઓમાં સરસ્વતી, ગંધર્વોમાં મિત્રરથ, યક્ષોમાં તથા રાક્ષસોમાં કુબેર, સ્ત્રીઓમાં શતરૂપા, અને મનુઓમાં સ્વાયંભુવ મનુ સર્વોત્તમછે. તેમ વ્રતોમાં એકાદશી સર્વોત્તમ છે. એકાદશી વિશેષે કરી સતીઓએ, વૈષ્ણવોએ અને બ્રાહ્મણોએ કરવીજ જોઈએ. બ્રહ્મહત્યા આદિ સઘળાં પાપો એકાદશીને દિવસે અન્નમાં રેહે છે માટે જે માણસ એકાદશીને દિવસે અન્ન ખાય તે પાપોને ખાય છે. એકાદશીને અન્ન ખાનાર મુઢ માણસ આ લોકમાં અતિપાતકી થઇને અંતે અવશ્ય નરકમાં પડે છે. એકાદશીના પ્રત્યેક ક્ષણો જેટલા યુગો સુધી મહાઘોર કુંભીપાક નામના નરકમાં રહી પછી ચાંડાલનો અવતાર પામેછે અને સાત જન્મસુધી ગળતકોઢીઓ થાય છે. એકાદશીને દિવસે અન્ન ખાનારો માણસ એવાં ફળ ભોગવીને પછી તે પાપથી મુકત થાય છે એમ બ્રહ્માએ કહ્યું છે. હે નારદજી! એકાદશીને દીવસે જમવાથી જે દોષ લાગે છે તે તમારી પાસે કહ્યો. પારણામાં દ્વાદશીનું ઉલ્લંઘન કરવાથી જે દોષ લાગે છે તે વિષે પ્રથમ કહ્યું છે. હવે દશમીનું ઉલ્લંઘન કરવાથી જે દોષ લાગે છે.તે વિષે કહું છું. સાંભળો. વેદમાં કહેલો એ દોષ મેં પુર્વે ધર્મના મુખથી સાંભળ્યો છે. જે મુઢ પુરૂષ જાણી જોઇને કળામાત્ર દશમીનું પણ ઉલ્લંઘન કરે તેના ઘરમાંથી દારૂણ શાપ દઇને લક્ષ્મી તુરત જતી રેહે છે, આ લોકમાં અવશ્ય તેના વંશની અને યશની હાનિ થાય છે અને અંતે સોમન્વંતર સુધી અંધકૂપ નામના નરકમાં વાસ થાય છે. જો એક અહોરાત્રમાંજ દશમી, એકાદશી અને દ્વાદશી એ ત્રણે તિથિઓ આવતી હોય તો તે દિવસે જમી, બીજે દિવસે ઉપવાસ કરીને વ્રત કરવું. આવા યોગમાં દ્વાદશીમાં વ્રત કરીને ત્રયોદશીમાંજ પારણું થાય એટલે દ્વાદશીનું ઉલ્લંઘન કરવાનો વ્રતવાળાઓને દોષ લાગતો નથી. પેહેલે દિવસે એકાદશી સંપૂર્ણ હોઈને બીજે દિવસે સવારમાં થોડીક આવતી હોય તો બીજે દિવસે ઉપવાસ કરવો પણ જો દ્વાદશીની વૃદ્ધિ હોય તો, કેટલાએક ગ્રહસ્થો અને સંન્યાસીઓ સાઠ ઘડી રૂપ એક એક અહોરાત્રમાં સવાર સુધીમાં ત્રણ તિથિઓ આવતી હોય તો તે દિવસે એકાદશીનું વ્રત કરે છે પણ તેઓએ બીજે દિવસે પણ નિત્ય કર્મપુર્વક ઉપવાસ કરવો જોઈએ અને પુર્વ દિવસે વ્રત તથા જાગરણાદિક કરી લેવું જોઇએ. સ્માર્ત્તની રીતિ-

થી દશમીને દિવસે એકાદશીનું વ્રત કરવામાં આવ્યું હોય તો બીજે દિવસે એકાદશી ઊતરયા પછી પારણું કરવું. વૈષ્ણવોએ, સંન્યાસીઓએ, વિધવાઓએ, ભિક્ષુકોએ અને બ્રહ્મચારીઓએ સઘળી એકાદશીઓના ઉપવાસ કરવા. વૈષ્ણવો વગર બીજા ગૃહસ્થો તો શુકલપક્ષની એકાદશી કરે છે તો તેઓને કૃષ્ણપક્ષની એકાદશીનું ઉલ્લંઘન કરવાનો દોષ નથી એમ વેદમાં કહ્યું છે. વાસ્તવિક તો એમ છે કે ગૃહસ્થે શયનીના અને પ્રબોધિનીના મધ્યમાં એટલે ચાતુર્માસ્યમાં જેટલી એકાદશીઓ આવે તેઓનાજ ઉપવાસ કરવા. બીજી એકાદશીઓનાં કદી પણ કરવા નહી. હે નારદજી! વેદમાં કહેલો આ એકાદશીનો નિર્ણય તમારી પાસે કહ્યો. હવે એકાદશીના વ્રતનો વિધિ કહું છું તે સાંભળો. દશમીને દિવસે મધ્યાન્હ પેહેલાં હવિષ્યાન્ન જમીને પછી જળ પણ બીજીવાર પીવૂં નહી અને રાતે દર્ભના શયનમાં એકલાં સુવું. સવારે પાછલી ચાર ઘડી રાત રહે ત્યારે ઉઠી પ્રાતઃકાળનું કૃત્ય કરવું. પ્રથમ શૌચાદિક કરી સ્નાન કરી 'શ્રીકૃષ્ણની પ્રીતિને વાસ્તે ઊપવાશ કરીશ' એમ વૃત સંબંધી ઉપવાસનો સંકલ્પ કરી સંધ્યા તથા તર્પણ કરીને આન્હિક કરવું. નિત્યપુજા પોહોચાયા પછી ષોડશોપચાર કરવાને વાસ્તે વિધિ પ્રમાણે સઘળા ઉપયોગી પદાર્થો લાવી રાખવા. આસન, વસ્ત્ર, પાદ્ય, અર્ઘ્ય, પુષ્પ, લેપન, ધુપ, દીપ, નૈવેદ્ય, જનોઈ, આભરણ, ગંધ સ્નાનીય, તાંમ્બૂલ, મધુપર્ક અને પુનરાચમની ચક્ર (ફરીવાવારનું જળ) એ સોળ પદાર્થોને દિવસે લાવી રાખી રાતે વ્રત કરવું. આસનપર બેસી, પવિત્ર થઈ, બે ધોએલાં વસ્ત્રો ધરી, આચમન લઇ, પ્રભુને પ્રણામ કરી, સ્વસ્તિ વાચન કરવું. સારા સમયમાં ધાન્યના પુંજ ઊપર મંગળકળશનું સ્થાપન કરી તેને મુનિઓએ કહેલી વેદસિદ્ધ રીતિ પ્રમાણે પ્રેમપુર્વકફળ, શાખાઓ તથા ચંદન આદિથી શણગારી છ દેવતાઓનું આવાહન કરી ધાન્યોથી તથા ઉત્તમ પંચોપચારોથી તેઓનું જુદું જુદું પુજન કરવું. ગણેશ, સૂર્ય, અગ્નિ, વિષ્ણુ, શિવ અને પાર્વતી એ છ દેવતાઓનું પુજન કરી તેઓને પ્રણામ કરી પ્રભુનું સ્મરણ કરતાં વ્રત કરવું. છ દેવનું આરાધન કર્યા વિના જો કર્મ કરવામાં આવે તો નિત્ય અને નૈમિત્તિક સઘળાં કર્મો નિષ્ફલ થાય છે. આ વ્રતનાં અંગ વિષે સઘળું તમારી પાસે કહ્યું. હવે કણ્વશાખામાં કહ્યા પ્રમાણે વ્રત વિષે કહું છું તે સાંભળો. સામવેદમાં કહેલી રીતિથી સર્વથી પર શ્રીકૃષ્ણનું ધ્યાન કરી માથે પુષ્પ મુકીને બીજીવાર ધ્યાન કરવું. હવે નિગૂઢ, સઘળાઓએ ઇચ્છેલું, અભક્તની પાસે નહી કેહેવા યોગ્ય અને ભક્તોને પ્રાણ કરતાં અધિક પ્યારૂં ધ્યાન કહું છું તે સાંભળો. "નવીન મેઘની પેઠે શ્યામસુંદર શરીરવાળા, મુખથી શરદ્પુનમના ચંદ્રની શોભાને પણ

જીતનારા નેત્રોથી. શરદ્‌ઋતુના સૂર્યોદય સમયનાં કમળોની શોભાને હઠાવનારા, અંગોની શોભાથી શોભી રહેલાં રત્નમય ભૂષણોથી શણગારેલા, ગોપીઓએ નિરંતર રતિની સૂચના આપનારા નેત્રોના પ્રસન્ન ખુણાઓથી જોવાતા, જાણે ગોપીઓનાં પ્રાણોથીજ બન્યા હોય એવા, રાસમંડલના મધ્યમાં રહેલા, રાસ સંબંધી વિલાસનાં ઉત્સુકપણું ધરનારા, રાધાજીનાં મુખરૂપી શરદ્‌પુનમના ચંદ્રના અમૃતને પીવામાં ચકોર જેવા, વક્ષઃસ્થળમાં કૌસ્તુભ નામના સર્વોત્તમ મણિથી દીપતા, પારિજાતનાં પુષ્પોની અનેક માળાઓથી શોભી રહેલા, અંગોમાં જાણે ઉત્તમ રત્નોથી ગોઠવાયા હોય એવા; અને રત્નમય સામગ્રીઓવાળા શ્રીકૃષ્ણને ભજું છું" એવી રીતે ધ્યાન કરી નીચેના મંત્રોથી સોળ ઉપચારોનું અર્પણ કરવું. 'હે પરમેશ્વર! અનેક પ્રકારનાં વિચિત્ર મિત્રોવાળું આ આસન સ્વીકારો'. હે રાધકાજીના પતિ! અગ્નિએ ધોએલાં અને વિશ્વકર્માએ બનાવેલાં આ અમુલ્ય વસ્ત્રને સ્વીકારો. "હે કરૂણાના ભંડારરૂપ! આ સુગંધોથી વાસેલાં શીતળ જળથી ભરેલાં સુવર્ણના પાત્રમાંથી પગ ધોવાને વાસ્તે જળ આપુ છું તેનો સ્વીકાર કરો.' હે ભકતવત્સળ! આ પૂષ્પ, દૂર્વા તથા ચંદન સહિત અને શંખના જળ સહિત પવિત્ર અર્ધ્ય છે તેનો અંગીકાર કરો.' 'હે સર્વના કારણરૂપ! આ સારી રીતે વાસેલું અને ચંદન તથા અગરૂ સહિત શ્વેત પુષ્પ તુરતજ આપને પ્રિતિ ઉપજાવનાર છે તેનો અંગીકાર કરો.' 'હે શ્રીકૃષ્ણ! ચંદન, અગરૂ, કસ્તુરી, કેસર તથા વાળાથી મિશ્રિત કરેલાં અને સર્વને પ્યારાં આ ઉત્તમ લેપનનો અંગીકાર કરો.' આ ધુપ કે જે ઊત્તમ વૃક્ષના રસરૂપ છે, અનેક પદાર્થોથી સંયુકત કરેલો છે, સુગંધીવાળો છે અને સુખદાયી છે તેનો અંગીકાર કરો.' 'આ દિવો કે જે રાત દિવસ પ્રદિપ્ત રહેનાર છે, રત્નના સારથી બનાવેલો છે અને અંધકારનો નાશ કરનાર છે તેનો અંગીકાર કરો.' 'હે પોતાના સ્વરૂપમાંજ રમણ કરનારા! આ અનેક પ્રકારનાં મીઠાં અને સુગંધી નૈવેદ્યોનો તથા બીજાં પણ ચોષ્ય (ચુસવા યોગ્ય શેલડી આદિ) પવિત્ર નૈવેદ્યોનો અંગિકાર કરો.' હે મોટા દેવતાઓના પણ સ્વામી! આ બ્રહ્મગાંઠવાળા અને સારા કારીગરે સુવર્ણના દોરાઓથી બનાવેલા જનોઈનો અંગીકાર કરો.' 'હે નંદરાયના પુત્ર! આ અમુલ્ય રત્નોથી જડેલાં, કાંત્તિથી પ્રદિપ્ત અને સર્વ અંગોને શોભાડનારાં આભરણનો અંગીકાર કરો.' 'હે દીનબંધુ! આ સઘળાં મંગળકાર્યોમાં મુખ્ય ઉપીયોગી, વર્ણન કરવા યોગ્ય અને મંગળ આપનારા સુગંધપદાર્થનું ગ્રહણ કરો.' 'હે મહારાજ! આ આમળી તથા બીલી પત્રોમાંથી ઉત્પન્ન કરેલા, મનનું આકરષણ કરનારા અને સર્વ લોકોને પ્યારા વિષ્ણુ તેલનો (સ્નાનીય) નો અંગીકાર કરો.' હે નાથ! આ

સર્વને પ્યારા કર્પૂર આદિથી સારી રીતે વાસેલા તાંબૂલનું હું અર્પણ કરૂ છું તેનો સ્વીકાર કરો.' હે ગોપીઓને પ્યારા! આ સર્વને પ્રીતિ ઉપજાવનારા, ઉત્તમ રત્નમય પાત્રમાં રહેલા, અને મિષ્ટવસ્તુથી મિશ્રિત કરેલા મધુર મધનો (મધુપર્કનો) અંગીકાર કરો. હે મધુસૂદન! આ અત્યંત પવિત્ર, અને સારી રીતે વાસેલા ગંગાજળ રૂપ પુનરાચમનીયનો અંગીકાર કરો.' આ પ્રમાણે સોળ ઉપચારોનું અર્પણ કરી પ્રેમ ભરેલા મનથી નીચે પ્રમાણે મંત્ર બોલીને પ્રયત્નપૂર્વક પુષ્પની માળાનું અર્પણ કરવું. 'હે પ્રભુ! આ ધોળા દોરાથી ગુંથેલાં નાનાં પ્રકારનાં પુષ્પોવાળી અને આભરણોમાં ઉત્તમતા ધરાવનારી માળાનો અંગીકાર કરો.' એ મંત્રથી અને મુળમંત્રથી પણ પુષ્પાંજળિ આપી શુભ બુદ્ધિવાળા વ્રત કરનારા ભકતે પ્રેમપૂર્વક હાથ જોડીને નીચે પ્રમાણે સ્તુતિ કરવી. "હે કૃષ્ણ! હે રાધિકાજીના પતિ! હે કરૂણાના સમુદ્રરૂપ! હે પ્રભુ! હું કે જે સંસારરૂપી મહાભયંકર સમુદ્રમાં પડેલો છું તેનો ઉદ્ધાર કરો. હે પ્રભુ! હું કે જે સૈકડો જન્મોના પરિશ્રમોથી ઉદ્વેગ પામેલો છું અને પોતાનાં કર્મોના પાશરૂપી બેડીઓથી બંધાએલો છું તેને બંધનમાંથી છુટો કરો. હું કે જે શરણાંગત છું અને તમારા ચરણારવિંદમાં નમ્યો છું તેને કૃપાદૃષ્ટિથી જુવો. હું કે જે સંસારરૂપી પાશની બીકથી પીડાઈને શરણાગત થએલો છું તેનું રક્ષણ કરો. આ પૂજનમાં જે કાંઈ ભકિતથી, ક્રિયાથી, વેદવિધિથી, વસ્તુઓથી કે મંત્રોથી રહિત થએલ હોય તે સઘળું પરિપૂર્ણ કરજો. હે પ્રભુ! હે શ્રીકૃષ્ણ! વેદોક્ત વિધિના અજ્ઞાનથી કર્મમાં જે કાંઈ અંગરહિત થયું હોય તે તમારા નામના ઉચ્ચારણથી સઘળું સંપુર્ણ હોજો." એ પ્રમાણે સ્તુતિ કરી પ્રણામ કરી બ્રાહ્મણોને દક્ષિણા આપી મહોત્સવ કરીને વ્રતવાળાએ જાગરણ કરવું. જો વ્રતસંબંધી ઉપવાસ કરીને નિંદ્રા કરે અથવા જળ પીએ તો વ્રતનું અરધું ફળ થાય છે. હે નારદજી! ઉપવાસ નજ બની શકે એમ હોય તો શ્રીકૃષ્ણનાં ચરણનું સ્મરણ કરતાં નીચેનો મંત્ર બોલી યત્નપુર્વક એકવાર હવિષ્યાન્ન જમવું. "હે અન્ન! તને બ્રહ્માએ પૂર્વે પ્રાણીઓના પ્રાણરૂપજ બનાવેલ છે અને તું વિષ્ણુરૂપ છો માટે મને વ્રતનું તથા ઉપવાસનું ફળ દેજે." આ પ્રમાણે જે માણસ ભરતખંડમાં ભકિતપુર્વક ઉત્તમ વ્રત કરે તે માણસ સાત, પેહેલાના અને સાત, પછીના પુર્વજોનો તથા પોતાનો પણ ઉદ્ધાર કરે છે. માનો, બાપનો, સાસુનો, સસરાનો, દીકરીનો, જમાઈનો અને નોકરનો પણ અવશ્ય ઉદ્ધાર કરે છે. હે નારદજી! આ શ્રીકૃષ્ણનાં ચરિત્ર ભરેલાં, સુખદાયી, મોક્ષદાયી અને સારરૂપ વ્રતની કથા તમારી પાસે કહી હવે બીજું ચરિત્ર કહું છું.

इत्येवंकथितंविप्रश्रीकृष्णचारितव्रतम् ॥
सुखदंमोक्षदंसारमपरंकथयामिते ॥ ८९ ॥

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'एकादशीव्रतनिरूपण એવા નામનો છવીશમો અધ્યાય સંપુર્ણ. ૨૬



॥ श्रीनारायणउवाच ॥

श्रृणुनारदवक्ष्यामिश्रीकृष्णचारितंपुनः ॥
गोपिनांवस्त्रहरणंवरदानंमनीषितम् ॥

નારાયણ કેહે છે--હે નારદજી! હવે ગોપીઓનાં વસ્ત્રોનું હરણ કર્યા વિષેનું અને તેઓને ધારેલાં વરદાન આપ્યા વિષેનું શ્રીકૃષ્ણનું ચરિત્ર સાંભળો. શ્રીકૃષ્ણ ઉપર કામનાથી મોહ પામેલી ગોપીઓ હેમંતઋતુના પેહેલા મહીનામાં (માગશરમાં) તે મહીનો પુરો થતાં સુધીનો નિયમ લઇ હવિષ્યાન્ન જમતી હતી, યમુનામાં નાહી યમુનાને કીનારે ભક્તિથી પાર્વતીની રેતીમય મૂર્ત્તિ બનાવી આવાહન કરી મંત્ર ભણીને ચંદનથી, અગરૂથી, કસ્તુરીથી, કેસરથી, અનેક પ્રકારનાં મનોહર પુષ્પોથી અને અનેક પ્રકારની માળાઓથી નિત્ય પુજન કરતી હતી. 'હે દેવી! હે જગતનાં મા! હે સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયને કરનારાં! હે પ્રતિવ્રતા! નંદરાયના પુત્ર શ્રીકૃષ્ણ અમારા પતિ-થાય એવી કૃપા કરજો.' એ મંત્રથી જગદંબાની ઉપરનાં નિર્માલ્ય ઉતારી નાખી પછી સંકલ્પ કરીને સામ વેદમાં કહેલા "ओं श्रीदुर्गायैसर्वविघ्नविनाशिन्यै नमः" એ સાર ભરેલા સબીજ મુળ મંત્રથી પુજન કરતી હતી. પ્રેમ ભરેલી ગોપીઓ એ મંત્રથી ભકિત પુર્વક સુંદર પુષ્પો, માળાઓ, ધુપ તથા દીવા એઓનું અર્પણ કરી પરવાળાંની માળાથી હજાર વાર એ મંત્રનો જપ કરી સ્તુતિ કરીને પૃથ્વીપર દંડવત્પ્રણામ કરતી હતી. 'હે સર્વ મંગળો કરતાં અધિક મંગળરૂપ! હે સઘળા મનોરથોને પુર્ણ કરનારાં, હે શંકરને પ્યારાં! હે દેવી! મારી વાંછા પુરી કરો. તમને પ્રણામ કરૂં છુ'. એ મંત્ર બોલી પ્રણામ કરી બ્રાહ્મણોને દક્ષિણા તથા સઘળા નૈવેદ્ય આપીને પાછી પોતપોતાને ઘેર જતી હતી. હે નારદજી! સઘળી ગોપીઓ સઘળાં ઈષ્ટ ફળોને દેનારાં પાર્વતીની ભકિત પુર્વક જે સ્તવરાજથી સ્તુતી કરતી હતી તે સ્તવરાજ તમને કહી સંભળાવું છું. પ્રલયમાં ચંદ્રનો તથા સૂર્યનો નાશ થઇ

ગયો હતો, સઘળું બ્રહ્માંડ આંજણજેવા કાળા પાણીમાં બૂડી ગયું હતું અને ભયંકર એક સમુદ્રમયજ દેખાતું હતું તે સમયે જળમાં પોઢેલા વિષ્ણુ પોતાના નાભિ કમળમાં બેઠેલા બ્રહ્માને એ સ્તવરાજ આપી પાછા પોઢી જતાં મધુ અને કૈટભ નામના બે દૈત્યોએ પીડેલા બ્રહ્માએ એ સ્તવરાજથી નીચે પ્રમાણે જગદીશ્વરી મુલ પ્રકૃતીની સ્તુતી કરી હતી.

**બ્રહ્મા સ્તુતી કરેછે**—હે દુર્ગા ! હે શિવા! હે માયા! હે અભયા! હે નારાયણી! હે સનાતનિ! હે જયા ! હે સર્વ મંગળા ! મને મંગળ આપો. તમને પ્રણામ કરૂં છું द એટલે દૈત્યોનો નાશ, उ એટલે વિઘ્નોનો નાશ, र એટલે રોગોનો નાશ, ग એટલે પાપોનો નાશ અને आ એટલે ભય તથા શત્રુઓનો નાશ,અર્થાત વેદમાં કહ્યા પ્રમાણે તમારા શ્રવણ,ઉચ્ચાર તથા સ્મરણથી દૈત્યાદિકનો અવશ્ય નાશ થાયછે માટે વિષ્ણુએ તમારૂ 'દૂર્ગા' એ નામ રાખેલું છે. दुर्ग એટલે વિપત્તિ અને आ એટલે નાશ અર્થાત્ વિપત્તિનો નાશ કરો છો તેથી પણ 'દુર્ગા' કેહેવાઓ છો. તમે પૂર્વે 'दुर्ग' નામના મોટા દૈત્યને आ એટલે મારચો હતો તેથી પણ વિદ્વાનો તમને 'દુર્ગા' કેહે છે. 'श' એટલે કલ્યાણ, 'इ' એટલે ઉત્કૃષ્ટ સમુહ અને 'वा' એટલે દેનારાં, અર્થાત્ કલ્યાણોના ઉત્કૃષ્ટ સમુહને દેનારાં છો તેથી 'શીવા' કેહેવાઓ છો. તમે દેહધારી કલ્યાણના સમુહરૂપ છો. તેથી પણ 'શીવા' કેહેવાઓ છો. शिव એટલે મોક્ષને आ એટલે દેનારાં, અર્થાત્ પોતે નિર્વાણ મુકિતને દેનારાં છો તેથી પણ 'શિવા' કેહેવાઓ છો. अभय એટલે ભયનો નાશ અને आ એટલે દેનારાં અર્થાત તુરત અભયને દેનારાં છો તેથી 'અભયા' કેહેવાઓ છો. मा એટલે રાજલક્ષ્મી અને या એટલે પ્રાપ્ત કરનારાં અર્થાત્ તમે તુરત રાજલક્ષ્મી આપો છો તેથી 'માયા' કેહેવાઓ છો. मा એટલે મોક્ષ અને या એટલે પ્રાપ્ત કરવું અર્થાત્ નિત્ય મુકિત આપનારાં છો તેથી પણ 'માયા' કેહેવાઓ છો. નારાયણના અર્દ્ધશરીરમાંથી પ્રગટ થયાં છો, નારાયણ જેવાંજ સામર્થ્યવાળાં છો અને સર્વદા નારાયણના શરીરમાંજ રહો છો તેથી 'નારાયણી' કેહેવાઓ છો. सनातन એટલે નિર્ગુણ અને નિત્ય અર્થાત તમારામાં નિર્ગુણપણું અને નિત્યપણું છે તેથી 'સનાતની' કેહેવાઓ છો. जय એટલે કલ્યાણ અને आ એટલે દેનાર અર્થાત તમે નિત્ય જય આપનારાં છો તેથી 'જયા' કેહેવાઓ છે.

**નારાયણ કેહે છે**—બ્રહ્માને આ સ્તવરાજ આપી વિષ્ણુ પાછા પોઢી રહ્યા હતા અને દુરાત્મા મધુકૈટભ બ્રહ્માને મારી નાખવા સજ્જ થયા હતા તે સમયે બ્રહ્માએ નમસ્કાર કરી આ સ્તવરાજથી સ્તુતિ કરતાં દુર્ગાદેવીએ પ્રત્યક્ષ દર્શન આપીને

બ્રહ્માને 'सर्व रक्षण' નામનું શ્રીકૃષ્ણનું દિવ્યકવચ આપ્યું હતું અને આપીને તે મહામાયા દુર્ગાદેવી અંતર્દ્ધાન થઇ ગયાં હતાં. બ્રહ્માએ સ્તુતિ કરવાથી દેવીએ કવચ આપીને તેમનું રક્ષણ કરતાં એ અનુગ્રહથી તથા સ્તવરાજના પ્રભાવથી બ્રહ્મા વરદાન પામીને નિર્ભય થયા હતા. જે સમયે ત્રિપુરાસુરના સંગ્રામમાં શંકર રથ સહિત પડી ગયા હતા તે સમયે બ્રહ્માએ શંકરને આ સ્તવરાજ તથા એ કવચ આપ્યાં હતાં. તેના પ્રભાવથી વિષ્ણુએ બળધના રૂપથી મહામાયાની સાથે ત્યાં આવી શંકરને જય અપાવવા વાસ્તે રથ સહિત શંકરને પોતાના માથા ઊપર બહુજ ઉંચે ઉપાડી લેઈને નિર્ભય કર્યા હતા અને મહામાયાએ જય આપ્યો હતો કે જે પછી બ્રહ્માસ્ત્ર લઈ, જળમાં પોઢનારા વિષ્ણુનું સ્મરણ કરી શંકરે ત્રિપુરાસુરને મારયો હતો. ગોપીઓ પણ એજ સ્તવરાજથી દુર્ગાની સ્તુતિ કરીને તેનાજ પ્રભાવથી શ્રીકૃષ્ણરૂપ પતિને પામવા અધિકારી થઇ. ગોપ કન્યાઓએ કરેલું આ 'સર્વ મંગલ' નામનું સ્તોત્ર કે જે તુરત વાંછિત ફળને આપનાર છે અને સઘળ વિઘ્નોનો નાશ કરનાર છે તેનો જે શૈવ, વૈષ્ણવ અથવા શાક્ત માણસ ત્રણે સંધ્યાઓમાં ભકિતથી નિત્ય પાઠ કરે તેનાં સઘળાં સંકટો ટળી જાય છે. રાજદ્વાર, સ્મશાન, દાવાનલ, પ્રાણસંકટ, ફાડી ખાનારાં જાનવરો, મહાસાગરમાં વાહાણનું ડુબવું, સંગ્રામમાં શત્રુઓનો ઘેરો, બંદીખાનું, રોગાદિક વિપત્તિ, ગુરૂનો શાપ, બ્રાહ્મણનો શાપ, બંધુઓનો મહાદુસ્તર કુસંપ, સ્થાનકથી ભ્રંશ, ધનનો નાશ, જાતિથી દુર થવું, પતિ સાથેનો કજીઓ, પુત્રની સાથેનો કજીઓ, ખલનો દ્વેષ અને સર્પનું વિષ એઓમાંથી ગમે તેનો ત્રાસ ઊત્પન્ન થયો હોય તે સમયે આ સ્તોત્રનું સ્મરણ માત્ર કરવામાં આવે તો પાર્વતીની કૃપાને લીધે તે સ્મરણ કરનાર માણસ તુરત ત્રાસથી છુટે છે, નિર્ભય થાય છે, વાંછિત ફળને પામે છે, સર્વોત્તમ ઐશ્વર્યને પામે છે, આ લોકમાં પ્રભુની દૃઢ ભકિતને તથા સ્મૃતિને પામે છે અને અંતે ભગદ્દાસપણું પામે છે. ગોપીઓએ એક મહીના સુધી નિત્ય આ સ્તવરાજથી જગદંબાની સ્તુતિ કરી અને પરમ ભકિતથી પ્રણામ કર્યા આમ કરતાં મહીનો પુરો થતાં સમાપ્તિને દિવસે અનેક પ્રકારના પદાર્થોને અને રત્ન જેવાં વસ્ત્રોને યમુનાને કિનારે મુકી નાહાવાને વાસ્તે સઘળી ગોપીઓ જળમાં પેઠી. યમૂનાનો કીનારો પીળાં, રાતાં અને ધોળાં મિશ્રિત થએલાં અસંખ્યાત વસ્ત્રોથી શોભવા લાગ્યો, ચંદન, અગરૂ, કસ્તુરી તથા કેસરના પવનથી સુગંધી થઇ રહ્યો અને ઘણા પ્રકારનાં નૈવેદ્યોથી, તે દેશ કાળમાં ઉત્પન્ન થએલાં ફળોથી, ધૂપોથી, દીવાઓથી, સિંદૂરથી તથા કુંકુમોથી દીપી રહ્યો. જેઓના મન શ્રીકૃષ્ણમાં લાગ્યાં હતાં એવી સઘળી

ગોપીઓ કૌતુકને લીધે નગ્ન થઈને જળની અંદર ક્રીડાઓ કરવા લાગી. એઓને ક્રીડામાં લાગેલી જોઈ શ્રીકૃષ્ણ ભગવાને તેઓનાં વસ્ત્રોને અને પદાર્થોને ઉપાડી લીધા અને જે પદાર્થો ખાવા જેવા હતા તેઓને બાળકોની સાથે મળીને ખાધા. અત્યંત ચપળતાવાળા અને રાજી થતા બાળકો વસ્ત્રો ભેળાં કરી કરી ખભાઓ ઉપર રાખીને દુર જંઇ ઉભા રહ્યા અને હસવાની વાતો કરવા લાગ્યા. એઓમાં શ્રીદામા, સુદામા, વસુદામા, સુબળ, સુપાર્શ્વ, શુભાંગ, સુંદર, ચંદ્રભાન, વીરભાન, સૂર્યભાન, વસુભાન અને રત્નભાન એ બાર શ્રીકૃષ્ણના મુખ્ય મિત્રો હતા. હે નારદજી! તેરમા શ્રીકૃષ્ણ અને ચૌદમા બળભદ્ર એ ચૌદ જણા તથા બીજા પણ શ્રીકૃષ્ણના મિત્ર કરોડો બાળકો ગોપીઓનાં વસ્ત્રો લઇને દુર જઈ એક ઠેકાણે ઊભા અને તેઓએ હાસ્યમાં તત્પર થઇને ધરતીપર વસ્ત્રોની સૈકડો નોખનોખી ઢગલીઓ કરી. શ્રીકૃષ્ણે પોતે પણ કેટલાંક વસ્ત્રો લઇ પ્રેમથી તેઓની ઢગલી કરી કદંબની ઉંચી શાખાપર ચડીને ગોપીઓને નીચે પ્રમાણે કહ્યું.

શ્રીકૃષ્ણ કેહે છે—હે ગોપીઓ! તમો સઘળી વ્રતના કામમાં ચુકી છો એટલા માટે મારા વચન સાંભળી ચુકનું પ્રાયશ્ચિત કરીને પછી મનમાનતી રીતે ક્રીડા કરો. આ વ્રત કરવાનો યોગ્ય મહીનો કે જેમાં વૃત કરવાનો અને મંગળકૃત્ય કરવાનો તમોએ સંકલ્પ કરયો હતો તેમાં તમો નગ્ન થઇ જળમાં કેમ પેઠી. નગ્ન થઇને નાહાવાથી તમારા વ્રતના અંગમાં હાનિ થઈ છે. જુવો! હમણાં તમારાં પેહેરવાનાં વસ્ત્રોને અને વ્રતમાં ઊપયોગી પુષ્પો તથા માળાઓ આદિ વસ્તુઓને કોઈક લઈ ગયું. તમો વ્રતવાળી છતાં નગ્ન થઈને નાહાઓ છો એટલા માટે વરૂણદેવ તથા વરૂણદેવના અનુચરો કોપ કરીને તમારાં વસ્ત્રોને તથા વસ્તુઓને લઇ ગયા. હવે તમો નાગી નાગી વ્રજમાં શી રીતે જશો, તમારા વ્રતનું શું થશે અને જેનું તમો વ્રતથી આરાધન કરો છો તે દેવીએ તમારી વસ્તુઓની રક્ષા કેમ ન કરી? તમો જેનું ધ્યાન કરો છો, પૂજા કરો છો, સ્તુતિ કરો છો અને જેને નૈવેદ્યો ધરો છો તે દેવી તમારી વસ્તુઓનું રક્ષણ કરી શકી નહી માટે એ તમારી દેવી તે કેવી! એવી દેવી તમોને વ્રતનું ફળ શી રીતે આપી શકશે? જેમાં વ્રતનું ફળ દેવાની શકતી હોય તેતો સઘળાં કામ કરી શકે એવી હોવી જોઈએ.

નારાયણ કેહે છે—જળમા નગ્ન ઉભેલી ગોપીઓ એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી યમુનાના કીનારાને વસ્ત્રો તથા વસ્તુઓ વગરનો જોઇ બહુ ચિંતાતુર થઈ, ખેદ કરવા લાગી, બહુ રોવા લાગી અને આપણાં વસ્ત્રો તથા પદાર્થો અહીંથી

ક્યાં જતાં રહ્યાં એમ બોલવા લાગી. સઘળી ગોપકન્યાઓએ ખેદ કરી પછી ભક્તિથી હાથ જોડી નમ્રતાપુર્વક શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે કહ્યું.

ગોપકન્યા કેહે છે—હે પ્રભુ ! અમો કે જેઓ દાસીઓ છીએ તેઓને પેહેરવાના વસ્ત્રો બતાવો અને એ વસ્ત્રો ક્યાં ગયાં એ વિષે તમારે તમારી છાતી ઉપરજ હાથ મુકી જોવું જોઇએ. હે વેદ જાણનારાઓમાં ઉત્તમ ! અમારી વ્રત કરવામાં ઉપયોગી વસ્તુઓ દેવ દ્રવ્યરૂપ છે માટે તેઓ અમારા દીધા વિના તમારે લેવી યોગ્ય નથી. હે ગોવિંદ ! અમોને ધોએલાં વસ્ત્રો આપો એટલે એ પેહેરીને અમો વ્રતનો વિધિ કરીએ. તમે ભુખ્યા થયા હો તો બીજી વસ્તુઓ ખાઓ પણ પૂજાની વસ્તુઓ અમને પાછી આપો.

નારાયણ કેહે છે—આ સમયમાં શ્રીદામા નામનો શ્રીકૃષ્ણનો મિત્ર તેઓને પોતાના હાથમાં રાખેલી વસ્ત્રોની ગાંઠડી દેખાડીને તેઓની પાસેથી દુર ભાગી ગયો. સઘળી ગોપીઓનાં ઈશ્વરી અને જળમાં ઉભેલાં રાધિકાજીએ શ્રીદામાના હાથમાં વસ્ત્રની ગાંઠડી જોઇ રીસ ચડાવીને પોતાની સખીઓને નીચે પ્રમાણે કહ્યું.

રાધિકાજી કેહે છે—હે સુશિલા ! હે શશિ ! હે ચંદ્રમુખી ! હે માધવી ! હે કદંબમાળા ! હે કુંતી ! હે યમુના ! હે સર્વ મંગળા ! હે પદ્મમુખી ! હે સાવિત્રી ! હે પારિજાતા ! હે જાન્હવી ! હે સુધામુખી ! હે શુભા ! હે પદ્મા ! હે ગૌરી ! હે સ્વયંપ્રભા ! હે કાલિકા ! હે કમળા ! હે દુર્ગા ! હે સરસ્વતી ! હે ભારતી ! હે અપર્ણા ! હે રતિ ! હે ગંગા ! હે અંબિકા ! હે સતિ ! હે સુંદરી ! હે કૃષ્ણપ્રિયા ! હે મધુમતી ! હે ચંપા ! હે ચંદન નંદિની ! તમો સઘળી બાહાર નીકળી શ્રીદામાને બાંધીને અહીં લાવો.

નારાયણ કેહે છે—સઘળી નગ્ન ગોપીઓ રાધીકાજીની આજ્ઞાથી ક્રોધને લીધે એમની એમ જળથી બાહાર નીકળી હાથવતે પોતાના ગુહ્ય અંગો ઢાંકીને શ્રીદામાને પકડવા દોડી. કોપથી રાતાં નેત્રોવાળી એઓની સાથે રેહેનારી બીજી પણ હજારો ગોપ કન્યાઓ, વેગથી વસ્ત્રની ગાંસડી લઈને દોડયા જતા શ્રીદામાને પકડવા દોડી. એઓને આવતી જોઈ શ્રીદામા, જે સ્થળમાં બીજા બાળકો વસ્ત્રો લઈને ઉભા હતા તે સ્થળમાં ગયો તો જોસથી ગોપ કન્યાઓ પણ તે માર્ગે દોડી અને તેઓએ સઘળાઓને ચોર જોઇ તુરત સર્વેને ઘેરી લીધા. ભય પામેલા બાળકો જયાં શ્રીકૃષ્ણ વસ્ત્રો લઇને ઉભા હતા ત્યાં ભાગીને ગયા એટલે તે ગોપીઓએ શ્રીકૃષ્ણ સહિત સર્વેને તુરત ઘેરી લીધા. બાળકોએ ગોપ કન્યાઓના ભયને લીધે સઘળાં વસ્ત્રો શ્રીકૃષ્ણને આપી દીધાં એટલે શ્રીકૃષ્ણે તે વસ્ત્રોને નોખનોખાં કરી કદંબની

શાખાઓમાં ટાંગી દીધાં કે જે અનેક પ્રકારના વસ્ત્રોથી આખો કદંબ શોભવા લાગ્યો. સઘળાં વસ્ત્રોને શાખાઓમાં ટાંગ્યા પછી શ્રીકૃષ્ણે તે ગોપીઓને નીચે પ્રમાણે હાસ્યનાં વચન કહ્યાં.

**શ્રીકૃષ્ણ કેહે છે**—હે ગોપકન્યાઓ ! તમો કે જેઓ નગ્ન છો તે હવે. શું કરશો. વસ્ત્રો જોઈતાં હોય તો તે માગવાને વાસ્તે તુરત મારી સામા હાથ જોડો. અથવા તમારી ધણીઆણી રાધાજીને કહો એટલે તે અહીં આવી તુરત હાથ જોડીને વસ્ત્ર માગે. એમ કરયા વિના હું કદી પણ તમોને વસ્ત્રો આપવાનો નથી. તમારી ધણીઆણી રાધા હમણાં મને શું કરી શકે એમ છે અને તમો વ્રતથી જેની આરાધના કરો છો તે દેવી પણ શું કરી શકે એમ છે. આ મારી કહેલી સઘળી વાત તમો રાધાને કહો.

**નારાયણ કેહે છે**—એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી સઘળી ગોપકન્યાઓ નેત્રના ખુણાથી જોઈને રાધાજીની પાસે ગઈ અને ત્યાં જઈને તેઓએ શ્રીકૃષ્ણનાં સઘળાં વચનોનું નિવેદન કરયું. ગોપીઓનાં વચન સાંભળી રાધાજી હસી પડયાં કામદેવથી પીડાયાં, શરીરેમાં રોમાંચિત થઇ ગયાં અને પછી મંદમંદ હસવા લાગ્યાં પણ લાજને લીધે શ્રી કૃષ્ણની પાસે ગયાં નહી. મનમાં વિચાર કરી જળમાંજ યોગાસન કરીને શ્રીકૃષ્ણનાં ચરણારવિંદનું ધ્યાન કરવા લાગ્યાં ચરણારવિંદ બ્રહ્મા, સદાશિવ, શેષ તથા ધર્મ એઓએ પણ પ્રણામ કરવા યોગ્ય છે, મનોરથોને પુર્ણ કરનાર છે અને સર્વોત્તમ છે. ચરણારવિંદનું વારંવાર સ્મરણ કરવામાં આવતાં જેમનાં નેત્ર આંસુઓથી ભરપુર થઇ ગયાં એવાં રાધાજીએ પ્રેમના વધારાને લીધે નીચે પ્રમાણે પોતાના પ્રાણનાથ પરમાત્માની સ્તુતિ કરી.

**રાધાજી સ્તુતિ કરે છે**—હે ગોલોકના સ્વામી ! હે ગોવાળીઆઓના સ્વામી! હે ગોપીઓના સ્વામી ! હે મારા પ્રાણવલ્લભ પતિ ! હે દીનબંધુ ? હે દીન લોકોના સ્વામી ! હે સર્વના ઈશ્વર ! આપને મારા પ્રણામ હોજો. હે ગોવાળીઆઓના સ્વામી ! હે ગાયોના સ્વામી ! હે યશોદાના આનંદને વધારનારા ! હે નંદનાં પુત્ર ! હે સજ્જનેનો આનંદ દેનારા ! હે સચ્ચિદાનંદ આપણે પ્રણામ કરૂંછુ. હે ઈંદ્રના યજ્ઞને તોડનારા! હે બ્રહ્માના અભિમાનનો વિનાશ કરનારા ! હે કાલિયનાગને શિક્ષા કરનારા ! હે પ્રાણનાથ! હે કૃષ્ણ ! આપને પ્રણામ કરૂંછું. હે મંગળરૂપ ! હે શેષ, શિવ તથા બ્રહ્માના સ્વામી ! હે બ્રાહ્મણોના સ્વામી ! હે સર્વથી પર! હે બ્રહ્મ સ્વરૂપ ! હે બ્રહ્મને જાણનારા ! હે વેદના બીજરૂપ ! આપને પ્રણામ કરૂંછું. હે બ્રહ્માંડરૂપી વૃક્ષના બીજરૂપ! હે ગુણાતીત ! હે ગુણરૂપ ! હે ગુણોના બીજરૂપ !

હે ગુણોના આધાર ! હે ગુણી લોકના ઈશ્વર! આપને પ્રણામ કરૂં છું. હે અણિમા-આદિ સિદ્ધિઓના સ્વામી! હે સિદ્ધોની સિદ્ધિરૂપ! હે તપસ્વીઓના તપરૂપ! હે તપના બીજરૂપ ! આપને પ્રણામ કરૂં છું. હે સર્વના બીજરૂપ! આપ કે જે ચૈતન્ય તથાં જડના સ્વરૂપ ભૂત છો, અને ચૈતન્ય તથા જડના બીજરૂપ છો તેમને પ્રણામ કરૂં છું. હું, શરસ્વતી, લક્ષ્મી, દુર્ગા, ગંગા અને સાવિત્રી એઓ જેનાં ચરણાર-વિંદનું નિત્ય પૂજન કરવાથી પુજ્યથ થયાં છીએ તે આપને વારંવાર પ્રણામ કરૂં છું. જેનાં ભકૃતોના સ્પર્શથી અને જેના ભૅકતોએ કરેલા ધ્યાનથી તિર્થો અહર્નિશ પવિત્ર રેહે છે તે પ્રભુને પ્રણામ કરૂં છું.

નારાયણ કેહે છે—હે નારદજી! રાધાજી એ પ્રમાણે સ્તુતિ કરી, શરીરને જળમાંજ રાખી મન તથા પ્રાણને શ્રીકૃષ્ણમાં જોડી દઈ ઠુંઠની પેઠે અવિચળ થઈ રહ્યાં. જે માણસ રાધાજીએ કરેલા આ શ્રીકૃષ્ણના સ્તોત્રનો ત્રણે સંધ્યાઓમાં પાઠ કરે તેને શ્રીકૃષ્ણની ભક્તિ, દાસપણું અને રાધાજીના ચરણમાં ગતિ અવશ્ય મળે. જે માણસ વિપત્તિના સમયમાં ભકિતથી આ સ્તોત્રનો પાઠ કરે તેને તુરત સંપત્તિ મળે છે, ઘણા કાળથી ખોવાએલું કે ચોરાએલું દ્રવ્ય પાછું મળે છે, બંધુઓની વૃદ્ધિ થાય છે અને મન અત્યંત પ્રસન્ન થાય છે. ચિંતાથી ઘેરાએલો માણસ ભકિત પુર્વક પાઠ કરે તો તેને તુરત સુખ મળે છે. પતિની, પુત્રની અથવા મિત્રની સાથે કુસંપ થયારૂપ સંકટમાં ભકિતપુર્વક એક મહીના સુધી પાઠ કરે તો તુરત પરચો મળે છે. કુંવારી કન્યા ભકિતપુર્વક એક વર્ષસુધી આ સ્તોત્રને નિત્ય સાંભળે તો તેને અવશ્ય શ્રીકૃષ્ણ જેવો ગુણવાન્ પતિ મળે છે. જળમાં રહેલાં રાધિકાજીએ શ્રીકૃ-ષ્ણના ચરણારવિંદનું ધ્યાન કરી એ પ્રમાણે સ્તુતિ કરી ત્યાં તેમને સઘળું જગત શ્રીકૃષ્ણમય જોવામા આવ્યું અને પછી આંખો ઉઘાડીને જોયું ત્યાં યમુનાજીને કી-નારે આગળની પેઠેજ વસ્ત્રો અને પદાર્થો પડેલા જોવામાં આવ્યા. રાધાજી વિચા-રમાં પડી ગયાં કે "આ તે મને તંદ્રા થઇ હતી કે સ્વપ્ન થયું હતું ?" પ્રથમ જે સ્થાનમાં અને જે આધાર ઉપર જે પદાર્થોને અને જે વસ્ત્રોને મૂકયાં હતાં તેજ સ્થાનમાં અને તેજ આધાર ઉપર પડેલાં તે પદાર્થો અને તે વસ્ત્રો જોવામાં આવતાં સઘળી ગોપકન્યાઓ જળમાંથી બાહાર નીકળી વસ્ત્રો પેહેરી તે તે પદાર્થોથી વ્રતને સંપૂર્ણ કરી વરદાન પામીને પોતપોતાને ઘેર ગઇ.

નારદજી પુછે છે—હે પ્રભુ! હે પુજ્ય ! એ વ્રતનાં નામ, વિધિ અને ફળ જે હોય તે કહો એમાં કયા કયા પદાર્થો દેવા જોઇએ ? તથા કેવી દક્ષિણા દેવી જો-ઇએ? વ્રત પુરૂ થયા પછી ગોપીઓને શ્રીકૃષ્ણની સાથે જે મનોહર રહસ્ય થયું

હોય તે પણ કહો. એ શ્રીકૃષ્ણ સંબંધી કથાને સંક્ષેપથી નહી પણ વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું.

સુત કેહે છે—નારદજીનાં વચન સાંભળી મોટા કવિઓના પણ પરમગુરૂ નારાયણ મૂનિએ હસીને કથા કેહેવાનો આરંભ કરયો.

નારાયણ કેહે છે—હે પુત્ર! મારી પાસેથી વ્રતનો સઘળો વિધિ સાંભળો. એ વ્રતનું નામ 'ગૌરીવ્રત' છે. સ્ત્રી અથવા પુરૂષ માગશર મહીનામાં એ વ્રત કરે તો ધર્મ, અર્થ, કામ, મોક્ષ તથા ભગવદ્ભકિત એ સર્વ પ્રાપ્ત થાય છે. કામનાવાળી સ્ત્રીઓને પતિ સંબંધી જે ઈચ્છા હોય તેને પુર્ણ કરનારૂં એ વ્રત કોઇ દેશમાં 'પૌર્વાપર' એવા નામથી પણ ઓળખાય છે. કન્યાએ આગળે દિવસે ઉપવાસ કરી વસ્ત્રો ધોઇ રાખવાં. પછી બીજે દિવસે એટલે માગશરની સંક્રાંતિ બેસે તે દિવસે પ્રભાતમાં જીતેંદ્રિયપણાથી ભકિતપુર્વક નદીને કાંઠે જઇ, નાહી, ધોએલાં વસ્ત્ર પેહેરી અનેક પદાર્થોથી ૭ દેવતાઓનું પૂજન કરવું. ગજપતિ, સૂર્ય, અગ્નિ, નારાયણ, શિવ અને દુર્ગા એઓનું પુજન કરી કળશમાં આવાહન કરી પંચોપચારથી પુનઃ પુજન કરીને વ્રતનો આરંભ કરવો. ચંદન, અગરૂ, કસ્તુરી તથા કેસરથી શણગારેલી ચોરસ વિસ્તીર્ણ વેદી કરીને તે ઉપર કળશનું સ્થાપન કરવું. દશ ભુજાવાળી દુર્ગાની એક બીજી મૂર્ત્તિ રેતીથી બનાવી તેના લલાટમાં સિંદૂરનો અને સિંદૂરની નીચે ચંદનનો ચાંલ્લો કરવો. એ દેવીનું ધ્યાન કરી આવાહન કરી હાથ જોડી પ્રથમ નીચેનો મંત્ર ભણીને પુજાનો આરંભ કરવો. "હે ગૌરી! હે શકરનાં અર્ધ્વ અંગરૂપ! હે કલ્યાણિ! તમે જેવાં શંકરને અત્યંત પ્યારાં છો તેવીજ મને પતિને અત્યંત પ્યારી કરજો". એ મંત્ર બોલી પુજનનો આરંભ કરીને નીચે પ્રમાણે ગૂઢ અને સર્વ મનોરથોને પુરનારૂં સામવેદમાં રહેલું જગદંબાનું ધ્યાન કરવું જે ધ્યાન મોટા મુનિઓને પણ દુર્લભ છે અને જે ધ્યાનથીજ સિદ્ધ લોકો દુર્ગતિનો નાશ કરનારાં દુર્ગાનું સ્મરણ કરે છે. "મંગળરૂપ, સદાશિવને પ્યારાં, સદાશિવ ઉપર પ્રેમવાળાં, સદાશિવનાં વક્ષઃસ્થળમાં રહેલાં, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળાં, સારી સ્થિતિવાળાં, સુંદર નેત્રવાળાં, નવી જુવાનીથી ભરપુર, રત્નમય આભરણોથી શણગારેલાં, રત્નમય બાજુબંધ કંકણ તથા ઝાંઝરથી શોભતાં, રત્નમય કુંડળની જોડથી દીપતાં ગંડસ્થળવાળાં, માલતીનાં પુષ્પોમાં ગુંથાએલા કેશરૂપી ભ્રમરાઓવાળાં, કસ્તુરીની બિંદીની સાથે સિંદુરની બિંદીનું ધારણ કરતાં, અગ્નિથી ધોવાએલાં વસ્ત્રોવાળાં, રત્નમય કિરીટવાળાં, મનનું આકર્ષણ કરનારાં, ઉત્તમ મણિઓવાળી રત્નોની માળાઓથી દીપતાં, ગોઠણ સુધી લાંબી પારિજાતનાં પુષ્પોની માળાઓને પેહેરનારાં,

પુષ્ટ નિતંબવાળાં, કઠણ તથા પુષ્ટ સ્તનોથી નમી રહેલાં, ખીલતી જુવાનીના ભારથી કાંઈક નમી રહેલાં, બ્રહ્મા આદિ દેવતાઓએ સ્તુતિ કરાતાં, કરોડ સૂર્યોના સરખી પ્રભાવાળાં, પાકેલા ઘોલાં સરખા હોઠવાળાં, સુંદર ચંપકના જેવાં વર્ણવાળાં, મોતીની પંકિતની શોભાને જીતી લીએ એવી દાંતની પંકિતથી શોભતાં, મનોરથોને પૂરનારાં, મુકિત આપનારાં અને શરદ્પુનમના ચંદ્ર સરખા મુખવાળાં દેવીને ભજું છું". વ્રતવાળાએ પ્રેમપુર્વક એ પ્રમાણે ધ્યાન કરી મસ્તક ઉપર પુષ્પ મૂકી તે પુષ્પ લઇ ભકિતથી બીજીવાર ધ્યાન કરીને પૂજન કરવું. નિત્ય આનંદપુર્વક ઉપર કહેલા મંત્રથીજ પ્રેમ ભકિતથી સોળ ઉપચારોનું અર્પણ કરી પુર્વોકત સ્તોત્ર સ્તુતિ કરી પ્રણામ કરી જીતેંદ્રિય રહિને કથા સાંભળવી.

નારદજી પુછે છે—હે વ્રત વિષયના સંદેહોને મટાડનારા! વ્રત, વ્રતના વિધિ, ફળ અને અદ્ભુત સ્તોત્ર મેં સાંભળ્યાં. હવે એ ગૌરીવ્રતની શુભ કથા સાંભળવાને ઈચ્છું છું. એ વ્રત પુર્વે કોણે કરયું હતું અને પૃથ્વીમાં કોનાથી પ્રસિદ્ધ થયું છે એ સઘળું સારી રીતે વિસ્તારીને કહો.

નારાયણ કેહે છે—પૂર્વે 'વેદવતી' નામે કુશધ્વજ રાજાની કુંવરી હતી તેમણે પુષ્કર નામના મોટા તીર્થમાં આ વ્રત કરયું હતું. સમાપ્તિને દિવસે લાખો યોગિનીઓથી વીંટાએલાં, કરોડ સૂર્યોના સરખી પ્રભાવાળાં, સુવર્ણમય રથમાં બીરાજેલાં અને મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળાં જગદંબાએ એ પવિત્ર વેદવતીને દર્શન આપીને નીચે પ્રમાણે કહ્યું.

પાર્વતી કેહે છે—હે વેદવતી! તારૂં ભલું થશે. જે તારી ઈચ્છા હોય તે વરદાન માગી લે. તારા વ્રતથી હું પ્રસન્ન થઇ છું માટે જે તારૂં વાંછિત હશે તે આપીશ.

નારાયણ કેહે છે—હે નારદજી! એ પ્રમાણે પાર્વતીનાં વચન સાંભળી પાર્વતીનાં દર્શનથી તથા વચનથી મનમાં રાજી થએલી તે સતી વેદવતીએ પ્રણામ કરી હાથ જોડીને નીચે પ્રમાણે માગ્યું.

વેદવતી કેહે છે—હે દેવી! મને નારાયણને વરવાની ઇચ્છા છે માટે નારાયણ પતિ આપો. અને નારાયણના ચરણમાં દૃઢ ભકિત આપો. બીજા કોઇને વરવાની મારી ઈચ્છા નથી.

નારાયણ કેહે છે—એ પ્રમાણે વેદવતીનાં વચન સાંભળી જગદંબાએ રથમાંથી ઊતરી હસીને તુરત તેને નીચે પ્રમાણે કહ્યું

પાર્વતી કેહે છે—હે જગતની માતા વેદવતી! હું સઘળું જાણું છું કે

તમે સાક્ષાત્ લક્ષ્મી છો તે ચરણની રજથી ભરતખંડને પવિત્ર કરવા સારૂ કુશધ્વ-જને ઘેર અવતર્યાં છો. હે સતિ ! તમારાં ચરણની રજથી પૃથ્વી પવિત્ર થઈ છે અને સઘળાં તીર્થો પણ પવિત્ર થયાં છે. હે તપસ્વિની! તમે જે વ્રત અને તપ કરો છો તે જગતને શીખવવાને વાસ્તેજ કરો છો. તમે જનમો જનમમાં નારાય-ણની પ્યારી પત્ની થશો. દુષ્ટલોકોનો નિગ્રહ કરી પૃથ્વીનો ભાર ઉતારવા વાસ્તે અને બ્રાહ્મણોના શાપથી પદભ્રષ્ટ થએલા બે પાર્ષદોને દુષ્ટ યોનિમાંથી છોડાવવા સા-રૂ ત્રેતાયુગમાં અયોધ્યા નગરીમાં દશરથ રાજાને ઘેર પરિપુર્ણ વિષ્ણુ ભગવાન્ રા-મચંદ્રજી રૂપે પ્રગટ થશે. તમે બાળકનું રૂપ ધરી મિથિલા નગરીમાં જાઓ અને ત્યાંના જનક રાજાની ગર્ભમાં નહી રહેલી પુત્રી થાઓ. તમને પ્રાપ્ત થઇ જનક રાજા યત્નથી તમારૂં પાલન કરશે, ત્યાં તમારૂં નામ ‘ સીતા ’ કેહેવાશે અને રા-મચંદ્રજી મિથિલામાં આવીને તમને પરણશે. તમે પ્રત્યેક કલ્પમાં નારાયણનીજ પત્ની થશો.

**નારાયણ કેહે છે**—પાર્વતી એટલાં વચન કહી આલિંગન કરીને કૈલાસમાં પધાર્યા પછી સતી વેદવતી મિથિલામાં જઈ માયાથી બાળકરૂપ ધરી સુખથી હળ-ની રેખામાં બેઠાં. હે નારદજી ! નગ્ન, ચોખા સોનાં સરખા વર્ણવાળાં, તેજસ્વી અને આંખો મીચીને રૂદન કરતાં તે કન્યાને જોઇ જનક રાજાએ તેમને તેડી લઈ છાતીમાં ઘાલીને ચાલવા માંડયું. તે સમયે આકાસ વાણી થઇ કે “ હે રાજા ! આ કન્યા કોઇના ગર્ભમાંથી ઉત્પન્ન થઈ નથી અને લક્ષ્મીજી રૂપ છે માટે તમે આને રાખજો અને વિષ્ણુભગવાન તમારા જમાઈ થશે.” આ પ્રમાણે આકાશવા-ણી સાંભળી રાજી થએલા જનક રાજાએ પાલનને વાસ્તે તે કન્યા પોતાની રાણીને આપી. જુવાની પ્રાપ્ત થતાં એ ‘ સીતા ’ નામનાં જનક રાજાની કુંવરી આ વ્ર-તના પ્રભાવથી દશરથ રાજાના પુત્ર ત્રૈલોક્યના નાથ રામચંદ્રજી રૂપ પતિને પામ્યાં હતાં અને વસિષ્ઠ મુનિએ ભકિતભાવથી પૃથ્વીમાં એ વ્રતનો પ્રકાશ કર્યો હતો. રાધાજી આ વ્રત કરીને શ્રીકૃષ્ણરૂપ પતિને પામ્યાં હતાં અને ગોપીઓ પણ આ વ્રતના પ્રભાવથીજ શ્રીકૃષ્ણને પામી હતી. હે નારદજી ! આ ગૌરીવ્રતની કથા તમારી પાસે કહી. જે કુંવારી કન્યા ભરતખંડમાં આ વ્રત કરે તેને શ્રીકૃષ્ણ જેવો પતિ મળે એમાં સંશય નથી. ગોપીઓએ એક મહીના સુધી એ વ્રત કર્યું હતું અને ઉપર કહેલા સ્તોત્રથી નિત્ય દેવીની સ્તુતિ કરી હતી. વ્રત કરવાથી રાજી થએલી ગોપીઓએ સમાપ્તિને દિવસે કણ્વશાખામાં કહેલા એક બીજા સ્તોત્રથી જગદંબાની સ્તુતિ કરી હતી કે જે સ્તોત્રવતે સ્તુતિ કરવાથી ધર્મમાં તત્પર રેહે-

નારાં સીતાજીને તુરત કમળ સરખાં નેત્રવાળા રામચંદ્રજી પતિ મળ્યા હતા. એ સીતાજીએ કરેલું સ્તોત્ર પણ પ્રસંગને લીધે તમારી પાસે કહું છું તે સાંભળો.

**સીતાજી કેહે છે**—હે સઘળાઓની શક્તિસ્વરૂપ ! હે સર્વના આધારરૂપ ! હે ગુણોના આશ્રયરૂપ ! હે સર્વદા શંકરની સાથે જોડાએલાં ! મને પતિ આપો. તમને પ્રણામ કરૂં છું. હે સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયના રૂપથી સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયને કરનારાં ! હે સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયના બીજરૂપ ! તમને પ્રણામ હોજો. હે ગૌરી ! હે પતિની મર્મને જાણનારાં ! હે પતિવ્રતમાં તત્પર રેહેનારાં ! હે પતિવ્રતા ! હે પતિ ઉપરજ રૂચિવાળાં ! મને પતિ આપો. તમને પ્રણામ કરૂં છું. હે સઘળાં મંગળોનાં મંગળરૂપ ! હે સઘળાં મગળોવાળાં ! હે સઘળાં મંગળોના બીજરૂપ ! હે સર્વ મંગળા ! તમને પ્રણામ કરૂં છું. હે સર્વને પ્યારાં ! હે સર્વના બીજરૂપ ! હે સઘળાં અશુભોને ટાળનારાં ! હે સર્વનાં ઇશ્વરી ! હે સર્વને ઉત્પન્ન કરનારાં! શંકરને પ્યારાં ! તમને પ્રણામ કરૂં છું. હે પરમાત્મ સ્વરૂપ ! હે નિત્યરૂપવાળાં ! હે સનાતનિ ! હે સાકાર ! હે નિરાકાર ! હે સર્વરૂપ ! તમને પ્રણામ કરૂં છું. હે નારાયણિ ! ક્ષુધા, તૃષા, ઈચ્છા, દયા, શ્રદ્ધા, નિદ્રા, તંદ્રા, સ્મૃતિ અને ક્ષમા એઓ સઘળી તમારી કળાઓ છે. તમને પ્રણામ કરૂં છું. લાજ, બુદ્ધિ, તુષ્ટિ, પુષ્ટિ, શાંતિ, સંપત્તિ અને વૃદ્ધિ એઓ સર્વે તમારી કળાઓ છે. હે સર્વરૂપ ! તમને પ્રણામ કરૂં છું. હે દૃષ્ટ તથા અદૃષ્ટ રૂપ ! હે દૃષ્ટ તથા અદૃષ્ટનાં બીજરૂપ ! હે દૃષ્ટ તથા અદૃષ્ટનાં ફળ દેનારાં ! હે કોઈથી નિરૂપણ કરી શકાઓ નહી એવાં ! હે મહામાયા ! તમને પ્રણામ કરૂં છું. હે શિવા ! હે શંકરના સૌભાગ્યવાળાં ! હે સૌભાગ્ય દેનારાં ! મને વિષ્ણુરૂપ પતિ આપો અને સૌભાગ્ય આપો. તમને પ્રણામ કરૂં છું.

**નારાયણ કેહે છે**—જે કન્યાઓ વ્રતની સમાપ્તિને દિવસે આ સ્તોત્રથી સ્તુતિ કરીને પરમ ભક્તિથી જગદંબાને નમે છે તેઓ વિષ્ણુ જેવા પતિને પામે છે, આ લોકમાં પતિનું પરમ સુખ ભોગવે છે અને તેવા પતિને પામવાથી અંતે દિવ્યરથમાં બેસીને શ્રીકૃષ્ણના સમીપમાં જાય છે. રાધાજીએ ગોપીઓ સહિત આનંદ ભરેલા મનથી આ પ્રમાણે સ્તુતિ કરી એક હજાર બ્રાહ્મણો જમાડયા, વાજાં વગડાવ્યાં અને ભિક્ષુકોને ધન આપ્યાં તે સમયમાં દુઃખોનો નાશ કરનારાં અને બ્રહ્મ તેજથી પ્રકાશતાં દુર્ગા આકાશમાંથી પ્રગટ થયાં. મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળાં, સૈકડો યોગિનીઓથી વીટાએલાં, સિંહ ઉપર બીરાજેલાં, દશ ભુજાવાળાં, અને રત્નમય અલંકારોથી શણગારેલાં એ જગદંબાએ રત્નોથી જડેલા સુવર્ણમય દિ-

 બરથમાંથી ઉતરી તુરત રાધાજીને છાતીમાં ઘાલ્યાં. એ દેવીને જોઈ રાજી થએલી સઘળી ગોપીઓએ તેમણે પ્રણામ કર્યા. પછી તમારી ઇચ્છા પરિપૂર્ણ થશે એમ ગોપીઓને આશિર્વાદ દઈ તેઓને પ્રેમથી બોલાવીને જગદંબાએ હસતા મુખારવિંદથી રાધાજીને નીચે પ્રમાણે કહ્યું.

પાર્વતી કેહે છે—હે રાધાજી! હે પ્રભુને પ્રાણ કરતાં પણ અધિક પ્યારાં! હે જગદંબ! તમે માયાથી મનુષ્યરૂપ ધરયું છે અને તમે જે વ્રત કરયું છે ને જગતને શીખવવા સારૂજ કરયું છે. હે સુંદરી! ગોલોકના નાથ, ગોલોક, શ્રીશૈલ, વિરજાનો કીનારો, વૃંદાવનમાનું મનોહરદિવ્ય રાસમંડળ અને કામ શાસ્ત્રોમાં નિપુણતા ધરાવનારા શ્રીકૃષ્ણનું સ્ત્રીઓના મનને હરનારૂં ચરિત્ર એઓ તમને સાંભરે છેકે નહી. શ્રીકૃષ્ણના અરધા અંગમાંથી પ્રગટ થએલા, શ્રીકૃષ્ણના જેવાજ પ્રભાવવાળાં અને જેના અંશોના અંશોમાંથી સઘળી દેવીઓ થએલ છે એવા તમે મનુષ્ય રૂપ શા કારણથી થયાં છો એ જાણો છો? તમે શ્રીકૃષ્ણનાં પ્રાણ રૂપ છો અને શ્રીકૃષ્ણ તમારાં પ્રાણરૂપ છે વેદને? જોતાં તમોમાં કાંઇપણ ભેદ નથી તે છતાં તમે મનુષ્યરૂપ શા કારણથી થયાં છો એ જાણોછો? પૂર્વે સાઠ હજાર વર્ષ સુધી તપ કરીને પણ બ્રહ્મા તમારા ચરણારવિંદનું દર્શન પામી શકયા ન હતા તો એવાં તમે જેથી મનુષ્યરૂપ થયાં છો તે કારણ જાણોછો? હે શાંત સ્વરૂપ વાળાં! તમે જે કારણથી શ્રીકૃષ્ણની આજ્ઞા થતાં મનુષ્યોમાં ગોપીરૂપે પૃથ્વીમાં પધારયાં છો તે કારણ જાણોછો? મનુના વંશમાં જન્મેલો મોટો રાજા સુયજ્ઞ તમારી કૃપાથી ગોલોકમાં ગયોછે તે તમે પોતે મનુષ્યરૂપ કેમ થયાંછો એ જાણોછો? પરશુરામે પૃથ્વીને એકવીશ વાર નિઃક્ષત્રિય કરી અને શંકરની પાસેથી મંત્રોપદેશ લઇ તે મંત્રને પુષ્કરમાં સિદ્ધ કરીને સહસ્રાર્જુન રાજાને મારયો એ સઘળું તમારા મંત્રના અને કવચના પ્રભાવને લીધેજ પરશુરામથી બની શકયું હતું તો એવાં તમે પૃથ્વીમાં શા કારણથી મનુષ્યરૂપ થયાંછો એ જાણોછો? સદાશિવે અભિમાનથી મહાત્મા ગણપતિનો દાંત ભાગી નાખ્યો અને તે પછી સદાશિવ તમારાથી બીના હતા તો એવા તમે પૃથ્વીમાં શા કારણથી મનુષ્યરૂપ થયાંછો તે જાણોછો? હું જ્યારે કોપને લીધે સદાશિવને ભસ્મ કરી નાખવા તૈયાર થઇ હતી તે સમયે તમેજ મારા ઉપર પ્રીતિને લીધે ત્યાં આવીને સદાશિવનું રક્ષણ કરયું હતું તો એવાં તમે શા કારણથી મનુષ્યરૂપ થયાંછો એ જાણોછો? હે જગદંબ! શ્રીકૃષ્ણ પ્રત્યેક કલ્પમાં પ્રત્યેક જન્મમાં તમારા પતિ થાયજ છે તે છતાં તમે જે આ વ્રત કરયું છે તે લોકોના હિતને વાસ્તેજ કરયુંછે. અહો! શ્રીદામાના શાપથી અને પૃથ્વીનો ભાર ઉતારવાના કારણથી તમે પૃથ્વીમાં પધારયાંછો. તમે

પ્રાકૃત મનુષ્યરૂપ કેમજહો. જન્મ, મરણ તથા જરાને ટાળનારાં તમે કે જે ગર્ભમાં નહી રહ્યા છતાં કલાવતીની પવિત્ર કન્યા થયાંછો તે પ્રાકૃત મનુષ્યરૂપ કેમજ હો. હે સતી! ત્રણ મહીના વીત્યા પછી, આવતા મનોહર ચૈત્ર માસમાં વૃંદાવનમાં રાતે નિર્મળ અને એકાંતરૂપ રાસમંડળની અંદર તમને શ્રીકૃષ્ણની સાથે આનંદ ભરેલી ક્રીડા પ્રાપ્ત થશે અને તે ક્રીડામાં સઘળી ગોપીઓ પણ ભાગ લેશે. હે રાધિકાજી! પ્રત્યેક કલ્પમાં પૃથ્વી ઉપર શ્રીકૃષ્ણની સાથે તમારી ક્રીડા થવાનું વિધાતાએજ લખી મુકયું છે તે કોણથી અટકાવી શકાશે. હે સુંદરી! હે શ્રીકૃષ્ણને પ્યારાં! જેવું હું સદાસિવનું સૌભાગ્ય ભોગવુંછુ તેવુંજ તમે શ્રીકૃષ્ણનું સોભાગ્ય ભોગવશો. જેમ દુધમાં ધોળાશ, અગ્નિમાં દાહશક્તિ, પૃથ્વીમાં ગંધ અને જળમાં શીતળપણું રહેલછે તેવી રીતે તમે શ્રીકૃષ્ણના સ્વરૂપમાં રહ્યાંછો. દેવની, મનુષ્યની, ગંધર્વની કે રાક્ષસની કોઈપણ સ્ત્રી તમારાથી અધિક સૌભાગ્યવાળી થઇ નથી અને થવાની પણ નથી. પરથી પણ પર, ગુણાતીત અને જેને બ્રહ્માદિક પણ પ્રણામ કરેછે તે પોતે શ્રીકૃષ્ણ મારા વરદાનના પ્રભાવથી તમને આધીન થઈને રેહેશે. બ્રહ્મા, શેષ તથા સદાશિવ પણ જેનું ભજન કરેછે એવા, પ્રસન્ન કરવાને અશકય અને સઘળા યોગીઓને પણ ધ્યાનથી વશ્ય નહી થએલા શ્રીકૃષ્ણ તમને વશ્ય થશે. હે રાધાજી! તમે મોટાં ભાગ્યશાળી છો. સ્ત્રીની જાતિઓમાં કોઈપણ સ્ત્રી તમારા જેવી ભાગ્યશાળી નથી. તમે ક્રીડાનાં સુખ ભોગવ્યા પછી અંતે શ્રીકૃષ્ણની સાથે ગોલોકમાં જશો.

નારાયણ કેહેછે—હે નારદજી! એટલાં વચન કહીને પાર્વતી તુરત અંતર્દ્ધાન થઇ જતાં, રાધાજી ગોપીઓની સાથે વ્રજમાં જવા તૈયાર થયાં તે સમયમાં શ્રીકૃષ્ણ રાધાજીની પાસે આવ્યા. કિશોર, શ્યામસુંદર, પીળાં વસ્ત્રોને પેહેરનારા, અનેક અલંકારોથી શણગારેલા, ગોઠણસુધી લાંબી માલતીની માળાઓથી તથા વનમાળાથી શોભતા, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળા! ભકતોપર અનુગ્રહ કરવામાં તત્પર, સઘળાં અંગોમાં ચંદનનાં લેપનવાળા, શરદૃઋતુનાં કમળ સરખાં નેત્રવાળા, શરદૃપુનમના ચંદ્ર સરખાં મુખવાળા, ઉત્તમ રત્નમય મુકુટથી દીપતા, પાકેલાં દાડિમનાં બીજ સરખાં દાંતવાળા, મનનું આકર્ષણ કરનારા, વિનોદને વાસ્તે હાથમાં મુરલીને તથા કમળને ધરનારા, કરોડ કામદેવ જેવા રૂપાળા, લીલાઓના સ્થાનકરૂપ, ગુણોથી અળગા, બ્રહ્મા, શેષ તથા સિવ આદિ દેવતાઓએ સ્તુતિ કરાતા, બ્રહ્મસ્વરૂપ, બ્રાહ્મણોપર પ્રીતિ રાખનારા, વેદથી પણ નહી નિરૂપણ કરી શકાએલા, કોઇના જાણ્યામાં નહી આવેલા, અવિનાશી, જયોતિરૂપ, સનાતન મંગળમય, મંગળના આધારરૂપ,

મંગળરૂપ,મંગળ દેનારા અને અત્યંત આશ્ચર્ય ઉપજાવનારા શ્રીકૃષ્ણને જોઈ રાધાજી સંભ્રમથી તેમને પગે લાગ્યાં. દર્શન થતાજ કામદેવના બાણોથી પીડાએલાં, મૂર્છિત તુલ્ય થએલાં અને તેમના મુખારવિંદને જોઈ જોઇ મંદહાસ્ય કરતાં તથા વાંકા કટાક્ષથી નીરખતાં રાધાજી લાજને લીધે વારંવાર ઘુંઘટો કાહાડવા લાગ્યાં. એવી સ્થિતિ પામેલાં રાધાજીને અને ગોપીઓના સમુહને જોઇ જેનાં મુખ અને નેત્ર પ્રસન્ન થયાં એવાં શ્રીકૃષ્ણે આગળ ઉભીને તેઓને કહ્યું કે "હે પ્રાણપ્યારાં રાધાજી! તમારે જે ઈચ્છા હોય તે વરદાન માગો, હે સંઘળી ગોપીઓ! તમોને પણ જે જોઇતું હોય તે માગી લ્યો". શ્રીકૃષ્ણનાં વચન સાંભળી રાજી થએલા રાધાજીએ અને ગોપીઓએ નીચે પ્રમાણે જેથી સઘળાં સંકલ્પો પરિપૂર્ણ થાય એવા વરદાન માગ્યાં.

રાધિકાજી કેહે છે—હે પ્રભુ! મારા મનરૂપી ભ્રમર તમારાં ચરણરૂપી કમળમાં નિરંતર ભમ્યા કરો અને ભ્રમર જેમ મકરંદને પીધા કરે તેમ ભક્તિરૂપ રસને પીધા કરો તમે પ્રત્એક જન્મમાં મારા પ્રાણનાથ થાઓ અને તમારા ચરણારવિંદમાં બીજાઓને ન મળે એવી ભક્તિ આપો સ્વપ્નામાં અને જાગ્રતમાં અહર્નિશ મારૂં ચિત્ત તમારા ગુણોના સ્મરણમાંજ નિમગ્ન રહે એ મારી ઇચ્છા છે.

ગોપીઓ કેહે છે—હે પ્રાણબંધુ! તમે જેમ રાધાજીના પ્રાણનાથ થશો તેમ અહર્નિશ અમારા પણ પ્રાણનાથ થાઓ અને જનમો જનમાં એવી રીતેજ અમારૂં રક્ષણ કરો.

નારાયણ કેહે છે—એ પ્રમાણે એઓનાં વચન સાંભળી 'तथास्तु' એમ કહી પ્રસન્ન મુખવાળા જગતપતિ શ્રીકૃષ્ણે પ્રીતિથી રાધાજીને હજાર પાંખડીઓવાળું કમળ અને સુંદર માલતીની માળા આપી. તેમજ મંદહાસ્ય કરી બીજી ગોપીઓને પણ માળાઓના સમૂહ અને પુષ્પો આપી શ્રીકૃષ્ણે પરમ પ્રીતિથી નીચે પ્રમાણે કહ્યું.

શ્રીકૃષ્ણ કેહે છે—ત્રણ મહીના વ્યતીત થયા પછી તમો વૃંદાવનમાં રમણીય રાસમંડલની અંદર મારી સાથે ક્રીડા કરશો. હું અને તમો એકજરૂપ છીએ. વેદમાં પણ આપણનો અભેદ કહ્યો છે. હું તમારા પ્રાણરૂપછું અને તમો મારા પ્રાણરૂપ છો. હે પ્યારીઓ! આ તમોએ જે વ્રત કરયું તે પોતાને વાસ્તે નહી પણ લોકોને શીખવવા વાસ્તે કરયું છે. તમો ગોલોકમાંથી મારી સાથેજ આવેલી છો અને પાછી મારી સાથેજ ગોલોકમાં જશો. હવે તમો તુરત પોતપોતાને ઘેર જાઓ. જનમો જનમાં તમો મને પ્રાણથી પણ અધિક પ્યારી થશો અને હું તમોને પ્રાણથી

પણ અધિક પ્યારો થઇશ એમાં સંશય નથી.

**નારાયણ કેહે છે**—હે નારદજી ! એટલાં વચનો કહી શ્રીકૃષ્ણ યમુનાજીને કીનારે ઊભા રહ્યા અને તે સઘળી ગોપીઓ પણ ત્યાં ઊભી આનંદ ભરેલી રીતે મંદહાસ્ય કરી વાંકી નજરથી વારંવાર શ્રીકૃષ્ણને જોવા લાગી અને નેત્રરૂપ ચકોરવડે તેમના મુખરૂપી ચંદ્રને પ્રીતિપુર્વક પીવા લાગી. પછી વારંવાર જયના આશીર્વાદ આપી તુરત સઘળી ગોપીઓ પોતપોતાને ઘેર ગઈ અને પ્રસન્ન થએલા શ્રીકૃષ્ણ પણ બાળકોની સાથે પોતાને ઘેર પધાર્યા. આ શ્રીકૃષ્ણનું સર્વે લોકોને સુખ આપનારૂં ગોપીઓના વસ્ત્ર હરણરૂપ મહામંગળમય સઘળું ચરિત્ર તમને કહી સંભળાવ્યું.

**इत्येवंकथितंसर्वंहरेश्चरितमंगलम् ॥**
**गोपीनांवस्त्रहरणंसर्वलोकसुखावहम् ॥ २३९ ॥**

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'गोपीकावस्त्रहरणप्रस्ताव' એવા નામનો સત્યાવીશમો અધ્યાય સંપુર્ણ. ૨૭



**॥ श्रीनारदउवाच ॥**
**त्रिषुमासेष्वतीतेषुतासांचहरिणासह ॥**
**वदकेनप्रकारेणबभूवतनुसंगमः ॥ १ ॥**

**નારદજી પુછે છે**—હે પરમપૂજ્ય ! હે પવિત્ર કીર્ત્તિવાળા ! હે પવિત્ર નામવાળા ત્રણ મહીના વીત્યા પછી ગોપીઓને શ્રીકૃષ્ણની સાથે શરીર સંબંધી સમાગમ કયા પ્રકારથી થયો તે કહો. વૃંદાવન કેવું હતું, રાસમંડળ કેવા પ્રકારનું હતું અને શ્રીકૃષ્ણે પોતે એક છતાં એ ઘણી ગોપીઓની સાથે શી રીતે ક્રીડા કરી. આ નવી નવી કથા સાંભળવાની મને ઘણી ઊત્કંઠા છે. શ્રીકૃષ્ણની રાસલીલા સઘળા પુરાણોની કથાઓના સારરૂપ છે તથા શ્રીકૃષ્ણની સઘળી લીલાઓ પૃથ્વીમા કાનનું અને મનનું અદ્ભુત રીતે આકર્ષણ કરનાર છે.

**સુત કેહે છે**—એ પ્રમાણે નારદજીનાં વચન સાંભળી પ્રસન્ન મુખવાળા નારાયણ મુનિએ હસીને નીચે પ્રમાણે કથા કહી.

**નારાયણ કેહે છે**—હે નારદજી ! એક સમયે શુક્લપક્ષની તેરસને દિવસે

ચંદ્રનો પુર્ણ ઉદય થતાં રાત્રે શ્રીકૃષ્ણ વૃંદાવનમાં પધાર્યા. આ સમયે વૃંદાવનમાં જુઇ, માલતી, ડોલર અને માધવીનાં પુષ્પોની સુગંધીવાળો પવન વાતો હતો. ભ્રમરાઓનો મનોહર ગુંજાર થઈ રહ્યો હતો. નવીન પલ્લવોની શોભા જામી રહી હતી. કોયલોના ટૌકારા સાંભળવામાં આવતા હતા. નવ લાખ અવાસો દીપી રહ્યા હતા. ચંદન, અગરૂ, કસ્તુરી તથા કેસરોની સુગંધી ફેલાઈ રહી હતી. કપુર સહિત પાન બીડીઓ આદિ ઉપભોગની સામગ્રીઓ સજ્જ હતી. કસ્તુરી અને ચંદનના છાંટણાંવાળાં ચંપકનાં પુષ્પો શોભી રહ્યાં હતાં. સારી રીતે ગોઠવેલાં રતિને યોગ્ય શયનો દીપતાં હતાં. રત્નમય દીવાઓ પ્રકાશી રહ્યા હતા. ધુપની સુગંધી ચારે કોર વ્યાપી રહી હતી અને અનેક પ્રકારનાં પુષ્પોથી બનાવેલી અનેક માળાઓ તે તે સ્થળોમાં શોભી રહી હતી. એ વૃંદાવનમાં ફરતા ગોળ આકારવાળું અને ચંદન, અગરૂ, કસ્તુરી તથા કેસરના રસથી સંસ્કાર આપેલું રાસમંડળ નામનું સ્થાનક દીપી રહ્યું હતું. એ સ્થાનમાં પ્રફુલ્લિત પુષ્પોના બગીચાઓ લાગી રહ્યા હતા. ક્રીડા કરવાનાં સરોવરોમાં શુદ્ધ સ્ફટિકમણિ જેવાં નિર્મળ અને સ્નાનાદિક કરવાથી સુરજના પરિશ્રમને હરનારાં સુંદર જળો ભર્યાં હતાં. જળોમાં હંસ તથા કારંડવ પક્ષીઓ વિનોદ કરતાં હતાં અને જળકુકડીઓ શબ્દ કરતી હતી. યોગ્ય સ્થળોમાં ચોખાના સાથીઆઓ ઉપર મંગળને વાસ્તે કેસરવાળા દહીંથી છાંટેલા પુર્ણકુંભો ગોઠવાયાં હતાં. તે કલશોને સિંદૂર, ચંદન, માલતીની માળાઓ તથા નાળીએરોથી શણગારેલા હતા અને જેઓ ઉપર સુંદર દોરાઓથી આંબાનાં પાદડાં બાંધવામાં આવ્યાં હતાં એવા મનોહર કેળના થાંભલાઓના કુંજો ગોઠવવામાં આવ્યા હતા શ્રીકૃષ્ણે એ રાસમંડળને જોઈ મંદહાસ્ય કરી કૌતુકથી કામનાવાળી ગોપીઓના મનમાં કામદેવની વૃદ્ધિ કરવા સારૂ પોતાને પ્યારી મુરલીનો નાદ કરયો. એ નાદને સાંભળી કામદેવથી આતુર થએલાં રાધિકાજી તુરત મોહ પામી ગયાં અને ચિત્તમાં શ્રીકૃષ્ણનું અવિચ્છિન્ન ધ્યાન લાગતાં ઝાડના ઠુંઠની પેઠે સજડ થઈ ગયાં. જરાવારમાં ચેતના આવી ત્યાં વળી બીજીવાર તે નાદ સાંભળવામાં આવતાં ચિત્તની ચંચળતાથી વારંવાર બેસવા લાગ્યાં અને વળી વારંવાર ઉઠવા લાગ્યાં. જરાવાર આવી સ્થિતિમાં રહી છેવટ સઘળાં ઘરસંબંધી આવશ્યક કામોને પણ છોડી દઈ અદ્ભુત રીતે ઘરમાંથી બાહાર નીકળ્યાં અને ચારેકોર નજર કરીને નાદના અનુસારથી ચાલતાં થયાં. પરમાત્મા શ્રીકૃષ્ણનાં ચરણારવિંદનું ધ્યાન કરતાં અને પોતાના તેજથી તથા ઉત્તમ રત્નમય આભરણોના તેજથી દશેદિશાઓને શોભાવતાં રાધિકાજી બાહાર ચાલ્યાં તે સમયે મુરલીના નાદથી ચકિત થએલી અને કામદેવથી

મોહ પામેલી સુશીલા આદિ, રાધાજીની અત્યંત પ્યારી તેત્રીશ સખીઓ પણ કુળના ધર્મને છોડી દઈ નિશંક રીતે તેમની સાથે ચાલતી થઈ. તેઓની પાછળ તેઓનાં જેવાંજ રૂપ, ગુણ, અવસ્થા અને વેષવાળી બીજી પણ તેઓની સખી ધણીધણી ગોપીઓ નીકળી સુશીલાની પાછળ સોળ હજાર, ચંદ્રમુખીની પાછળ સોળ હજાર, માધવીની પાછળ અગીયાર હજાર, કદંબમાળાની પાછળ તેર હજાર, કુંતીની પાછળ દશ હજાર, યમુનાની પાછળ ચૌદ હજાર, જાન્હવીની પાછળ નવ હજાર, પદ્મમુખીની પાછળ નવ હજાર, સાવિત્રીની પાછળ પંદર હજાર, પારિજાતની પાછળ દશ હજાર, સ્વયંપ્રભાની પાછળ સાત હજાર, સુધામુખીની પાછળ ચૌદ હજાર, શુભાની પાછળ ચૌદ હજાર, પદ્માની પાછળ ચૌદ હજાર, ગૌરીની પાછળ ચૌદ હજાર, સર્વ મંગળાની પાછળ સોળ હજાર, કાલિકાની પાછળ સોળ હજાર, કમળાની પાછળ તેર હજાર, દુર્ગાની પાછળ સોળ હજાર, સરસ્વતીની પાછળ તેર હજાર, ભારતીની પાછળ દશ હજાર, અપર્ણાની પાછળ ચૌદ હજાર, રતિની પાછળ ચૌદ હજાર, ગંગાની પાછળ ચૌદ હજાર, અંબિકાની પાછળ સોળ હજાર, સતીની પાછળ તેર હજાર, નંદિની પાછળ દશ હજાર, સુંદરીની પાછળ તેર હજાર, કૃષ્ણપ્રિયાની પાછળ સોળ હજાર, મધુમતીની પાછળ સોળ હજાર અને ચંદનાની પાછળ સોળ હજાર બીજી ગોપીઓ નીકળી. રાધાજીની સઘળી મુખ્ય સખીઓ ભેળી થઈ આનંદથી એક ઠેકાણે જરાવાર ઉભી રહી ત્યાં કેટલીએક ગોપીઓ માળાઓ લઇને કેટલીએક સુંદર ચંદન લઇને, કેટલીએક ધોળાં ચમર લઇને, કેટલીએક કસ્તૂરી લઇને, કેટલીએક કેસર લઇને, કેટલીએક પાનદાનીઓ લઇને અને કેટલીએક સોનેરીવાળાં વસ્ત્રો લઇને ત્યાં આવી પોહોચી. પ્રેમ ભરેલી અને મંદહાસ્ય કરતી સઘળી ગોપીઓ એકઠી થઇ જ્યાં રાધિકાજી ચાલ્યાં જતાં હતાં ત્યાં જઇ રાધિકાજીને શણગાર ધરાવીને તેમની સાથે ત્યાંથી આગળ ચાલી. માર્ગમાં વારંવાર 'હરિહરિ' અને 'જયજય' શબ્દ કરતી સઘળી ગોપીઓ રમણીય વૃંદાવનમાં ગઇ ત્યાં સ્વર્ગ કરતાં પણ અધિક સુંદર, દૃષ્ટિનું આકર્ષણ કરનાર, ચંદ્રની કિરણોથી રંગાએલું, બીજાં મનુષ્યો વગરનું, પુષ્પોના પવને સુગંધમય કરેલું, સ્ત્રીઓને કામદેવ ઉત્પન્ન કરનારૂં અને મુનિઓને પણ મોહ ઉપજાવનારૂં રાસમંડળ તેઓના જોવામાં આવ્યું. રાસમંડળમાં કોયલ પક્ષીઓના મનોહર ટૌકારા સાંભળવામાં આવ્યા અને પુષ્પોના મકરંદથી મત્ત થએલા તથા ભ્રમરીઓની સાથે ફરતા ભ્રમરાઓના ઝીણા ઝીણા સુંદર ગુંજારો સાંભળવામાં આવ્યા. રાધિકાજી શ્રીકૃષ્ણના ચરણારવિંદનું

ધ્યાન કરી શુભ અવસરમાં સઘળી સખીઓની સાથે તે રાસમંડળમાં પેઠાં દૂરથી રાધાજીને આવતાં જોઇ આનંદ પામેલા, મંદહાસ્ય કરતા અને કામદેવથી વ્યાકુળ થએલા શ્રીકૃષ્ણ પ્રેમથી સામા ગયા ત્યાં સખીઓના મંડળમાં ઉભેલાં, રત્નમય અલંકારોથી શણગારેલાં, દિવ્ય વસ્ત્રોવાળાં, મંદહાસ્ય કરતાં, વાંકી નજરથી જોતાં, મોટા હાથીના જેવી ચાલવાળાં, મુનિઓનાં મનને પણ મોહ ઉપજાવે એવાં, નવીન વેષથી, અવસ્થાથી તથા રૂપથી મનનું અત્યંત. આકર્ષણ કરનારાં, સ્તનના તથા કટિપશ્ચાદ્ભાગના ભારથી નમી રહેલાં, સુંદર ચંપક પુષ્પ સરખા વર્ણવાળાં, શરદપુનમના ચંદ્ર સરખા મુખવાળાં અને માલતીની માળાઓથી ગુંથેલા મોટા ચોટલાવાળાં સર્વોત્તમ રાધિકાજી સ્પષ્ટરીતે તેમના જોવામાં આવ્યાં અને કિશોર અવસ્થાવાળા, શ્યામસુંદર, નવી જુવાનીથી ભરપૂર, રત્નમય આભરણોથી શણગારેલા, કરોડ કામદેવ સરખા રૂપાળા, લીલાઓના નિવાસરૂપ, વાંકી નજરથી જોતા, પરમ અદ્ભુત રૂપવાળા, જેમને કોઇની પણ ઉપમા લાગુ ન પડે એવા, વિચિત્ર વેષવાળા, વિચિત્ર મુકુટવાળા અને પ્રેમથી મંદહાસ્ય કરતા શ્રીકૃષ્ણ રાધાજીના જોવામાં આવ્યા. રાધિકાજી શ્રીકૃષ્ણના મુખને વાંકી આંખના ખુણાથી જોઈ જોઇ મંદહાસ્ય કરીને લાજથી ઘુંઘટો કાહાડવા લાગ્યાં, શરીરમાં રોમાંચિત થઇગયાં અને કામદેવનાં બાણોથી પીડાઇને તુરત મૂર્છિત થઈ ગયાં. એમના કટાક્ષરૂપ બાણોથી વીંધાએલા અને ક્રીડાના રસમાં ઉન્મુખ થએલા શ્રીકૃષ્ણપણ મૂર્છિત થઇ ગયા પણ ધરતીપર નહી પડતાં ઠુંઠની પેઠે ઉભા રહ્યા. શ્રીકૃષ્ણના હાથમાંથી મુરલી તથા વિનોદને વાસ્તે રાખેલું સુંદર કમળ પડી ગયાં, શરીરપર ઓઢેલું પીળું વસ્ત્ર પડી ગયું અને મસ્તક ઉપરથી મોરપીંછ પણ પડી ગયું. જરાવારમાં ચેતના આવતાં શ્રીકૃષ્ણે રાધાજીની પાસે જઈ પ્રેમથી તેમને છાતીમાં લઈ આલિંગન કરીને ચુંબન કર્યું. રાધાજીએ પણ શ્રીકૃષ્ણના સ્પર્શથી ચેતના પામી પ્રાણથી પણ અધિક પ્યારા તે પ્રાણનાથનું આલિંગન કરીને ચુંબન કર્યું. હે નારદજી ! શ્રીકૃષ્ણે રાધાજીનું મન હરી લીધું અને રાધાજીએ શ્રીકૃષ્ણનું મન હરી લીધું. પછી રસિક શ્રીકૃષ્ણ રાધાજીની સાથે રત્નમય દીવાઓવાળાં, રત્નમય દર્પણોવાળાં, ચંદનથી છાંટેલી સુંદર ચંપકપુષ્પોની શય્યાઓથી શોભતાં અને કપુર સહિત તાંબૂલ આદિ ભોગની સામગ્રીઓથી ભરપૂરપણાંવાળાં રતિ કરવાના મંદિરમાં પધાર્યાં અને ત્યાં પ્રેમથી તેમની સાથે બીરાજ્યા. રાધાજીએ આપેલાં તાંબૂલને શ્રીકૃષ્ણ આરોગ્યા અને શ્રીકૃષ્ણે આપેલાં તાંબૂલને રાધાજી આરોગ્યાં. શ્રીકૃષ્ણે પોતાનુ ચાવેલું તાંબૂલ પ્રેમથી રાધાજીને આપતાં કામદેવથી

આતુર થએલાં રાધાજી મંદહાસ્ય કરીને ભક્તિથી તુરત આરોગ્યાં અને રાધાજીએ ચાવેલું તાંબૂલ શ્રીકૃષ્ણે માગતાં રાધાજી ધર્મના ભયથી તે નહી આપતાં તેમના ચરણારવિંદમાં પડયાં. આ સમયમાં કામનાથી વ્યાપ્ત અને રતિમાં ઉન્મુખ થએલા શ્રીકૃષ્ણે રાધાજીની સાથે * * આઠ પ્રકારનો શૃંગાર કરયો, યોગ્ય અવયવોમાં નખ, દાંત તથા હાથના પ્રહાર કરયા, અને કામશાસ્ત્રોમાં પણ ગુપ્ત રીતે કહેલાં આઠ પ્રકારનાં ચુંબન કર્યાં. રસિકલોકોના શિરોમણિ અને કામદેવથી વ્યાકુળ શ્રીકૃષ્ણે સ્ત્રીઓના મનનું આકર્ષણ કરનારી ક્રિયાઓ કરીને * * * * કામનાવાળી સ્ત્રીઓને પરમ સુખ આપનારૂં આલિંગન કરયું બન્નેજણાં શૃંગારમાં કુશળ હતાં અને કામશાસ્ત્રમાં નિપુણ હતાં તેથી રતિ સંબંધી યુદ્ધ કરતાં બન્નેમાંથી કોઈપણ થાકયું નહી. આ પ્રમાણેજ શ્રીકૃષ્ણે રમણીય રાસમંડળની અંદર પ્રત્યેક ઘરમાં નોખનોખાં રૂપ ધરીને બીજી ગોપીઓની સાથે પણ રમણ કરયું. નવ લાખ ગોપીઓ અને નવ લાખ શ્રીકૃષ્ણ હતા તેથી અઢાર લાખ સ્ત્રી પુરૂષોનો રાસમંડળમાં વિહાર થયો. હે નારદજી! * * * * * * સઘળાંના કેશ છુટી ગયા, સઘળાંના આભરણો ત્રુટી ગયાં સઘળાંના શણગાર ભુસાઇ ગયા, સઘળાં મત્ત થઇ ગયાં અને સઘળાં કામદેવથી મુર્છિત થઇ ગયાં. કંકણોનો, ઘુઘરીઓનો, ચુડીઓનો અને ઉત્તમ રત્નમય ઝાંઝરોનો અવિચ્છિન્ન ભારે ઝણકાર થઈ રહયો, એ પ્રમાણે સ્થળમાં ક્રીડા કરીને પછી સઘળાં જોડાંઓ આનંદથી જળમાં ક્રીડા કરવા ગયાં અને જળમાં ક્રીડા કરીને થાકી રહ્યાં એટલે તુરત જળમાંથી બાહાર નીકળી સર્વે પોતપોતનાં વસ્ત્રો પેહેરવા લાગ્યાં, ઉત્તમ રત્નમય દર્પણોમાં મોહોડાં જોવા લાગ્યાં, ચંદનનું, અગરૂનું, કસ્તુરી આદિ પદાર્થોનું તથા પૂષ્પોની માળાઓનું ધારણ કરવા લાગ્યાં અને સર્વે સુધમાં આવ્યાં સઘળાં જોડાંઓએ કપૂર સહિત પાન બીડીઓ ખાઇને કૌતુકથી નિર્મળ રત્નમય દર્પણોમાં પોતપોતાના મુખારવિંદ જોયાં. પછી કામાતુર થએલી કોઈ ગોપી કૌતુકને લીધે શ્રીકૃષ્ણને બળાત્કારથી ખેંચી હાથમાંથી મુરલી ઝોંટી લઈને તેમનાં વસ્ત્ર ખેંચવા લાગી, કોઇ ગોપી પ્રમત્તપણાથી શ્રીકૃષ્ણને વસ્ત્ર રહિત કરી પીળાં વસ્ત્રો હાથમાં લઇ લેતાં હસાવીને પાછાં દેવા લાગી, કોઈ ગોપી ‘એક યુકિત સાંભળો’ એમ કહી શ્રીકૃષ્ણને પકડી વારંવાર આલિંગન કરીને તેમના ગાલનું તથા હોઠનું ચુંબન કરવા લાગી, કોઇ ગોપી મંદહાસ્યવાળા અને કટાક્ષવાળા પોતાના મુખરૂપ ચંદ્રને દેખાડવા લાગી, કોઈ ગોપી પોતાના સ્તનની ઊંચાઇને દેખાડવા લાગી, કોઇ ગોપી કામનાથી પોતાના સુંદર નિતંબ દેખાડવા લાગી, કોઇ ગોપી શ્રીકૃષ્ણનો હાથ

પકડી તેમને પોતાની પાછળ બેસાડીને માલતીની માળાઓથી ચોટલો ગુંથાવવા લાગી, કોઈ ગોપી શ્રીકૃષ્ણનો મુકુટ ખેંચી લઈને મોરપીંછ દેવા લાગી, કોઇ ગોપી શ્રીકૃષ્ણના મુકુટમાં ચણોઠી તથા ફુલ ગુંથીને પ્રેમ વધારવા સારૂ શ્રીકૃષ્ણને કામનાથી દેવા લાગી અને કોઇ ગોપી બીજી ગોપીને વસ્ત્ર રહિત કરી કામનાથી.તેને ચંદનનાં લેપનવાળા શ્રીકૃષ્ણના પડખામાં હડસેલવા લાગી. કેટલીએક ઇચ્છા પ્રમાણે રમણ કરીને નાચવા લાગી, કેટલીએક ગાવા લાગી, કેટલીએક બળાત્કારથી શ્રીકૃષ્ણને નચાવવા લાગી, કેટલીએક કુતુહલથી શ્રીકૃષ્ણનાં વસ્ત્રને ખેંચવા લાગી, અને કેટલીએક ગોપીઓ બીજી સખીઓનાં વસ્ત્ર ખેંચી લઇને અન્ય સખીઓને દેવા લાગી. શ્રીકૃષ્ણે રાધાજીને ખેંચી લઇને પોતાની છાતી આગળ બેસાડયાં, તેમના સુંદર ચોટલાને સારી રીતે ગુંથી દીધો, લલાટમાં કસ્તુરીની બિંદીની સાથે સિંદુરની બિંદી કરી આપી, સિંદુરની બિંદીની નીચે કૌતુકથી બહુ ઝીણો ચંદનનો ચાંહલો કરયો, સુંદર ગાલ ઉપર શોભીતી વેલ કાહાડી આપી, અગ્નિથી ધોવાએલા સુંદર વસ્ત્ર કાળજી રાખીને પેહેરાવ્યાં, ચરણ પકડીને તેઓમાં ઉત્તમ રત્નમય ઝાંઝર પેહેરાવ્યાં, નખોને સ્વચ્છ કરી તેઓ ઉપર સુંદર અળતો ચોપડી દીધો, ચંદનનું લેપન કરીને આભરણો પેહેરાવ્યા, માલતીની માળા પેહેરાવીને વારંવાર ચુંબન કરયું, સુંદર નેત્રકમળમાં આંજણ આંજ્યું, નાસિકામાં અમુલ્ય ગજમોતીનું બુલાખ પેહેરાવ્યું, નિતંબ ઉપર તથા સ્તન ઉપર નખ માર્યા અને પાકેલાં ધોલા સરખા હોઠ ઉપર દાંતની નીશાનીઓ કરી. પછી યોગીઓના પરમ ગુરૂ અને ગોપીઓનાં ચિત્તોને હરનારા શ્રીકૃષ્ણે બાહાર નીકળી રમણીય સરોવરને કીનારે ચંદ્રની કીરણોથી રંગાએલા, ફુલ તથા ચંદનથી સંસ્કાર આપેલા, અગરૂ તથા ચંદનનાં પવને સુગંધમય કરેલા, ભ્રમરોના ગુંજારવાળા અને જેમાં કોયલ પક્ષીઓના ટોકારા સંભળાતા હતા એવા બગીચામાં ફરીવાર શૃંગાર કરયો. હે નારદજી! એ સમયે શૃંગારની પ્રૌઢતાથી ઘુઘરીઓનો, કંકણોનો અને ઝાંઝરોનો સુંદર કોલાહલ થવા લાગ્યો અને સઘળી ગોપીઓ એ નવીન રીતિના સમાગમથી મુર્છિત થઇને સજ્જડ જેવી થઇ ગઇ તથા શરીરોમાં રોમાંચિત થઈ ગઈ, એ શૃંગાર સમાપ્ત થતાં ગોપીઓ પાછી સચેત થઈ ત્યારે વળી શ્રીકૃષ્ણે તેઓનાં * ઉપર તથા નિતંબો ઉપર નખની નીશાનીઓ કરી, વસ્ત્રો ખેંચી લીધાં * મસ્તીથી ચોટલાઓને છુટા કરી નાખ્યા, અને આભરણોની નાહાની નાહાની ઘુઘરીઓને તોડી નાખી. રસિક લોકોના શિરોમણિ અને કામનાથી ભરેલા શ્રીકૃષ્ણે ચંદનના લેપન આદિ લુવાઈ જાય એવી રીતે * * * *

* * પ્રેમપૂર્વક મેળવી દઈ નવ પ્રકારનાં આલિંગન કર્યાં,આઠ પ્રકારનાં ચુંબન કર્યાં અને સોળ પ્રકારનો શૃંગાર કરયો. "સ્ત્રીઓની સોળ કળાઓ છે અને તે કળાઓને અનુસરીને શૃંગાર પણ સોળ પ્રકારનો થાય" એમ કામશાસ્ત્ર જાણુનારાઓ કેહે છે પણ કામશાસ્ત્રોમાં બાર પ્રકારનોજ શૃંગાર લખ્યો છે. રસિક લોકોના શિરોમણિ શ્રીકૃષ્ણે તો સોળે પ્રકારનો શૃંગાર કરયો અને ક્રીડાના આરંભમાં, મધ્યમાં તથા સમાપ્તિમાં જે ક્રિયાઓ કરવી જોઇએ તેઓથી અધિક ક્રિયાઓ પણ પ્રીતિને વાસ્તે કરી, ગોપીઓનાં કંકણોની નીશાનીઓ ઉઠી રેહેવાથી, અને તેઓના પગના અળતાઓના દાધ થવાથી શ્રીકૃષ્ણનું શરીર જેમ ગેરૂથી પર્વત શોભે તેમ શોભવા લાગ્યું. આ પ્રમાણે રાસમંડળમાં પુર્ણ રાસ જામી રહ્યો હતો તે સમયે સર્વે દેવતાઓ પોતપોતાની સ્ત્રીઓની સાથે સુવર્ણના રથોમાં બેસી પાર્ષદોને સાથે લઈ કૌતુકથી ત્યાં આવ્યા અને આવતાંજ સર્વ અંગોમાં રોમાંચિત થઈ ગયા તથા કામદેવના બાણોથી પીડાવા લાગ્યા. ઋષિઓ, મુનિઓ, સિદ્ધો, પિતૃઓ, વિદ્યાધરો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો તથા કિન્નરો પણ સ્ત્રીઓ સહિત ત્યાં ભેળા થયા અને પ્રેમથી જોવા લાગ્યા. સુવર્ણથી રચેલા, મણિઓથી શોભી રહેલા, રત્નમય સામ્પ્રનોવાળા, અગ્નિથી ધોવાએલાં વસ્ત્રના પડદાવાળા, ધોળા ચામરવાળા, રત્નમય દર્પણો તથા કમળોવાળા, સો પઇડાવાળા, ચિત્રોથી શોભતા, મનસરખા વેગવાળા અને ઉપરના ભાગમાં રત્નમય કળશથી દીપતા મનોહર રથમાં બેસી પાર્વતીની સાથે સદાશિવ પણ ત્યાં આવ્યા. સદાશિવને ડાબે પડખે મહાકાળ નામનો ગણ, જમણે પડખે નંદકેશ્વર, આગળ કાર્ત્તિકેય, ગણપતિ સર્વે ક્ષેત્રપાલાદિક તથા આઠ મોટા ભૈરવો અને વક્ષઃસ્થળમાં મંદહાસ્યપુર્વક વાંકી આંખથી જોતાં પાર્વતીજી હતાં. બ્રહ્મા પણ સાવિત્રીની સાથે સુવર્ણના રથમાં બેસીને ત્યાં આવ્યા. એમને ડાબે પડખે સપ્તર્ષિઓ હતા અને જમણે પડખે સનકાદિક હતા. સર્વ કર્મોના સાક્ષી ધર્મદેવ પણ સુવર્ણના રથમાં બેસીને ત્યાં આવ્યા. કામનાને લીધે વાંકી આંખથી જોતાં અને મંદહાસ્ય કરતાં સતી મુર્ત્તિ એમના વક્ષઃસ્થળમાં હતાં અને ચારેકોર બ્રહ્મતેજથી પ્રકાશતા સઘળા પાર્ષદો હતા. ઈંદ્રાણી સાથે ઇંદ્ર, રોહિણીની સાથે ચંદ્ર, સ્વાહાની સાથે અગ્નિ, સંજ્ઞાની સાથે સૂર્ય, અને જેની છાતીમાં રતિ હતી એવો કામદેવ પણ ત્યાં આવ્યા. સર્વે ગ્રહો અને દિકપાલો પણ પોતપોતાની સ્ત્રીઓ સહિત ત્યાં આવ્યા. એઓ આકાશમાં ઉભા રહી રાસમંડળમાં રાસને જોવા લાગ્યા, કેટલાએક મોહિત થઈ ગયા, અને કેટલાએક તો જરાવાર મુર્છિત થઇ ગયા. મંદહાસ્ય કરતા અનેઆનંદ પામેલા સર્વે દેવતાઓ ચંદનના રસની તથા પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા અને મોટા મોટા

મુનિઓ કસ્તુરીથી છાંટેલાં પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. દેવતાઓની સ્ત્રીઓ રાસ જોઈને કામદેવનાં બાણોથી પીડા પામવા લાગી. સનાતન પુર્ણબ્રહ્મ શ્રીકૃષ્ણ સ્થળમાં રતિવિલાસ કરીને રાધાજીની સાથે યમુનાજીના જળમાં પધાર્યા અને શ્રીકૃષ્ણે માયાથી કરેલાં બીજાં સ્વરૂપો પણ ગોપીઓની સાથે જળમાં જઇ કામદેવનાં બાણોની પીડા થવાને લીધે પ્રેમપુર્વક જળક્રીડા કરવા લાગ્યાં. કામનાથી ભરેલા શ્રીકૃષ્ણે રાધિકાજી ઉપર પાણીના ખોબા નાખ્યા અને રાધિકાજીએ શ્રીકૃષ્ણ ઉપર પાણીના ત્રણ ખોબા નાખ્યા. શ્રીકૃષ્ણે રાધિકાજીની * * મસ્તીથી તેમની માળા તોડી નાંખી, ચોટલો શિથિલ કરી નાખ્યો, પાણીના પ્રહારથી ગાલ ઉપરની વેલ ધોઇ નાખી, સિંદુની બિંદી ધોઈ નાખી, ભમર ઉપરનો રંગ ધોઇ નાખ્યો અને હોઠ ઉપરનો પાનનો રંગ તથા આંખનું આંજન ધોઇ નાખ્યા ❀ રાધાજીને બાથમાં લઇ જળની અંદર ઊંડા પધારી ગયા અને ત્યાં હસ્ય ક્રીડા કરતાં ઘણીવાર સુધી તેમની સાથે રહ્યા. * * અને મંદહાસ્ય કરતાં રાધાજીને બાહાર લાવી ગુલાટ ખવરાવી નીરખીને યમુનાજીના જળમાં દુર હડસેલી દીધાં. રાધાજીએ વેગથી સવળાં થઇ જોરથી શ્રીકૃષ્ણને પકડી લઈ કોપથી તેમની મુરલી છીનવી લઇને દુર હડસેલ્યા, * * વનમાળા તોડી નાખી અને વારંવાર પાણી છાંટ્યું. વળી રાધાજીએ શ્રીકૃષ્ણને ખેંચી લઈ જળમાં હડસેલતાં જગતના પતિ શ્રીકૃષ્ણ ગંભીર પ્રવાહની અંદર ઉતરી ગયા પણ ત્યાંથી તેમણે તુરત બાહાર આવી * રાધાજીને પકડી હસી છાતીમાં ઘાલીને વારંવાર ચુંબન કર્યું. આ પ્રમાણેજ શ્રીકૃષ્ણની બીજી સઘળી મૂર્ત્તિઓએ પણ યમુનાના મનોહર નીરમાં અને તીરમાં કૌતુકથી ગોપીઓની સાથે ક્રીડા કરી. શ્રીકૃષ્ણે એમને એમ રાધાજીની સાથે કીનારે જઈ તેમની પાસે પોતાનું વસ્ત્ર માગ્યું અને રાધાજીએ શ્રીકૃષ્ણની પાસે પોતાનું વસ્ત્ર માગ્યું. રાધાજીએ શ્રીકૃષ્ણને મુરલી તથા વસ્ત્ર આપ્યાં અને શ્રીકૃષ્ણે રાધાજીને વસ્ત્ર આપ્યું. પછી રાધાજીએ શ્રીકૃષ્ણને બેસાડી પરમ ભકિતથી તેમનાં સર્વ અંગોમાં ચંદન, અગરૂ, કસ્તુરી તથા કેસરના રસનું લેપન કર્યું અને કામિનીઓના ચિત્તને મોહ ઉપજાવનારો શ્રીકૃષ્ણનો મુકુટ વીખાઇ ગયો હતો તેને પાછો ઠીકઠાક કરી સુંદર માળતીના પુષ્પોથી વીંટ્યો. શ્રીકૃષ્ણે રાધાજીનો સુંદર ચોટલો ગુંથ્યો, કુંડલ પેહેરાવ્યાં, ગાલ ઉપર ફુલવેલ આળખી, લલાટમાં કસ્તુરીની બિંદીની સાથે સિદુરની બિંદી કરી તેની નીચે અત્યંત મનોહર ઝીણો ચંદનનો ચાંલ્લો કર્યો, * * * અગ્નિથી ધોવાએલું વસ્ત્ર પેહેરાવ્યું, ચંદન, અગરૂ, કસ્તુરી

તથા કેસરના રસનું લેપન કરયું, છાતીમાં ઘાલીને વારંવાર ચુંબન કરયું, વળી આલિંગન કરીને ગળામાં માળા પેહેરાવી, અંગોમાં આભરણો પેહેરાવ્યાં, પગ હાથમાં લઈને તેઓનાં ઝાંઝર પેહેરાવ્યાં, અને ચરણના નખો ઉપર અળતો ચોપડયો. બીજી મુર્ત્તિઓએ પણ એ પ્રમાણેજ ગોપીઓનું સન્માન કરયું. વળી કામનાથી પ્રમત્ત થએલી સઘળી ગોપીઓ પૂર્ણચંદ્રની કિરણોથી વ્યાપ્ત થએલા, રતિને ઊત્તેજન આંપનારા અને મહા એકાંતરૂપ સુંદર રાસમંડળમાં ગઈ. એ સમયે રાસમંડળમાં સારી પેઠે ઉઘડેલાં માલતી, કેતકી, ડોલર, ચંપક, જુઇ અને મલ્લિકાનાં પૂષ્પોની ભારે સુગંધી જામી રહી હતી. પૂષ્પોને ઉઘડેલાં જોઇ રાધિકાજીએ કૌતુકથી કેટલીએક ગોપીઓને ફુલ વીણવાની આજ્ઞા કરી, કેટલીએકને માળાઓ બનાવવાનું કામ સોંપ્યું, કેટલીએકને પાનબીડીઓ તૈયાર કરવાની આજ્ઞા કરી અને કેટલીએકને ચંદન ઘસવાની આજ્ઞા કરી. ગોપીઓએ આપેલાં માળા, ચંદન અને પાનબીડીઓ લઇ વાંકા કટાક્ષથી જોતાં રાધાજીએ મંદહાસ્ય કરીને પ્રેમપૂર્વક તે વસ્તુઓ શ્રીકૃષ્ણને આપી. પછી રાધાજીએ કેટલીએક ગોપીઓને શ્રીકૃષ્ણના યશનાં ગાયનો કરવાની આજ્ઞા કરી અને કેટલીએકને મૃદંગ તથા મુરજ આદિ બજાવવાની આજ્ઞા કરી. આ પ્રમાણે રાસમંડળમાં રતિ કરીને પછી લીલાથી શ્રીકૃષ્ણની સાથે રાધાજીએ બીજાંપણ સઘળાં નિર્જન સ્થળોમાં મનોહર વિહાર કર્યા. રમણીય ફુલવાડીઓમાં, સરોવરોના કીનારાઓમાં, પ્રત્યેક રમણીય ગુફાઓમાં, નદોમાં, નદીઓમાં, શ્મસાન જેવાં અત્યંત નિર્જન પર્વતોનાં વનોમાં, અને સ્રીઓને પ્યારાં ભાંડીરવન, કદંબવન, તુલસીવન, કૂંદવન, ચંપકવન, નિંબવન, મધુવન, જંબીર (લીંબુ) વન, નાલિકેરવન, પુગ ( સોપારી ) વન, કદલીવન, બદરીવન, બિલ્વવન, નારિંગ- (નારંગી) વન, અશ્વત્થ (પીપળા) વન, વંશ (વાંસ) વન, દાડિમવન, મંદરાવન, તાલવન, આમ્ર (આંબા) વન, કેતકીવન, અશોક (આસોપાલવ) વન, ખર્જૂરવન, આમ્રાતક (જંગલી આંબા) વન, જંબૂવન, શાલવન, કટકવન, પદ્મવન, જાતિ (જાઇ) વન, મહાગંભીર ન્યગ્રોધ (વડ) વન, ચંદનવન, તથા સર્વોત્તમ પ્રફુલ્લિત કેસરવન એ નામનાં તેત્રીશ વનોમાં પણ વિહાર કર્યા. કૌતુકથી ત્રીશ અહોરાત્ર સુધી એ પ્રમાણે કરતાં પણ મનમાં અલંબુદ્ધિ ( હવે બસ એવો સંતોષ ) થઇ નહી કારણ કે સ્રીઓનો કામદેવ શૃંગારથી નિવૃત્ત થતો નથી પણ જેમ અગ્નિ ઘીની ધારાથી વધતો જાય તેમ વધતો જાયછે. એ જોઈ દેવતાઓ, દેવાંગનાઓ અને મુનિઓ વિસ્મય પામી એ રાસવિલાસનાં વખાણ કરતાં કરતાં સર્વે પોતપોતાનાં સ્થાનકોમાં ગયાં. હે નારદજી! એ શ્રીકૃષ્ણનો રાસવિલાસ જેવાથી ઉત્પન્ન થએલા

કામદેવરૂપી અગ્નિથી બળી ગએલી દેવાંગનાઓએ શ્રીકૃષ્ણની સાથે શૃંગારનો આનંદ લેવાની ઈચ્છાને લીધે ભરતખંડમાં મોટામોટા રાજાઓને ઘેર અંશથી જન્મ લીધા.

गेहेगेहेनरेंद्राणांलेभिरेजन्मभारते ॥
दग्धाःकामाग्निनांशेनदेव्यःश्रृंगारलालसाः ॥ १७१ ॥

इतिश्री મહાપુરાણ બ્રહ્મવૈવર્તમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'रासक्रीड़ा प्रस्ताव' એવા નામનો અઠયાવીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૮

---

॥ नारायणउवाच ॥
अथगोपांगनाःसर्वाःकाममत्ततयामुने ॥
अतिप्रौढाश्चमानित्योनेश्वरंमेनिरेपतिम् ॥ १ ॥

નારાયણ કહેછે—હે નારદજી! પછી માનવાળી અને રસમાં અત્યંત વિચક્ષણ સઘળી ગોપીઓ કામદેવથી મત્તપણાને લીધે શ્રીકૃષ્ણને પરમેશ્વર નહી માનવા લાગી. મંદહાસ્ય કરતી કેટલીએક વાંકા કટાક્ષથી જોઈ કહેવા લાગી કે 'હે કૃષ્ણ! માલતીનાં ફુલની માળા બનાવીને અમને આપો.' કેટલીએક કહેવા લાગી કે 'હે કૃષ્ણ! અમને તમારા પડખામાં લીઓ.' કોઈ ગોપી શ્રીકૃષ્ણને પકડીને તેમના ખભાપર બેસવા લાગી. કોઇ ગોપી અભિમાનથી કેહેવા લાગી કે 'તમારૂં પીળું વસ્ત્ર મને પેહેરાવો.' કોઇ કેહેવા લાગી કે 'મારા લલાટમાં સિંદુરની બિંદી કરો.' કોઈ કેહવા લાગી કે 'હમણાં અહીં તુરત આવી મારા કેશ સાફ કરીને ચોટલો ગુંથી દીયો.' પોતાનાં અંગોને શણગારવા લાગેલી કેટલીએક ગોપીઓએ 'આ અમારા કાનપર લગાવી દીઓ' એમ કહીને શ્રીકૃષ્ણની પાસે ચંદનનાં પલ્લવ નાખ્યાં. કામના પૂર્વક તેમના મુખારવિંદને જોતી કોઇ ગોપી મંદહાસ્ય કરી રતિના સંકેતની વાત કરવા લાગી. કોઇ ગોપીએ શ્રીકૃષ્ણને બળાત્કારથી ખેંચીને તેમની મુરલી છીનવી લીધી. કોઇએ પીળાં વસ્ત્ર ખેંચી લઈને ઉઘાડા કરી મેલ્યા. કેટલીએક ગર્વથી કેહેવા લાગી કે 'અમારા પગના નખો ઉપર અળતા લગાવી દીઓ.' કોઈ કેહેવા લાગી કે 'મારા ગાલ ઉપર તથા સ્તનો ઉપર અનેક ચિત્રામણોવાળી ફુલવેલ કાળજી રાખીને ચિતરી આપો.' આ ઉપરથી

મનમાં તેઓના પ્રમત્તપણાનું અનુમાન કરી શ્રીકૃષ્ણ રાધાજીને સાથે લઈ અંતર્દ્ધાન થઇગયા અને પ્રેમથી નિર્જન સ્થળોમાં મનમાનતી રીતે રાધાજીની સાથે સોળે પ્રકારનો શૃંગાર કરવા લાગ્યા. પ્રત્યેક રમણીય પર્વતોમાં, પ્રત્યેક નિર્જન દ્વીપોમાં, નદીઓનાં એકાંતરૂપ પ્રત્યેક તરોમાં, શ્રીગોષ્ઠ પર્વતમાં, રત્નશૈલમાં, ગંગાજીના કીનારાઓમાં, કલિંદ પર્વતમાં, પુલિંદ પર્વતમાં, ગંધમાદન પર્વતમાં, કાવેરીના કીનારા ઉપરના મનોહર કુંદવનમાં, અને પુષ્પભદ્રા નદીના કીનારા ઉપરની પ્રફુલ્લિત ફૂલવાડીમાં રાધાજીની સાથે રમણ કરી વળી રાધાજીને નવા શણગાર ધરાવી ચંદનના પવનની સુગંધીવાળી મલયાચલની તળાટીમાં જઇ ફુલની શય્યા બનાવીને ત્યાં તેમની સાથે વિહાર કરયો. શ્રીકૃષ્ણને છાતીપર લઈ સર્વ શરીરમાં રોમાંચિત થએલાં રાધાજી અત્યંત સુખ ભોગથી તે સ્થળમાં મૂર્છિત થઇ ગયાં. પુષ્ટ નિતંબવાળાં અને પુષ્ટ સ્તનોવાળાં કામાતુર રાધાજીને મૂર્છાથી ચોળાઇ ગએલા વેષવાળાં, શિથિલ કેશવાળાં અને ઊઘાડાં થઇ ગએલાં જોઇ શ્રીકૃષ્ણે તેમને પોતાની છાતીમાં દાબીને સચેત કર્યાં, તેમને વસ્ત્ર તથા કટિમેખળા પેહેરાવ્યાં, ચોટલાનો ડાબી પાસ કાંઇક વાંકો અંબોડો કરી તેમાં માલતીનાં તથા ડોલરનાં ફુલ વીટી આપ્યાં, લલાટમાં સિંદૂરની સુંદર બિંદી કરી દીધી, ગાલ ઉપર તથા સ્તનો ઉપર પ્રેમથી વિચિત્ર ફુલવેલ ચીતરી દીધી, ચરણના નખોને અળતાથી રંગી દીધા અને નિતંબ ઉપર તથા સ્તનો ઉપર * * કમળો જેવી નીશાનીઓ કરી. પછી ત્યાંથી ઉઠીને રાધાજીની સાથે સરોવરમાં પધાર્યા કે જે સરોવર અનેક પ્રકારનાં કમળોની પંકિતઓથી શોભી રહ્યું હતું, નિર્મળ સ્ફટિકમણિ જેવા જળથી પરિપૂર્ણ હતું, મનોહર હતું, હંસ તથા કારંડવ પક્ષીઓથી વ્યાપ્ત હતું, જળ કુકડીઓએ ગજાવી મુકેલું હતું અને મકરંદમાં લલચાએલા ભ્રમરોના અવિચ્છિન્ન મધુર ગુંજારવાળું હતું. એ સરોવરમાં નાહી શ્રીકૃષ્ણે રાધાજીની સાથે જલક્રીડા કરી, શ્રીકૃષ્ણે રાધાજીને જળ છાટયું અને રાધાજીએ પ્રેમથી શ્રીકૃષ્ણને જળ છાટયું. શ્રીકૃષ્ણે એ સરોવરમાંથી હજાર હજાર પાંખડીઓવાળાં બે કમળો લઈ એક રાધાજીને આપ્યું અને એક પોતાને વાસ્તે રાખ્યું. ચંદન, અગરૂ, કસ્તૂરી તથા કેસરના સુંદર રસથી પોતાના શ્રીઅંગમાં લેપન કરી તે પછી રાધાજીના અંગમાં લેપન કરયું. ત્યાંથી રાધાજીની સાથે આગળ ચાલતાં ઘણા વિસ્તારવાળો, ઘણીજ ઊંચી શાખાઓવાળો અને નીચે એક યોજન સુધીની છાયાથી વીટાએલો એક વડ જોવામાં આવ્યો. પુષ્પોના સંસર્ગવાળા શીતળ પવને સુગંધમય કરી મેલેલા એ કેતકીવનની પાસેના વડની નીચે બેસીને પરમ આનંદ

વાળા શ્રીકૃષ્ણ રાધાજીની પાસે લાંબીવાર સુધી ચાલે એવો, રહસ્યરૂપ અને વિ-ચિત્રતા ભરેલો એક જુનો ઇતિહાસ કેહેતા હતા તે સમયમાં પ્રસન્ન મુખવાળા, પ્રસન્ન નેત્રવાળા, અને હૃદયમાં પરમાત્માનું રૂપ અચાનક નહી દેખવામાં આવતાં ધ્યાન કરવું છોડી દઈ નેત્ર ઉઘાડતાં બાહાર તેવાજ રૂપનું જેમને દર્શન મળ્યું એવા એક અષ્ટાવક્ર નામના મહાત્મા મુનિ આવતાં જોવામાં આવ્યા. સઘળા અંગોમાં વાંકા, કાળા, ઠીંગણા, નાગા, જટાધારી, બ્રહ્મતેજના પ્રકાશને લીધે જાણે મોહોડા-માંથી અગ્નિની જવાળાઓ કાહાડતા હોય એવા, જાણે તપનો સમૂહજ ચાલ્યો આવતો હોય એવા, જાણે દેહધારી બ્રહ્મચર્યજ હોય એવા, લાંબી દાહાડીવાળા, લાંબા નખોવાળા, શાંત, મહાતેજસ્વી, ભકિતથી હાથ જોડીને ચાલ્યા આવતા અને ભયને લીધે નમેલી ડોકવાળા એ મુનિને જોઈ રાધાજી હસવા લાગતાં શ્રીકૃ-ષ્ણ રાધાજીને વારીને એ મહાત્મા મુનિના પ્રભાવ વિષે વાત કરવા લાગ્યા અને એ મુનિએ શ્રીકૃષ્ણને પ્રણામ કરી પોતાને મહાત્મા સદાશિવની પાસેથી મળેલા સ્તોત્રથી નીચે પ્રમાણે તેમની સ્તુતિ કરી.

**અષ્ટાવક્ર સ્તુતિ કરે છે**—હે ગુણાતીત! હે ગુણોના આધારરૂપ! હે ગુણોના બીજરૂપ! હે ગુણ સ્વરૂપ! હે ગુણવાળાઓના સ્વામી! હે સગુણ પદા-ર્થોના બીજરૂપ! હે સર્વ ગુણોના અધિષ્ઠાન રૂપ! આપને પ્રણામ કરૂંછું. આપ કે જે, સિદ્ધિ સ્વરૂપ, સિદ્ધિરૂપ અંશોવાળા, સિદ્ધઓના બીજભૂત, પરથી પણ પર, સિદ્ધિઓથી સિદ્ધ, ગુણોના સ્વામી અને સિદ્ધ લોકોના ગુરૂછો તેમને પ્રણામ કરૂંછું. હે વેદના બીજરૂપ! હે વેદોને જાણનારા! હે વેદવાળા! હે વેદ જાણનારા-ઓમાં ઉત્તમ! હે વેદોએ નહીં જાણેલા, હે રૂપના સ્વામી! હે વેદ જાણનારાઓના સ્વામી! તમને પ્રણામ કરૂંછું. હે બ્રહ્મા, શેષ, સદાશિવ તથા ધર્મ આદિના સ્વામી! હે સર્વરૂપ! હે સર્વના ઈશ્વર! હે સઘળા મહાત્માઓના બીજરૂપ! તમને પ્રણામ કરૂંછું. હે પ્રકૃતિરૂપ! હે પ્રકૃતિથી થએલા પદાર્થોને જાણનારા! હે પ્રકૃતિના સ્વામી! હે કારણના કારણરૂપ! હે સંસારરૂપી વૃક્ષના બીજ તથા ફળરૂપ! તમને પ્રણામ કરૂંછું. હે સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયના બીજના સ્વામી! હે સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયના કારણરૂપ! હે મોટા વિરાટ્ પુરૂષરૂપી વૃક્ષના બીજરૂપ! હે રાધિકા-જીના સ્વામી! તમને પ્રણામ કરૂંછું. આ સંસારરૂપી વૃક્ષ કે જેના બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર રૂપી ત્રણ થડ છે, વેદ આદિ શાસ્ત્રો શાખા તથા પ્રશાખા રૂપછે, તપો પુષ્પરૂપ છે, જન્મ મરણ ફળરૂપ છે અને પ્રકૃતિ અંકુરરૂપ છે તેના અધિષ્ઠાનરૂપ તમે છો. હે નિરાધાર! હે સર્વના આધાર! તમને પ્રણામ હોજો. હે તેજોરૂપ! હે

નિરાકાર! હે પ્રત્યક્ષ છતાં અતકર્ય રૂપવાળા! હે સર્વરૂપ! હે અતિ પ્રત્યક્ષ! હે ભક્તોની ઈચ્છાથી પ્રગટ થનારા! તમને પ્રણામ કરૂં છું.

નારાયણ કહે છે—એ અષ્ટાવક્ર મુનિએ એ પ્રમાણે સ્તુતિ કરી શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં પડીને યોગથી રાધાજી દેખતાંજ પ્રાણ છોડી દીધા. તેમનો દેહ શ્રીકૃષ્ણનાં ચરણારવિંદની પાસે પડી ગયો અને તે દેહમાંથી બળતા અગ્નિની શિખા જેવું તેજ સાત તાડ જેટલે ઊંચે ચડી પાછું નીચે આવી ચારે કોર ફરી ફરીને શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં લીન થયું. હે નારદજી! જે માણસ અષ્ટાવક્રે કરેલા આ સ્તોત્રનો પ્રાતઃકાળમાં ઉઠીને પાઠ કરે તેને સર્વોત્તમ નિર્વાણ મોક્ષ પ્રાપ્ત થાય છે એમાં સંદેહ નથી. આ ઉત્તમ સ્તોત્ર મુમુક્ષુ પુરૂષોને પ્રાણ કરતાં પણ અધિક છે અને તે પૂર્વે વૈકુંઠમાં વિષ્ણુએ સદાશિવને આપેલું હતું!!!

**प्राणाधिकोमुमुक्षूणांस्तोत्रराजश्चनारद ॥**

**हरिणाहोपुटादत्तोवैकुंठेशंकरायच ॥ ५३ ॥**

इतिश्री બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'मुनिमोक्षणप्रस्ताव' એવા નામનો ઓગણત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૨૯

---

**॥ नारदउवाच ॥**

**महामुनेरहस्यंचश्रुतंब्रह्मन्किमद्भुतम् ॥**

**मृतेमुनौकिंचकारश्रीकृष्णोभक्तवत्सलः ॥ १ ॥**

નારદજી પુછે છે—હે મહામુનિ! હે મહારાજ! આ તો કાંઇક રહસ્ય અને અદ્દ્ભુત જેવી કથા સાંભળી માટે જાણવા માગું છું કે અષ્ટાવક્ર મરી ગયા પછી ભક્તવત્સલ શ્રીકૃષ્ણે શું કર્યું.

નારાયણ કેહે છે—અષ્ટાવક્રને મરી ગએલો જોઈ તેમનો દાહ સંસ્કાર કરવા તૈયાર થએલાં શ્રીકૃષ્ણ શબને છાતીમાં લઈ પ્રાકૃત મનુષ્યની પેઠે રોયા અને બહુ પ્રેમને લીધે શબને હાથથી ચોળવા લાગ્યા. હાથથી ચોળાતાં તે શબમાંથી ભસ્મનો સમૂહ નિકળ્યો. કારણ કે સાઠ હજાર વર્ષસુધી શ્રીકૃષ્ણના ચરણારવિંદમાંજ ચિત્ત રાખી કોઈપણ વિષયનું અનુસંધાન નહી કરતાં એ મુનિએ આહાર છોડી દીધો હતો તેથી અંદર વૃદ્ધિ પામેલા જઠરાગ્નિથી લોહી, માંસ તથા અસ્થિ બળી ગયાં

હતાં અને કેવળ ભસ્મજ અવશેષ રહી હતી. શ્રીકૃષ્ણે ચંદનના કાષ્ઠોની ચિતા કરી વિધિ કરી શોક કરતાં કરતાં શબને ચિતામાં નાખ્યું, ચિતામાં અગ્નિ મુકયો અને શબની ઉપર પણ કાષ્ઠો મુકી દીધાં. ચિતા સળગતાં શ્રીકૃષ્ણને જરાવાર મૂર્છા આવી અને શબ ભસ્મ થઈ જતાં સ્વર્ગમાં દુંદુભિ વાગ્યાં તથા તુરતજ આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થઈ!!! એ સમયમાં ઉત્તમ રત્નોથી બનેલો, મનના જેવા વેગવાળો, વસ્ત્રોથી તથા પુષ્પોથી શણગારેલો અને શ્રીકૃષ્ણના જેવા વેષવાળા ઉત્તમ પાર્ષદો જેમાં બેઠા હતા એવો એક સુંદર રથ ગોલોકમાંથી શ્રીકૃષ્ણની પાસે આવ્યો. સરખાં રૂપવાળા એ સઘળા શ્રીકૃષ્ણના પાર્ષદો તુરત રથમાંથી ઉતરી રાધાજીને તથા શ્રીકૃષ્ણને પ્રણામ કરી સૂક્ષ્મ દેહવાળા અષ્ટાવક્રને પ્રણામ કરાવી ઉત્તમ દેહ ધરાવી રથમાં બેસાડીને ઉત્તમ ગોલોકમાં ગયા. અષ્ટાવક્ર મૂનિ ગોલોકમાં ગયા પછી વિસ્મય પામેલાં પતિવ્રતા રાધાજીએ શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે પૂછયું.

**રાધાજી પુછે છે**—હે નાથ! સઘળા અવયવોમા વાંકા, અત્યંત ઠીંગણા, આંજણ જેવાં કાળા, બહુ કરૂપડા અને તેજસ્વી એ મુની કોણ હતા. એમના શરીરમાંથી ભસ્મ નીકળવાનું કારણ શું? એમનું અગ્નિ જેવું તેજ સાક્ષાત્ આપના ચરણાવિંદમાં લીન થયું અને એ પોતે પુણ્યાત્મા થઈ તુરત રથમાં બેસીને ગોલોકમાં ગયા તે શાથી. આપ આત્મારામ છતાં એમને વાસ્તે રોયા અને આંસુ ભરેલાં નેત્રથી આપે એમનો સત્કાર કરયો તેનું કારણ શું. હે પ્રભુ! આ પ્રશ્નોનો ખુલાસો વિસ્તારપુર્વક તુરત કહો.

**નારાયણ કેહે છે**—એ પ્રમાણે રાધાજીનાં વચન સાંભળી શ્રીકૃષ્ણે હસીને તે સંબંધની બીજા યુગમાં બનેલી કથા કેહેવાનો આરંભ કરયો.

**શ્રીકૃષ્ણ કેહે છે**—હે પ્યારી! સર્વ જગતમાં વિખ્યાત અને રહસ્યરૂપ અષ્ટાવક્રનું આખ્યાન સમયસર પ્રસંગ આવતાં વિદ્વાનોના મુખથી તમે પાછળથી સાંભળશો. એ મોટા મુનિ અષ્ટાવક્ર ત્રૈલોકયમાં પ્રખ્યાત છે. કારણ કે એ જન્મ્યા ત્યારથીજ એમની કીર્ત્તિ જગતમાં ફેલાએલી છે.

**નારાયણ કેહે છે**—એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી મનમાં ખેદ પામેલાં અને જેમના કંઠ, હોઠ તથા તાળવું સુકાવા લાગ્યાં એવાં રાધિકાજીએ શ્રીકૃષ્ણને યત્નપુર્વક નીચે પ્રમાણે મધુર વચન કહ્યું.

**રાધાજી કેહે છે**—જે તરસ્યા માણસનું મન અમૃતના સમુદ્રમાં તૃપ્ત ન થાય તે માણસ પછી નદીનું કે ખાબોચીઆનું પાણી પીવાથી તૃપ્ત થાય કે? બ્રહ્મા કે જે વેદોના અને વેદોના વક્તાઓના પિતા છે તેમના અને મહાવિષ્ણુના

પણ તમે ઇશ્વર છો માટે બીજો કયો વકતા તમારાથી અધિક મળે.

**નારાયણ કેહે છે**—એ પ્રમાણે રાધિકાજીનાં વચન સાંભળી શ્રીકૃષ્ણે પ્રસન્ન થઈને નીચે પ્રમાણે ગુપ્ત રાખવા યોગ્ય પરમ અદભુત કથા કહી.

**શ્રીકૃષ્ણ કેહે છે**—હે સુંદરી! જેના શ્રવણથી અને કથનથી સઘળાં પાપોનો નાશ થાય એવો જુનો ઈતિહાસ કહું છું. તે સાંભળો. પુર્વે બ્રહ્માંડ પ્રલયના જળમાં ડુબી ગયું હતું ત્યારે મારા અંશરૂપ માહાવિષ્ણુના નાભિ કમળમાંથી મારી કળારૂપ બ્રહ્મા ઉત્પન્ન થયા અને તે પછી બ્રહ્માના મનમાંથી સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર એવા નામના ચાર પુત્રો ઉત્પન્ન થયા કે જેઓ સઘળા નારાયણના પરમ ભકત હતા, બ્રહ્મતેજથી પ્રકાશતા હતા, પાંચ વર્ષના બાળકો જેવડાજ રેહેતા હતા, અજ્ઞાન બાળકોની પેઠે નગ્ન રેહેતા હતા, વિશયોના અનુસંધાનથી રહિત હતા અને બ્રહ્મતત્વમાં વિચક્ષણ હતા. 'હે પુત્રો! સૃષ્ટિ કરો' એમ તેઓને બ્રહ્માએ કહ્યું પણ તેઓ બ્રહ્માનું વચન નહી માનતાં મારાપર તપ કરવા સારૂ ચાલી નીકળ્યા. એઓ ચાલી નીકળતાં બ્રહ્માના મનમાં બહુજ ખેદ થયો. કારણકે જે વચન ન માને તે દીકરો પિતાને બહુજ દુઃખ ઉપજાવનાર થાય છે. પછી બ્રહ્માએ જ્ઞાનશક્તિના પ્રભાવને લીધે પોતાના અંગોમાંથી મહા તપસ્વી, વેદ તથા વેદનાં અંગોને જાણનારા અને બ્રહ્મ તેજથી પ્રકાશતા અત્રિ, પુલસ્ત્ય, પુલહ, મરિચી, ભૃગુ, અંગિરા, ક્રતુ, વસિષ્ઠ, વોઢ, કપિલ, આસુરિ, કવિ, શંકુ, શંખ, પંચશિખ અને પ્રચેતા એટલા પુત્રોને ઉત્પન્ન કર્યા. એ તપસ્વીઓ ઘણા કાળસુધી તપ કરી બ્રહ્માની આજ્ઞાથી સ્રીઓ પરણ્યા અને સંસારની વૃદ્ધિ કરવામાં તત્પર થયા. એઓના પુત્રો અને પૌત્રો ઘણા થયા. એ મુનિઓના વંશની કથા સુંદર છે અને પવિત્ર છે તો પણ ઘણી છે તેથી તે બંધ રાખીને ચાલતા પ્રસંગની વાત કહું છું તે સાંભળો. એઓમાંના છેલ્લા પુત્ર પ્રચેતાના પુત્ર 'અસિત' નામના મહાત્મા મુનિએ પોતાની સ્રી સહિત દેવતાઓનાં હજાર વર્ષ સુધી તપશ્ચર્યા કરી પણ તેમને પુત્રની પ્રાપ્તિ થઇ નહીં. આમ થવાથી તે અસિત મુનિ પોતાના પ્રાણ છોડી દેવાને તૈયાર થતાં તેમને સમજાવવા સારૂ સાચી આકાશવાણી થઇ કે "તમે શા માટે પ્રાણ છોડી દીયો છો. શંકરની પાસે જાઓ અને તેમના મુખથી મંત્રનો ઉપદેશ લઇને તે મંત્રને સિદ્ધ કરો. મંત્રનાં અધિષ્ઠાતા દેવી તમને તુરત પ્રત્યક્ષ દર્શન દેશે અને તે દેવીનાં વરદાનથી તમને અવશ્ય પુત્ર પ્રાપ્તિ થશે". એ પ્રમાણે આકાશવાણી સાંભળીને અસિત મુનિ ઉપદ્રવોથી રહિત અને યોગીઓથી પણ ન પોહોચી શકાય એવા શિવલોકમાં સદાશિવની પાસે સ્રી સહિત ગયા અને ત્યાં જઈ હાથ જોડી ભકિતથી માથું નમાવી યોગિઓના પરમગુરૂ સદાશિવની

તેમણે નીચે પ્રમાણે યથાર્થ સ્તુતિ કરી.

**અસિત મુનિ સ્તુતિ કરે છે**—હે જગતના ગુરૂ! હે યોગીઓના સિરોમણિ! આપ કે જે મંગળરૂપ, મંગળ દેનારા અને ગુરૂઓના પણ ગુરૂ છો તેમને પ્રણામ કરૂં છું. હે મૃત્યુના સ્વામી! હે મૃત્યુના બીજરૂપ! હે મૃત્યુંજય! આપ કે જે મૃત્યુના પણ મૃત્યુરૂપ હોવાથી મૃત્યુરૂપ સંસારને ટાળનારા છો તેમને પ્રણામ કરૂં છું. હે વશ્ય કરનારાઓમાં કાળરૂપ! હે કાળના કાળ! હે ઈશ્વરોના પણ કારણરૂપ! હે કાળનો અતિક્રમ કરી રહેલા! હે કાળમાં રહેલા! હે કાળને વશ્ય કરનારા! તમને પ્રણામ કરૂં છું. હે ગુણાતીત! હે ગુણોના આધારરૂપ! હે ગુણોના બીજરૂપ! હે ગુણરૂપ! હે ગુણી લોકોના સ્વામી! હે ગુણી લોકોના બીજરૂપ! આપ કે જે ગુણી લોકોના ગુરૂ છો તેમને પ્રણામ કરૂં છું. હે બ્રહ્મસ્વરૂપ! હે બ્રહ્મને જાણનારા! હે બ્રહ્મની ભાવનામાં તત્પર! હે વેદના બીજરૂપ! હે સ્વરૂપથી બ્રહ્માના પણ બીજરૂપ! આપને પ્રણામ કરૂં છું.

**શ્રીકૃષ્ણ કેહે છે**—એ પ્રમાણે સદાશિવની સ્તુતિ કરી આંસુઓથી વ્યાપ્ત નેત્રવાળા અને શરીરમાં રોમાંચિત થએલા અસિત મુનિ રાંકની પેઠે તેમની આગળ ઊભા રહ્યા. જે માણસ હવિષ્યાન્ન જમવાનો નિયમ રાખી એક વર્ષસુધી, મહાત્મા સદાશિવના આ અસિત મુનિએ કરેલા સ્તોત્રનો ભક્તિથી પાઠ કરે તેને વૈષ્ણવ, જ્ઞાની અને ઘણાકાળ સુધી જીવે એવો પુત્ર પ્રાપ્ત થાય છે. આ સ્તોત્રનો પાઠ કરવાથી નિર્ધન ધનવાન્ થાય છે, મુંગો હોય તે પણ પંડિત થાય છે, જે સ્ત્રી વગરનો હોય તેને સારા શીલવાળી પતિવ્રતા સ્ત્રી મળે છે અને આ લોકનાં સુખ મળવા ઉપરાંત અંતે સદાશિવની પાસે રેહેવાનું મળે છે. અસિત મુનિએ કરેલી સ્તુતિ સાંભળી ભક્તવત્સલ સદાશિવે એ પોતાના ભક્ત અસિત મુનિને નીચે પ્રમાણે કહ્યું.

**સદાશિવ કેહે છે**—હે મુનિઓમાં ઉત્તમ! તમે સ્થિર થાઓ. હું તમારા મનોરથને જાણું છું. તમને મારા જેવોજ મારા અંશરૂપ પુત્ર પ્રાપ્ત થશે. કોઈને પણ ન મળે એવો એક સર્વોત્તમ મંત્ર તમને આપું છું.

**શ્રીકૃષ્ણ કેહે છે**—એ પ્રમાણે કહી સદાશિવે તેમને સોળ અક્ષરના મંત્રનો ઉપદેશ કરયો, સ્તોત્ર આપ્યું, પુરશ્ચરણ સહિત પુજનનો વિધિ કહ્યો અને સંસારવિજય નામનું પરમ અદ્ભુત કવચ આપ્યું. પછી 'તમને વરદાન દેવા સારૂ ઈષ્ટદેવી પ્રત્યક્ષ દર્શન દેશે' એમ કહી સદાશિવ બોલતા બંધ રેહેતાં અસિત મુનિ તેમને પ્રણામ કરી ત્યાંથી ગયા. હે રાધાજી! એ અસિત મુનિએ સો વર્ષસુધી તે પરમ મંત્રનો જપ કરતાં તમે પુર્વે પ્રત્યક્ષ દર્શન દઈને તેમને કહ્યું કે 'હે પુત્ર! તમને

અવશ્ય મહાજ્ઞાની પુત્ર પ્રાપ્ત થશે'. એ પ્રમાણે વરદાન દઈને તમે ગોલોકમાં મારી પાસે આવ્યાં અને તે પછી યોગ્ય સમયે અસિત મુનિને સદાશિવના અંશરૂપ અને બ્રહ્મિષ્ટ દેવલ નામનો પુત્ર આવ્યો. કામદેવ જેવા રૂપાળા એ દેવલ મુનિ સર્વને મોહિત કરનારી સુયજ્ઞ રાજાની દીકરી રત્નમાળાને પ્રેમથી પરણ્યા. સ્ત્રીઓની સાથે રમણના કામમાં નિપુણતા ધરાવનારા એ દેવલે તે સુંદરીને પરણી તેની સાથે સો વર્ષસુધી પ્રત્યેક એકાંતરૂપ સ્થાનકોમાં રમણ કરયું અને પછીકેટલેક કાળે વૈરાગ્ય પ્રાપ્ત થતાં સંસાર સંબંધી સર્વ સુખનો ત્યાગ કરીને ભગવત્સ્મરણ કરવા લાગ્યા. એક દિવસે બહુ વૈરાગ્યને લીધે રાતે શયનમાંથી ઊઠીને તપ કરવા સારૂ સુંદર ગંધમાદન પર્વતમાં જતા રેહેતાં નિદ્રામાંથી ઉઠેલી તેમની સ્ત્રી રત્નમાળા વિરહરૂપ અગ્નિથી બળીને બહુ વિલાપ કરવા લાગી, ઘડીવારમાં ઉઠવા લાગી, ઘડીવારમાં બેસવા લાગી, ઉંચા સાદથી વારંવાર રોવા લાગી અને તપાવેલા પાત્રમાં નાખેલા ધાન્યની પેઠે તેનું મન દગ્ધ થઇ ગયું. પછી તેણે આહાર છોડી દઈને પ્રાણનો ત્યાગ કરતાં તેના દીકરાએ તેની સઘળી પ્રેતક્રિયા કરી. મારા ભક્ત અને જીતેંદ્રિય દેવલ મુનિએ તો ગંધમાદન પર્વતના વનમાં દેવતાઓનાં હજાર વર્ષ સુધી તપ કરયું. એક દિવસે કામદેવ જેવા અત્યંત રૂપાળા તે દેવલમુનિ દૈવયોગથી જોવામાં આવતાં શૃંગારમાં આસક્તિવાળી અને ત્રૈલોક્યના ચિત્તને મોહિત કરનારી રંભા અપ્સરાએ યત્નપૂર્વક સુંદર વેષ ધરી એકાંતમાં આવીને તેમને નીચે પ્રમાણે કહ્યું.

રંભા કેહે છે—હે મહાત્મા! મારૂં વાક્ય કે જે કામીઓના મનને હરનાર છે તેનું શ્રવણ કરો. આ કઠોર તપ છોડીને સુખ લેવાને વાસ્તે એકાંતમાં મારૂં સેવન કરો. તમે પૃથ્વીમાં સર્વ પુરૂષોમાં ઉત્તમ છો અને હું સર્વ સ્ત્રીઓમાં ઉત્તમ છું તે પોતાની મેળે તમને વરવા આવી છું. ચતુર સ્ત્રીને ચતુર પુરૂષની સાથે નવીન સમાગમ ઉત્તમ ભાગ્યથીજ મળે છે. ભરતખંડમાં રાજાઓ સ્વર્ગ સંબંધી સુખ ભોગોને મેળવવા સારૂ યજ્ઞો કરે છે અને તે સ્વર્ગ સંબંધી સુખભોગોમાં અમોજ સારરૂપ છીએ. મારા સ્તનની જોડને, સાથળોને અને હાસ્ય તથા ભમરના ચાળા સહિત સુંદર મુખારવિંદને જોઇ કોને સુખ પ્રાપ્ત ન થાય. સ્ત્રીઓનો રસ સઘળાં સુખોમાં સારરૂપ છે અને મુનિઓને પણ પ્યારો છે. નિર્જન સ્થળમાં રસિક સ્ત્રીનો સુખ સંભોગ દેવતાઓને પણ દુર્લભ છે. દેવ, મનુષ્ય, ગંધર્વ કે રાક્ષસ ગમે તે હોય પણ જેણે રંભાની (મારી) રતિનો આનંદ દીઠો નથી તેને સ્ત્રી સંબંધી સુખનું ખરૂં જ્ઞાનજ નથી. જે પુરૂષ એકાંતમાં આવેલી સુંદરીને જીતેંદ્રિયપણાથી

છોડી દીયે તે પુરૂષ પોતાનાં શરીરનાં રૂવાડાં જેટલાં વર્ષો સુધી અવશ્ય કુંભીપાક નામના નરકમાં વસે છે. સુંદરીનો ત્યાગ કરવાથી સુંદરીનો વધ કરવા જેટલુંજ પાપ લાગે છે અને તે સુંદરીના શાપથીજ તે પુરૂષનો વિનાશ થાય છે. બ્રહ્મા પણ મોહિનીના શાપથી ત્રૈલોક્યમાં અપુજ્ય થઈ ગયા છે. કામનાથી આવેલી છીનાળ પોતાનો ત્યાગ કરનારને જેવી ક્રોધદૃષ્ટિથી જુવે છે તેવી ક્રોધદૃષ્ટિથી, પોતાના પતિ, પુત્ર કે બંધુનાં મારનારને પણ જોતી નથી. છીનાળ પોતાના જારને સઘળાઓ કરતાં અધિક પ્યારો સમજે છે પણ તે જાર જો પોતાને છોડી દીયે તો તેને મારી નાખવા પણ તૈયાર થાય છે. છીનાળ હિંસક પશુઓ કરતાં અને કસાઇઓ કરતાં પણ વધારે દુષ્ટ છે, દયા રહિત છે અને પ્રત્યેક જન્મમાં દુઃખ દેનારી થઈ પડે છે. હે મુનિઓમાં ઉત્તમ! ધ્યાન કરવું છોડી દીયો અને હું કે જે એકાંતમાં પોતાની મેળે આવીછું તેનો સ્વીકાર કરી લાંબા કાળ સુધી સુખ ભોગવો. તમને તપના ફળ હું રૂપજ મળીછું.

શ્રીકૃષ્ણ કેહે છે—એ પ્રમાણે રંભાનાં વચન સાંભળી ભયથી વ્યાકુળ થએલા દેવલ મુનિએ તેને નીચે પ્રમાણે હિતકારી, સાચું, નીતિના સારરૂપ અને પરિણામે સુખ આપનારૂં વચન કહ્યું.

દેવલ મુનિ કેહે છે—હે રંભા! વેદના ઉત્તમ સારરૂપ અને તપસ્વી બ્રાહ્મણોના કુળ ધર્મને ઘટે તેવું સત્યવચન કહુંછું તે સાંભળ્ય. જે બ્રાહ્મણ ધર્મશાસ્ત્રમાં કહેલા સમય પ્રમાણે પોતાની સ્ત્રીમાંજ રૂચિ રાખે તે બ્રાહ્મણ આ લોકમાં તથા પરલોકમાં પણ સર્વ સ્થળે પુજાય છે. જે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય પરસ્ત્રીથી રમણ કરે તે નિંદાનુ પાત્ર થાય છે અને લક્ષ્મી પણ તેના ઘરમાંથી રીસાઇને જતી રેહે છે. એ પુરૂષ આ લોકમાં અત્યંત ધિક્કારવા યોગ્ય થઈ તથા પોતાનાં કર્મોના અધિકારથી ભ્રષ્ટ થઇ પરલોકમાં સો વર્ષ સુધી અંધકૂપ નામના નરકમાં વસે છે. 'પોતાની મેળે આવેલી છીનાળને સ્વીકારી લેવી' એ વચન ગૃહસ્થને વાસ્તે છે પણ તપસ્વીને વાસ્તે નથી. જો ગૃહસ્થાશ્રમી પુરૂષ એવી કામિનીનો ત્યાગ કરે તો તે દોષને, પાપને તથા શાપને ભોગવનાર થાય એ સંભવિત છે. જગતના કર્ત્તા બ્રહ્મા વિરક્ત ન હતા પણ સ્ત્રીવાળા હતા તેથી કદાચ તેને પોતાની મેળે આવેલી છીનાળનો ત્યાગ કરવાથી દોષ લાગ્યો હશે પણ અમો કે જેઓએ ઘરની સ્ત્રીનો પણ ત્યાગ કરયો છે તેઓને છીનાળનો ત્યાગ કરવાનો દોષ લાગે નહી. જે પુરૂષ પોતાની સ્ત્રીને છોડી દઈને પરસ્ત્રીનો સ્વીકાર કરે તે જીવતે મુવો કેહેવાય છે અને તેના યશની, ધનની તથા આયુષ્યની હાનિ થાય છે. પૃથ્વીમાં જેની કીર્ત્તિ ન

હોય તેનું જીવવું વ્યર્થ છે. હું કે જે તપસ્વીછું તેને સંપત્તિનું, રાજ્યનું કે સ્ત્રી સંબંધી સુખનું શું પ્રયોજન છે તેમજ હું કે જે કામનારહિત તથા વૃદ્ધછું તેનું તારે પણ શું પ્રયોજન છે. હે મા! હે સુંદરી! કોઈ સારા વેષવાળા રૂપાળા જુવાનને શોધી લે.

શ્રીકૃષ્ણ કેહે છે—એ પ્રમાણે દેવલ મુનિનાં વચન સાંભળી કોપ પામેલી, ત્રાસ પામેલી અને જેના હોઠ ફરકવા લાગ્યા એવી રંભાએ તેમને ફરીવાર નીચે પ્રમાણે વચન કહ્યાં.

રંભા કેહે છે—તમે કે જે સુંદર ચંપક પૂષ્પના સરખા વર્ણવાળા, કામદેવ જેવા રૂપાળા, તપના પ્રભાવને લીધે ઐશ્વર્યવાળા, સારા વેષવાળા અને સ્ત્રીઓને બહુ પ્યારા લાગો એવા છો તેમને છોડીને બીજા કયા પુરૂષની પાસે જાઉં. બીજો કયો પુરૂષ તમારાથી અધિક છે? કામદેવથી આતુર થએલી કઈ છીનાળ તમને છોડી દીધા પછી જીવી શકે? હે બ્રાહ્મણોમાં ઉત્તમ! હું કે જે નિરંતર કામદેવરૂપી અગ્નિથી બળેલી છું તેનું તુરત સેવન કરો. જેમ હાથી કેળના થંભને પીડા કરે તેમ તમારા વાસ્તે કામદેવ મને પીડા કરે છે. હે વેદ જાણનારાઓમાં ઉત્તમ! જો ના પાડવાની હોય તો તુરત કહો એટલે હું તમને શાપ દઉં. હવે તુરત મારો સ્વીકાર કરો અથવા શાપનો સ્વીકાર કરો. આ મારા પ્રાણ, મન અને શરીર કે જે નિરંતર કામદેવથી બળ્યા કરે છે તેઓ નવીન શૃંગારરૂપ અમૃત પીવાથીજ શાંત થાય એમ છે. દુઃખથી પીડાએલ પ્રાણી મનના દુઃખને લીધે શાપ દીએ તો તે શાપને તોડવાને જગતના કર્તા બ્રહ્મા પણ સમર્થ નથી એ નિશ્ચય છે.

શ્રીકૃષ્ણ કેહે છે—એ પ્રમાણે વચન સાંભળતાં પણ મૂનિવ્રત ધરી ધ્યાનમાં તત્પર થએલા દેવલમુનિ કાંઇ પણ નહી બોલતાં રંભાએ કોપને લીધે તેમને નીચે પ્રમાણે શાપ દીધો.

રંભા કેહે છે—હે વાંકા ચિત્તવાળા બ્રાહ્મણ! તારૂં શરીર તુરતજ સઘળા અવયવોમાં વાંકું, આંજણ જેવું કાળું, રૂપ તથા યૌવન વગરનું, અત્યંત કદરૂપા આકારવાળું અને ત્રણે લોકમાં નિંદવાને યોગ્ય થઈ જાઓ અને આગળ કરેલું તપ પણ અવશ્ય નષ્ટ થઈ જાઓ.

શ્રીકૃષ્ણ કેહે છે—રંભા એટલાં વચન કહી કામનાને લીધે કામદેવના લોકમાં ગઈ અને દેવલમુનિ તુરતજ રંભાના કેહેવા પ્રમાણે કદરૂપા થઇ ગયા તથા હૃદયમાં પ્રભુના ચરણારવિંદને નહી દેખવા લાગ્યા. સઘળાં પુર્વ પુણ્યોનો વિનાશ થવાથી પોતાનાં શરીરને કરૂપડું થએલું જોઇ તથા પ્રભુના ચરણારવિંદનો વિયોગ

થએલો જોઇ બહુજ ઉદ્વેગને તથા શોકને પ્રાપ્ત થએલા દેવલમુન આગનનો કુંડ કરી પ્રાણનો ત્યાગ કરવાને સજ્જ થતાં તેમને જોઇ તે સમયે મેં તેમને વરદાન આપ્યું, દિવ્યજ્ઞાનથી સમજાવ્યા અને પ્રીતિથી આશ્વાસના કરી કે જેથી તે શાંત થયા. એ મહામુનિનાં આઠે અંગ વાંકા થએલાં જોઈ કૌતુકથી મેં તેમનું તુરત 'અષ્ટાવક્ર' નામ પાડયું. પછી એ મુનિએ મારા વચનથી તુરત મળયાચળના સ્થળમાં આવીને સાઠ હજાર વર્ષ સુધી પરમ તપ કરયું અને એ તપ પૂર્ણ થતાં મેં હમણાં એમને મારી સાથે જોડી દીધા. હે પ્યારી! પ્રલયમાં સર્વનો નાશ થતાં પણ મારા ભક્તનો નાશ થતો નથી. એમણે આહાર છોડી દીધો હતો તેથી અને લાંબા કાળના તપથી જઠરાગ્નિ પ્રજ્વલિત થવાને લીધે એમના શરીરમાં માંસાદિક ભસ્મરૂપ થઇ ગયાં હતાં તેથી એમનાં શરીરમાંથી ભસ્મ નીકળી. હે રાધિકાજી! એ મુનિને વાસ્તેજ મારે આ મળયાચળના સ્થળમાં આવવું પડયું છે. મારો કોઈ પણ બીજો ભક્ત અષ્ટાવક્ર જેવો થયો નથી અને થવાનો પણ નથી. જેમ છીનાળના શાપથી બ્રહ્મા અપુજ્ય થઇ ગયા છે તેમ બ્રહ્માના પૌત્ર મહાતપસ્વી એ દેવલ મુનિ પણ પુર્વે લાગેલા છીનાળના શાપથી એ પ્રમાણે દુઃખી થઇ ગયા હતા. મહાત્મા અષ્ટાવક્રનું આ સઘળું સુખને તથા પુણ્યને દેનારૂં ગૂઢ રહસ્ય તમને કહી સંભળાવ્યું, હવે બીજું શું સાંભળવા ઈચ્છો છો.

**इस्येवंकथितंसर्वरहस्यंचमहात्मनः ॥**

**सुखदंपुण्यदंगूढंकिंभूयःश्रोतुमिच्छसि ॥ ११२ ॥**

ઈતિશ્રી મહાપુરાણ બ્રહ્મવૈવર્ત્તમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'राधाप्रश्नोत्तर' એવા નામનો ત્રીશમો અધ્યાય સંપુર્ણ. ૩૦



**॥ श्री राधिकोवाच ॥**

**किमाश्चर्यंश्रुतंनाथचरितंसुमनोहरम् ॥**

**अधुनाश्रोतुमिछामिब्रह्मणःशापकारणम् ॥ १ ॥**

રાધિકાજી પુછેછે—હે નાથ! આ અષ્ટાવક્રનું બહુજ મનોહર અને ભારે આશ્ચર્ય આપનાર ચરિત્ર સાંભળ્યું. હવે બ્રહ્માને જેથી શાપ લાગ્યો તે કારણ સાંભળવાને ઈચ્છુંછું. બ્રહ્મા કે જે સર્વ જગતના બનાવનાર છે અને તપનાં ફળ

દેનારા છે તે, છીનાળના શાપથી અપૂજ્ય કેમ થઇ ગયા ?

શ્રીકૃષ્ણ કેહેછે—પૂર્વે રૈવત મન્વંતરમાં તપસ્વી, વૈષ્ણવોમાં શ્રેષ્ઠ, જ્ઞાની અને પરમ ધર્માત્મા 'સુચંદ્ર' નામનો રાજા હતો. એ રાજા તપ કરવા સારૂ ભરતખંડમાં અત્યંત મનોહર અને મને પ્યારી આ મળયાચળની તળાટીમાં આવ્યો હતો અને અહીં આવીને તેણે એક હજાર વર્ષ સુધી તીવ્ર તપ કરયું કે જે તપથી તેનું શરીર જીર્ણ થઇ ગયું. એના શરીરને રાફડાથી ઢંકાઇ ગએલું જોઇ કૃપાના ભંડાર રૂપ બ્રહ્માએ વરદાન દેવા સારૂં આ નિર્જન સ્થળમાં આવી યોગની રીતિથી મારો આપેલો મંત્ર બોલી કમંડળમાંથી ગંગાજળ કાહાડીને તેના ઉપર છાટયું. કમંડળુના જળનો સ્પર્શ થતાં એ રાજા રાફડામાંથી ઉભો થયો અને આગળ ઉભેલા બ્રહ્માને ભકિતપુર્વક પગે લાગ્યો. રાજાને પ્રણામ કરતો જોઇ બ્રહ્માએ તેને કહ્યું કે "હે રાજેંદ્ર! તારા મનમાં જે ધારેલ હોય તે વરદાન માગ્ય." બ્રહ્માનાં વચન સાંભળી રાજાએ મારા ચરણમાં ભકિત અને મારૂં દાસપણું કે જે સર્વોત્તમ વરરૂપ છે તેજ માગ્યાં. બ્રહ્માએ કૃપાથી તેને તે વરદાન આપ્યું અને પછી તે કામદેવ જેવી કાંતિવાળો થઇને બ્રહ્માની પાસે ઉભો રહ્યો. તેટલીવારમાં આકાશમાંથી આવતો, સો સૂર્યોના સરખાં તેજવાળો, તેજથી સર્વને ઢાંકી દેતો, દશે દિશાઓમાં પ્રકાશ કરતો, ઉત્તમ રત્નોથી બનેલો, સો પઇડાંવાળો, અમૂલ્ય રત્નોથી જડેલો, વિચિત્ર કળશોથી દીપતો, મોતી માણિક્ય તથા હીરાઓની અનેક માળાઓથી શોભતો, મનના જેવા વેગવાળો, ભારે આશ્ચર્યરૂપ, અનેક ચિત્રામણોવાળો, અને જેમાં રત્નનાં આભરણોથી શણગારેલા, ચાર ચાર ભુજાવાળા, શ્યામ કાંતિવાળા, પ્રકાશતા, સ્થિર યૌવનવાળા, પીળાં વસ્ત્રોવાળા તથા અગરૂ સહિત ચંદનનાં લેપનવાળા મારા પાર્ષદો બેઠા હતા એવો એક દિવ્ય રથ તે રાજાના જોવામાં આવ્યો. રથમાં બેઠેલા પાર્ષદોને જોઈ રાજા આનંદથી તેઓને પગે લાગ્યો, રાજાની ઉપર તુરત પુષ્પવૃષ્ટિ થવા લાગી, સ્વર્ગમાં મનોહર દુંદુભિ તથા આનકો વાગવા લાગ્યાં, ઋષિઓ તથા સિદ્ધ લોકો પ્રેમથી તે રાજાને આશિર્વાદ દેવા લાગ્યા, હર્ષથી વ્યાપ્ત થએલા સર્વે દેવતાઓ વખાણ કરવા લાગ્યા અને રાજા પોતે પાર્ષદોનું ધ્યાન કરતાં પાર્ષદોના જેવાજ રૂપવાળો થઇ ગયો. પાર્ષદો એ રાજાને રથમાં બેસાડી ગોલોકમાં તેડી ગયા અને ત્યાં તે રાજા મારો પાર્ષદ થઈને મારી પાસે રહ્યો. પછી બ્રહ્મા પોતાના લોકમાં જતા હતા ત્યાં પુષ્પના તથા ચંદનના વાયુથી મનનું આકર્ષણ કરનારા બગીચામાં રમતી 'મોહિની' અપ્સરાએ તેમને દીઠા અને દેખતાંજ કામદેવરૂપી અગ્નિથી બળેલી તે અપ્સરા મોહિત થઇ ગઈ. લલાટમાં કસ્તૂરીની બિંદી સાથે

સિંદૂરની બિંદીથી શોભતી, સુંદર ચંપક પુષ્પના સરખી વર્ણવાળી, સર્વદા સ્થિર યૌવનવાળી, મોટા નિતંબવાળી, પુષ્ટ સાથળોવાળી, પુષ્ટ સ્તનોવાળી, સરદ પુનમના ચંદ્રની કાંતિને પણ જીતી લેનારા મુખવાળી, રત્નમય અલંકારોથી શણગારેલી, સેહેજસાજ કટાક્ષોથીજ ત્રૈલોક્યને મોહ ઉપજાવવાની શકિતવાળી, સર્વદા ઘણી કામનાથી ભરેલી, મોટા હાથીનીં પેઠે મંદમંદ ચાલનારી સર્વ અંગોમાં રોમાંચિત થએલી અને જેણે ઝીણાં વસ્ત્રો ધર્યાં હતાં એવી એ મોહિની બ્રહ્માને વાંકી આખથી જોઈ મંદહાસ્યવાળા પોતાના મુખને ઘુમટાથી ઢાંકવા લાગી. બ્રહ્માએ એને દીઠી તો પણ પોતે આત્મારામ અને જિતેંદ્રિય હોવાથી કાંઇપણ વિકાર નહી પામતાં પ્રભુનું સ્મરણ કરતા કરતા ચાલ્યા ગયા અને બ્રહ્મલોકમાં પોહોચ્યા. કામનાથી ભરેલી મોટી છીનાળ મોહિની તો એમ થવાથી મુર્છિત જેવી થઇને રાતદિવસ સ્વપ્નમાં તથા જાગ્રતમાં બ્રહ્માનુંજ ચિંતન કરવા લાગી, સઘળા જારોને ભુલી ગઇ, ઉપવાસ કરવા લાગી, ક્ષણવારમાં ઊઠવા લાગી, ક્ષણવારમાં બેસવા લાગી, ક્ષણમાત્રમાં સુઈ જવા લાગી અને જેમ તપાવેલા વાસણમાં ધાન્ય ભમે તેમ માર્ગમાં ભમવા લાગી. આ સમયમાં મહાચતુર, અપ્સરાઓમાં ઊત્તમ અને કામનાથી વ્યાપ્ત થએલી રંભા કામદેવના લોકમાં જતી હતી ત્યાં માર્ગમાં જેનાં કંઠ, હોઠ તથા તાળવું સુકાઇ ગયાં હતાં એવી પોતાની સખી મોહિનીને જોઈ તેનો અભિપ્રાય જાણી ગઈ અને જાણી જઇ મંદહાસ્ય કરીને રંભાએ તેને નીચે પ્રમાણે પુછ્યું.

રંભા પુછેછે—હે ત્રૈલોકયનાં ચિત્તને મોહિત કરનારી ! હે ભાગ્યશાળી ! હે મોહિની ! તું આવી સ્થિતિને કેમ પ્રાપ્ત થઇછે? તે તુરત કેહે. હું રંભાછું. તું સ્વસ્થ થા. તને જે પ્યારા જારને વાસ્તે કામના ઊત્પન્ન થઇ હોય તેની પાસે જા. આપણે કાંઇ કુલીનપણાને પાળનારી પતિવ્રતાઓ નથી પણ અખંડ સૌભાગ્યવાળી છીનાળો છીએ. ત્રૈલોકયમાં સર્વે લોકો ઈંદ્રિયોનાં સુખને વાસ્તેજ વ્યગ્ર હોય છે માટે જે સુખ નહી મળવાથી પ્રાણ જાય તે સુખને સમયસર મેળવવામાં પ્રાણીઓએ શા માટે લાજ રાખવી જોઈએ. આખા બ્રહ્માંડમાં પોતાના આત્માથી અધિક કોઈ પણ પ્યારો નથી. પતિ ઊપર, છોકરાં ઉપર તથા બંધુ ઊપર જે સ્નેહ થાયછે તે પોતાને વાસ્તેજ થાય છે અને જ્યાં સુધી પોતાનો સંબંધ હોય ત્યાં સુધીજ સ્નેહ રેહેછે. જેનું મન સર્વદા જેમાં રેહેતું હોય તેનાં પ્રાણરૂપ તેજ છે. હે પ્યારી! હું હમણાં કામનાથી કામદેવના લોકમાં જાઊંછું તે જો. તું પણ મનમાં વિચાર કરી સખીને સાથે લઈ જે તારા મનમાં પ્યારો લાગતો હોય તેનીપાસે જા.

વસ્ત્રોની નાડીઓ તથા કેશ બરાબર બાંધી મુનિઓને પણ મોહિત કરે એવો મનગમતો વેષ ધરી પ્યારા જારને મોહિત કરજે અને હૃદયને ગમે એવાં વચન બોલજે પરંતુ તારા પોતાના માનનો તથા ત્રૈલોક્યમાં સ્ત્રીજાતિનું જે વજન છે તેનો બચાવ કરજેઃ જાર સ્વાધીન અને પોતામાં અનુરક્ત હોય તો પણ સ્ત્રીએ સુરત કરવાનો પોતાનો અભિપ્રાયપોતાની જીભથી કદી પણ સ્પષ્ટરીતે જણાવવો નહી જોઇએ. પોતાના મનનો અભિપ્રાય તો સરળતાવાળી સખીનેજ જણાવવો યોગ્ય છે માટે તે વાતની સંભાળ રાખી પ્રત્યેક પ્યારાની પાસે તે જણાવવો નહી. જો સ્ત્રી મોહોડાથી તેવો અભિપ્રાય કેહે તો હાંસી થાય છે કે જે હાંસી મરણ બરાબર છે.

શ્રીકૃષ્ણ કેહે છે—એ પ્રમાણે રંભાનાં વચન સાંભળી લજાઇ ગએલી મોહિનીએ મંદહાસ્ય કરી જે ગુપ્ત કારણથી પોતાની તેવી સ્થિતિ થઇ હતી તે કારણ નીચે પ્રમાણે રંભાને કહી સંભળાવ્યું.

મોહિની કેહે છે—હે રંભા ! મેં નિર્જન સ્થાનમાં બ્રહ્માને દીઠા કે તે સમયથીજ મારૂં મન અવિચ્છિન્ન કામદેવરૂપી અગ્નિથી બળી ગયું છે. ત્યારથી મેં કાંઇ ખાધું નથી અને મનમાં પણ કાંઇ ગમતું નથી. હું ચંદ્રના કે સૂર્યના ઉદયને જાણતી નથી અને હમણાં સ્વપ્નમાં કે જાગ્રતમાં કાંઇ અંતર રહ્યો નથી. મારા પ્રાણ બ્રહ્માનાં આલિંગનનીજ વાટ જોયા કરે છે, એ આલિંગન નહી મળે તો ઝાઝીવારમાં નહી પણ થોડીવારમાંજ નિશ્ચય કરીને જતા રેહેશે. મારો દેહ કે જે કામદેવની જ્વાળાઓના સમૂહોથી સોના જેવો થઇ રહ્યો હતો તે હમણાં આહાર છોડી દેવાથી બળી ગએલા પર્વત જેવો થઇ ગયો છે. હું હવે જવાને, ઉભી રહેવાને કે સુવાને પણ સમર્થ નથી. છીનાળની જાતનેજ ધિક્કાર છે, અને તેમાં વિશેષે કરી મને ધિક્કાર છે. હે પ્યારી રંભા ! મારે હવે શો ઉપાય કરવો તે કેહે હું લાજને છોડી દઉં કે શરીરને છોડી દઉં ? બન્નેમાંથી કયું છોડવું. ?

શ્રીકૃષ્ણ કેહે છે—એ પ્રમાણે મોહિનીનાં વચન સાંભળી અપ્સરાઓમાં ઉત્તમ રંભાએ હસીને તેને નીચે પ્રમાણે સુખકારી, હિતકારી અને સામાન્યાની નીતિથી ભરેલો ઉપાય કહ્યો.

રંભા કેહે છે—હે ભલી સખી ! અહો ! આમ છે ત્યારે તારા દુઃખના સઘળા કારણને હું ટાળી દઇશ. ઉપાય કહું છું તે સાંભળ. બીક છોડી દે. હે સુંદરી ! પ્રથમ કામદેવની આરાધના કરી અપૂર્વ શણગાર ધરી કામદેવની સાથે ત્યાં જઇને બ્રહ્માને મોહ કરય. બ્રહ્મા કે જે જિતેંદ્રિય પુરૂષોમાં ઉત્તમ છે, સમર્થ છે અને વળી સાક્ષાત્ નારાયણરૂપ છે તેને કામદેવની સહાયતા લીધા વિના કઇ

સ્ત્રી જીતી શકે નહી. હે મોહિની ! તું પુષ્કર ક્ષેત્રમાં જઇ તપ કરીને કામદેવની ભક્તિ કરજે એટલે સ્ત્રીઓનો અધિપતિ એ કામદેવ તુરત દયા કરશે.

શ્રીકૃષ્ણ કેહે છે—અપ્સરાઓમાં ઉત્તમ રંભા મોહિનીને એ પ્રમાણે કહી ઈંદ્રિયનાં સુખ ભોગવવા સારૂ કામદેવની પાસે ગઈ અને મોહિની પુષ્કર ક્ષેત્રમાં ગઇ. પુષ્કરમાં તપ કરી ત્યાં કામદેવને મળી તેને સાથે લઇને જ્યાં કોઇ પણ ઉપદ્રવ નથી એવા બ્રહ્મલોકમાં તે ગઇ. મોહિની નિર્જન સ્થળમાં બેઠેલા બ્રહ્માને જોઈ તેમના સામો ઉભી રહીને તેમને મોહ ઉપજાવવા લાગી, જરાવારમાં નાચવા લાગી, અને જરાવારમાં મારા ભકતોના ચિત્તને પણ મોહિત કરે એવું સુંદર ગાયન કરવા લાગી. એનું પ્યારૂં ગાયન સાંભળી બ્રહ્માને મોહ થયો, સર્વ અંગો રોમાંચિત થઇ ગયાં અને નેત્રોમાં આંસુ આવ્યાં. બ્રહ્માને મોહિત થએલા જોઈ મનમાં રાજી થએલી મોહિની લીલાથી સોળ પ્રકારના ભાવ કરવા લાગી, અને મંદહાસ્યપુર્વક ભમરના ચાળા કરી પોતાનાં અંગ દેખાડવા લાગી. સંસારમાં જેનું ચિત્ત કામાતુર થાય તેને લાજ તો હોયજ શાની ? બ્રહ્મા મોહિનીના ભાવને જાણી પોતાનાં મોહોડાં નીચે નમાવી બેઠા અને પ્રભુનું સ્મરણ કરી હાવભાવ જોવાથી વિરામ પામ્યા. બ્રહ્મા એ પ્રમાણે અટકતાં નિરૂદ્યમ થએલી અને જેનાં કંઠ, હોઠ તથા તાળવું સુકાવા લાગ્યાં, એવી મોહિનીએ સર્વ મનોરથોને પૂરનારા કામદેવની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

મોહિની કેહે છે—મન કે જે સઘળી ઇંદ્રિયોમાં શ્રેષ્ઠ છે, વિષ્ણુના અંશરૂપ છે અને કર્મોના બીજરૂપ છે તેથી ઉત્પન્ન થએલા કામદેવને પ્રણામ કરૂં છું. હે પતિને વશ્ય કરી દેનારા ! હે સર્વ રૂપના આધાર ! હે ગુણોના આશ્રય ! હે સુગંધી પવનને મંત્રી કરી રાખનારા ! હે વસંતના મિત્ર ! તમને પ્રણામ કરૂં છું. બ્રહ્મા કે જે પોતે જગતના સ્રજનાર ! મહાસમર્થ અને જ્ઞાનમય પરમાત્મા સ્વરૂપ છે તેથી ઉત્પન્ન થએલા આપને પ્રણામ કરૂં છું. હે કોઈથી નહી જીતાએલા ! હે જગતને જીતનારા ! હે પ્રત્યેક જીવના મનનું આકર્ષણ કરનારા ! હે રતિના બીજરૂપ ! હે રતિના સ્વામી ! હે રતિને પ્યારા ! તમને પ્રણામ કરૂં છું. હે સર્વદા સ્ત્રીનાં ગુપ્ત અંગમાં રેહેનારા ! હે સ્ત્રીઓનાં દર્શનથી વૃદ્ધિ પામનારા ! હે ચાતુરીવાળા વિરહી માણસોના પ્રાણ લેનારા ! તમને પ્રણામ કરૂં છું. જેઓના ઉપર તમારી અકૃપા હોય તેઓને અનર્થ ઉત્પન્ન થાય છે અને બુદ્ધિની શકિત જતી રેહે છે. તમે કે જે સાચા ભકતોને કૃપાના સમુદ્રરૂપ છો તેમને પ્રણામ કરૂં છું. તમે કે જે તપસ્વી લોકોનાં તપમાં લીલામાત્રથી વિઘ્ન નાખનારા છો અને

મુકત લોકોનાં મનને પણ સકામ કરવાને સમર્થ છો તેમને પ્રણામ કરૂં છું. તપથી આરાધવા યોગ્ય અને તપથી વશ્ય થનારા સઘળા બીજા દેવતાઓ તો પંચીકૃત પંચભૂતમય શરીરોમાં રેહેનારા છે અને તમે તો અપંચીકૃતભૂતમય પાંચે ઈંદ્રિયોમાં રેહેનારા છો. હે પાંચ બાણવાળા! તમને પ્રણામ હોજો.

શ્રીકૃષ્ણ કેહે છે— મોહિની એ પ્રમાણે મનથી કામદેવની સ્તુતિ કરી બંધ પડી, ધ્યાનમાં તત્પર થઇ અને બ્રહ્માની આગળ મોહોડું નમાવી ઉભી રેહી. હે રાધિકાજી! આ મનોહર કામદેવનું સ્તોત્ર માધ્યંદિની શાખાના યજુર્વેદમાં કહ્યું છે અને તે પુર્વે ગંધમાદન પર્વતમાં મોહિનીને દુર્વાસાએ આપ્યું હતું. જે કામીજન ભકિતથી સર્વદા આ મહાપવિત્ર સ્તોત્રનો પાઠ કરે તો અવશ્ય તેને વાંછિત ફળ મળે છે, માથે કાંઇ કલંક આવતું નથી, કામદેવ કદી પણ તેથી વિરૂદ્ધ થતો નથી, રોગ ટળી જાય છે, લક્ષ્મી પ્રાપ્ત થાય છે, કાંતિ કામદેવના જેવી થાય છે અને ત્રૈલોકયને મોહ ઉપજાવે એવી રૂપાળી ધર્મોપયોગી પતિવ્રતા સ્ત્રી મળે છે.

**भवेदरोगीश्रीयुक्तःकामदेवसमप्रभः ॥**
**वनितांलभतेसाध्वींपत्नींत्रैलोक्यमोहिनीम् ॥ ७८ ॥**

इतिश्री બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો ' मोहिनीस्तोत्र ' એવા નામનો એકત્રીશમો અધ્યાય સંપુર્ણ. ૩૧



**॥ श्रीकृष्णउवाच ॥**
**मोहिनीस्तवनेनैवकामस्तुष्टोबभूवह ॥**
**चकारशरसंधानमंतरिक्षेस्थितःस्वयम् ॥ १ ॥**

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી! મોહિનીએ કરેલી સ્તુતિ સાંભળી પ્રસન્ન થએલા કામદેવે અંતરિક્ષમાં ઉભા રહીને બાણ સાંધ્યું અને તે મંત્રથી બળવત્તર કરેલું મોટું અસ્ત્ર ઘણા પ્રયત્નથી પોતાના પિતા બ્રહ્મા ઉપર નાખ્યું. કામદેવનું અસ્ત્ર વાગતાં બ્રહ્મા કામનાથી ચંચળ થઇને વારંવાર મોહિનીના મુખને જોવા લાગ્યા પણ જરાવારમાં જ્ઞાન પામી પ્રભુનું સ્મરણ કરીને તેવી ક્રિયાથી અટકયા. એ સઘળું કામદેવનું ચરિત્ર મનમાં જાણવામાં આવતાં ક્રોધથી વિન્હલ થએલા બ્રહ્માએ કામદેવને તે પોતાનો પુત્ર છતાં પણ શાપ આપ્યો કે "હે કામદેવ! હે યૌવનથી ઉન્મત્ત થએલા! હે મૂઢ! હે ઐશ્વર્યથી ગર્વ પામેલા! હું કે જે પિતાછું તેનો પણ તેં અ-

પરાધ કરશે તેથી તારા ગર્વનો ભંગ થશે.” એ પ્રમાણે બ્રહ્માએ શાપ આપતાં તેથી ભય પામેલો અને જેના કંઠ, હોઠ તથા તાળવું સૂકાવા લાગ્યાં એવો કામદેવ ઉત્સાહ રહિત થઈને તુરત વસંતઋતુની સાથે જતા રહ્યો. પછી કામદેવથી આતુર થએલી અને મંદહાસ્યપૂર્વક વાંકી આંખથી પોતાની સામું જોયા કરતી મોહિનીને બ્રહ્માએ નીચે પ્રમાણે કહ્યું.

બ્રહ્મા કેહે છે—હે મા! હે મોહિની તું જતી રેહે. મારા ઉપર તારી સઘળી ક્રિયા નિષ્ફળ છે. હું તારા અભિપ્રાયને જાણી ગયોછું પણ તે કામ કરવાને હું યોગ્ય નથી. હું કે જે પોતે વેદોનો કર્ત્તાછું અને સંસારમાં સઘળી વ્યવસ્થાઓનો કરનારછું તેનાથી આ વેદે ધિક્કારેલું કામ બની શકે નહી. વેદનાકર્ત્તાની જગતમાં અપકીર્ત્તિ થાય તો એથી વધારે શું ભુંડું છે. જો કે પોતાની મેળે આવેલી સ્ત્રીનો ત્યાગ કરવો નહી એમ વેદમાં કહ્યું છે પણ તે રાગી પુરૂષોને વાસ્તે છે. તપસ્વી લોકોએ તો સર્વદા સ્ત્રીનો ત્યાગજ કરવો જોઈએ. તેમાં પણ છીનાળ સ્ત્રી કે જે ધનનો, પ્રાણનો, આયુષ્યનો તથા યશનો નાશ કરનારી છે, દુઃખ દેનારી છે, નિરંતર પોતાના સ્વાર્થમાંજ તત્પર રેહેનારી છે, પારાધીઓ કરતાં પણ વધારે નિર્દય છે અને સઘળી આપદાઓના બીજરૂપ છે તેનો તો સઘળાઓએ ત્યાગજ કરવો જોઈએ. કુલટાનો પ્રેમ વીજળીની દીપ્તિ જેવો છે, પાણીમાં કાહાડેલા લીટા જેવો છે, લોભથી થએલી મૈત્રી જેવો છે અને પરાયા દ્રોહથી મેળવેલી સંપત્તિ જેવો છે. કુલટા સ્ત્રી કે જે સઘળા હિંસક જીવો કરતાં પણ સર્વદા વધારે વિપત્તિના બીજરૂપ છે તેનો જે મૂઢ પુરૂષ વિશ્વાસ કરે તેને પગલે પગલે વિપત્તિ પ્રાપ્ત થાય છે. તું જો કે રૂપાળી છો, ભાગ્યશાળી છો, કામી પુરૂષોથી ઠગાઈ જાય એવી છો, અને જુવાનોને સર્વદા સંપત્તિરૂપ છો તોપણ તપસ્વીઓને વિષરૂપ છો. હે સુંદરી! તું અપ્સરાઓમાં શ્રેષ્ઠ છો, સર્વદા સ્થિર યૌવનવાળી છો અને ચતુર છો એટલા માટે જે પુરૂષ જુવાન, તારી ક્રિયાને યોગ્ય અને અત્યંત ચતુર હોય તેને શોધી લે. ચતુર સ્ત્રીને ચતુર પુરૂષની સાથે સમાગમ થાય તો તેમાંજ સ્વાદ છે. હું તો વૃદ્ધછું, જરાથી આતુર છું, તપસ્વીછું, વૈષ્ણવ બ્રાહ્મણછું, સ્વતંત્ર નથી અને પરાધીનછું માટે મને છીનાળોમાં શી પ્રીતિ હોય. હે દીકરી! હું કે જે તારો પિતાછું તેને છોડીને તું અહીંથી તુરત જતી રેહે. હું જગતને સરજનાર કેહેવાઉછું તેથી સર્વદા તારો પિતાજછું. કામદેવ, ચંદ્ર, વસંત, જયંત, નળકૂબર, અશ્વિનીકુમાર, બુધ અને રૂપાળા દૈત્યો કે જેઓ કામશાસ્ત્રમાં વિદ્વાન છે અને રતીના કામમાં પ્રવીણ છે તેઓને છોડી તું કામનાથી મારી પાસે આવી એટલા માટે તું સમજતી નથી એમ

જણાય છે. સર્વદા સંભોગ કરવા સારૂ પુરૂષ સ્ત્રીની માગણી કે એ ઉચિત છે પણ સ્ત્રી જો સંભોગને વાસ્તે પોતાની મેળે પુરૂષની પાસે જાય તો તે વિપરીત અને હાંસી કરવા જેવું કહેવાય. સ્ત્રીરૂપી રત્ન સઘળા રત્નોમાં શ્રેષ્ઠ છે અને અત્યંત દુર્લભ છે માટે પુરૂષ તેની માગણી કરે પણ સ્ત્રી પુરૂષની માગણી કરે નહી. લોકો રત્નને શોધતા આવે છે પણ રત્ન કોઇને શોધતું જતું નથી. સ્ત્રીની જાતિમાં જે સ્ત્રીઓ પોતાની મેળે પુરૂષની પાસે જાય તેઓને ધિક્કાર છે. જે રત્ન પોતાની મેળે કોઇની પાસે જાય તેની કીંમત અત્યંત થોડી થઈ જાય છે. સર્વદા પુરૂષ સ્ત્રીની પાસે જાય છે પણ સ્ત્રી પુરૂષની પાસે જતી નથી. લોકાચારની અને વેદની એવી પદ્ધતી છે કે સ્ત્રીએ પરપુરૂષની પાસે જવુંજ નહી. જે માણસ શાસ્ત્રોક્તવિધિથી પોતાની વસ્તુને ભોગવે તે માનપાત્ર થાય છે પણ પરાઈ વસ્તુઓમાં રૂચિ રાખનારો માનપાત્ર થતો નથી. હે અબળા! તું વિચાર્ય, કે ત્રૈલોકયમાં કોઇ કોઇનો શત્રુ નથી પણ પોતાની ઈંદ્રિયોજ સત્રુરૂપ છે કે જેઓને લીધે બીજાઓની સાથે શત્રુતા થાય છે. વેદમાં કહ્યા પ્રમાણે આચરણ કરવાથી સર્વ જગત મિત્ર થાય છે અને વેદ વિરૂદ્ધ આચરણ કરવાથી જે મિત્ર હોય તે પણ શત્રુ થાય છે. વેદોક્તકર્મ કરનારની ઉપર સર્વદા પ્રભુ પ્રસન્ન રેહે છે. પ્રભુ પ્રસન્ન થાય તો સઘળું જગત પ્રસન્ન થાય છે અને પ્રભુ રૂઠે તો સઘળું જગત રૂઠે છે. સંસારમાં કુલટાની જાત કે પતિવ્રતાની જાત નથી પણ કુલટાપણું અને પતિવ્રતાપણું પોતાના કર્મથીજ થાય છે. નારાયણે બનાવેલી સ્ત્રીઓની જાતિ પ્રકૃતિના અંશરૂપ છે તેઓમાં છીનાળ ભુંડા સ્વભાવવાળી હોવાને લીધે નિંદાનું પાત્ર થાય છે અને પતિવ્રતા પોતાના સારા સ્વભાવને લીધે સ્તુતિનું પાત્ર થાય છે. પતિવ્રતાઓ પણ ઘણી છે અને છીનાળો પણ ઘણી છે તેઓમાં કોઈ એવી નથી કે જે પોતાની મેળે પોતાના કે પરાયા પુરૂષની પાસે જાય. સંસારમાં સ્ત્રીની જાતિઓની અંદર એવી કુળને કલંક લગાડનારી કોણ હોય કે જે પુરૂષને જોઈ રતીને વાસ્તે શણગાર ધરીને પોતાની મેળે ચાલી જાય. સ્ત્રી કામાતુર થઈ ગએલી છતાં પણ જો પુરૂષ હાથમાં ન આવે એમ હોય તો પછી બેવલીપણું કરવાથી હાથ આવતોજ નથી. હાથ આવવો હોય તો સાધારણ રીતેજ આવે છે.

શ્રીકૃષ્ણ કહે છે—એ પ્રમાણે બોલીને બ્રહ્મા બંધ પડતાં કોપથી જેના હોઠ ફરકવા લાગ્યા એવી મોહિનીએ તેમને નીચે પ્રમાણે કહ્યું.

મોહિની કહે છે—હે બ્રહ્મા! હમણાં તમારૂં સઘળુ ચરિત્ર મેં જાણી લીધું. તમે મને નીતિ સમજાવી પણ મારૂ મન સ્થિર થતુ નથી. તમને દીઠા છે તે

ક્ષણથીજ મારૂં મન તમારામાં લાગી ગયું છે અને તમારી વાંકી નજર પડતાંજ હું સઘળા જારોને ભુલી ગઈછું. હું જ્યારે કામદેવરૂપી અગ્નિથી બળી ગએલા મારા શરીરને છોડી દેવા તઇયાર થઈ હતી ત્યારે રંભાએ વચનોરૂપી જળથી મારા શરીરનું સેચન કરયું અને આવો બિચાર બતાવ્યો તેથી કામદેવને સહાય લેઇને હું તમારી પાસે આવીછું. વસંત સહિત કામદેવ તો તમારા શાપથી પોતાની કાંઇ પણ કારી ન ચાલતાં ચાલ્યો ગયો પણ હુ તો તમે તિરસ્કાર કર્યા છતાં પણ અહીંથી જઈ શકતી નથી. હે નાથ ! હે કૃપાના સમુદ્રરૂપ ! હમણાં મારાં સઘળા અંગો જડ થઇ ગયાં છે માટે કૃપા કરો તમારે મને મારી નાખવી જોઈતી નથી. તમારાં આલિંગનથી અવશ્ય મારો પરિતાપ મટી જશે. જો કે તમે જગતના વિધાતાછો અને હું તો કર્મયોગને લીધે કુલટાછું તોપણ મહાત્મા પુરૂષોએ ગર્વ નહી કરવો જોઈએ. સર્વ પ્રાણિઓ પોતાનાં કર્મોના અનુસારથી નોખનોખી સ્થિતી પામે છે. એક જણ પાલખીમાં બેસે છે અને બીજાઓ તે પાલખીને ઉપાડે છે એ કર્મથીજ થાય છે. રાજા કર લીએ છે અને પ્રજા કર દીએ છે એ કર્મથીજ થાય છે. કોઇ સિંહાસન ઉપર બેસે છે અને કોઈ તેની શેવા કરે છે. કોઈ ભાર ઉપાડે છે અને કોઇ ભાર ઉપડાવીને ધન આપે છે. કોઇ ભુંડણીના પેટથી અવતરે છે. કોઈ ઇંદ્રાણીના પેટથી અવતરે છે અને કોઇ તમારા પુત્રો પણ થાય છે. કેટલાએક પ્રભુની ભક્તિ કરીને તેમના પાર્ષદો થાય છે અને કેટલાએક દૈવદોષથી વિષ્ટાના કીડા થાય છે. કેટલાએક મોટા રાજાઓ સ્વર્ગમાં જાય છે અને કેટલાએક નરકમાં જઈને ત્યાં વિષ્ટામાં તથા મૂત્રમાં રંધાય છે. કોઈ દેવતાઓમાં ઉત્તમ ઈંદ્રનો પણ ઈંદ્ર થાય છે, કોઈ દેવ થાય છે, કોઈ મનુષ્ય થાયછે અને કોઇ સુદ્રજીવ થાય છે. કોઇ પૃથ્વીમાં સર્વ વર્ણોમાં ઉત્તમ બ્રાહ્મણો થાયછે, કોઈ ક્ષત્રિયો થાય છે, કોઇ વૈશ્યો થાય છે, કોઈ શૂદ્રો થાય છે અને કોઇ મ્લેચ્છો થાય છે. કેટલાએક જ્ઞાનથી સઘળું જાણી શકે એવા પંડિતો થાય છે, કેટલાએક મૂર્ખ થાય છે, કેટલાએક આંધળા થાય છે અને કેટલાએક શરીરમાં ખોટવાળા પણ થાય છે. કોઇ શિષ્યોને ગ્રંથો ભણાવે છે અને કોઈ શિષ્ય થઇને ગુરૂના મુખથી સઘળા અર્થ શીખે છે. કોઇ સ્થાવર થાય છે, કોઇ જંગમ થાય છે, કોઇ તપસ્વી થાય છે અને કોઇ પારાધી થાય છે. એ પ્રમાણે સર્વે જીવો પોતપોતાનાં કર્મો પ્રમાણે ગતિ પામ્યા છે તેઓમાં તમે ઉત્તમ કર્મોના યોગથી બ્રહ્મા થયા છો. કોઇ સ્ત્રી પોતાના કર્મથી પતિવ્રતા થઈને આ લોકમાં તથા પરલોકમાં પુજાય છે અને કોઈ સ્ત્રી વેશ્યા થઇ પોતાનું અંગ વેચીને તેમાંથી મળેલું અન્ન ખાય છે. હું તો સ્વર્ગલોકની વેશ્યા છું. જેઓનાં આલિંગનથી કર્મોનાં બંધન ત્રુટી જાય

એવા દેવતાઓ મારો ભોગ કરે છે અને ભોગ કરીને સારી પેઠે વખાણ કરે છે. મનથી સ્વભાવ થાય છે, સ્વભાવથી કર્મ થાય છે અને કર્મથી ફળ થાય છે. સર્વને ઉત્પન્ન કરનારા પ્રભુ સહુ સહુનાં કર્મો પ્રમાણે સહુને અવશ્ય ફળ આપે છે. કર્મ-રૂપી ભગવાનજ સર્વદા સર્વથી બળવત્તર છે તો તેમ છતાં તમે મારી નિંદા અને તિરસ્કાર શા માટે કરો છો. જગતને સરજનારા અને સર્વના ઈશ્વર તમે કે જેનાં ચરણારવિંદને યોગીઓ સ્વપ્નમાં પણ દેખતા નથી તેમના ચરણારવિંદનાં દર્શન કરવાને અને તેમને પતિ કરવાને હું મારી હોંશથી આવી છું. સ્રીઓ કોઈના ઘરમાં જવાથી આ લોકમાં કે પરલોકમાં સ્પર્શ કરવાને પણ લાયક રેહેતી નથી અને કોઇના ચરણની રજ અડવાથી પણ સ્રીઓની કીર્ત્તિ વધે છે.

શ્રીકૃષ્ણ કેહે છે—મોહિની એટલાં વચન બોલીને તુરત બ્રહ્માની પાસે જઇને બેઠી અને બ્રહ્મા તો તે ભારે છીનાળના ભયથી ધ્રુજવા લાગ્યા. કામદેવનાં બાણોથી પીડાએલી મોહિની મંદમંદ હસવા લાગી, વાંકા કટાક્ષથી જોવા લાગી અને પોતાનાં અંગ દેખાડવા લાગી. આ સમયમાં સઘળા ઉપાયોને જાણનારા મહા વિચક્ષણ કામદેવે પ્રગટ થઈને બ્રહ્મા ઉપર બાણ નાખવા માંડયાં. ચિત્તનું હરણ કરનારાં સમોહન, સમુદ્વેગ, બીજસ્તંભિતકારણ, ઉન્મત્તબીજ અને જવલદ એવા નામનાં પાંચ બાણો નાખી કામદેવે અંતરિક્ષમાં ઉભા રહીને બ્રહ્માને મોહ ઉપ-જાવવા સારૂ વસંતઋતુ, કોકિલાઓની પંક્તિઓ, અને મનોહર સુગંધી પવન એ પોતાના કિંકરોને આજ્ઞા કરી અને આજ્ઞા કર્યા પછી પોતે પણ બ્રહ્માના શરીરમાં પેસીને તેમના મનમાં વિકાર ઉત્પન્ન કરવા લાગ્યો. બ્રહ્માની પાસે કોયલપ ક્ષીના સુંદર ટૌકારા થવા લાગ્યા, ભ્રમરો ઝીણા ઝીણા સુંદર ગુંજાર કર-વા લાગ્યા, શીતમંદ તથા સુગંધ પવન વાવા લાગ્યો અને આનંદ પામેલો વસંત ચોરકોર ફરવા લાગ્યો. બ્રહ્મા સર્વ અંગોમાં રોમાંચિત થઇ ગયા અને અ-ત્યંત વાંકા કટાક્ષવાળી કામદેવથી બેભાન થએલી મોહિની વારંવાર હસીને ભાવ દેખાડવા લાગી. બ્રહ્મા જાણી ગયા કે 'આ સઘળું બંધનનું કારણ ઉત્પન્ન થાય છે' તો પણ પોતાનું મન હાથમાં નહી રાખી શકાતાં ભયને લીધે ભગવાનનું સ્મ રણ કરવા લાગ્યા. શાંત, હૃદયકમળમાં રહેલા, બે ભુજાવાળા, હાથમાં મુરલી ધર-નારા, દુઃખોનું હરણ કરનારા, પીળાં વસ્રોવાળા, સર્વથી પર, અત્યંત સુંદર, કિ-શોર અવસ્થાવાળા, સ્થિર યૌવનવાળા, ઘણા રત્નમય અલંકારોથી શણગારેલા, મં-દહાસ્ય કરતા અને શ્યામસુંદર કાંતિવાળા પ્રભુનું સ્મરણ કરીને બ્રહ્માએ મનથી તેમની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

બ્રહ્મા સ્તુતિ કરેછે—હે પ્રભુ ! હું કે જે અપકીર્તિરૂપી જળથી ભરેલા, મારવગરના, ઘણાં સંકટોવાળા, ભક્તિને સુકાવવાના બીજરૂપ, વિપત્તિઓ રૂપી વિષમ પગથીઆવાળા, જ્ઞાનરૂપી અત્યંત નિર્મળ ચક્ષુને ઢાંકી દેનારા, જન્મમરણોરૂપી અનેક મોજાઓવાળા, સ્ત્રીઓરૂપી મઘરોના સમુહોથી વ્યાપ્ત થએલા, અને રતિરૂપી ભરતીવાળા અત્યંત ઉંડા ભયંકર કામદેવરૂપી સમુદ્રમાં ડૂબી ગયોછું તેનું રક્ષણ કરો, રક્ષણ કરો. પ્રથમ અમૃતસમાન લાગતા, પરિણામમાં ઝેરથી ભરેલા, યમના દ્વારમાં પ્રવેશ કરાવનારા અને મુકિતના દ્વારનું વિસ્મરણ કરાવનારા આ કામદેવરૂપી સમુદ્રમાં બુદ્ધિરૂપ વાહાણ આપી પોતે ખલાસીરૂપ થઈને જ્ઞાનરૂપી હલીસાઓથી મારો ઉદ્ધાર કરો. હે મધુસૂદન ! પ્રસન્ન થાઓ. હે નાથ ! હે જગતના ઇશ્વર ! હે માધવ ! હું જેવા અનંત બ્રહ્માઓ સંસારને રચવારૂપી કામમાં તમારા શેવક છે. જો કે મહાત્માઓએ પણ ઈચ્છેલો-આ બ્રહ્મલોક કર્મબંધનનું ક્ષેત્ર નથી તોપણ કામદેવ કે જે તમારી ભક્તિમાં અંતરાયરૂપ છે તેનો સ્વીકાર કરવાનો મને ઇચ્છા નથી. હે નાથ ! હે કરૂણાના સમુદ્રરૂપ ! હે દીનબંધુ ! કૃપા કરો. હે મોટા ઈશ્વર ! તમે સર્વના અંતઃકરણોને જાણોછો માટે મને આ દુષ્ટ સ્વપ્ન દે ખાડોમાં.

શ્રીકૃષ્ણ કેહેછે—હે રાધાજી ! જગતને ઉત્પન્ન કરનારા સનાતન બ્રહ્મા એ પ્રમાણે સ્તુતિ કરીને બંધ પડયા અને વારંવાર મારા ચરણારવિંદનું ધ્યાન ધરી નિરંતર મારૂં સ્મરણ કરવા લાગ્યા. જે માણસ ભકિત સહિત બ્રહ્માએ કરેલા આ સ્તોત્રનો પાઠ કરે તે માણસ સંસારના વિષયોમાં કદી પણ ડૂબે નહી, મારી માયાને જીતીને જ્ઞાનને અવશ્ય પ્રાપ્ત થાય અને આ લોકમાં મારૂં ભજન કરીને પરિણામે મારા પાર્ષદોમાં ઉત્તમ થાય.

**મમમાયાંવિનિર્જિત્યસજ્ઞાનંલભતેધ્રુવમ્ ॥**

**इहलोकेभक्तियुक्तोमद्भक्तप्रवरोभवेत् ॥ ८३ ॥**

ઇતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાંના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'ब्रह्ममोहिनीसंवाद' એવા નામનો બત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૨

———:0;———

॥ श्रीकृष्णउवाच ॥

कृत्वाब्रह्माहरेःस्तोत्रंतस्थौतस्याःसमीपतः ॥
मनोमत्तगजेंद्रंचकामासक्तंनिवारयन् ॥ १ ॥

**શ્રીકૃષ્ણ કેહેછે**—હે રાધિકાજી! મારા આપેલા દિવ્યજ્ઞાનરૂપી અંકુશથી મનરૂપી મહોન્મત્ત હાથીને કામનામાં આશક્ત થતો અટકાવતા બ્રહ્મા ભગવાનની સ્તુતિ કરીને મોહિનીની પાસે બેસતાં મોહિનીએ બ્રહ્માને નીચે પ્રમાણે પરિહાસનું વચન કહ્યું.

**મોહિની કેહે છે**—હે બ્રહ્મા! સ્ત્રીઓના જરા ચાળા ઉપરથીજ પુરૂષનું મન તુરત મસ્ત થઈ જાય છે અને એમ થતાં તુરતજ સ્ત્રીને ખેંચી લઇને જે સંભોગ કરે તેજ ઉત્તમ પુરૂષ કેહેવાય છે. સ્ત્રીનો અભિપ્રાય સ્ફુટ જણાયા પછી પણ સ્ત્રીની પ્રેરણાની વાટ જોઈ તે પ્રેરણા થયા પછી જે શૃંગાર કરે તે પુરૂષ મધ્યમ કેહેવાય છે. કામનાથી પીડા પામેલી સ્ત્રી એકાંતમાં વારંવાર પ્રેરણા કરતાં છતાં પણ જે પુરૂષના મનમાં તે પ્રેરણાની અસર ન થાય તે પુરૂષ નહી પણ નપુશકજ કેહેવાય છે. જે ગૃહસ્થાશ્રમી, તપસ્વી અથવા કામી પુરૂષ પોતાની મેળે આવેલી સ્ત્રીનો ત્યાગ કરે તે પુરૂષ મુવા પછી નરકમાં પડે છે અને આ લોકમાં અપૂજ્ય થાય છે. સ્ત્રીના બ્રહ્મદંડ જેવા શાપથી એ પુરૂષ અવશ્ય લક્ષ્મી વગરનો, રૂપ વગરનો તથા બુદ્ધિ વગરનો થઇ જાય છે અને તે ઉપરાંત તુરત નપુશક પણ થઈ જાય છે. હે જગતના અધિપતિ! સજ્જ થાઓ અને હું કે જે આ ખલાસી વિના ભયંકર લાગતા દૂસ્તર અને ઘોર કામદેવરૂપી સમુદ્રમાં ડુબીછું તેને તેમાંથી પાર કરો. અત્યંત એકાંતરૂપ, જેમાં કોઈ પણ પ્રાણી નથી એવા, સુગંધી પવનથી રમણીય લાગતા અને જેમાં કોયલના ટોકાશ સંભળાય છે એવા આ સ્થાનકમાં હું કે જેનું મન તમારામાં લાગી રહ્યું છે તેને અમૂલ્ય રત્ન જેવી પવિત્ર રતિ આપીને જનમો જનમની દાસીરૂપે ખરીદી લીઓ.

**શ્રીકૃષ્ણ કેહે છે**—એટલાં વચન બોલી મંદહાસ્ય કરતી અને કામદેવથી વિહ્વલ થએલી મોહિનીએ બ્રહ્માનું ઉત્તમ વસ્ત્ર ખેંચ્યું. ભયથી આતુર થએલા બ્રહ્માએ તેને નીચે પ્રમાણે વિનયપૂર્વક અમૃત જેવું ઉત્તમ વચન કહ્યું.

**બ્રહ્મા કેહે છે**—હે મોહિની! સત્યથી ભરેલું અને હિતકારી મારૂં વચન સ્ફુટ રીતે સાંભળ. તું ત્રૈલોક્યમાં સ્ત્રીઓની જાતિને લજાવ્યમાં. હે મા! હું કે જે તારો કામના વગરનો વૃદ્ધ પુત્રછું તેને છોડી દે અને તારી ક્રિયાને યોગ્ય થાય

એવો બીજો કોઈ રસિક જુવાન શોધી લે. હે સુંદર મંદહાસ્યવાળી! પુરૂષ માના ગર્ભમાં આવે છે ત્યારથીજ તેનું શુભાશુભ ભવિષ્ય, ગુરૂ, અધ્યક્ષ, વિચાર, કારીગરી અને સંતાન એ સઘળું યત્ન કર્યા વગર પોતાની મેળે સરજાઈ જાય છે. હે સારા નિયમોવાળી! મને તારી સાથે સુરત કરવાનું સરજ્યુંજ નથી. નાહાનું અથવા મોટું કામ સઘળું પ્રારબ્ધની ઘટનાથીજ થાય છે.

શ્રીકૃષ્ણ કેહે છે—મારા ચરણારવિંદનું સ્મરણ કરતાં અને એ પ્રમાણે બોલતાં બ્રહ્માને કામદેવથી વિહ્વળ થએલી તે વેશ્યાએ કામનાને લીધે ફરીવાર ખેંચ્યાં. આ સમયમાં બ્રહ્મતેજથી પ્રકાશતા અત્રિ, પુલસ્ત્ય, પુલહ, વસિષ્ઠ, ક્રતુ, અંગિરા, ભૃગુ, મરિચિ, કપિલ, વોઢ, પંચશિખ, રૂચિ, આસુરિ, પ્રચેતા, શુક્રાચાર્ય, માર્કંડેય, લોમસ, મૃકંડ, ચ્યવન, દુર્વાસા, જરત્કારૂ, આસ્તીક, વિભાંડક, ઋષ્યશૃંગ, ભરદ્વાજ, વામદેવ, કૌશિક અને બૃહસ્પતિ એટલા મુનિઓ તેઅત્યંત મનોહર સ્થાનકમાં આવી નિકળ્યા. એ મોટા તપસ્વી મુનિવરોને આવ્યા જોઇ મોહિનીએ લાજને લીધે તુરત બ્રહ્માને છોડી દીધા એટલે બ્રહ્મા પોતાના સ્થળમાં બેસતાં મોહિની તેમને ડાબે પડખે બેઠી. સઘળા મુનિઓએ ભક્તિથી માથાં નમાવીને પ્રણામ કર્યા અને બ્રહ્માએ આશિર્વાદ દઇને તેઓને બેસાડ્યા. જેમ નક્ષત્રોમાં ચંદ્રમા શોભે તેમ બ્રહ્મા મુનિઓમાં શોભવા લાગ્યા. એ મુનિઓએ બ્રહ્માને પુછ્યું કે "આ સ્વર્ગની વેશ્યાઓમાં ઉત્તમ મોહિની તમારી પાસે કેમ બેઠી છે?" મુનિઓનું વચન સાંભળી બ્રહ્માએ નીચે પ્રમાણે જેથી સ્ત્રી જાતની લાજ રહે એવું વચન કહ્યું કે "આ શુભ બુદ્ધિવાળી મોહિની ઘણીવાર સુધી અપૂર્વ નાચ અને અપૂર્વ ગાયન કરીને થાકી રહી તેથી જેમ દીકરી બાપની પાસે બેસે તેમ મારી પાસે બેઠી છે." હે રાધિકાજી! મુનિઓની સભામાં એટલાં વચન બોલી બ્રહ્મા હસી પડ્યા અને સઘળું જાણવાની શક્તિવાળા તે સર્વે મુનિઓ પણ સઘળું રહસ્ય જાણીને તથા બ્રહ્માના અભિપ્રાયને જાણીને હસી પડ્યા. આ પ્રમાણે સભામાં હાંસી થતાં મોટી છીનાળ મોહિનીને તુરતજ ક્રોધ ઉત્પન્ન થયો. સઘળાં અંગોમાં કંપતી, મૃત્યુની કન્યાની પેઠે ક્રોધથી વાંકાં મોહોડાંવાળી, રાતાં કમળ સરખાં નેત્રવાળી અને જેના હોઠ ફરકવા લાગ્યા એવી મોહિનીએ સભા વચ્ચે ઉઠી તેઓની સામે ઉભી રહી બ્રહ્માને હાકલ કરીને નીચે પ્રમાણે વચનો કહ્યાં.

**મોહિની કેહે છે**—હે બ્રહ્મા! હે જગતના નાથ! હે વેદ જાણનારાઓના ગુરૂ! તમે વેદોના કર્ત્તાછો માટે વેદમાં કેવું કર્મ કરવાની આજ્ઞા છે અને કેવું કર્મ કરવાનો નિષેધ છે તેનો વિચાર કરો. તમે પોતાની દીકરી ઉપર દુષ્ટ લાલચ કરી

હતી અને હું કે જે વેશ્યાછું તેની હાંસી કરોછો એ કેવી વાત કેહેવાય !! મને તો ઇશ્વરે સર્વનો સંગ કરવાની છુટવાળી સ્ત્રજન વેશ્યા બનાવી છે. સત્પુરૂષો ઉઠીને વિરૂદ્ધ કામ કરે એ અત્યંત હસવા લાયક છે. હું કે જે દાસી જેવીછું, નમ્રતા કરૂંછું અને દૈવગતિથી શરણાગત થઈછું તેની તમે અભિમાનથી હાંસી કરોછો માટે તુરતજ અપૂજ્ય થઇ જાઓ. પ્રભુ થોડા કાળમાં તમારા અભિમાનને તોડી નાખશે. હે બ્રહ્મા! હું જો કે વેશ્યાછું તોપણ હવે મારૂં વચન સાંભળોઃ જે માણસ તમારૂં પૂજન કરશે અને તમારી સ્તુતિ કરશે તેને સર્વદા વિઘ્ન પ્રાપ્ત થશે અને તેની લોકોમાં હાંસી પણ થશે. પ્રત્યેક યુગમાં દેવતાઓની વાર્ષિક પૂજા માઘ મહિનાની સંક્રાંતિને દિવસે થાય છે પણ તમારી પૂજા થશે નહી. હવે આ દેહમાં કે બીજા દેહમાં અને આ કલ્પમાં કે બીજા કલ્પમાં પણ તમારી ફરીવાર પૂજા થવાની નથી. જે ગઇ તે ગઈજ સમજવી.

શ્રીકૃષ્ણ કેહે છે—એ પ્રમાણે બ્રહ્માને શાપ દઇ મોહિની કામદેવને ઘેર ગઈ અને કામદેવની સાથે સુરત કરીને તાપ રહિત થઈ. પછી ભાન પ્રાપ્ત થતાં તે બહુજ વિલાપ કરવા લાગી કે "અહો અત્યંત પ્યારા બ્રહ્માને મારાથી શાપ કેમ દેવાઇ ગયો." મોહિની ગયા પછી બ્રહ્માની પાસે બેઠેલા ઋષિઓને બહુ દુઃખ ઉત્પન્ન થયું અને બ્રહ્મા પણ માથું નીચું કરીને ધ્રુજવા લાગ્યા. પછી કલ્યાણ કરનારા મુનિઓ 'તમે હવે ભગવાનની શરણે જાઓ' એમ બ્રહ્માને ઉપાય બતાવીને પોતપોતાને ઘેર ગયા અને બ્રહ્મા વૈકુંઠલોકમાં મારા બીજા સ્વરૂપભૂત જે વિષ્ણુ છે તેમને શરણે ગયા. જેનું મોહોડું લેવાઈ ગયું હતું અને કંઠ, હોઠ તથા તાળવું સુકાઈ ગયાં હતાં એવા બ્રહ્માએ વૈકુંઠલોકમાં શાંત લક્ષ્મીના પતિ, ચાર ભુજાવાળા, દીન લોકોના બંધુ, દયાના સમુદ્રરૂપ અને વિપત્તિઓમાંથી તારનારા નારાયણની પાસે જઇ તેમને પ્રણામ કરી સમીપમાં થોડેક છેટે બેસીને પોતાની રહસ્ય વાતનું નિવેદન કરયું. બ્રહ્માનું સઘળું રહસ્ય સાંભળી હસીને નારાયણે નીચે પ્રમાણે જગતને સુખ આપનારૂં, સાચું અને હિતકારી વચન કહ્યું.

નારાયણ કેહે છે—તમે પોતે વેદોને જાણનારા છો અને વિદ્વાનોના ગુરૂઓના ગુરૂ છો તે છતાં તમે જેવું કામ કરયું તેવું સંસારમાં કોઇએ નથી કરયું. સ્ત્રીજાતિ પ્રકૃતિના અંશરૂપ છે અને જગતના બીજરૂપ છે માટે સ્ત્રીજાતિની હાંસી કરવી એ પ્રકૃતિની હાંસી કર્યા બરાબર છે. તમારો બ્રહ્મલોક કાંઇ પુણ્ય કરવાના ક્ષેત્રરૂપ સર્વોત્તમ ભરતખંડ નથી પણ ક્રીડા કરવાનું ક્ષેત્ર છે માટે તે લોકમાં તમારે ઇંદ્રિયો નિગ્રહ રાખવાની શા

જરૂર હોય. જો દૈવગતિથી ભરતખંડમાં પણ સ્ત્રી કામાતુર થઈને એકાંતમાં પોતાની મેળે આવે તો જીતેંદ્રિય પુરૂષોએ પણ તેનો ત્યાગ નહી કરવો જોઈએ અને ત્યાગ કરવામાં આવે તો મુવા પછી નરકમાં પડવું પડે છે. પુરૂષ જો અત્યંત કચવાવે તો સ્ત્રી તેથી અત્યંત દુઃખિત થઇને તેને અવશ્ય શાપ આપે છે. જે પુરૂષ લોભથી અથવા કામાતુરપણાથી પોતાની સ્ત્રીને છોડીને પરસ્ત્રીનું ગ્રહણ કરે તેને નિસ્સંશય રીતે અધમજ સમજવો જોઇએ અને તે પુરૂષ પોતાથી પેહેલાના દશ અને પછીના દશ પૂર્વજોને નરકમાં પાડીને પોતે પણ નરકમાં પડે છે. તેમજ જો કોઇ સ્ત્રી પોતાના પતિને છોડીને કામનાથી બીજા પુરૂષની પાસે જાય તો તેથી પુરૂષને કે વેશ્યાને દોષ લાગતો નથી પણ સારા કુળની સ્ત્રીનેજ દોષ લાગે છે. જે સ્ત્રી અનેક ઉપાયો કરીને પરપુરૂષને વશ્ય કરે તે સ્ત્રી જ્યાં સુધી સૂર્ય અને ચંદ્ર રહે ત્યાંસુધી અંધકૂપ નામના નરકમાં વસે છે પણ વેશ્યા એ પ્રમાણે કરે તો સર્વદા પોતાનો કુળધર્મ પાળવાને લીધે સ્વર્ગમાં જાય છે અને પુરૂષ જો તેનું અપમાન કરે તો અપરાધી થાય છે. હે બ્રહ્મા ! જરાવાર ખોભરો. હવે હું જેથી તમારો શાપ મટશે અને સંસારરૂપી સમુદ્રમાં પાપીલોકો પણ શુદ્ધ થશે એવો ઉપાય કરૂં છું

શ્રીકૃષ્ણ કેહે છે—આ સમયમાં કોઇ દ્વારપાળ ઉતાવળો ઉતાવળો નારાયણની પાસે આવ્યો અને તેણે માથું નમાવી નારાયણને વિજ્ઞપ્તિ કરી કે "બીજા બ્રહ્માંડનો અધિપતિ તમારો મોટો ભક્ત દશ મોહોડાંવાળો બ્રહ્મા તમારાં દર્શન કરવા આવેલ છે અને તે દ્વારમાં ઊભો છે." દ્વારપાળનાં વચન સાંભળી નારાયણે અનુમતિ આપી અને તે પછી દ્વારપાળના આજ્ઞાથી તેણે અંદર આવી ચાર મોહોડ વાળા બ્રહ્માએ કદી પણ નહી સાંભળેલાં સ્તોત્રો બોલીને ભક્તિપૂર્વક નારાયણની સ્તુતિ કરી. સ્તુતિ કર્યા પછી નારાયણે આજ્ઞા કરવાથી દશ મોહોડાંવાળો બ્રહ્મા પેલા ચાર મોહોડાંવાળા બ્રહ્માને પીઠ દેઇને બેઠો. તે પછી નારાયણે પોતાના ચાર ચાર ભુજાઓવાળા દ્વારપાળોને આજ્ઞા કરી દીધી કે "જે કોઇ નવો આવે તેને આદરપૂર્વક અંદર આવવા દેજો." હે રાધિકાજી! આ સમયે ત્યાં સો મોહોડાંવાળો બ્રહ્મા બહુજ નમ્રતા કરતો કરતો આવ્યો અને તે અતિ સુંદર તથા કોઇએ પણ નહી સાંભળેલાં ગુપ્ત સ્તોત્રોથી નારાયણની સ્તુતિ કરી પેલા બન્ને બ્રહ્માને પીઠ દઈને નારાયણની પાસે બેઠો. એ બ્રહ્મા સભામાં બેઠા પછી જરાવારમાં વળી અન્ય બ્રહ્માંડનો અધિપતિ હજાર મોહોડાંવાળો બ્રહ્મા ત્યાં આવ્યો અને તે પણ ભક્તિથી માથાં નમાવી કોઇએ પણ નહી સાંભળેલાં ઊત્તમ સ્તોત્રોથી સ્તુતિ કરી પેલા સઘળાં બ્રહ્માઓને પીઠ દઈ નારાયણની પાસે બેઠો. નારાયણે એ બ્રહ્માને સઘળાં બ્રહ્માંડોની,

બ્રહ્માંડોમાં રહેનારા સઘળા બ્રહ્માઓની અને સઘળા દેવતાઓની ખબર પુછી. પેલો ચાર મોહોડાંવાળો કે જે અભિમાનથી પોતાને નારાયણ સમાન માનતો હતો તેનું અભિમાન બીજા બ્રહ્માઓને જોઇને ઉતરી ગયું અને મરવા જેવો થઇ ગયો તે જોઈને કૃપાથી નારાયણે તે પછી લાખ મોહોડાંવાળા વગેરે બીજા બ્રહ્માંડોના બ્રહ્માઓને તો દેખાડયાજ નહી. હે રાધિકાજી! મારા નારાયણ સ્વરૂપના ગાત્રમાં જેટલાં રૂવાડાં છે તેટલાંજ બ્રહ્માંડો અને તેટલાજ બ્રહ્માઓ છે. એ નારાયણની પાસે આવેલા બીજા બ્રહ્માઓ નારાયણને પ્રણામ કરી પાછા તુરતજ પોતપોતાને ઠેકાણે ગયા પછી પેલા ચાર મોહોડાવાળા બ્રહ્માએ જાણ્યું કે હું તો બહુજ થોડા પ્રદેશનો અધિપતિ છું. પછી પ્રણામ કરતાં અને લાજથી જેના ચારે મોહોડાં નમી રહ્યાં હતાં એવા તે બ્રહ્માને નારાયણે પુછયું કે "તમે હમણાં સ્વપ્નાની પેઠે આ શું જોયું તે કહો." નારાયણનું વચન સાંભળી તે બ્રહ્માએ કહ્યું કે "સઘળું ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન જગત તમારી માયાથી ઉત્પન્ન થએલું છે એથી વધારે શું કહું." એટલાં વચન બોલી તે બ્રહ્મા લજાતાં લજાતાં સભામાં બેસી રેહેતાં સર્વના અંતર્યામી નારાયણે તેનો ઉપાય કરવાની ગોઠવણ કરી.

**इत्येवमुक्त्वासाविधिस्तस्थौसंसदिलज्जया ॥**
**सर्वांतर्यामीभगवांस्तस्योपायंविनिर्ममे ॥ ७५ ॥**

ઇતિશ્રી બ્રહ્મવૈવર્તપુરાણમાના શ્રીકૃષ્ણજન્મખંડનો 'मोहिनीशापब्रह्मदर्पभंग' એવા નામનો તેત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૩



**॥ श्रीकृष्णउवाच ॥**

**एतस्मिन्नंतरेतत्रशंकरःसमुपस्थितः ॥**
**सस्मितोवृषभेंद्रस्थोविभूतिभूषणःस्वयम् ॥ १ ॥**

**શ્રીકૃષ્ણ કેહેછે**—એ સમયમાં તુરતજ નંદિકેશ્વરપર બીરાજીને સદાશિવ ત્યાં પધાર્યા. એ સદાશિવ મંદહાસ કરતા હતા, એમણે વિભૂતીરૂપી ભૂષણ ધર્યાં હતાં, વાઘચર્મરૂપી વસ્ત્ર ધર્યાં હતાં, સર્પરૂપી જનોઈ પેહેરયું હતું, સોના જેવી જટામાં અરધો ચંદ્ર ધરયો હતો, હાથમાં ત્રિશૂલ, ખડ્ગ, અને ઉત્તમ ખટ્વાંગ ધ

ચ્યાં હતાં અને પ્રેમપૂર્વક ઉત્તમ રત્નોથી બનાવેલું સ્વરનું વાજું ધરયું હતું. ભક્તિને લીધે જેણે પોતાનાં મસ્તક નમાવ્યાં હતા એવા સદાશિવ તુરત વાહન ઉપરથી ઉતરી નારાયણને પ્રણામ કરીને ભક્તિપૂર્વક તેમને ડાબે પડખે બેઠા. સર્વે મુનિઓ, ઇંદ્ર આદિ દેવતાઓ, સૂર્યો, વસુઓ, રૂદ્રો, મનુઓ, સિદ્ધલોકો અને ચારણલોકો પણ ત્યાં આવ્યા. જેઓનાં સર્વે અંગો રોમાંચિત થઇ ગયાં હતાં એવા એ સર્વે દેવતાઓએ.માથાં નમાવી સદાશિવને પ્રણામ કરીને નારાયણની સ્તુતિ કરી. એ સમયમાં સદાશિવને સ્વરનું વાજું લઇ અત્યંત ઉત્તમ તાલ સહિત તે સમયને છાજે એવા મનને મોહ ઉપજાવનારા રાગથી આપણી રાસલીલા સંબંધી ગુણોના વર્ણનવાળું ગાયન કરવા માંડ્યું. કંઠની એકાગ્રતાવાળા, એક પ્રમાણવાળા, પદની જુદાઈના સ્થળમાં વિરામવાળા, અનુક્રમથી ગુરૂલઘુની ગોઠવણવાળા ગમક, અત્યંત લાંબા, મંદ્ર અને મધુર સ્વરથી પોતેજ બનાવેલું અને સંસારમાં બીજા સ્થળમાં ન મળે એવું ગાયન કરતાં સદાશિવનાં સર્વે અંગો રોમાંચિત થઇ ગયાં અને વારંવાર નેત્રમાં આંસુ આવવા લાગ્યાં. હે રાધિકાજી ! એ રાગનું શ્રવણ થતાંજ સર્વે દેવતાઓ, રૂદ્રો, મુનિઓ, બ્રહ્મા, ઇંદ્ર, પાર્ષદો, નારાયણ, લક્ષ્મી અને ગાયન કરનારા પોતે સદાશિવ પણ બેભાન થઈને મુર્છિત થઇ ગયા અને થોડીવારમાં જળરૂપ થઈ ગયા. વૈકુંઠ લોકને જળથી ભરાઈ ગયેલો જોઇ ત્રાસને લીધે મેં ત્યાં જઇ સર્વે દેવતાઓની તેવાંજ રૂપોવાળી, તેવાંજ અસ્ત્રોવાળી, તેવાંજ વાહનવાળી, તેવાંજ ભુષણોવાળી, તેવાજ સ્વભાવોવાળી, તેવાંજ અંતઃકરણોવાળી અને અંતઃકરણોમાં તેવા તેવાજ વિચારોની પ્રેરણાવાળી નવી મુર્ત્તિઓ બનાવી. તે પછી વૈકુંઠની ફરતી ચારે દિશાઓમાં સ્થાનક બનાવી તેમાં વૈકુંઠની અધિષ્ટાતા દેવીનું સ્થાપન કરીને હું પાછો ગોલોકમાં ગયો. દેવતાઓના શરીરો કે જેઓ જળરૂપ થઇ ગયાં હતાં તેમાંથી ગંગાજી ઉત્પન્ન થયાં કે જે ગંગાજી મુમુક્ષુઓને મુક્તિ આપનાર છે, ભકતોને પ્રભુની ભક્તિ આપનાર છે અને પાપીઓનાં કરોડો જન્મોનાં અનેક પ્રકારનાં પાપોને પોતાના સ્પર્શવાળા પવનના સંપર્કમાત્રથીજ ટાળનાર છે. હે પ્રાણપ્રિયા ! એ ગંગાજીના દર્શનથી અને સ્પર્શથી કેટલું પુણ્ય થાય છે એ હું જાણતો નથી ત્યારે તેમાં સ્નાન કર્યાના પુણ્યનું તો મારાથી કેમજ નિરૂપણ થઈ શકે. વેદમાં પ્રસિદ્ધ પુષ્કર નામનું તીર્થ કે જે પૃથ્વીનાં સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ છે તે પણ ગંગાજીના સોળમા ભાગની બરાબરી કરવાને પણ યોગ્ય નથી. એ નદી પૃથ્વીપર ભગીરથે લાવેલાં છે તેથી ભાગીરથી કેહેવાય છે, થોડાક પ્રવાહથી પૃથ્વીપર આવ્યાં છે તેથી ગંગા કેહેવાયછે, પૂર્વે જન્હુરાજાએ કોપથી પી જઇ

ને પોતાના ગોઠણમાંથી કાહાડયાં હતાં તેથી જન્હુની કન્યા તથા જાન્હવી કેહેવાયછે, તેના ઊદરથી વસુ ભીષ્મરૂપે જન્મ્યા હતા તેથી ભીષ્મસૂ કેહેવાયછે અને મારી આજ્ઞાથી ત્રણ ધારાઓ કરીને પૃથ્વીમાં, પાતાળમાં તથા સ્વર્ગમાં વેહેછે તેથી ત્રિપથગામિની કેહેવાય છે કે જેની સ્વર્ગમાંની ધારા મંદાકિની નામથી પ્રસિદ્ધ છે. દુધ સરખાં જળવાળી અને નિરંતર ઉછળતા મોટા મોટા તરંગોવાળી એ મંદાકિની દશ હજાર યોજન લાંબીછે અને એક યોજન પોહોળી છે. જે ધારા આડંબરપુર્વક વૈકુંઠમાંથી બ્રહ્મલોકમાં, બ્રહ્મલોકમાંથી સ્વર્ગમાં અને સ્વર્ગમાંથી હિમાલયને માર્ગે પૃથ્વીપર આવીને ખારા સમુદ્રમાં મળેછે તે અલકનંદા કેહેવાયછે. જેણે સગર રાજાના પુત્રોને નિર્વાણ મુક્તિ આપી એવી એ અલકનંદા શુદ્ધ સ્ફટિકના જેવી સ્વેત છે, પ્રબળવેગવાળી છે, સર્વોત્તમ છે, પાપીલોકોનાં પાપોરૂપી સુકાં કાષ્ઠોને બાળવામાં અગ્નિરૂપ છે અને વૈકુંઠમાં જવાના પગથીઆ રૂપછે. એટલા માટેજ પુણ્યાત્મા સત્પુરૂષોને મૃત્યુના સમયમાં હૃદય ઊપર મારાં ચરણ ધરાવીને મોહોડામાં ગંગાજળ દેવામાં આવે છે. સત્પુરૂષો ગંગાજીરૂપ પગથીઆંપર ચડી રથમાં બેસી સર્વ દુઃખોથી મુકત થઇ બ્રહ્મલોકનું ઊલંઘન કરીને વૈકુંઠલોકમાં જાય છે. મનમાં ગંગાજીની યાત્રા કરવાની તૃષ્ણા છતાં પ્રારબ્ધ યોગવડે જન્માંતરના પાપીલોકો યાત્રા કર્યા પેહેલાંજ મરી જાય તો પણ શરીરમાં જેટલાં રૂવાડાં હોયછે તેટલાં વર્ષોસુધી વૈકુંઠલોકમાં આનંદ ભોગવેછે. તે પછી પૃથ્વીમાં થોડા કાળમાં અનેક અવતારો ધરી પોતાનાં પાપોને તથા પુણ્યોને અવશ્ય ભોગવી લે છે અને તે પછી ભરત ખંડમાં પુણ્યાત્માઓને ઘેર જન્મ ધરી પ્રભુની અવિચળ ભકિત પામીને પ્રભુરૂપ થઇ જાયછે. જે દ્વિજલોકો મનમાં ગંગાજીની યાત્રા કરવાની તૃષ્ણા છતાં યાત્રા કર્યા વગરજ મરી જાય તેઓમાં શરીરોને દૈવગતિથી શૂદ્રો ઉપાડે તો શૂદ્રોએ ઉપીડાને જેટલાં પગલાં ભર્યાં હોય તેટલાં વર્ષોસુધી તે દ્વિજલોકો નરકમાં રેહે છે પણ અંતે સાક્ષાત્ ભગવદ્રૂપ અને દયાળુ ગંગાજી સહાયતા આપીને તેઓને પણ મુકિત આપેછે તે એવા અનુક્રમથી કે પ્રથમ ભરતખંડમાં ધર્માત્માઓને ઘેર ત્રણ જન્મ ધરાવી પછી વૈકુંઠમાં જગ્યા આપે છે. જે માણસ શુદ્ધિને વાસ્તે પ્રથમ બીજી યાત્રા કરીને પછી ગંગાજીમાં નાહાવા જાય તે માણસે જેટલાં પગલાં ભર્યાં હોય તેટલાં વર્ષોસુધી અવશ્ય વૈકુંઠમાં આનંદ ભોગવેછે. માણસ કોઈ કામકાજના પ્રસંગથી પણ ગંગાજીને પ્રાપ્ત થઈને તેમાં મુસલ્લસ્નાન કરે તોપણ સઘળાં પાપોથી મુકત થાય છે પણ ફરી પાપ ન કરે

તો. કળિયુગમાં ભરતખંડની અંદર પાંચ હજાર વર્ષસુધી ગંગાજીની સ્થિતિ છે અને તે સ્થિતિ છે ત્યાંસુધી કળિયુગની શી તાકાત છે? કશી નથી. કળિયુગમાં દશ હજાર વર્ષસુધી મારી મૂર્ત્તિઓની અને પુરાણોની સ્થિતિ છે તો તે સ્થિતિ છે ત્યાંસુધી પણ કળિયુગની શી તાગાત છે? કશી નથી. ગંગાજીની જે ધારા અતળ નામના પાતાળમાં જાય છે તે ભોગવતી કહેવાય છે. એ ભોગવતી દુધના ફીણ જેવી શ્વેત છે, સર્વદા પ્રબળ વેગવાળી છે, અને અમૂલ્ય રત્નોની તથા ઉત્તમ મણિઓની ખાણરૂપ છે. સ્થિર યૌવનવાળી નાગકન્યાઓ એ ભોગવતીના કિનારામાં ક્રિડા કરે છે. જે ગંગાજી સર્વદા વૈકુંઠને આંટો લઈને રહેલ છે તે હજાર યોજન પોહોળી છે અને લાખ યોજન લાંબી છે. એ મારી કન્યા ગંગાજીનો પ્રલયમાં પણ નાશ થતો નથી. એનું અત્યંત મનોહર તીર અનેક રત્નોની ખાણરૂપ છે અને દિવ્ય છે. હે રાધિકાજી! આ પ્રમાણે પુણ્ય આપનારી સઘળી ગંગાજીના જન્મની કથા મેં તમારી પાસે કહી. હવે બ્રહ્માનો મોહિનીના શાપથી છુટકારો થયાની કથા કહું છું તે સાંભળો.

**इत्येवंकथितंसर्वंजान्हवीजन्मपुण्यदम् ॥**

**ब्रह्मणश्चप्रतीकारंमोहिनीशापतःशृणु ॥ ४५ ॥**

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'जान्हवीजन्मप्रस्ताव' એવા નામનો ચોત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૪



**॥ श्रीकृष्णउवाच ॥**

**नारायणश्चब्रह्माणमुवाचकृपयापुनः ॥**

**दृष्ट्वागंगांमहावेगांमममायांचमेनिरे ॥ १ ॥**

**શ્રીકૃષ્ણ કેહે છે**—હે રાધિકાજી! સર્વે દેવતાઓ મોટા વેગવાળાં ગંગાજીને જોઈ 'આ કોઈ પ્રભુની માયા છે' એમ માનવા લાગ્યા અને તે પછી નારાયણે બ્રહ્માને નિચે પ્રમાણે કહ્યું.

**નારાયણ કેહે છે**—હે બ્રહ્મા! ઉઠો અને જાઓ તમારૂં ભલું થશે. શાપથી દૂષિત થએલા તમે મારી આજ્ઞાથી આ ગંગાજીમાં નાહિને પવિત્ર થાઓ. જો કે તમે મુખ્ય વૈષ્ણવ હોવાથી પોતાની મેળેજ પવિત્ર છો અને તમારા સ્પર્શને તીર્થો

પણ સર્વદા ઈચ્છે છે તોપણ આ તીર્થમાં સ્નાન કરો કે જેથી પ્રકૃતિનું અપમાન કરવાનો દોષ મટી જાય. નાહીને મારા સર્વોત્તમ સ્થાનકરૂપ ગોલોકમાં તુરત જાઓ. ત્યાં તમને પ્રકૃતિના અંશરૂપ અને કલ્યાણ કરનારી સરસ્વતી નામની સ્ત્રી મળશે. હવે તમે કલ્યાણના અને સૃષ્ટિના બીજરૂપ પ્રકૃતિનું શેવન કરજો. અહો! સઘળા કલ્પાર્યંત તમે તપ કર્યું છે તોપણ હમણાં તમને વેશ્યાનો શાપ લાગ્યો તેથી કોઇ લોકો પણ તમારા મંત્રનો જપ કરશે નહી અને તમારી નોખી પુજા નહી થશે પણ બીજા દેવતાઓની પુજા ભેળી તમારી પુજા થશે. તમે જો કે જગતને ઉત્પન્ન કરનાર અને આત્મારામ છો તોપણ પ્રકૃતિરૂપ સ્ત્રીઓનું પુજન કરવું એ સર્વ પ્રાણીઓના પુજનરૂપ છે માટે હવેથી તે અવશ્ય કરશો.

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી! એ પ્રમાણે નારાયણની આજ્ઞાથી જગતના ગુરૂ બ્રહ્મા ગંગાજીના જળમાં નાહી નારાયણને પ્રણામ કરીને તુરત ગોલોકમાં ગયા અને બીજા સર્વે દેવતાઓ મારા નિર્મળ યશનું વારંવાર ગાયન કરતા કરતા રાજી થઇને પોતપોતાના સ્થાનકોમાં ગયા. બ્રહ્મા ગોલોકમાં ગયા ત્યાં તેમને સઘળી વિદ્યાઓનાં અધિષ્ઠાતા અને મારા મુખકમળમાંથી નિકળેલાં સરસ્વતી મળ્યાં. સરસ્વતીને પ્રાપ્ત થઇ બ્રહ્મા રાજી થયા અને ત્યારથી તેમણે પોતાના અંગોમાં કામદેવનાં અસ્ત્રોનો વ્યાપાર સ્વીકારી લીધો. ત્રૈલોકયને મોહિત કરનારાં સરસ્વતીને પામ્યા પછી બ્રહ્મા મને પ્રણામ કરી ગોલોકમાંથી નીકળીને સઘળાં એકાંત સ્થળોમાં સરસ્વતીની સાથે ક્રીડા કરવા લાગ્યા. ઘણા કાળસુધી રતિ કરીને થાકી રહ્યા પછી બ્રહ્માએ સરસ્વતીને કહ્યું કે "પોતાના ઉત્તમ કર્મના યોગથી જેનું યૌવન સર્વદા સ્થિર રહે છે એવી તમારા જેવી પતિવ્રતા સ્ત્રી પુજવા યોગ્ય છે. હે સુંદરી! હું તમારા પ્રભાવથીજ જુવાન થઈ રહ્યો તે જુવો. તમે ચતુર છો અને હું પણ હવે કામભોગમાં ચતુર થયો તેથી આપણો સમાગમ બહુ સુખદાઇ થયો. પ્રથમ તો હું વૃદ્ધ, જરાથી આતુર, તપસ્વી, ચોખો બ્રાહ્મણ, વૈષ્ણવ અને પરાધીન હતો તે સમયમાં મને છીનાળ આવીને નડી હતી તો તેમાં મને કેમજ રૂચિ થાય." એટલાં વચન કહી સરસ્વતીને સાથે લઈને બ્રહ્મા પાછા પોતાના સ્થાનકરૂપ બ્રહ્મલોકમાં આવ્યા. સરસ્વતી કે જે કૌતુકવાળાં, અત્યંત રૂપાળાં, રમણીય, શ્વેતવર્ણવાળાં, મંદહાસ્ય કરતાં, શરદૃઋતુના ચંદ્રસરખા મુખવાળાં, શરદૃઋતુના કમળ સરખાં નેત્રવાળાં, પાકેલાં ઘોલાની કાંતિથી અધિક કાંતિવાળાં, સુકોમળ હોઠવાળાં, મોતીની પંક્તિની શોભાને પણ ધિક્કારે એવી દાંતની પંક્તિથી મનનું હરણ કરનારાં, રત્નમય બાજુબંધ તથા કંકણ, નુપુરથી શોભતાં, કાનમાં પેહેરેલી રત્નમય કુંડળોની જોડથી દીપતાં, વક્ષઃસ્થળમાં

ઉત્તમ રત્નોના હારથી પ્રકાશતાં, અગ્નિથી ધોવાએલાં સૂક્ષ્મ વસ્ત્રોનું ધારણ કરનારાં, ખીલતી જુવાનીવાળાં, અત્યંત લલચાવનારાં, પુષ્ટ નિતંબવાળાં, પુષ્ટ સ્તનવાળાં અને હાથોમાં પુસ્તકને વીણાને તથા વ્યાખ્યાનની મુદ્રાને ધારણ કરનારાં હતાં, તેમને બ્રહ્મલોકના રેહેવાશીઓ જોવા લાગ્યા. એ લોકોએ બ્રહ્મલોકને શણગારી પરમ મંગળ કરીને પ્રેમથી બ્રહ્માને તથા સરસ્વતીને એ લોકમાં પ્રવેશ કરાવ્યો. બ્રહ્મા સરસ્વતીની સાથે પ્રેમથી રાતદિવસ ક્રિડા કરવા લાગ્યા અને અત્યંત સુખ સંભોગમાં સર્વદા નિમગ્ન થઈ રહ્યા.' હે રાધિકાજી! આ આખ્યાન કે જે સર્વ પુરાણોથી ગુપ્ત છે તે મેં તમારી પાસે કહ્યું, હવે તમારે બીજું શું સાંભળવાની ઈચ્છા છે.

નારાયણ નારદજીને કેહે છે—એ પ્રમાણે પ્રણપતિનાં વચન સાંભળી રાધિકાજીએ હસીને વળી કૌતુકથી પોતાના મનની વાત પૂછી.

રાધિકાજી પુછે છે—બ્રહ્મલોક કાંઇ કર્મનું ક્ષેત્ર નથી અને તેથી તેમાં કર્મનો દોષ લાગવાનો પણ સંભવ નથી તે છતાં બ્રહ્માએ એકાંતમાં પોતાની મેળે આવેલી વેશ્યાનો કેમ સ્વીકાર ન કરયો. આવેલી સ્ત્રીનો ત્યાગ કરવામાં મોટો દોષ છે તે છતાં અને તે જાણતાં છતાં બ્રહ્માએ મોહિનીનો ત્યાગ કેમ કરયો?

નારાયણ કેહે છે—શ્રીકૃષ્ણ રાધિકાજીનાં વચન સાંભળી હસીને તેમને નીચે પ્રમાણે પાદ્મકલ્પનું વૃત્તાંત કહ્યું.

શ્રીકૃષ્ણ કેહે છે—હે સુંદરી! આગલા કલ્પનું પ્રિય વૃત્તાંત કે જે નહીં કેહેવા જેવું છે, ગુપ્ત રાખવા યોગ્ય છે અને મહાત્મા પુરૂષો જેને અયોગ્ય માને એવું છે તે હું તમને કહું છું તે સાંભળો. એક દિવસે સૃષ્ટિ કરવાને વાસ્તે મેં પ્રેરણા કરવાથી બ્રહ્માએ પોતાના મનમાંથી સનક, સનંદન, સનાતન, સનત્કુમાર, વોઢ, પંચશિખ, અસિત, કપિલ અને સિદ્ધ એટલા પુત્રોને ઉત્પન્ન કરયા કે જેઓ મારા અંશરૂપ, બ્રહ્મતેજથી પ્રકાશતા અને મોટા યોગીઓ છે. બ્રહ્માએ નાગા અને પાંચ વર્ષના જેવા લાગતા એ પુત્રોને પ્રજાની સૃષ્ટિ કરવાની આજ્ઞા કરી પણ તેઓ બ્રહ્માનું કહ્યું નહી માનતાં તુરતજ-મારૂં પુજન કરવામાં આશક્તિને લીધે તપ કરવા ચાલી નીકળ્યા. આ સમયે ક્રોધ પામેલા બ્રહ્માએ વળી ભયંકર શરીરવાળા અને રૂદન કરતા અગીયાર રૂદ્ર નામના પુત્રોને ઉત્પન્ન કરયા. આત્મારામ અને યોગ કરનારા બ્રહ્માએ તેઓને તુરત સૃષ્ટિના કામમાં જોડી પોતાના શરીરમાં યોગથી મારૂં ધ્યાન કરીને વળી વસિષ્ટ, પુલહ, ક્રતુ, આંગિરસ, ભૃગુ, અત્રિ, પુલસ્ત્ય, દક્ષ, કર્દમ અને મરીચિ એટલા પુત્રોને ઉત્પન્ન કરી તેઓને પ્રજાની સૃષ્ટિ કરવાની આજ્ઞા કરીને તે પછી

પ્રસન્ન મનથી એક પુત્ર અને એક કન્યાને ઉત્પન્ન કર્યાં. જે કન્યા ઉત્પન્ન થઇ તે સોળ વર્ષની અવસ્થાવાળી અને રત્નમય આભરણોથી શણગારેલી હતી. સઘળી સૃષ્ટિને વધારવાની ઈચ્છા રાખતા બ્રહ્માનો જે પુત્ર ઉત્પન્ન થયો તે કામદેવ કેહેવાયો. માંડ અટકાવાય એવા, મારા અંશના અંશરૂપ, પોતાના આનંદમાંજ મગ્ન રેહેનારા, સર્વના મનનું હરણ કરનારા અને સામે ઉભેલા એ દીપ્તિવાળા કામદેવને બ્રહ્માએ નીચે પ્રમાણે કહ્યું.

બ્રહ્મા કેહે છે—મેં તને સ્ત્રી પુરૂષોની ક્રીડાને વાસ્તે પ્રેમપૂર્વક ઉત્પન્ન કર્યો છે. તારે યુક્તિઓથી સર્વ પ્રાણિઓના હૃદયમાં સ્થિતિ કરવી. ચિત્તનું નિરંતર હરણ કરનારાં આ સંમોહન, સમુદ્વેગ, બીજસ્તંભિતકારણ, ઉન્મત્તબીજ અને જ્વલદ એ નામનાં બાણો આપું છું તે લઇને તું સર્વને મોહિત કરજે. હે પુત્ર! તું મારા વરદાનના પ્રભાવને લીધે સંસારમાં કોઈથી અટકાવાય નહી એવો થશે.

શ્રીકૃષ્ણ કેહે છે—એ પ્રમાણે કામદેવને વચન કહી બાણો આપીને રાજી થએલા બ્રહ્મા દીકરીની સામું જોઈ તેને કાંઇ વરદાન દેવા સારૂ કેહેવા લાગ્યા તેટલામાં કામદેવે મનમાં બાણોની પરીક્ષા કરવાનો વિચાર કરી બ્રહ્માની ઉપરજ બાણ નાખ્યાં. મંત્રથી પવિત્ર કરેલાં અને જેમ જેમ સ્મરણ થાય તેમ તેમ અટકાવી શકાય નહી એવાં બાણોથી અત્યંત વીંધાએલા તે બ્રહ્મા બેભાન થઇને મૂર્છિત થઇ ગયા. જરાવાર પછી ચેતના આવતાં પોતાની આગળ ઉભેલી દીકરીને જોઇ બ્રહ્માએ તેનો સંભોગ કરવાનું મન કર્યું અને તેમ થતાં તે કન્યા બીકને લીધે ભાગી. તોપણ બેભાન થએલા પિતાને પોતાની પછવાડે દોડતા જોઈ ભારે ત્રાસ પામેલી એ કન્યા તુરત પોતાના તપસ્વી ભાઇઓની શરણે ગઇ. તેના ભાઈ વસિષ્ઠ આદિ ઋષિઓએ બેનને પોતાની પાસે ઉભી રાખીને બ્રહ્માને ક્રોધથી નીચે પ્રમાણે હિત, સત્ય, વેદ પ્રતિપાદિત અને ગંભીરતા ભરેલું વચન કહ્યું.

ઋષિઓ કેહે છે—અહો! હે પિતાજી! તમે આ અત્યંત નિંદિત કર્મ કેમ માંડ્યું. હે જગતના બનાવનાર! જે નીચ લોકોનું કામ છે તે તમે કરવા તૈયાર થયા છો. જે જીતેંદ્રિય સત્પુરૂષો સર્વદા પરસ્ત્રીને પોતાની મા જેવીજ ગણે તેઓ આ લોકમાં તથા પરલોકમાં સર્વત્ર પૂજ્ય થાય છે. તમે પોતે વેદના કર્ત્તા થઇને કન્યાને કેમ ભોગવવા ઈચ્છોછો. વેદમાં કહ્યું છે કે કન્યા તો માતાના વર્ગમાં છે. ગુરૂની સ્ત્રી, રાજાની સ્ત્રી, બ્રાહ્મણની સતી સ્ત્રી, ભાઈની સ્ત્રી, દીકરાની સ્ત્રી, મિત્રની સ્ત્રી, મિત્રની મા, બાપની મા, માની મા, કાકી, સાસુ, પોતાની દીકરી, મા, માની શોક્ય, બેન, ગાય, ઇષ્ટદેવની સ્ત્રી, ધાવ્ય, અન્ન દેનારી, માના જેવાજ નામવાળી

અને નાસમાંથી રક્ષણ કરનારની સ્ત્રીઓ વેદમાં કહ્યા પ્રમાણે માતાજીઓ કેહેવાય છે એઓમાં કોઇપણ માતા કરતાં ન્યૂન નથી. કન્યા દેનાર, અન્ન દેનાર, જ્ઞાન દેનાર, અભય દેનાર, જન્મ દેનાર, મંત્રનો ઉપદેશ કરનાર અને મોટો ભાઇ એટલા પિતા કેહેવાય છે. જે મૂઢ લોકો ઉપર કહેલી માના વર્ગની સ્ત્રીઓ ઉપર કુદૃષ્ટિ કરે અને પિતાના વર્ગના માણસોનું અપમાન કરેં તેઓ એક મહા કલ્પપર્યંત ભયંકર નરકમાં. રંધાય છે. યમના દૂતો એઓને અંધકૂપ નામના નરકમાં નાખી દૂર ઉભા રહીને સર્વદા માર મારે છે અને વિષ્ટાનો રસ પીવરાવે છે. તમે જગતના કર્ત્તા, યમરાજાને નિયમ બાંધી દેનાર અને સઘળી વ્યવસ્થા બાંધનાર છતાં દીકરીની દુષ્ટ લાલચ કેમ કરોછો. હે કામાતુર મનવાળા ! અમારી પાસેથી દૂર જતા રહો. અમે જો કે તમને ભસ્મ કરી નાખવાને સમર્થ છીએ તો પણ તમને બાપ જાણીને ભસ્મ કરતા નથી. કારણ કે પંડિત લોકોએ ગુરૂના હજારો દોષોની પણ ક્ષમા કરવી જોઈએ. નીતિને જાણનારા પુરૂષો સઘળા અધર્મીઓને મારેછે પણ પોતાના ગુરૂને મારતા નથી. ગુરૂ સર્વસ્વ લઈ લેતો હોય, અને કડણ ગાળો દેતો હોય તો પણ સજ્જનો તેની નિંદા નહી કરતાં ભક્તિપૂર્વક પ્રણામજ કરે છે. ગુરૂ કે જે ઇષ્ટદેવથી પણ અધિકછે તેની જેઓ નિંદા કરે અને દ્વેષ કરે તેઓ, ચંદ્ર અને સૂર્ય રહે ત્યાંસુધી અંધકૂપ નામના નરકમાં રંધાય છે. એ પુરૂષોને નિત્ય વિષ્ટા ખાવી પડેછે, યમદૂતોના તિરસ્કાર ખમવા પડેછે અને તેઓને સર્પો જેવડા કીડાઓ રાતદિવસ કરડયા કરે છે.

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી ! દૈવગતિથી જેઓના મન શાંત રહ્યાં એવા તે ઋષિઓ એટલાં વચન બોલીને બ્રહ્માના ચરણારવિંદમાં પગે લાગ્યા અને તે પછી પોતપોતાનાં કામ કરવામાં તત્પર થયા. બ્રહ્માંએ તો લાજને લીધે પોતાનું શરીર છોડી દેવાની તૈયારી કરી. યોગથી છ ચક્રોને ભેદી, પ્રાણવાયુને રોકી બ્રહ્મરંધ્રમાં લાવી મનમાં ભગવાનનું સ્મરણ કરી નમસ્કાર કરી 'હે ઈશ્વર ! મારૂં મન હવે કદી પણ પરાઈ વસ્તુઓમાં લાલચુ થજો માં' એમ પ્રાર્થના કરીને બ્રહ્માએ બ્રહ્મરંધ્રના માર્ગથી પ્રાણને છોડી દીધા. 'યશસ્વી પુરૂષોને અપકીર્ત્તિ થાય એ મરવાથી અધિક દુ:ખદાયી છે' એમ વિચાર કરીને બ્રહ્મા ઈશ્વરને આધીન થઇ ગયા. બ્રહ્માની દીકરીએ પણ બ્રહ્માને મરણ પામેલા જોઈ વારંવાર ઘણો વિલાપ કરીને દેહનો ત્યાગ કરયો એટલે એ પણ એવી રીતે ઈશ્વરને આધીન થઈ. પિતાને અને બેનને મરી ગએલાં જોઇ ખેદ પામેલા વસિષ્ટ આદિ ઋષિઓએ વિલાપ કરીને પોતાના અંતઃકરણમાં રહેલા નારાયણનું સ્મરણ કરતાં મારા અંશરૂપ નારાયણે કૃપાથી

તુરત ત્યાં જઈને યોગ શક્તિથી બ્રહ્માને તથા તેની દીકરીને બન્નેને જીવતાં કર્યાં. બ્રહ્માએ પોતાની પાસે ઉભેલા નારાયણને જોઈ નિરંતર તેમના ચરણમાં અવિચળ અને દૃઢ ભક્તિ રેહેવારૂપ પ્યારૂં વરદાન માગ્યું. બ્રહ્માને ભોંઠા પડેલા જોઇ કરૂણાના ભંડારરૂપ નારાયણે તેમને નીચે પ્રમાણે-સત્ય, નીતિના સારરૂપ અને મનને ગમે એવાં બોધવચન કહ્યાં.

નારાયણ (વૈકુંઠવાસી) કેહેછે—હે બ્રહ્મા! હવે હું જે વાત કહુંછું તે મોહોડું ઊંચું કરીને સાંભળો. હે જગતના નાથ! લાજ કે જે હૃદયના જ્વરરૂપ છે તેને છોડી દીયો. નાહાના અને મોટા સઘળા પ્રાણીઓને પોતપોતાનાં કર્મો પ્રમાણે યશ, અપયશ, સારી પ્રતિષ્ઠા કે ઉપદ્રવ થાયજ છે. સઘળાઓને પોતાનાં કર્મ સર્વે કરતાં બલવત્તરછે એટલા માટે સત્પુરૂષો સર્વદા સત્કર્મજ કર્યા કરેછે. કેટલાએક સાધુઓ પ્રારબ્ધ કર્મને ભોગવતાં ભગવાનના ચરણારવિંદમાં ચિત્ત રાખીને સઘળાં કર્મોની જડને ઉખેડી નાખેછે. દુષ્ટ કર્મ કરવાથી અપકીર્ત્તિ થાયછે અને તેથી અવશ્ય લજાવું પડેછે. સારાં કર્મ કરવાથી સારી પ્રતિષ્ટા થાયછે અને તેથી સર્વે સ્થળમાં નિર્મળ યશ ફેલાયછે. હે બ્રહ્મા! કાળ પ્રાપ્ત થતાં રજોગુણને લીધે સર્વ પ્રાણીઓને અવતાર, બળ, રૂપ, શુભ, અશુભ, કીર્ત્તિ, સદ્‌ગુણો, મોહ, અપયશ, કરજ, વ્રણ અને અપવાદ પ્રાપ્ત થાય છે. તેઓમાં ભાગ્યશાળીઓને પ્રતિષ્ઠા અને યશજ પ્રાપ્ત થાયછે પણ અપકીર્ત્તિ અને તેથી લજાવું કદી પણ પ્રાપ્ત થતાં નથી. પરાઈ સ્ત્રીઓનું અને પરાઈ વસ્તુઓનું ગ્રહણ કરવામાં સર્વદા અપકીર્ત્તિ વસે છે એટલા માટે સત્પુરૂષો એ બન્ને કે જેઓ પોતાને ક્લેશ આપનારાં છે તેઓનું ગ્રહણ કરતાજ નથી. હે બ્રહ્મા! તમારા મનમાં મારૂં સ્મરણ અને મારૂં ધ્યાન કરજો એટલે તેના પ્રભાવથી પરાઇ વસ્તુઓમાં કદીપણ લંપટ થશો નહીં. સર્વને મોહ ઉપજાવનારી સ્ત્રીરૂપ મારી માયા સર્વદા આત્મારામ પુરૂષને પણ લીલામાત્રથી મોહિત કરી દેછે. સ્ત્રીઓના અનેક વિભાગવાળા ગુહ્ય પ્રદેશમાં, સ્તન નામના માંસના લોચામાં અને લારના ઠેકાણારૂપ અપવિત્ર હોઠમાં રાગી પુરૂષોને સર્વદા પ્રીતિ રેહે છે. સ્ત્રીઓનાં નિતંબ, મોહોડું અને સ્તન સર્વદા કામદેવનાં ઠેકાણાંરૂપ છે એટલા માટે ધર્મના ભંગથી બીતા સત્પુરૂષો સ્ત્રીઓના એ અવયવોને જોતાજ નથી. જેઓનું મન પરસ્ત્રીઓમાં લલચાય તેઓનાં ધર્મ, યશ, પ્રતિષ્ઠા, તપ, બુદ્ધિ, વિદ્યા અને દાન એ સઘળાં નિષ્ફળ થાય છે. એ પુરૂષોને આ લોકમાં અપયશ તથા દુઃખ પ્રાપ્ત થાય છે અને પરલોકમાં નરકવાસ, યમદૂતોના પ્રહાર અને કીડાઓનું ભક્ષણ પ્રાપ્ત થાય છે. મૂઢ પુરૂષો દૈવના દોષથી દુઃખના બીજને સુખરૂપ માની સર્વદ

પ્રેમપૂર્વક પરસ્ત્રીઓનું શેવન કરે છે. ઉત્તમ પુરૂષો સર્વદા મારા ચરણારવિંદનું સ્મરણ કરે છે. મધ્યમ પુરૂષો સર્વદા સત્કર્મનું સ્મરણ કરે છે અને અધમ પુરૂષો સર્વદા પ્રેમથી પરસ્ત્રીના શેવનનું સ્મરણ કરે છે. જેનું મન પરાઈ વસ્તુઓમાં લાગ્યું હોય તેને સર્વદા વિપત્તિજ રહે છે તેમાં પણ પરાઈ સ્ત્રીઓની, પરાયા સુવર્ણની અને પરાઈ ભૂમિની લાલચ રાખનારને વિશેષે કરી વિપત્તિ રેહે છે. દૈવયોગથી પરસ્ત્રી કુદૃષ્ટિથી જોવામાં આવે તો તે સમયે પ્રભુનું સ્મરણ કરી દુષ્ટ પ્રસંગથી અટકવું એટલે પવિત્રતા થાય છે. અને પરાયા સુવર્ણને અડી જવાય તો હાથ ધોઈ નાખવાથી પવિત્રતા થાય છે. સત્પુરૂષો ક્ષયરોગ, જ્ઞાનની હાનિ અને લોકનિંધા એઓના ભયથી પોતાની સ્ત્રીઓમાં પણ કામનાપૂર્વક નિરંતર આશક્તિ રાખતા નથી. તપસ્વીઓ તપ કરવામાં, પંડિતો શાસ્ત્રવિચારોમાં, યોગિઓ યોગના ચિંતનમાં, વેદીઆઓ વેદના અર્થોમાં, પતિવ્રતાઓ પતિની શેવામાં, ગૃહસ્થે ધરનાં કામોમાં, કારીગરો કારીગરીમાં અને મારા ભકતો મારા શેવનમાં સર્વદા જોડાઈ રહે તો સભામાં વખાણનાં પાત્ર થાય છે. વેદમાં કહેલું આચરણ કરવાથી વખાણ થાય છે અને વેદ વિરૂદ્ધ આચરણ કરવાથી નિંધા થાય છે. હે બ્રહ્મા ! જે સર્વદા સારે માર્ગેજ ચાલતો હોય તેને સઘળાઓ નિરંતર વખાણે છે અને જે ધણી કુમાર્ગે ચાલે તેની તો ખેડુઓ પણ નિંધા કરે છે. હવે આજથી મારા વરદાનના પ્રભાવને લીધે જીવતાં સુધી તમારૂં મન પરાઇ સ્ત્રીઓમાં કે પરાઇ વસ્તુઓમાં લંપટ થશે નહી. સંસારના વિષયોમાં જેટલું મેં આપ્યું છે તે ઉપરજ પ્યાર રાખજો અને વિઘ્નોનો નાશ કરનારા મારા ચરણારવિંદનું સ્મરણ છોડીને દુષ્ટ વિષયમાં પ્રવૃત્તિ કરશોમાં. હે બ્રહ્મા ! આ જે રતિ નામની તમારી કન્યા છે તે કામદેવની સ્ત્રી થશે, કામદેવની સાથેજ રેહેશે અને પ્રાણીઓના મનમાં જે સુરતની ઈચ્છા થાય છે તેની અધિષ્ઠાતા દેવી થશે.

શ્રીકૃષ્ણ કેહે છે—હે વૃંદાવનમાં વિનોદ કરનારાં રાધિકાજી ! લક્ષ્મીના પતિ નારાયણ એ પ્રમાણે બ્રહ્માને કહી તેની આશ્વાસના કરીને અવિનાશી વૈકુંઠ લોકમાં પધારી ગયા.

**इत्येवंमुक्त्वाब्रह्माणमाश्वास्यकमलापतिः ॥**
**जगामनित्यंवैकुंठंवृंदावनविनोदिनि ॥ १०२ ॥**

ઇતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાંના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'राधाकृष्णसंवाद' એવા નામનો પાંત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૫

॥ श्रीराधिकाउवाच ॥
एतेननियमेनैवब्रह्मातत्याजमोहिनीम् ॥
कथंसकुलटाशापादपूज्यःसबभूवह ॥ १ ॥

રાધિકાજી પુછે છે--બ્રહ્માએ તો ત્યારે નારાયણે કહેલા નિયમ પ્રમાણેજ મોહિનીનો ત્યાગ કરયો હતો તે છતાં મોહિનીના શાપથી બ્રહ્મા અપૂજ્ય કેમ થયા અને નારાયણે તેના ગર્વને કેમ તોડયો. તમે સર્વના ઈશ્વર છો માટે આ સઘળી વાતનું કારણ કહો.

**નારાયણ નારદજીને કેહે છે**--એ પ્રમાણે રાધિકાજીનાં વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાને હસીને તેમને ગુપ્ત ઈતિહાસ કેહેવાનો આરંભ કરયો.

**શ્રીકૃષ્ણ કેહે છે**—બ્રહ્મા ઘણા કાળ સુધી તપ કરી મારી પાસેથી ઉત્તમ વરદાન પામી અનેક પ્રકારની સૃષ્ટિના કર્ત્તા થયા તેથી સઘળાં બ્રહ્માંડોમાં તેમનો ગર્વ બહુજ વધી ગયો. એ પ્રમાણે બ્રહ્માના ગર્વને વધેલો જાણી તે ગર્વને મેં તોડી નાખ્યો. બ્રહ્માંડોમાં જો કોઇને બહુજ ભારે ગર્વ થાય તો સર્વનો આત્મા હું તે સઘળું જાણીને ગર્વવાળાને શિક્ષા કરયા વગર રેહેતો નથી. મેં પ્રથમ બ્રહ્માના ગર્વને તોડયો હતો, એ કથા તમે સાંભળી. હવે શંકરના, પાર્વતીના, ચંદ્રના, સૂર્યના, અગ્નિના, દુર્વાસાના અને ધન્યવંતરિના ગર્વોને પણ મેં તોડયા હતા એ વિષેની કથા અનુક્રમે કહું છું તે સાંભળો. હે પ્યારાં! નાહાનાઓને અથવા મોટાઓને કોઇને પણ બહુ ગર્વ થાય તો તે ગર્વને તોડયા વગર રેહેતો નથી.

**નારાયણ કેહે છે**--શ્રીકૃષ્ણનાં વચન સાંભળી ત્રાસ પામેલાં, ભયથી વિહ્વળ થએલાં અને જેના કંઠ, હોઠ તથા તાળવું સુકાવા લાગ્યાં એવાં રાધાજીએ શ્રીકૃષ્ણને યત્નપૂર્વક નીચે પ્રમાણે પુછયું.

**રાધિકાજી પુછે છે**—હે પ્રાણનાથ! હે સઘળાઓના ગર્વને ભાગનારા! હે ઇશ્વર! પૂર્વે એઓમાંના કોને કેવી રીતે મોટો ગર્વ થયો હતો અને તે તમે કેવી રીતે તોડયો હતો તે કહો. સર્વને ગર્વ આપનારા, ભય આપનારા અને પ્રાણ દેનારા પણ તમેજ છો.

**શ્રીકૃષ્ણ કેહેછે**—હે રાધાજી! બ્રહ્માના અભિમાનને મેં જે રીતે તોડયું હતુ તે પ્રકાર તમે સાંભળ્યો. હવે બીજાઓના અભિમાન તોડવાની વાત વિસ્તારથી કહું છું તે સાંભળો. સદાશિવ કે જે મારા અંશરૂપ છે, જગતનો શંહાર કર-

નાર છે, તેજથી મારા સમાન છે, જ્ઞાનથી તથા ગુણોથી પરિપુર્ણ છે, મોટા યોગીઓના ગુરૂના ગુરૂ છે, યોગીઓના ધ્યાનના વિષયરૂપ છે અને જ્ઞાનમય તથા આનંદ સ્વરૂપ છે તેમનું આખ્યાન સાંભળો. સદાશિવ સાઠ હજાર યુગો સુધી અહર્નિશ તપ કરીને મારી કળાઓથી પુર્ણ, મારા જેવા તેજવાળા, અખંડિત પ્રભાવોનો સમૂહરૂપ, કરોડ સૂર્યના જેવી કાંતિવાળા અને ભકતોને કલ્પવૃક્ષ જેવા થયા. મોટા યોગીઓ ઘણા કાળ સુધી એમના તેજનું ધ્યાન કરતાં કરતાં ધ્યાનની અંદર તેમના સ્વરૂપને દેખેછે કે જે સ્વરૂપ અતિસુંદર છે, શુદ્ધ સ્ફટીક મણિના જેવું છે, પાંચ મુખોવાળું છે, ત્રણ નેત્રવાળું છે, ત્રિશૂલને તથા પટ્ટિશને ધારણ કરનાર છે, વાઘના ચામડાના વસ્ત્રવાળું છે, સર્વોત્તમ છે, ધોળાં કમળનાં બીજની માળાથી પોતે પોતાના આત્માનો જપ કર્યા કરેછે, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળું છે, ચંદ્રરૂપી મુકુટવાળુ છે, પરથી પણ પરછે, મસ્તકમાં સોના જેવા જટાજૂટને પ્રીતિથી ધરનાર છે, શાંત છે, ત્રૈલોકયને પ્યારૂં છે અને ભકતોપર અનુગ્રહ કરવામાં તત્પર છે.-સઘળી સંપત્તિઓ દેનારા એ સદાશિવ પોતાને ઈશ્વર માનીને કલ્પવૃક્ષની પેઠે સઘળાઓને વાંછિત ફળ આપવા લાગ્યા. એ આત્મારામ સદાશિવ જેજે ભકતને જે ઈચ્છા હોય તે ઇચ્છાને લીલામાત્રથી પરિપૂર્ણ કરવાની પોતામાં શકિત આવવાથી બહુજ ગર્વ કરવા લાગ્યા. એક સમયે વૃકાસુર નામનો દૈત્ય કેદારક્ષેત્રમાં અહર્નિશ કઠોર રીતે સદાશિવ ઉપર તપ કરવા લાગ્યો. તપ કરતાં કરતાં તેને એક વર્ષ પુરૂં થવા આવ્યું ત્યારે કૃપાના ભંડારરૂપ સદાશિવ તે દૈત્યને જોઈતું વરદાન દેવા સારૂ નિત્ય તેની પાસે જવા લાગ્યા પણ તે દૈત્ય વરદાન લેતો ન હતો. વરદાન દેનારા અને ભકિતના પાસથી બંધાઈ જવાને લીધે તેની પાસેથી જરા પણ દૂર જવાની જેમાં શકિત રહી ન હતી એવા સદાશિવ વર્ષ પુરૂં થયા પછી તો તે દૈત્યની પાસેજ નિરંતર ઉભા રેહેવા લાગ્યા. એ દૈત્ય સદાશિવની પાસેથી સઘળું ઐશ્વર્ય, સઘળી સિદ્ધિઓ, ભોગ, મોક્ષ કે પ્રભુનું પદ એઓમાનું કાંઇ પણ લેતો નહતો. વારંવાર પોતાના ચરણારવિંદનું ધ્યાન કરતા, કશું પણ નહી માગતા અને ઝાડની પેઠે સજડ થઇને તપ કર્યા કરતા એ દૈત્યને જોઇ ત્રાસ પામેલા અને પ્રેમથી વિહ્‌વલ થએલા સદાશિવ રોવા લાગ્યા. સદાશિવના અત્યંત રોવાથી ધ્યાનનો ભંગ થતાં દૈત્યે આંખો ઉઘાડીને જોયું ત્યાં સઘળી સંપત્તિઓને દેનારા સાક્ષાત્ સદાશિવ પોતાની સામે ઉભેલા જોવામાં આવ્યા. મારી માયાથી મોહ પામેલા એ દૈત્યે ભકિતપૂર્વક વરદાન માગ્યું કે "હું જેના માથા ઉપર હાથ મુકું તે ભસ્મ થઇ જાય." સદાશિવ 'તથાસ્તુ' કહીને ચાલ્યા ત્યાં મોટા દૈત્ય તેમની પછ-

વાડેજ દોડયો. એને જોઇ ત્રાસથી વિહ્‌વલ થએલા સદાશિવ મરણુની બીકથી ભા ગ્યા અને ભાગતાં ભાગતાં તેમનું ડમરૂ (ડાકલુ) પડી ગયું અને વાઘચર્મનું વસ્ત્ર પણ પડી ગયું. નગ્ન થઈ ગએલા સદાશિવ એ દૈત્યની બીકથી દશે દિશાઓમાં દોડવા લાગ્યા પણ પોતે ભકતવત્સલ હોવાથી કૃપાને લીધે તે ભકતને મારી નાખતા ન હતા. સાધુ પુરૂષો દૃષ્ટોની રીતિને કદી પણ પકડતા નથી. સાધુપુરૂષો પોતાને મારનારને માટે પણ શેવક, પુત્ર કે સ્ત્રી પોતાને મારી નાખવા તૈયાર થયાં હોય તો પણ તેઓને મારે નહી. પછી કૃપાને લીધે પોતાના મનને તેને મારી નાખવાનું નહીં સમજાવી શકતાં સદાશિવ તે દૈત્યને પોતાના મૃત્યુરૂપ માની ભય પામી અહંકારરહિત થઈ મારૂં સ્મરણ કરી કરીને મારી શરણેજ આવ્યા. જેનાં કંઠ, હોઠ અને તાળવું સુકાતાં હતાં એવા, 'હે પ્રભુ ! રક્ષણ કરો રક્ષણ કરો' એમ વારંવાર બોલતા અને ભયથી વિહ્‌વલ થએલા સદાશિવને મારા લોકમાં આવતા જોઇ તેમને મારી પાસે રાખીને મેં પેલા દૈત્યને સર્વ વૃત્તાંત પુછ્યું. એના મોહોડાથી અનુક્રમે સઘળું વૃત્તાંત સાંભળી તે દૈત્યને મેં યુકિતથી અવળું સમજાવીને ભુલવી દીધો. મારી માયાથી ઠગાએલા તે દૈત્યે મારી આજ્ઞા પ્રમાણે તુરત પોતાનાજ માથા ઉપર હાથ મુકયો અને હાથ મુકતાંજ તે ભસ્મ થઈ ગયો. એ સમયમાં સિદ્ધલોકો, મોટા મોટા દેવતાઓ, મોટા મુનિઓ અને મનુઓ પ્રીતિથી ભક્તિપૂર્વક મારી સ્તુતિ કરવા લાગ્યા અને સદાશિવ લજાઈ ગયા. હે રાધિકાજી! એ પ્રમાણે સદાશિવના ગર્વનો ભંગ થયો હતો અને તે પછી મારા સમજાવવાથી સદાશિવ ત્યાંથી ગયા હતા. સદાશિવ ઉત્તમ છે અને વરદાન દેનારા છે એટલા માટે મેં તેમને મરવા દીધા નહી. તે પછી બીજી વાર પણ જેના મનમાં અભિમાન આવ્યું એવા સદાશિવ 'હું સર્વ જગતનો સંહાર કરનાર છું તો પતંગીઆ જેવો ત્રિપુરાસુર મારી પાસે કોણ માત્ર છે' એમ મનમાં માની મહા ભયંકર ત્રિપુરાસુરને મારવા વાસ્તે, મારા આપેલા ત્રિશૂળને અને મારા ઉત્તમ કવચને છોડી દઈ યુદ્ધ કરવા ગયા હતા. એઓને એક વર્ષના લાંબા કાળ સુધી રાત દિવસ યુદ્ધ ચાલ્યું પણ સદાશિવ ત્રિપુરાસુરને જીતી શકતા ન હતા અને ત્રિપુરાસુર સદાશિવને જીતી શકતો ન હતો. બન્ને સરખા ઉતરતા હતા. હે પ્યારાં રાધિકાજી ! આ સમયે ત્રિપુરાસુર માયાથી પૃથ્વીપર પગ મુકી પચાશ કરોડ યોજન ઊંચો થઇને ઉભો. જગતના પ્રભુ સદાશિવ તેને તુરત મારી નાંખવા સજ્જ થઇ યુદ્ધ કરવા લાગતાં વળી એક મહિના સુધી આકાશમાં યુદ્ધ ચાલ્યું. બળવાન્ દૈત્યે સદાશિવના અસ્ત્રોને, ધનુષને અને રથને ભાગી નાખતાં સદાશિવે તેને ક્રોપથી મુઠી

મારી. વજ્ર જેવી મુઠી વાગવાથી દૈત્ય તુરત મૂર્છિત થઈ ગયો પણ ક્ષણમાત્રમાં પાછી ચેતના આવતાં તેણે ઉભો થઇ સદાશિવને ચત્તા ઉપાડીને ધરતીપર પાડયા. રથવગરના સદાશિવ પડી જતાં દેવતાઓ અને ઋષિઓ બીકને લીધે ' હે કૃષ્ણ ! રક્ષા કરો રક્ષા કરો ' એમ વારંવાર બોલીને મારી સ્તુતિ કરવા લાગ્યા અને-સર્વનાં ભયને મટાડનારા સદાશિવે પણ બીકથી સંકટમાં મારૂં સ્મરણ કરી, પૂર્વે મેંજ આપેલા સ્તોત્રથી ભક્તિપૂર્વક મારી સ્તુતિ કરી. એ સમયે મેં અંશથી તુરત પોઠીઆનું રૂપ ધરી પડી ગએલા તે મહાવીર શંકરને શીંગડાંવતે ઉપાડી લઈ તેમને મારૂં કવચ આપ્યું અને શત્રુઓનો સંહાર કરનારૂં ત્રિશૂળ પણ આપ્યું. પછી સદાશિવે અત્યંત ઊંચે આકાશમાં જ્યાં તે દૈત્ય હતો ત્યાં જઈ મારા આપેલા ત્રિશૂળથી તેને મારયો અને પછી મનેજ ગર્વ તોડનાર જાણી લજ્જાઇને મારી સ્તુતિ કરી. ભુકારૂપ થએલો તે દૈત્ય તુરત ધરતીપર પડતાં સઘળા દેવતાઓએ અને ઋષિઓએ પ્રેમથી સદાશિવની પણ સ્તુતિ કરી. આ પ્રમાણે તે દિવસથી સદાશિવે વિઘ્નના બીજરૂપ અહંકારને છોડી દીધો. હે રાધિકાજી ! સદાશિવ જ્ઞાન સ્વરૂપ તથા આનંદસ્વરૂપ છે અને સઘળાં કર્મોમાં નિર્લેપ છે તેથી હું પોઠીઆરૂપે પ્યારા સદાશિવનું ધારણ કરૂં છું. ત્રૈલોકયમાં સદાશિવથી અધિક મને કોઇ પણ અત્યંત પ્યારો નથી. બ્રહ્મા મારા મનનું સ્વરૂપ છે, સદાશિવ મારા જ્ઞાનનું સ્વરૂપ છે અને સાક્ષાત્ મુળપ્રકૃતિરૂપ ઇશ્વરી પાર્વતી મારી બુદ્ધિનું સ્વરૂપ છે. નિંદ્રા આદિ જે શક્તિઓ છે તેઓ સઘળી પ્રકૃતિની કળાઓ છે, વાણીના અધિષ્ઠાતા સરસ્વતી મારી વાણીરૂપ છે, કલ્યાણના અધિપતિ ગણેશ મારા હર્ષરૂપ છે, ધર્મ મારા પરમાર્થરૂપ છે, અગ્નિ મારો ભક્ત છે, સર્વે ગોલોકના વાસીઓ મારા ઐશ્વર્યના અંશરૂપ છે, સૂર્ય મારા તેજનું સ્વરૂપ છે, વાયુઓ મારાં પ્રાણનું સ્વરૂપ છે, વરૂણ મારા જળનો આધિપતિ છે, પૃથ્વી મારા મેલથી ઊત્પન્ન થએલી છે, આકાશ મારા હૃદયાકાશરૂપ છે, કામદેવ મારા મનથી ઉત્પન્ન થયો છે અને ઈંદ્ર આદિ સઘળા દેવતાઓ પણ મારી કળાઓના અંશોથી ઉત્પન્ન થએલા છે. મહત્તત્વ અને અહંકાર આદિ જેઓ સૃષ્ટિનાં બીજ છે તેઓના બીજરૂપ અને કોઇ પણ આધારની અપેક્ષા નહી રાખનાર પરમાત્મા હુંછું. કર્મ ભોગવવાનો અધિકારી જીવ મારા પ્રતિબિંબરૂપ છે અને હું તો સાક્ષી અકર્ત્તા તથા અભોક્તાછું. હું કે જે પોતાની ઈચ્છામયછું તેનો આ દેહ ભકતલોકોને ધ્યાન કરવામાં અનુકૂળતાને વાસ્તે છે. પ્રકૃત્તિ અને પુરૂષરૂપે હું એકજ છું તથા કારણોના પણ કારણરૂપ છું. હે રાધિકાજી ! સદાશિવના અહંકારનો ભંગ થયાની અને સૃષ્ટિના બીજની આ-

સઘળી વાત તમારી પાસે કહી. હવે પાર્વતીનું અભિમાન ઉતાર્યાની કથા કહું છું તે સાંભળો.

**નારાયણ કહે છે**—આ પ્રમાણે સર્વના ઈશ્વર શ્રીકૃષ્ણ પરમાત્માનાં વચન સાંભળી રાધિકાજીએ પોતાના મનમાં જે ગુપ્ત ધાર્યું હતું તે નીચે પ્રમાણે પુછ્યું.

**રાધિકાજી પુછે છે**—હે મહારાજ ! હે સઘળાંના તત્વને જાણનારા ! હે સર્વના બીજરૂપ ! હે અવિનાશી ! મારા મનમાં એક સંદેહ છે તેનું નિવારણ કરો. શંકર કે જે સઘળાં જ્ઞાનોના અધિપતિ, સઘળાં તત્વોને જાણનારા, મૃત્યુને જીતનારા, કાળના કાળ અને આપના જેવા જ મહાત્મા છે તે પોતાનાં ગાત્રોપર વિભૂતિનું ધારણ શા માટે કરે છે? પાંચ મોહોડાંવાળા, ત્રણ નેત્રવાળા, નગ્ન, જટાધારી અને સર્પનાં આભરણોવાળા શા માટે રેહે છે? ઉત્તમ વાહનોને નહી રાખતાં પોઠીઆને શા માટે રાખે છે? ઉત્તમ રત્નોથી બનાવેલાં આભૂષણોને શા માટે ધરતા નથી? અગ્નિથી ધોવાય એવાં વસ્ત્રોને નહી રાખતાં વાઘના ચામડાંને શા માટે ધરેછે? પારિજાતનાં પુષ્પોને છોડી ધંતુરાનાં ફુલને શા માટે ધરે છે? રત્નમય મુકુટની ઈચ્છા નહી રાખતાં જટામાં ભારે પ્રીતિ કેમ રાખે છે? દિવ્ય લોકોને છોડી દઈ સ્મશાનમાં નિવાસ કેમ કરે છે અને ચંદન, અગર, કસ્તુરી તથા સુગંધી પુષ્પોની ઇચ્છા નહી રાખતાં બીલીપત્રની અને બીલીના કાષ્ઠના ચંદનની ઇચ્છા કેમ રાખે છે? હે પ્રભુ! હું આ સઘળું જાણવાને ઇચ્છું છું માટે વિસ્તારથી કહો. હે નાથ! આ કૌતુક સાંભળવાની મારા મનમાં ઇચ્છા છે.

**નારાયણ કેહે છે**—શ્રીકૃષ્ણ ભગવાને એ પ્રમાણે રાધિકાજીનાં વચન સાંભળી મંદહાસ્ય કરી રાધિકાજીનું છાતીમાં આલિંગન કરી નીચે પ્રમાણે કથા કહી.

**શ્રીકૃષ્ણ કેહે છે**—સદાશિવે મનથી મારૂં ધ્યાન કરી સાઠ હજાર યુગસુધી તપશ્ચર્યા કરી અત્યંત પૂર્ણ થઇને સમાધિ ઉતારી તે સમયે તેમને મારાં દર્શન થયાં. અત્યંત સુંદર અંગોવાળાં, કિશોર અવસ્થાવાળા, શ્યામસુંદર સર્વોત્તમ અને જેનું વર્ણનજ ન થઈ શકે એવા મારા સ્વરૂપને આગળ ઉભેલું જોઈ મનમાં 'નિમેષ રહિત થઇને જોઊં' એમ ધારી સદાશિવે નેત્રવતે તે સ્વરૂપનું પાન કરવા માંડ્યું તોપણ તૃપ્તિ નહી થતાં તેમણે પ્રેમથી વિહ્વળ થઈ અત્યંત ભક્તિના વધારાને લીધે રોવા માંડ્યું. એ મહાભક્ત સદાશિવ મનમાં ખેદ પામવા લાગ્યા કે "હજાર મોહોડાંવાળા શેષનાગ અને ચાર મોહોડાંવાળા બ્રહ્મા ભાગ્યશાળી છે કે જેથી ઘણાં મોહોડાં વડે સ્તુતિ કરે છે અને ઘણાં નેત્રોવડે દર્શનનો લાભ લે છે પણ હું કે જે એક મોહોડાંવાળો અને બે આંખ્યોવાળો છું તે, આવા નાથને પામીને પૂર્ણ રીતે કેમ સ્તુતિ

કરી શકું અને કેમ દર્શન કરી શકું." તપસ્વી સદાશિવે એ પ્રમાણે ચારવાર ઉત્કંઠા કરી ત્યાં એમનાં ચાર મોહોડાં થયાં અને પેહેલાના શીખે પાંચ થયાં. સદાશિવનું એક એક મોહોડું ત્રણ ત્રણ નેત્રોથી શોભવા લાગ્યું. આમ થવાથી સદાશિવ પાંચ મુખવાળા અને પ્રત્યેક મુખમાં ત્રણ ત્રણ નેત્રવાળા થયા. સદાશિવને મારી સ્તુતિ કરવા કરતાં દર્શન કરવામાં વધારે પ્રીતિ હતી તેથી તેમનાં નેત્રો વધારે થયાં. સદાશિવ કે જે સાક્ષાત્ પરબ્રહ્મરૂપ છે તેમનાં નેત્રો સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણરૂપ છે તેમાં તમોગુણરૂપ નેત્રનું કારણ એ છે કે સદાશિવ સંહારના સમયમાં જગતનો ક્રોધથી સંહાર કરે ત્યારે તમોગુણમય નેત્રમાંથી કરોડ સૂર્યોના જેવી કાંતિવાળો, કરોડ તાડ જેવડો ઊંચો, લાંબી જ્વાળાઓ વાળો, ચારે કોર ફેલાતો અને ત્રૈલોક્યને બાળી શકે એવો અગ્નિ ઉત્પન્ન થાય છે. સદાશિવ સતી ( દક્ષની પુત્રી ) ના શરીરના દાહની ભસ્મને પ્રેમથી સર્વ અંગોમાં લગાવી રાખે છે અને સતીનાં અસ્થિઓની માળાને ગળામાં પેહેરી રાખે છે. સદાશિવ જો કે આત્મારામ છે તો પણ એક વર્ષ સુધી સતીના શબને ઉપાડીને ફર્યા હતા અને રોયા હતા. સદાશિવ એ શબને ઉપાડીને ફરતાં તે શબનાં અંગો જ્યાં જ્યાં પડયાં ત્યાં ત્યાં દેવીનાં સિદ્ધ પીઠો થયાં છે કે જે સ્થળોમાં જપ કરવાથી મંત્રની સિદ્ધિ થાય છે. હે રાધિકાજી! સદાશિવ બાકી રહેલા શબના ભાગને છાતીપર લઈ ફરતાં ફરતાં એક સિદ્ધિક્ષેત્રમાં મુર્છિત થઈને પડી ગયા હતા તે સમયે મેં ત્યાં જઇ તેમને પડખામાં લઈ જાગ્રત્ કરીને શોકને મટાડનારા ઊત્તમ દિવ્ય તત્વનો તેમને ઉપદેશ કરયો હતો. મંત્રના પ્રભાવથી સંતુષ્ટ થઇને સદાશિવ પોતાના લોકમાં ગયા અને તેમને પ્યારી સતી ઘણા કાળ પછી બીજા દેહથી પ્રાપ્ત થયાં કે જે પાર્વતી કેહેવાય છે. સદાશિવ યોગી છે તેથી દિવ્ય માળાઓ ધરવાની તેમને ઉત્કંઠા નથી પણ અવિનાશી પરમાત્માનું ચિંતન કરવાનીજ ઉત્કંઠા છે. પોતે વિવેકને લીધે હજી સુધી તપ કરવાના સમયની જટાને રાખી બેઠા છે પણ તેમને સારા કેશ રાખીને રૂપાળા લાગવાની ઇચ્છા થઇ નથી. એમને ચંદન, કાદવ, ઢેફું, રત્ન અને ઉત્તમ મણિ એઓ સરખાંજ છે. ગરૂડના દ્વેષી સર્પો ગરૂડની બીકને લીધે એમને શરણાગત થયા છે તેથી તે સર્પોને પોતે કૃપાથી પોતાના અંગોપર ધરી રહ્યા છે. પૂર્વે ત્રિપુરાસુરને મારવાના સમયમાં હું અંશથી પોઠીઆનું રૂપ ધરીને તેમની પાસે ગયો હતો તે પોઠીઓજ અદ્યાપિ સુધી તેમનું વાહન છે. કારણ કે મારા વિના બીજો કોઇ પણ તેમને ઉપાડવામાં સમર્થ નથી. પારિજાત આદિના પુષ્પો અને સુગંધી ચંદનાદિક મને ચડાવવામાં આવે છે પણ સદાશિવ

ને પોતાને તેઓ ઉપર કદી પ્રીતિ થતી નથી. સદાશિવને તો ધંતુરાનાં ફુલ, બીલી પત્ર, બીલીનું ચંદન અને યોગીઓને પ્યારૂં વાઘનું ચામડું એઓ ઉપર પ્રીતિ છે. બાકી બીજાં સુગંધવાળાં તથા સુગંધ વગરનાં પુષ્પોને સરખાંજ ગણે છે. એમનું મન દિવ્યલોકમાં, દિવ્ય શય્યામાં કે જનસમુદાયમાં લાગતું નથી પણ સ્મસાનમાંજ લાગે છે કારણ કે એવા એકાંત સ્થળમાં રેહેવાથી નિરંતર મારૂં ધ્યાન થાય છે. સદાશિવ પોતાનું મન મારા અનિર્વચનીય સ્વરૂપમાંજ લાગ્યું છે તેથી બ્રહ્માથી માંડી થુંબડાંપર્યંત જગતને એક સરખુંજ ગણે છે. બ્રહ્માના સો વર્ષ વીતી જાય ત્યારે સદાશિવનો એક ક્ષણ થાયછે. સદાશિવના આયુષ્યના પ્રમાણે હું પણ જાણતો નથી ત્યારે વેદતો કેમજ જાણી શકે. સદાશિવ મારા તેજ જેવા જ્ઞાનરૂપ ત્રિશૂળને ધરે છે તેથી મારા વિના બીજા કોઈ પણ તેમને જીતવા સમર્થ નથી. પરમાત્મા સદાશિવ મને પ્રાણ કરતાં પણ અધિક પ્યારા છે અને મારૂં મન નિરંતર સદાશિવમાંજ રેહે છે. મને સદાશિવથી અધિક કોઇ પણ પ્યારો નથી. સઘળા બ્રહ્માંડોને સર્વદા મેં મારી માયાથી ઢાંકી લીધાં છે પણ તે માયા સદાશિવથી કંપે છે, કારણ કે સદાશિવને મોહિત કરવા સમર્થ નથી. હું વૈકુંઠમાં, ગોલોકમાં કે લમારા વક્ષઃસ્થળમાં રેહેતો નથી પણ પ્રેમરૂપ પાસથી બંધાઈને સર્વદા સદાશિવના હૃદયમાંજ રહુંછું. સદાશિવ પોતાના પાંચે મોહોડાંવતે સુંદર તાનથી અને સુંદર સિદ્ધિવાળા સ્વરોથી નિરંતર મારી કીર્ત્તિને ગાયા કરે છે તેથી હું તેમની પાસે રહુંછું. સદાશિવ યોગ શક્તિને લીધે પોતાની ભમરના ચાળામાત્રથીજ બ્રહ્માંડને સ્રજવાને અને નષ્ટ કરવાને સમર્થ છે માટે શંકરથી અધિક બીજો કોઇ પણ યોગી નથી. સદાશિવ કે જે દિવ્ય જ્ઞાનના પ્રભાવથી મૃત્યુને અને કાળાદિકને પણ ભમરના ચાળામાત્રથીજ સ્રજવાને અને નષ્ટ કરવાને સમર્થ છે તેમનાથી અધિક બીજો પણ જ્ઞાની નથી. સદાશિવ મારી ભક્તિને, મારા દાસપણાને, મુક્તિને, સઘળી સંપત્તિઓને તથા સઘળી સિદ્ધીઓને આપવા સમર્થ છે માટે શંકરથી અધીક બીજો દાતા પણ કોઇ નથી. સદાશિવ પાંચે મોહોડાંથી નિરંતર મારાં નામ લીધાં કરે છે, મારા યશને ગાયા કરે છે અને ચિત્તમાં નિરંતર મારૂં ધ્યાન કર્યા કરે છે માટે એથી અધીક ભક્ત પણ બીજો કોઇ નથી. હું, સુદર્શનચક્ર અને સદાશિવ એ ત્રણે સરખા પ્રભાવવાળા છીએ. બ્રહ્મા જો કે યોગના બળથી સૃષ્ટિ કરનાર છે તો પણ પ્રભાવમાં અમારા બરાબર નથી. હે રાધિકાજી! આ પ્રમાણે સઘળો સદાશિવનો નિર્મળ યશ તથા સદાશિવના ગર્વનો ભંગ મેં તમને કહી સંભળાવ્યો. હવે બીજું શું સાંભળવા ઈચ્છો છો.

इत्येवंकथितंसर्वंशंकरस्ययशोऽमलम् ॥
तथाचास्यदर्पभंगांकिंभूयःश्रोतुमिच्छसि ॥ ११४ ॥

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાંના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'शंकरप्रशंसा' એવા નામનો છત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૬

---

॥ श्रीराधिकाउवाच ॥

एवंभूतस्यचाविभोःसर्वेशस्यमहात्मनः ॥
नशस्तंकथमुच्छिष्टंब्रूहिसंदेहभंजन ॥ १ ॥

રાધિકાજી પુછે છે—હે સંદેહનો નાશ કરનારા! સદાશિવ કે જે એવી મહાત્મા અને સર્વના સ્વામી છે તેમનું નૈવેદ્ય અગ્રાહ્ય ગણાય છે તે શા કારણથી?

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી! આ વિષયમાં એક પ્રાચીન ઈતિહાસ કે જે પાપરૂપી કાષ્ઠોને બાળવામાં પ્રજ્વલિત અગ્નિની જ્વાળા જેવો છે તે કહુંછું સાંભળો. એક સમયે સનતકુમાર વૈકુંઠમાં ગયા હતા ત્યાં તેમને, ભોજન કરી ઉઠેલા નારાયણનાં દર્શન થયાં. સનત્કુમારે પ્રેમપૂર્વક ભક્તિથી પ્રણામ કરી શુભ સ્તોત્રોથી સ્તુતિ કરતાં ભક્તવત્સલ નારાયણે તેમને પોતાનું ઉચ્છિષ્ટ આપ્યુ. એ દુર્લભ ઉચ્છિષ્ટ મળતાં સનત્કુમારે તેમાંથી થોડુંક પોતે ખાધું અને થોડુંક પોતાના બંધુઓને ખવરાવવાને વાસ્તે રાખ્યું. પછી સનત્કુમારે સિદ્ધાશ્રમમાં આવીને તે ઉચ્છિષ્ટ પોતાના ગુરૂ સદાશિવને આપતાં સદાશિવે ભકિતના અતિશયને લીધે તુરતજ તે સઘળા ઉચ્છિષ્ટનું ભક્ષણ કર્યું. અત્યંત દુર્લભ વસ્તુ મળવાને લીધે પ્રેમથી વિહ્વળ થએલા, સર્વ અંગોમાં રોમાંચિત થએલા અને જેમના નેત્રમાં આંસુ આવી ગયાં એવા સદાશિવ આનંદથી નાચવા લાગ્યા અને ભકિતપૂર્વક પાંચે મોહોડાંવતે સુકંઠથી મારા ગુણોને ગાવા લાગ્યા. તાલના અને તાનના પ્રમાણથી નાચનાચ શરૂ કરતાં સદાશિવના હાથમાંથી ડમરૂ તથા શીંગડું પડી ગયાં, વાઘનું ચામડું શરીર ઉપરથી પડી ગયું અને પછી પોતે પણ પડીને રૂદન કરતાં કરતાં મૂર્છિત જેવા થઇ ગયા. મારા અત્યંત સુંદર સ્વરૂપનું ધ્યાન કરી એકાગ્રચિત્ત થએલા સદાશિવને હૃદયમાં હજાર પાંખડી વાળા કમળની અંદર મારૂં દર્શન થવા લાગ્યું. આ સમયમાં ભકતોની ભયંકર

પીડાઓને મટાડનારાં અને જેમનાં મુખ તથા નેત્ર પ્રસન્ન હતાં એવાં પાર્વતી પ્રેમને લીધે તુરત સદાશિવની પાસે આવ્યાં. સદાશિવને ભક્તિથી રૂદન કરતા, પડી ગએલા અને મૂર્છિત થએલા જોઈ પાર્વતીએ સનત્કુમારને સદાશિવની એવી સ્થિતી થવાનું કારણ પુછયું. સનત્કુમારે હાથ જોડી સઘળી વાત કહી સાંભળાવતાં સારી વાત સાંભળીને પાર્વતીએ સદાશિવને શાપ તો ન આપ્યો પણ નારાયણના ઉચ્છિષ્ટ માંથી પોતાને ભાગ નહી આપવાના ક્રોધથી કહ્યું કે 'આજથી સદાશિવના ઉચ્છિષ્ટને વિદ્વાનો પણ અભક્ષ્ય ગણશે.' બ્રહ્માંડમાં કોઇની પાસે પણ ન હોય એવા તપ, સૌભાગ્ય અને તેજના પ્રભાવવાળાં પાર્વતીનાં તે વચન સાંભળી સદાશિવ સર્વનો સંહાર કરનાર છતાં પણ ધ્રુજવા લાગ્યા. પાર્વતીના તપનો અને તેજનો પ્રભાવ બીજા કોઇનો પણ ન હોય એવો છે કે, જેથી સર્વ બ્રહ્માંડોનો સંહાર કરનાર સદાશિવ પણ કંપિત થયા. જેનાં નેત્ર કોપથી રાતા કમળ જેવાં દેખાવા લાગ્યાં એવાં ગણેશની મા જગદંબાએ સદાશિવને નીચે પ્રમાણે નીતિથી ભરેલાં ઉત્તમ વચન કહ્યાં.

પાર્વતી કહેછે—તમે કે જગતનું પોષણ કરનાર, ચારે વેદને ઉત્પન્ન કરનાર, ચારે વેદનું વ્યાખ્યાન કરનાર, મારા પ્રાણનાથ અને ભક્તોને ભોગ, મોક્ષ, દેનાર છો તે ઉઠીને અનીતિ કરોછો ત્યારે પછી ધર્મનું રક્ષણ કોણ કરશે. હું તમારી ભક્ત છું, કિંકરી છું, સર્વદા તમારે પાળવા યોગ્ય છું અને પોષણ કરવા યોગ્ય છું તે છતાં તમે મને મારા પ્રારબ્ધના દોષથી ભગવાનનું નૈવેદ્ય ખવરાવવામાં છેતરી છે. કોઇ વસ્તુ સુવર્ણથી શુદ્ધ થાયછે, કોઈ વાયુથી શુદ્ધ થાયછે અને કોઈ ધોવાથી શુદ્ધ થાયછે પણ વિષ્ણુને નિવેદન કરવાથી તો સઘળી વસ્તુઓ શુદ્ધ થાયછે. સર્વ દેવતાઓનું, પિતૃઓનું અને અતિથિઓનું આરાધન વિષ્ણુને ધરેલા નૈવેદ્યથી કરવું અને વિષ્ણુને નહી ધરાએલું અન્ન અભક્ષ્ય છે એવો વેદમાં નિશ્ચય છે. જે માણસ સઘળું છોડી દઇને ભક્તિપૂર્વક વિષ્ણુના નૈવેદ્યનું ભક્ષણ કરે તે માણસ વિષ્ણુનો ઉત્તમ પાર્ષદ થાય છે. અમૃત કે જે સઘળી વસ્તુઓ કરતાં વધારે મીઠું છે અને અત્યંત દુર્લભ છે તે પણ વિષ્ણુના નૈવેદ્યના પ્રભાવની સોળમા ભાગની બરાબરી પણ કરી શકે એમ નથી. વિષ્ણુનું નૈવેદ્ય અકાળમૃત્યુને પણ ટાળેછે તથા જમનારને વિષ્ણુ જેવો કરી મેલેછે અને અમૃત તો કેવળ મૃત્યુલોકનેજ રાજી કરેછે જે. માણસ સાધુનો સમાગમ થતાં યદૃચ્છાથી પણ વિષ્ણુના નૈવેદ્યનું ભક્ષણ કરે તેને સાઠ હજાર વર્ષ સુધી તપ કર્યાનું ફળ થાયછે. તપશ્ચર્યા કરનારથી પણ વિષ્ણુના નૈવેદ્યનું ભક્ષણ કરનાર ઉત્તમ છે. કારણ કે જે ભક્ત ભક્તિપૂર્વક વિષ્ણુના નૈવેદ્યનું ભક્ષણ કરતો હોય તે ભક્ત વિષ્ણુના જેવાજ પ્રભાવવાળો થાય છે. પુષ્કર તીર્થમાં મુનિ

ઓની સભાની અંદર પૂર્વે તમારા મુખથીજ તમે કહ્યું હતું કે " વિષ્ણુના નૈવેદ્ય નો સંપુર્ણ પ્રભાવ મારાથી કે બ્રહ્માથી પણ જાણી શકાયો નથી ત્યારે કહી તો કે મજ શકાય." હે પ્રભુ! હું લાંબા કાળ સુધી તપ કરીને તમને વરીછું તે છતાં તમે મને વિષ્ણુનો પ્રસાદ દેવામાં કેમ છેતરી, તમે હમણાં મને વિષ્ણુનું નૈવેદ્ય આપ્યું નહી એટલા માટે હું તમને તે બાબતનું ફળ આપુંછું તે લ્યો. જે લોકો આજથી તમારા નૈવેદ્યનું ભક્ષણ કરશે તેઓને ભરતખંડમાં કુતરાંનો એક જન્મ લેવો પડશે એમાં સંશય નથી.

શ્રીકૃષ્ણ કેહે છે—એટલા વચન બોલીને જગદંબા પાર્વતી સદાશિવની પાસે રોવા લાગ્યાં અને તેમની દૃષ્ટિ પડવાથી સદાશિવનો કંઠ શ્યામ થઈ ગયો. પછી સદાશિવે પ્રેમપુર્વક પાર્વતીને છાતીમાં ઘાલી નમ્રતાપૂર્વક વખાણ કરીને તેનો શ્રાપ ઉતારયો. વારંવાર હાથવતી નેત્રનાં આંસુને લુઈ નાંખી અનેક પ્રકારનાં નીતિ સંબંધી મનોહર વચનોથી સદાશિવ સમજાવવા લાગતાં કાંઇક શાંત થએલાં પાર્વતીએ સદાશિવને કહ્યું કે " મને વિષ્ણુનું નૈવેદ્ય ન મળ્યું એટલા માટે હું મારા દેહને છોડી દઈશ અને તમારૂં નૈવેદ્ય કે જે અપૂર્વ અને જન્મને, મૃત્યુને તથા જરાને હરનાર છે તેને મેં દુષ્ટ કરયું તેથી પણ મારે દેહ રાખવો યોગ્ય નથી. તમારી પ્રીતી હતી ત્યાં સુધી દેહ રાખવો યોગ્ય હતો પણ હવે પ્રીતી ટળી ગઇ એટલે આ દેહને રાખીને શું કરૂં. જુવો હવે મારા દેહનો ત્યાગ કરૂંછું. હે ઈશ્વર ! તમારા લિંગ ઉપર જે વસ્તુ મુકાણી હશે તેજ અગ્રાહ્ય થશે પણ તેમાં જો વિષ્ણુના નૈવેદ્યથી મિશ્રિત કરવામાં આવશે તો તે વસ્તુ પણ પવિત્ર થશે." એટલાં વચન બોલી પાર્વતી દેહનો ત્યાગ કરવા તૈયાર થતાં ત્રાસ પામેલા સદાશિવે તેમની વાતનો સ્વીકાર કરીને તેમની નીચે પ્રમાણે સ્તુતી કરી.

સદાશિવ સ્તુતિ કરેછે—હે મહાદેવી ! હે ચંડિકા ! હે જગતનાં માતાજી ! સ્થિર થાઓ. હે સુંદરી ! મારા સઘળા અપરાધની ક્ષમા કરો. હું કે જે તમારા તપથી ખરીદાએલો દાસ છું તેના ઉપર કૃપા કરો. હે બ્રહ્માનાં, વિષ્ણુનાં તથા મારાં પણ કારણરૂપ ! હે અવિનાશી ! હે નિર્ગુણ ! હે સર્વદા ગુણાતીત ગોલોકના સ્વામીની સાથે રેહેનારાં ! હે સઘળી શકિતઓરૂપ ! હે સાકાર.! હે નિરાકાર ! હે નિત્ય ! હે પોતાની ઇચ્છામય ! હે પ્યારાં ! તમે મારા ઉપર ગોલોકના સ્વામીની કૃપાથીજ હમણાં મારા વક્ષઃસ્થળમાં રહ્યાં.છો. હે સર્વનાં બીજરૂપ ! હે મહામાયા ! હે મનનું હરણ કરનારાં ! હે સઘળી સિદ્ધઓ દેનારાં ! હે દેવી ! હે મુકિત આપનારાં ! હે શ્રીકૃષ્ણની ભકિત દેનારાં ! શ્રીકૃષ્ણની ઇચ્છા વિના મારાથી

તમને નૈવેદ્ય આપી શકાયજ નહી. જો શ્રીકૃષ્ણની ઈચ્છા છતાં તમને મેં નૈવેદ્ય ન આપ્યું હોય તો દેહનો ત્યાગ કરી ગોલોકમાં નિર્ગુણ ભગવાનની પાસે જાઓ.

શ્રીકૃષ્ણ કેહે છે—એટલાં વચન બોલી સદાશિવ પોતાની સામા ઊભા રેહેતાં પાર્વતી પ્રસન્ન થયાં અને પ્રસન્ન થઇને તેમણે સદાશિવને પ્રણામ કર્યા. વિપત્તિઓથી ઘેરાએલો જે માણસ પૂર્વે શંકરે કરેલા એ પાર્વતીના સ્તોત્રનો પાઠ કરે તેની સઘળી વિપત્તિઓ ટળે છે, મિત્રોમાં કુસંપ થયો હોય તો મટી જાય છે અને પેહેલાના જેવીજ પ્રીતિ થાય છે. સદાશિવે સ્તોત્ર કર્યા પછી પાર્વતી રાજી થયાં તેથી કદીપણ તેમણે મહાદેવના ઘરનો ત્યાગ કરયો નહી. સદાશિવનાં વચન સાંભળી રાજી થઈ સદાશિવની આજ્ઞા લઇ પાર્વતીએ નાહાવાને વાસ્તે તુરત ગંગાજીને કીનારે જઈ ગંગામાં સ્નાન કરી ભક્તિથી નિર્ગુણ ઇષ્ટદેવની પૂજા કરીને તુરત મીઠાં મીઠાં અન્ન અને શાકપત્ર આદી રસોઈ બનાવી. સદશિવે પણ સ્નાન કરી હું કે જે સનાતન જ્યોતિઃસ્વરૂપ પરબ્રહ્મછું અને તેમના હૃદયમાંજ રહેલોછું તેનું પુજન કરીને પરમભક્તિથી સ્તુતિ કરી. તે પછી મેં તે સ્થળમાં જઈ પાર્વતીએ રાંધેલી સઘળી રસોઇ જમીને તેને વાંછિત વરદાન આપ્યાં. તમે જેનાં મૂળરૂપ છો એવાં પાર્વતીને એવી રીતે મારા ભોજનનું ઉચ્છિષ્ટ મળતાં તેમણે પ્રેમથી પોતાના સ્વામી સહિત તે ઉચ્છિષ્ટનું ભક્ષણ કરયું અને પછી ભક્તિથી શંકરની સ્તુતિ તથા વારંવાર પ્રણામ કર્યા. હે રાધિકાજી! આ પ્રમાણે સદાશિવનું નિર્માલ્ય જે કારણથી દૂષિત ઠરયું છે તે વિષે તમે પુછતાં મેં સંપૂર્ણ ઊત્તર તમને આપ્યો.

**इत्येवंकथितंसर्वंत्वयापृष्टंसुरेश्वरि ॥**
**अभिशप्तंशंकरस्यनिर्माल्यंयेनहेतुना ॥ ५२ ॥**

ઇતિશ્રી બ્રહ્મવૈવર્તપુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો '**हरानिर्माल्यशापप्रसंग**' એવા નામનો સાડત્રીશમો અધ્યાય સંપૂર્ણ. ૩૭



**॥ श्रीकृष्णउवाच ॥**

**दर्पभंगःश्रुतोदेविशंकरस्यजगद्गुरोः ॥**
**अधुनाश्रूयतांमत्तोदुर्गादर्पविमोचनम् ॥ १ ॥**

શ્રીકૃષ્ણ કેહે છે— હે રાધિકાજી! તમે જગતના ગુરૂ સદાશિવાનો ગર્વ તુ-

ટયાની કથા સાંભળી. હવે મારી પાસેથી પાર્વતીનો ગર્વ ત્રુટયાની કથા સાંભળો પ્રથમ જગદંબાએ સર્વ દેવતાઓના તેજથી પ્રગટ થઈ મનનું હરણ કરનારૂં સુંદર સ્ત્રીનું રૂપ ધરી મોટા મોટા દૈત્યોને મારીને દેવતાઓની રક્ષા કરી. તે પછી દક્ષની સ્ત્રીના ઉદરથી તેમનો જન્મ થયો અને તે જન્મમાં તે સતી દેવી દેવતાઓનું રક્ષણ કરનારા સદાશિવને વરીને નિરંતર પરમ ભક્તિથી તેમનું શેવન કરવા લાગ્યાં. એ સમયમાં દૈવયોગથી દેવતાઓની સભામાં અમથો અમથો દક્ષે સદાશિવની સાથે ક્લેશ કરયો અને તેણે પોતાને ઘેર આવી ક્રોપથી યજ્ઞનો આરંભ કરી તેમાં સર્વે દેવતાઓને બોલાવ્યા પણ શંકરને બોલાવ્યા નહી. સર્વે દેવતાઓ પોતપોતાની સ્ત્રીઓ સહિત દક્ષને ઘેર ગયા પણ સદાશિવ પોતાનું અભિમાન જાળવવાને વાસ્તે ત્યાં ગયા નહી અને કોપને લીધે પોતાના કોઈ ગણોને પણ જવા દીધા નહી. સતીએ પોતે ત્યાં જવાને વાસ્તે ચંચળ થઇને સદાશિવની આજ્ઞા માગી પણ સદાશિવે આજ્ઞા આપી નહી. આમ થતાં અભિમાનને લીધે સદાસિવની આજ્ઞાની જરૂર નહી ગણતાં સતી પોતાના પિતા દક્ષને ઘેર ગયાં ત્યાં દક્ષે વચનમાત્રથી પણ તેમનો સત્કાર કરયો નહી. આ પ્રમાણે મહાદેવના અનાદરથી સતીનો ગર્વ ત્રુટી ગયો હતો અને છેલીવારે દક્ષે કરેલી મહાદેવની નિંધા સાંભળીને તેને દેહ પણ છોડી દેવો પડયો હતો. હે રાધિકાજી! આ પ્રમાણે સતીનો ગર્વ ત્રુટયાની કથા મેં તમારી પાસે કહી. હવે બીજા જન્મમાં પણ તેમનો ગર્વ ત્રુટયો હતો તે કથા સાંભળો. દક્ષના યજ્ઞમાં જેણે દેહ છોડી દીધો એવાં સતીએ પછી હિમાલયની સ્ત્રી મેનાના ઉદરમાં તુરત જન્મ લીધો. સદાશિવે તો પ્રેમથી સતીનું સ્મરણ કરી કરી તેની ચીતાની ભસ્મને શરીરપર ચોળી અને તેના હાડકાંઓની માળા ગળામાં પેહેરીને વારંવાર ચારેકોર ભમવા માંડયું. હીમાલયની સ્ત્રી મેનાએ અત્યંત મનોહર કન્યાને જન્મ આપ્યો. હિમાલયની કન્યાએ પાર્વતી ગુણોને ઉતપન્ન કરનાર છે, સઘળા ગુણોનું તથા સઘળાં રૂપોનું ધારણ કરનારછે, બ્રહ્માની સૃષ્ટિમાં એના તુલ્ય કોઈ પણ નથી અને સઘળી દેવતાઓની સ્ત્રીઓ તો તેના ગુણોના સોળમા ભાગની પણ બરાબરી કરવાને લાયક નથી. હિમાલયના ઘરમાં દિવસે દિવસે શુકલપક્ષમાં ચંદ્રની કળાની પેઠે વૃદ્ધિ પામતાં તે કન્યા ભરજુવાનીમાં આવ્યાં. એ સમયે તે પાર્વતીને ઉંચા સ્વરથી બોલાવીને આકાશવાણીએ કહ્યું કે "હે શિવા! કઠણ તપ કરીને સદાશિવને પ્રાપ્ત થાઓ. હે પર્વતનાં પુત્રી! તપ કર્યા વિના તમને સદાશિવ મળશે નહી." આ પ્રમાણે આકાશવાણી સાંભળવા માં આવ્યા છતાં પણ યૌવનથી ગર્વ પામેલાં પાર્વતી તપ નહી કરતાં

ઘરમાંજ રહ્યાં. પાર્વતીએ એવો વિચાર કરયો કે "જે સદાશિવ મારા પૂર્વ દેહની ભસ્મને અને હાડકાંને ધારણ કરીને ફર્યા કરે છે તે, આ જન્મમાં મને જુવાન થએલી જોઇને પોતાની મેળેજ કેમ નહી ગ્રહણ કરે. જે પોતે કામશાસ્ત્રમાં નિપુણ હોવાથી મારા શોકને લીધે ભમ્યા કરે છે તે સદાશિવ મને અત્યંત રૂપાળી જોઈને પોતાની મેળેજ કેમ નહી વરે. જેણે મારે વાસ્તે દક્ષના યજ્ઞને તોડયો હતો, એવા કૃપાના ભંડારરૂપ સદાશિવ, હું કે જે તેમની પ્રત્યેક જન્મની પત્ની છું તેને પોતાની મેળેજ કેમ નહીં વરે. પૂર્વજન્મમાં જે જેની પત્ની હોય તે, પરજન્મમાં પણ તેનેજ પામે છે. જગતમાં સ્ત્રીપુરૂષ જુદાં પડેજ નહી એવો વિધાતાનો નિયમ ફરવાનોજ નથી." આવા વિચારથી પાર્વતીએ સદાશિવને ઈશ્વર નહી જાણતાં પોતામાં સઘળા રૂપનું તથા ગુણોનું અભિમાન ધરાવીને તપ કર્યું નહી. 'સઘળી રૂપાળી સ્ત્રીઓમાં મારાથી અધિક રૂપાળી કોઇ પણ નથી' એમ મનમાં ગર્વ ધરીને પાર્વતીએ તપ કરયું નહી. 'પુરૂષોતો સ્ત્રીઓનાં રૂપના, ગુણના અને શણગારનાજ ગ્રાહક હોય છે માટે સદાશિવ મારૂં રૂપાદિક સાંભળીનેજ મારૂં ગ્રહણ કરશે તેથી મારે તપ કરવાની કશી જરૂર નથી' એમ ધારીને પાર્વતી પોતાના પિતા હિમાલયનાજ ઘરમાં રહીને મત્તપણાથી સખીઓના યૂથમાં અહર્નિશ ક્રીડા કરવા લાગ્યાં. આ સમયમાં એક દૂતે હિમાલયની શભામાં આવી હાથ જોડીને હિમાલયને નીચે પ્રમાણે મધુર વચન કહ્યાં.

**દૂત કેહે છે**—હે પર્વતોના રાજા! ઉઠો ઉઠો. અક્ષયવરની પાસે જાઓ. પોડીઆપર બીરાજી પોતાના ગુણો સહિત સદાશિવ ત્યાં પધાર્યા છે. એ સદાશિવ કે જે દેવતાઓના સ્વામી છે, ઇંદ્રિયોથી અગમ્ય છે, સિદ્ધિસ્વરૂપ છે, સિદ્ધલોકોના સ્વામી છે, મોટા યોગીઓના ગુરૂના ગુરૂછે, મૃત્યુને જીતનાર છે, કાળના પણ કાળ છે, સનાતન બ્રહ્મ જયોતિરૂપ છે, નિર્ગુણ છે, સગુણ પણ છે, વ્યાપક છે, ભક્તોના ધ્યાનની અનુકૂળતાને વાસ્તે નિર્મળ દેહ ધરવાવાળા છે, ઇશ્વર છે અને પરમાત્મા છે તેમની પાસે જઇ ભક્તિથી માથું નમાવીને [1]મધુપર્ક આદિથી તેમનું પૂજન કરો.

**શ્રીકૃષ્ણ કેહે છે**—એ પ્રમાણે દૂતનાં વચન સાંભળી હિમાલય મોટા આનંદથી ઉભો થયો અને મધુપર્ક આદિ સામગ્રી લઈને સદાશિવની પાસે ગયો. દૂતનાં વચન સાંભળી જેનાં મુખ અને નેત્ર પ્રસન્ન થયાં એવાં પાર્વતીએ 'મારે

૧ કાંસાના વાટકામાં મધ, દહી તથા ઘી ભેળાં કરીને પૂજનનો જે ઉપહાર કરવામાં આવે છે તે.

વાસ્તેજ સદાશિવ આવ્યા છે ' એમ માનીને ઉત્તમ શણગાર ધરવા માંડયા. અત્યંત સુંદર વસ્ત્રો પેહેર્યાં, ઉત્તમ રત્નમય અલંકારો ધર્યા, રત્નોની મનોહર માળા પેહેરી, ચંદનયુક્ત પારિજાતનાં પુષ્પોની માળા સદાશિવને પ્યારી લાગશે એમ જાણીને સદાશિવને વાસ્તે તે મનોહર માળા તૈયાર કરી રાખી, રત્નના સિંહાશનપર બેશીને દર્પણમાં મોહોડું જોયું, લલાટમાં કસ્તૂરીની બીંદીની સાથે સિંદૂરની બીંદી કરી અને જરા જરા રતાશવાળાં નેત્રોમાં નિર્મળ આંજણ આંજ્યું. જેઓમાં આંજણ આંજ્યું એવી તેમની આંખ્યો ભ્રમરની પંક્તિથી વીટાએલાં શરદૃઋતુના મધ્યાન્હ કાળના કમળ જેવી શોભવા લાગી. એમના પાનબીડીના રંગથી રંગાએલા અત્યંત સુંદર કુણા હોઠ રમણીય ઘોલાં જેવાં શોભવા લાગ્યા. રત્નમય કુંડળોથી દીપી રહેલા તેમના ગાલ સૂર્યોદયથી પ્રકાશતા મેરૂપર્વતના શિખર જેવા શોભવા લાગ્યા. જેનું વર્ણનજ થઇ શકે નહી એવી મનોહર એમના દાંતોની પંક્તિ વર્ષાઋતુમાં જેનાપર પાણી પડયું હોય એવી મોતીની પંક્તિની પેઠે શોભવા લાગી. ગજમોતીની વાળી એમની સુંદર નાસિકા જેમ ગંગાજળની ધારાથી મેરૂપર્વતની જગ્યા શોભે તેમ શોભવા લાગી. માલતીની માળાઓથી ગુંથેલો એમનો સુંદર ચોટલો બગલાંની પંક્તિવાળા નવીન મેઘની પેઠે શોભવા લાગ્યો. એમનાં સ્તન તપાવેલાં સોનાના જેવા તથા સુંદર ચંપક પુષ્પના જેવા વર્ણવાળાં, ઉત્તમ રત્નમય હારોથી વ્યાપ્ત, કસ્તૂરી તથા કેસરનાં કુકડાં માંકડાંવાળાં, બોરડીના ફળ જેવાં અને મનનું હરણ કરે એવાં હતાં. એમનો મનોહર મધ્યભાગ પાતળો અને ઉંડી નાભિથી દીપી રહેલો હતો. એમના બે સાથળ અત્યંત રૂપાળા ગોળ મનનું હરણ કરનારા અને કેળના થંભને ધિક્કારે એવા હતા. એમનું ગુહ્યસ્થળ સારી પેઠે કઠણ અને વસ્ત્રથી ખુબ ઢંકાએલું હતું. એમનાં ચરણ રત્નમય છવીંટીઆંવાળાં, અળતાના રસથી શણગારેલાં ચિત્તને ચોરનારાં અને સ્થળ કમળની કાંતિને ધિક્કારે એવાં હતાં. હાથમાં રત્નમય દર્પણ, રમવાનું સુંદર કમળ અને મનનું હરણ કરનારી રત્નમય અમૂલ્યની વીંટી ધરી હતી. એવા પોતાનાં અતુલરૂપને જોઈ રાજી થતાં પાર્વતીએ પરમેશ્વર શંકરનું ધ્યાન કરવા માંડયું. સદાશિવના ચરણારવિંદમાંજ વિશેષે અખંડિત મન લગાવી દીધું તેથી પાર્વતીને સદાશિવ વિના પિતાનું, માતાનું, બંધુનું, સખીઓના વર્ગનું, સહોદરનું કે બીજા કોઈનું પણ મનમાં સ્મરણ રહ્યું નહી. હિમાલય કે જે દૂતના કેહેવાથી સદાશિવની પાસે જતો હતો તેણે ગંગાજીના કીનારાપરથી આવતા સદાશિવને દીઠા. એ સદાશિવ મંદહાસ્ય કરતા હતા, હાથમાં સંસ્કાર આપેલી માળા લઈને મારાંનામનો જપ કરતા હતા, તપાવેલા

સોનાના વર્ણને પણ ધિક્કારે એવા જટાજૂટથી દીપતા હતા, પોઠીઆપર બીરાજ્યા હતા, હાથમાં ત્રિશૂળ ધરયું હતું, સઘળાં આભરણોથો તથા સર્પના આભરણોથી શોભતા હતા, જનોઈ પણ સર્પનુંજ પેહેરયું હતું, શુદ્ધ સ્ફટિકમણિ જેવા શ્વેત હતા, વાઘનું ચામડું ઓઢયું હતું, સઘળા અંગોપર વિભૂતિ લગાવી હતી, હાડકાંઓની માળા પેહેરી હતી, નગ્ન હતાં, પાંચ મોહોડાં હતાં, પ્રત્યેક મોહોડામાં ત્રણ ત્રણ નેત્ર હતાં અને કરોડ સૂર્યની પેઠે પ્રકાશતા હતા. સદાશિવની ચારેકોર બ્રહ્મતેજથી પ્રકાશતા અનેક રૂદ્રો, ડાબા પડખામાં મહાકાળ અને જમણા પડખામાં નંદિકેશ્વર જોવામાં આવ્યા. ભૂત, પ્રેત, પિશાચ, કૂષ્માંડ, બ્રહ્મરાક્ષસો, વેતાળ, ક્ષેત્રપાળ, ભયંકર પ્રાક્રમવાળા ભૈરવો, સનક, સનંદન, સનાતન, સનત્કુમાર, જૈગીષવ્ય, દેવલ, કણાદ, ગૌતમ, પિપ્પલાદ, કણખન, વોઢ, પંચશિખ, કઠ, જાજલિ, કવષ, કર્ણ, લોમસ, સૂર્યવર્ચા, કાત્યાયન, પાણિનિ, શંખ, દુર્વાસા, શાતાતપ, પારિભદ્ર, અષ્ટાવક્ર, અને મરૂદ્ભવ એઓ પણ સદાશિવની સાથે આવતા જોવામાં આવ્યા. હિમાલયે આગળ ચાલ્યા આવતા એ લોકોને નમસ્કાર કરી પછી હાથ જોડી દંડની પેઠે ધરતીપર પડીને મસ્તકવતે સદાશિવને પ્રણામ કર્યા. પછી અત્યંત નમ્રતાથી ભક્તિપૂર્વક એમનાં ચરણારવિંદને હાથવતે ઝાલી પ્રણામ કરીને જેનાં અંગોમાં રૂવાડાં ઊભાં થઇ ગયાં હતા તથા નેત્રમાં આંસુ આવ્યાં હતાં એવા હિમાલયે બ્રહ્માના ગયા દિવસમાં સૂર્યગ્રહણના સમયમાં પુષ્કર નામના તિર્થમાં પોતાને ધર્મે આપેલા સ્તોત્રથી નીચે પ્રમાણે સ્તુતિ કરી.

**હિમાલય સ્તુતિ કરે છે**—સૃષ્ટિ કરનારા બ્રહ્મા અને પાલણ કરનારા વિષ્ણુ એઓ તમારાંજ સ્વરૂપ છે. તમે મંગળરૂપ છો, સુખ આપનાર છો, અનંત છો, સર્વનો સંહાર કરનાર છો, ઈશ્વર છો, ગુણાતીત છો, જ્યોતિરૂપ છો, નિત્ય છો, પ્રકૃતિરૂપ છો, પ્રકૃતિના સ્વામી છો, પ્રકૃતિથી થએલા પદાર્થોરૂપ છો, પ્રકૃતિથી પર છો અને ભક્તલોકોને ધ્યાનની અનુકૂળતાને વાસ્તેઅનેક પ્રકારનાં રૂપ ધરનારા છો. ભક્તોને જેવા જેવા રૂપમાં પ્રીતિ હોય તેવું તેવું રૂપ ધરો છો. સૃષ્ટિને કરનાર તમો સર્વ તેજના આધારરૂપ સૂર્ય, નિરંતર શીતળ કિરણોથી ધાન્યોનું રક્ષણ કરનાર ચંદ્ર, વાયુ, વરૂણ, વિદ્વાન, વિદ્વાનોના ગુરૂ, મૃત્યુંજય, મૃત્યુના મૃત્યુ, કાળના પણ કાળ, યમના પણ યમ, વેદ, વેદના કર્ત્તા, વેદોના તથા વેદોનાં અંગો ।। પારને પામેલા, વિદ્વાનોને ઉત્પન્ન કરનારા, મંત્રરૂપ, જપરૂપ, તપરૂપ, તપનાં ફળ દેનારા, વાણીનાં અધિષ્ઠાતા સરસ્વતીરૂપ, સરસ્વતીના કર્ત્તા, સરસ્વતીના ગુરૂ અને સરસ્વતીના બીજરૂપ તમેજ છો. સંસારમાં તમારી સંપુર્ણ સ્તુતિ કરવાનેકોણ સમર્થ

છે? કોઈ પણ નથી.

શ્રીકૃષ્ણ કેહે છે—હિમાલય એ પ્રમાણે સ્તુતિ કરી ચરણ પકડીને ઉભો રેહેતાં સદાશિવ તેને બોલાવી પોઠીયા ઉપરથી ઉતરીને ત્યાંજ બીરાજમાન થયા. જે માણસ ત્રણે સંધ્યામાં આ મહાપવિત્ર સ્તોત્રનો પાઠ કરે તે સંસારરૂપી સમુદ્રમાં સઘળાં પાપોથી મુક્ત થાય છે, અને ભયોથી પણ મુક્ત થાય છે. આ સ્તોત્રનો પાઠ કરવાથી શંકરની કૃપા પ્રાપ્ત થાય છે એટલે તેથી અપુત્રને પુત્ર મળે છે, સ્ત્રી રહિતને એક મહીનાની અંદર સારા સ્વભાવવાળી મનોહર સ્ત્રી મળે છે, ઘણા કાળથી જતી રહેલી વસ્તુ તુરત અવશ્ય પાછી મળે છે, અને રાજ્યભ્રષ્ટને રાજ્ય પણ મળે છે. બંદીખાનામાં, સ્મશાનમાં, શત્રુઓના ઘેરાવના સમયમાં, અત્યંત ઉંડા પાણીમાં, વાહાણ ભાગવાના સમયમાં, ઝેર ખવાઇ ગયું હોય ત્યારે, અતિ સંકટમાં, મહાભયંકર રણના મધ્યમાં અને હિંસક પ્રાણીઓ ઘેરી વળ્યા હોય તે સમયમાં આ સ્તોત્રથી શંકરની સ્તુતિ કરવામાં આવે તો તેમની કૃપાને લીધે સઘળા ત્રાસો મટી જાય છે.

**रणमध्येमहाभीमेहिंस्रजंतुसमन्विते ॥**
**सर्वतोमुच्यतेस्तुत्वाशंकरस्यप्रसादत ः ॥ ७६ ॥**

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'सदाशिवाहिमालय समागम' એવા નામનો અડત્રીશમો અધ્યાય સંપુર્ણ. ૩૮.

**॥ श्रीकृष्णउवाच ॥**
**इतिस्तुत्वाहिमगिरिर्वसतःशंकरस्यच ॥**
**उवासपुरतोदूरेलब्धाज्ञःसर्वसंमतः ॥ १ ॥**

શ્રીકૃષ્ણ કેહે છે—એ પ્રમાણે જેણે સ્તુતિ કરી એવા અને સર્વનું માનપાત્ર થએલા હિમાલયે ત્યાં બીરાજેલા શંકરની આજ્ઞા લઈ તેમની પાસે જરા દૂર બેસીને ભક્તિપુર્વક તેમને મધુપર્કાદિક આપ્યાં અને મુનિઓની તથા શંકરના પાર્ષદોની પણ પુજા કરી. એ સમયે હિમાલયની સ્ત્રી મેનકાએ બીજી સ્ત્રીઓની સાથે ત્યાં આવીને, વડની નીચે બીરાજેલા અને ચંદ્રરૂપ મુકુટવાળા સદાશિવનાં દર્શન

કર્યાં. મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળા, વાઘના ચામડાનાં વસ્ત્રવાળા, બ્રહ્મતેજથી પ્રકાશતા, જેમ આકાશમાં તારાઓના મધ્યમાં ચંદ્રમા શોભે તેમ મુનિઓના મધ્યમાં શોભતા, પરમ સુખદાયી રૂપવાળા, કરોડ કામદેવ જેવા રૂપાળા, વૃદ્ધાવસ્થાને છોડી દઇ નવીન યૌવન ધરીને બીરાજેલા, અત્યંત રમણીય, સ્ત્રીઓનાં ચિત્તોને ચોરનારા, કામાતુર સ્ત્રીઓને કામદેવરૂપ લાગતા, પતિવ્રતાઓને પુત્રરૂપ લાગતા, વૈષ્ણવોને વિષ્ણુરૂપ લાગતા, શૈવલોકોને શિવરૂપે દર્શન દેતા, શક્તિના ભકતોને શક્તિરૂપ લાગતા, સૂર્યનાભકતોને સૂર્યરૂપ જણાતા, દુષ્ટ લોકોને કાળરૂપ જણાતાં, સારા લોકોને પાળકરૂપે જણાતા, મૃત્યુના પણ મૃત્યુરૂપ અને કાળના પણ કાળરૂપ સદાશિવનાં મેનાને દર્શન થયાં. એ સમયમાં સદાશિવના અંગ ઉપરનું વાઘનું ચામડું સુંદર વસ્ત્રરૂપ થઈ ગઇ હતું, ભસ્મ ચંદનરૂપ થઈ ગઈ હતી, હાડકાંઓની માળા રત્નોની માળારૂપ થઈ ગઇ હતી, ધંતુરાના ફુલ સુંદર ચંપકનાં ફુલરૂપ થઇ ગયાં હતાં, પાંચ મુખ એકઠાં થઇને એકજ મુખ થઈ ગયું હતું, પંદર નેત્રો એકઠાં થઈને બે નેત્રજ થઇ ગયાં હતાં, મુખ શરદ્‌પુનમના ચંદ્રની કાંતિથી પણ અધિક કાંતિવાળું હતું, અને હોઠ બપોરીયાના ફુલની કાંતિને જીતી લીએ એવા મનોહર હતા. નંદિકેશ્વર ધોળા ઘોડારૂપ થયા હતા અને ભૂતપ્રેતાદિક નાચવાવાળા જેવા થયા હતા. એ પ્રમાણે તુરતજ બદલાવી નાખવાથી અત્યંત સુંદર થએલાં સદાશિવના રૂપને જોઇ મેના બહુજ રાજી થઇ. કામનાનો ઉદય થવાથી રોમાંચિત થએલી કેટલીએક સ્ત્રીઓ નિમેષ રહિત થઈને જોવા લાગી, કેટલીએક અત્યંત કામાતુર થઇને મૂર્છા પામી ગઈ, કેટલીએક પોતના સ્વામીઓની નિંધા કરીને મહાદેવનાં વખાણ કરવા લાગી, કેટલીએક મનોરથ ભરેલા મનથી માનસિક આલિંગન કરવા લાગી, કેટલીએક કામાતુરપણાને લીધે પ્રેમથી માનસિક ચુંબન કરવા લાગી, અને કેટલીએક પરસ્પરમાં બોલવા લાગી કે "આપણે કે જેઓ કામનારૂપી સમુદ્રમાં ડૂબેલી છીએ તેઓ અવશ્ય મન માનતું કરીશું. આપણે ઘણા કાળ સુધી તપ કરીને આ સદાશિવને પતિ મેળવી શકીએ તો આ લોકમાં તથા પરલોકમાં પણ યશ થાય. અહીં જે આપણા ભર્ત્તાઓ છે તેઓમાંથી આપણું શું વળે એમ છે. હવે એ સ્વામીઓની સાથે સંભોગ કરવાનું બસ રાખીને તપજ કરો." મંદહાસ્ય કરતી કેટલીએક સ્ત્રીઓ સદાશિવને જોઇ ઘુંઘટો કાહાડીને આડી આંખથી વારંવાર જોવા લાગી અને કેટલીએક કહેવા લાગી કે "આપણે હવે ઘેર નહી જઇશું પણ સદાશિવની પાસેજ જઈશું અને શરદ્‌પુનમના ચંદ્રસરખા સદાશિવના મુખને નિરંતર પ્રેમથી નીરખીશું. હવે આ

પણે સંસાર છોડી દઇને અગ્નિમાં પ્રવેશ કરીશું કે જેથી સદાશિવ આપણા સ્વામી થાય." કેટલીએક કેહેવા લાગી કે "અહો ! પાર્વતીનાં ઘણાં પુણ્ય કેહેવાય અને ભરતખંડમાં તેનો જન્મ વખાણવા લાયક કેહેવાય કે જે આ સદાશિવ તેના સ્વામી થાય." હિમાલયની સ્ત્રી મેના પ્રેમથી સદાશિવનાં દર્શન કરી સઘળી સ્ત્રીઓની સાથે ઘેર ગઈ અને હિમાલય પણ સદાશિવનું પૂજન કરી પ્રણામ કરીને પાછા ઘેર ગયા. પછી હિમાલયે એકાંતમાં મેનાની સાથે કલ્પના કરીને પાર્વતીને સદાશિવની પાસે મોકલ્યાં. જેને સદાશિવ ઉપર પરમ પ્રેમ હતો એવાં પાર્વતી મનોહર શણગાર ધરી સખીઓની સાથે હર્ષથી સદાશિવની પાસે ગયાં. શાંત અને જેનાં મુખ તથા નેત્ર પ્રસન્ન હતાં એવા સદાશિવને જોઇ મંદહાસ્ય કરતાં પાર્વતીએ સાત પ્રદક્ષિણા કરીને તેમને પ્રણામ કર્યા. સદાશિવે તેમને આશિર્વાદ આપ્યો કે "હે સુંદરી ! તું તારામાંજ પ્રેમ રાખનારા, ગુણવાન, સર્વોત્તમ, સુંદર અને જ્ઞાનીઓમાં ઉત્તમ સ્વામીને પામજે. સ્વામિ વિષે તારૂં સૌભાગ્ય સર્વદા અખંડિત રેહેશે. તને ગુણોથી નારાયણ જેવો પુત્ર આવશે. તું જગતની માતા ગણાઇને ત્રૈલોકયમાં અત્યંત પૂજાશે. તું સઘળાં બ્રહ્માંડોમાં સર્વથી ઉત્તમ ગણાશે. તેં સાત પ્રદક્ષિણા કરીને ભકિતથી મને પ્રણામ કર્યા તેથી હું સાત જન્મમાં તારા ઉપર પ્રસન્ન રહીશ અને તેનું ફળ તને મળશે. તીર્થ ઉપર, પતિ ઉપર, ઇષ્ટદેવ ઉપર, મંત્ર ઊપર, અને જ્ઞાન ઊપર જેને જેવી શ્રદ્ધા હોય તેને તેવી સિદ્ધિ થાયછે." યોગીઓના સ્વામી સદાશિવ એટલાં વચન બોલી વાઘના ચામડા ઉપર યોગાસનવાળીને પરબ્રહ્મરૂપ મારા જ્યોતિઃસ્વરૂપનું ધ્યાન કરવા લાગતાં પાર્વતીએ તેમનાં ચરણ ધોઈને ચરણામૃત પીધું, અગ્નિથી ધોવાએલાં વસ્ત્રવતે તેમના ચરણારવિંદને લુઈ નાખ્યાં, વિશ્વકર્મા આદિ મોટા શિલ્પીઓએ બનાવેલું રમણીય રત્નમય સિંહાસન આપ્યું, કાંસાના વાસણમાં અપૂર્વ નૈવેદ્ય ધરયું, ચરણમાં ગંગાજળનો અર્ધ્ય આપ્યો, સુંદર કસ્તૂરી તથા કેસરથી સંયુકત સુગંધી ચંદનનું લેપન કરયું, ઞેરથી શોભતા ગળામાં માલતીની માળા પેહેરાવી, ભકિતથી પૂજા કરી, પ્રસન્ન કરવાને વાસ્તે પુષ્પોની વૃષ્ટિ કરી, સુવર્ણના પાત્રમાં મધુર અમૃત પીવાને આપ્યું, રત્નમય સો દીવા કર્યા, ચારેકોર ઉત્તમ ધુપ કરયો, ત્રૈલોકયમાં ન મળે એવું વસ્ત્ર આપ્યું, સુવર્ણનું જનોઇ ધરાવ્યું, નાહાવાને વાસ્તે તીર્થનું જળ આપ્યું અને મનોહર પાન બીડી આપી. એ પ્રમાણે સોળ ઉપચારથી ભકિતપૂર્વક શંકરનું પૂજન કરી વારંવાર પ્રણામ કરીને પાર્વતી પોતાના પિતાને ઘેર ગયાં અને એવી રીતેજ પૂજન કરીને ઘેર જવાનો તેણે નિત્ય નિયમ રાખ્યો. આ વાત અપ્સરાઓનાં મોહોડાંથી

સાંભળવામાં આવતાં ઇંદ્ર બહુજ હર્ષ પામીને નાચવા લાગ્યો અને તેણે દુતદ્વારા તુરત કામદેવને સ્વર્ગમાં બોલાવી મહાદેવને મોહિત કરવા સારૂ, જે સ્થળમાં પાર્વતી નિત્યપૂજન કરવા આવતાં હતાં તે સ્થળમાં મોકલ્યો. કામદેવે ઇંદ્રની આજ્ઞાથી તે સ્થળમાં જઈ ત્રૈલોકયમાં રમણીય, શાંત અને જેમનાં મુખ તથા નેત્ર પ્રસન્ન હતાં એવા સદાશિવને દીઠા અને પાર્વતીને પણ દીઠાં. હાથમાં ધનુષબાણ ધરી અંતરિક્ષમાં ઉભેલા કામદેવે કોઈથી અટકાવાય નહી એવું અમોઘ અસ્ત્ર પુરી કાળજીથી મહાદેવની ઉપર નાખ્યું પણ મહાદેવ કે જે આકાશની પેઠે નિર્લેપ પરમાત્મા છે તેમના ચિત્તમાં કાંઇ પણ મોહ ઉત્પન્ન થયો નહી. પોતાના અસ્ત્રને વ્યર્થ ગએલું જોઈ અને મહાદેવને સામે ઉભેલા જોઇ કામદેવ ભય પામ્યો, ધ્રુજવા લાગ્યો અને વિન્હલપણાને લીધે ઇંદ્ર આદિ દેવતાઓનું સ્મરણ કરવા લાગ્યો. મહાદેવના કોપથી ધ્રુજતા સર્વે દેવતાઓ ત્યાં આવી પોહોચ્યા અને દેવતાઓના ઇશ્વર મહાદેવ કે જે તે સમયે પોતાના કપાળમાંના નેત્રમાંથી અગ્નિ કાહાડતા હતા તેમની અનેક સ્તોત્રોથી સ્તુતિ કરવા લાગ્યા. દેવતાઓ સ્તુતિ કરતાં છતાં પણ મહાદેવે કાહાડેલો ઊંચી જ્વાળાઓવાળો અગ્નિ પ્રલયકાળના અગ્નિની પેઠે બહુ પ્રજ્વલિત થયો અને તે તુરતજ આકાશમાં ઉછળી ધરતીપર પડી ચારેકોર ફરી ફરીને કામદેવની ઉપર પડયો. મહાદેવના કોપનો અગ્નિ પડવાથી ક્ષણમાત્રમાં કામદેવ ભસ્મ થઇ જતાં સર્વે દેવતાઓ મુંઝાયા, પાર્વતી મોહોડું નીચું કરીને ઉભાં રહ્યાં, કામદેવની સ્ત્રી રતિ મહાદેવની આગળ બહુજ વિલાપ કરવા લાગી અને સર્વે દેવતાઓ કોપથી વ્યાપ્ત થએલા સદાશિવની સ્તુતિ કરવા લાગ્યા. સર્વે દેવતાઓએ વારંવાર રૂદન કરતાં કરતાં રતિને કહ્યું કે "હે મા! કામદેવની થોડીક ભસ્મ લઈને રાખી મુકય, ભય છોડી દે. મહાદેવનો કોપ ઊતરશે અને શુભ દિવસ આવશે ત્યારે અમો કામદેવને જીવાડશું એટલે તારો પતિ તને પાછો મળશે." રતિનો વિલાપ સાંભળી અત્યંત પીડા પામેલાં પાર્વતી સ્તુતિ કરવા લાગતાં ગુણાતીત અને ઇંદ્રિયોથી અગમ્ય સદાશિવ એમને રોતાંજ છોડી દઇને પોતાને ઠેકાણે પધારી ગયા. હે રાધિકાજી! આ પ્રમાણે પાર્વતીનું અભિમાન તુરતજ ત્રુટયું હતું. જેના રૂપનો અને યૌવનનો ગર્વ ભાગી ગયો એવાં પાર્વતી પોતાની સખીઓને પણ મોહોડું દેખાડતાં લજાવા લાગ્યાં. શોકથી ઉદ્વેગ પામેલા સર્વે દેવતાઓ રતિની આશ્વાસના કરી મહાદેવને દંડવત્ પ્રણામ કરીને પોતપોતાને ઠેકાણે ગયા અને કામદેવની સ્ત્રી રતિ પણ કોપથી રાતાં નેત્રવાળા મહાદેવની સ્તુતિ કરી ભયપુર્વક શોકથી રોઇને પોતાને ઠેકાણે ગઈ. હે રાધિકાજી! પછી પાર્વતી, લાજને

લોધે પિતાને ઘેર નહી જતાં સખીઓ અટકાવતાં છતાં પણ પરબારાંજ તપ કરવા સારૂ વનમાં ગયાં અને એમ થતાં શોકથી વિહ્વલ થએલી સખીઓ પણ તેમની પાછળ ગઇ. પાર્વતી તપ કરવા સારૂ ગંગાજીના કીનારા ઉપરના વનમાં ગયાં અને ત્યાં માતાજીઓએ આવીને અટકાવ કરવા માંડયો તોપણ તેને નહી ગણકારતાં ઘણાં કાળસુધી તપમાંજ લાગી રહ્યાં તેથી તેમને, અંતે સદાશિવ સ્વામી મળ્યા અને રતિને પણ શંકરના વરદાનથી કામદેવ પ્રાપ્ત થયો. હે રાધિકાજી ! આ પ્રમાણે પાર્વતીના ગર્વનો ભંગ થયા વિષેનું સઘળું ગુપ્ત આખ્યાન મેં તમને કહી સંભળાવ્યું. હવે બીજું શું સાંભળવા ઇચ્છોછો.

**इत्येवंकथितंसर्वंपार्वतीदर्पमोक्षणम् ॥**

**निगूढचरितंराधेकिंभूयःश्रोतुमिच्छसि ॥ ६५ ॥**

इतिश्री બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો ' पार्वतीदर्पमोक्षण ' એવા નામનો ઓગણચાળીશમો અધ્યાય સંપુર્ણ. ૩૯



**॥ श्रीराधिकाउवाच ॥**

**अहोविचित्रंचरितमपूर्वंकिंश्रुतंविभो ॥**

**सुंदरंश्रुतिपीयूषंनिगूढंज्ञानकारणम् ॥ १ ॥**

રાધિકાજી પુછે છે—હે પ્રભુ ! આ વિચિત્ર, સુંદર, કાનને અમૃતતુલ્ય લાગે એવું, ગુપ્ત અને જ્ઞાન આપનારૂં ભારે અપૂર્વ ચરિત્ર સાંભળ્યું પણ તે આપે સંક્ષેપથી કહ્યું છે, વિસ્તારથી કહ્યું નથી એટલા માટે હવે વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું. પાર્વતીએ કેવા કેવા પ્રકારનું તીવ્રતપ કરયું, તેમને કયાં કયાં વરદાન પ્રાપ્ત થયાં પછીસદાશિવની પ્રાપ્તિથઇ અને રતિએ કયા પ્રકારથી કામદેવને જીવતો કરયો એ સઘળું વિસ્તારથી કહો. હે કરૂણાના સમુદ્રરૂપ! પાર્વતીના અને સદાશિવના વિવાહની તથા તેઓના એકાંત સ્થળમાં સંભોગની કથા કે જે સાંભળવાથી પાપણી સ્ત્રીઓનાં પાપ અને દુખાણી સ્ત્રીઓનાં દુઃખ ટળે છે તે પણ વર્ણવીને કહો. હે કૃષ્ણ ! સ્ત્રી પૂરૂષના જોડાંના વિરહનું વર્ણન સ્ત્રી જાતિને કાનમાં જતાળા જેવું લાગે છે એટલા માટે પાર્વતીનો અને સદાશિવનો ફરીવાર મિલાપ થયાની કથા સાં-

બળવાની મને બહુ ઉત્કંઠા થઈ છે. સ્ત્રીઓ અગ્નિની ઝાળને કે ઝેરની ઝાળને પણ ખમી શકે પરંતુ સ્ત્રી પુરૂષના જોડાંના વિરહની ઝાળને ક્ષણમાત્ર પણ સાંભળી શકે નહી.

• નારાયણ કેહે છે—એ પ્રમાણે રાધિકાજીનાં વચન સાંભળી વિસ્મય પામેલા અને ચકિત થએલા શ્રીકૃષ્ણ ભગવાને કથા કેહેવાનો આરંભ કરયો. 'જે રાધા સ્ત્રી પુરૂષના વિરહની વાતને પણ સાંભળી શકતાં નથી તેની, મારો સો વર્ષ સુધીનો વિયોગ થશે ત્યારે કેવી સ્થિતિ થશે' એમ મનમાં વિચાર કરી ચિંતાતુર થએલા, માયાના સ્વામી અને માયાથી અવતરેલા કૃપાસિંધુ શ્રીકૃષ્ણે કૃપાથી તેમને નીચે પ્રમાણે કથા કહી.

શ્રીકૃષ્ણ કેહે છે—હે પ્રાણપ્યારાં! હે પ્રાણથી અધિક! હે મારા પ્રાણનાં અધિપતિ! હે પ્રાણેશ્વરી! હે મારા પ્રાણના આધારરૂપ સુંદરી રાધાજી! સાંભળો. સદાશિવ વડની નીચેથી જતા રેહેતાં પાર્વતી, વારંવાર પિતાએ તથા માતાએ અટકાવ કરતાં છતાં પણ તેઓનું નહી માનીને ગંગાજીને કીનારે તપ કરવા ગયાં. ત્યાં ત્રણે સમયમાં સ્નાન કરી પ્રેમથી સ્વપ્નમાં મારા આપેલા મંત્રનો જપ કરવા લાગ્યાં. એ જગદંબાએ સંપુર્ણ એક વર્ષસુધી આહારનો ત્યાગ કરીને ભક્તિપુર્વક તીવ્રતપ કરયું. ગ્રીષ્મઋતુમાં ચારે તરફ ભયંકર અગ્નિને પ્રજ્વલિત કરી નિરંતર તેના મધ્યમાં બેશીને મંત્ર જપવા લાગ્યાં, વર્ષાઋતુમાં મસાણની અંદર નિરંતર શિલા ઉપર યોગાસનવાળીને જળની સઘળી ધારાઓથી ભીંજાવા લાગ્યાં, અને શીતકાળમાં આહારનો ત્યાગ કરી મહાભયંકર થંડીવાળી રાત્રિઓમાં ભક્તિપૂર્વક નિરંતર જળની અંદર બેશીને રેહેવા લાગ્યાં. એ પ્રમાણે બીજા વર્ષમાં પણ તપ કરયું તોપણ સદાશિવ નહી મળતાં શોકને લીધે અગ્નિનો કુંડ કરીને તેમાં પ્રવેશ કરવાને તૈયાર થયાં. તપથી અત્યંત દુબળાં થએલા મહાસતી પાર્વતીને જોઈ કરૂણાના સમુદ્રરૂપ સદાશિવ કૃપાથી બ્રાહ્મણના અત્યંત ઠીંગણા બાળકનું સ્વરૂપ ધરી તેમની પાસે આવ્યા. એ બાળક તેજથી અત્યંત પ્રકાશમાન હતો, મનમાં આનંદથી ભરપૂર હતો, હાથમાં દંડ તથા છત્ર ધરયાં હતાં, માથે જટા હતી, ધોળું જનોઇ પેહેરયું હતું, વસ્ત્ર ધોળાં પેહેરયા હતાં, મંદમંદ હસતો હતો, ધોળાં કમળના બીજની માળા ધરી હતી અને કપાળમાં ઉજ્વળ તિલક કરયું હતું. નિર્જનસ્થાનકમાં એ બાળકને જોઈ તેના તેજથી અંજાઇ ગએલાં પાર્વતીએ તપ કરવું છોડી દઇને સ્નેહથી 'તું કોણ છે' એમ પુછયું અને સામે ઉભેલા તે બાળકનું પરમ આદરથી આલિંગન કરવાની મનમાં ઈચ્છા કરી. પાર્વતીનું પુછવું સાંભળી સદાશિવે હસીને તેને નીચે

પ્રમાણે કાનને અમૃતતુલ્ય લાગે એવાં મધુર વચન કહ્યાં.

**સદાશિવ કેહે છે**—હે સુંદરી ! હું તપસ્વી, મારી ઈચ્છામાં આવે ત્યાં ફરનારો બ્રાહ્મણનો પુત્ર બટુક છું. પણ તું કે જે આ ભયંકર વનમાં તપ કરે છે તે કોણ છે? તું કોના કુળમાં ઉત્પન્ન થઈ છે, કોની દીકરી છે અને તારૂં નામ શું છે તે કેહે. તું સઘળાઓને તપનાં ફળ દેનારી જણાય છે તે છતાં આવું તપ શા માટે કરે છે? હે કમળ સરખાં નેત્રવાળી! તું તો દેહધારી તપના સમૂહરૂપ છે તે છતાં લોકોને શીખવવાને વાસ્તે તપ કરે છે કે શું? અથવા તું પોતે તેજઃસ્વરૂપ ઈશ્વરી મૂળપ્રકૃતિ છે તે, ભક્તોના ધ્યાનની અનુકૂળતાને વાસ્તે ભરતખંડમાં દેહ ધરીને અવતરી છે એમ જણાય છે. અથવા તું ત્રૈલોક્યની સંપત્તિરૂપ અવિનાશી લક્ષ્મી છે તે, જગતનું રક્ષણ કરવા માટે વિષ્ણુની પાસેથી આવી છે એમ જણાય છે. અથવા તું દેવતાઓની માતા સાક્ષાત્ સાવિત્રી છે તે, ભરતખંડમાં પોતાની ઇચ્છાથી જન્મ ધરવા આવી છે એમ જણાય છે. અથવા તું રાગની અધિષ્ઠાતા દેવી સાક્ષાત્ સરસ્વતી છે તે, ભરતખંડમાં સઘળી વિદ્યાઓનો પ્રકાશ કરવા સારૂ પોતાની ઈચ્છાથી જન્મી છે એમ જણાય છે. એઓમાંની તું કોણ છે એ હું નિશ્ચય કરી શકતો નથી. હે કલ્યાણી તું ગમે તે હો પણ મારા ઊપર પ્રસન્ન થજે. તું પ્રસન્ન થા તો પરમેશ્વર પ્રસન્ન થાય એમ ધારૂં છું. જેમ ઝાડના મૂળને પાણી રેડાતાં શાખાઓ તૃપ્ત થાય છે તેમ પતિવ્રતા પ્રસન્ન થાય તો નારાયણ પ્રસન્ન થાય છે અને નારાયણ પ્રસન્ન થતાં સઘળું જગત પ્રસન્ન થાય છે.

**શ્રીકૃષ્ણ કેહે છે**—એ પ્રમાણે બાળકનાં વચન સાંભળી જગતનાં ઈશ્વરી પાર્વતીએ નીચે પ્રમાણે કાનને મીઠાં લાગે એવાં વચનો કહ્યાં.

**પાર્વતી કેહે છે**—હું સાવિત્રી, લક્ષ્મી કે સરસ્વતી નથી પણ હમણાં ભરતખંડમાં જન્મેલી હિમાલયની પુત્રી છું. પુર્વજન્મમાં હું દક્ષની દીકરી અને સદાશિવની સતી હતી પણ મારા પિતાએ મારા સ્વામીની નિંદા કરી તેથી યોગ વતે તે દેહને છોડીને હિમાલયને ઘેર અવતરી છું. હે બ્રાહ્મણ ! આ જન્મમાં મને પુણ્યના યોગથી સદાશિવ પ્રાપ્ત થયા હતા પણ તે, મારો ત્યાગ કરી કામદેવને ભસ્મ કરીને જતા રહ્યા છે. શંકર જતા રહ્યા પછી હું તાપથી અને લાજથી બાપના ઘરને છોડીને આ ગંગાજીને કીનારે તપ કરવા આવી હતી અને મારૂં ચિત્ત તપમાંજ લાગ્યું હતું. ઘણા કાળ સુધી તીવ્રતપ કરતાં પણ પ્રાણપતિ મળ્યા નહી તેથી હમણાં અગ્નિમાં પ્રવેશ કરવાને તૈયાર થઇ છું પણ તને જોઇને જરાવાર ઓભરી છું. હે બ્રાહ્મણ હવે તું જા, હું મનમાં સદાશિવની પ્રાપ્તિની કામના ધ-

રીને આ પ્રનયાનળ જેવા અગ્નિમાં પ્રવેશ કરૂં છું. મારો જ્યાં જ્યાં જન્મ થશે ત્યાં ત્યાં હું જન્મો જન્મમાં મારા પ્રાણાધિક પ્યારા પતિ સદાશિવનેજ પામીશ. સઘળી સ્ત્રીઓ પોતાના પતિને વાસ્તેજ સારો અવતાર ધરે છે, કારણ કે સ્ત્રીઓનો જન્મ પતિના લાભને વાસ્તેજ થાય છે એમ શ્રુતિમાં કહ્યું છે. જે જેનો પુર્વજન્મનો પતિ હોય તેજ પ્રત્યેક જન્મમાં તેનો પતિ થાય છે અને જે જેની પુર્વજન્મ માં સ્ત્રી હોય તેજ તેની પ્રત્યેક જન્મમાં સ્ત્રી થાય છે એવો નિયમ છે. પણ એ નિયમ પ્રમાણે અને અતિ તીવ્ર તપ કરયા છતાં પણ મારા પ્રાણનાથ મને મળ્યા નહી માટે તેને પામવાનીજ કામનાથી અગ્નિમાં પ્રવેશ કરીને ભવિષ્ય જન્મમાં હું તેને પામીશ.

શ્રીકૃષ્ણ કેહે છે— આગળ ઉભેલો બ્રાહ્મણનો બાળક વારંવાર ના પાડતા છતાં પણ પાર્વતીએ એટલાં વચન બોલીને તેની આગળ અગ્નિમાં પ્રવેશ કરયો. હે રાધિકાજી ! પાર્વતી અગ્નિમાં પ્રવેશ કરતાં તેમના તપના પ્રભાવને લીધે અગ્નિ ચંદન જેવો અત્યંત શીતળ થઇ ગયો. હે વૃંદાવનમાં વિનોદ કરનારાં ! જરાવાર અગ્નિમાં રહીને પાર્વતી પાછાં નીકળતાં તેમને પેલા બાળકે તુરત નીચે પ્રમાણે પુછ્યું.

બાળક પુછે છે—અહો ! હે સુંદરી ! તારૂં આ તપ તે કેવું એ મારાથી કાંઇ સમજાયું નહી. તારો દેહ અગ્નિથી બળ્યો નહી અને ધારેલો પતિ પણ મળ્યો નહી. મંગળ, મોક્ષ અને સંહાર કરનાર એ ત્રણજ શિવ શબ્દના અર્થો વેદમાં કહ્યા છે, ચોથો કોઈ શિવ શબ્દનો અર્થ નથી તો જો મંગળને પતિ કરવાની તારી ઈચ્છા હશે તો મંગળ નિરાકારછે માટે તેને પતિ કરવાથી તારી શી ઈચ્છા પાર પડશે ? જો મોક્ષને પતિ કરવાની તારી ઈચ્છા હશે તો તું પોતેજ સર્વને મોક્ષ આપનારીછે માટે તારૂં તપ વ્યર્થછે. હે સુંદર હાસ્યવાળી! જો સંહાર કરનારને પતિ કરવાની તારી ઈચ્છા હોય તો તે વિરૂદ્ધછે, કારણ કે સર્વનો સંહાર કરનારને પતિ કરવાની કઇ સમજુ સ્ત્રી ઇચ્છા કરે? કોઇ પણ ન કરે. હે સુંદરી ! જે સંહાર કરનારછે તે તારો પતિ થશે તો તેથી સર્વ લોકોને ત્રાસ આપે એવું ભયંકર સુરત તને મળશે. તું જે ઇષ્ટદેવની શેવા કરેછે તે દેવથી તને મોક્ષ પણ મળવાનો નથી. કારણકે સર્વદા સંપૂર્ણ રીતે મોક્ષ આપનાર અને કદી પણ વ્યર્થ ન જાય એવું તો એક શ્રીકૃષ્ણનુંજ સ્મરણ છે, એટલા માટે હવે તું તુરત તારા પિતાને ઘેર જા. જો કે શંકર અત્યંત દુર્લભ છે તો પણ મારા આશિર્વાદથી અને તારા તપના ફળથી ત્યાં તને તેનાં દર્શન થશે.

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી ! બ્રાહ્મણોનો બાળક પાર્વતીને એટલાં વ

ચન કહીને ત્યાંજ અંતર્હિત થઇ ગયો અને 'મહાદેવ મહાદેવ' એમ બોલતાં પાર્વતી પિતાને ઘેર જવા ચાલ્યાં. પાર્વતીને આવતાં સાંભળી હર્ષથી વિહ્વળ થએલાં હિમાલય અને મેના દિવ્ય વાહનને આગળ કરીને સામાં ગયાં. રાજમાર્ગમાં ચંદન, અગરૂ, કસ્તુરી ફળ અને શાખાઓથી શણગારીને મંગળ કળશોનું સ્થાપન કરવામાં આવ્યું. ચારેકોર રેશમી દોરાઓથી બાંધેલાં આંબાનાં પલ્લવોવાળા કેળના અનેક થાંભલાઓ ગોઠવવામાં આવ્યા. પુત્રોવાળી સૌભાગ્યવતી અનેક સ્ત્રીઓએ આરતીઓ તૈયાર કરી. શાલ, ધાન્ય, દૂર્વા, ફળ અને પુષ્પો તે આરતીઓમાં ગોઠવવામાં આવ્યાં. પવિત્ર બ્રાહ્મણો, મુનિઓ, બ્રહ્મચારીઓ, નટીઓ, નાચનારીઓ અને ગજેંદ્રો રસ્તામાં ચારેકોર ફરવા લાગ્યા. પુરોહિત લોકો ભેળા થઈ સુંદર માલતીના ગજરાઓને હાથમાં લઇ ફરવા લાગ્યા અને માંગલિક શબ્દો કરવા લાગ્યા. અનેક પ્રકારનાં વાજાંઓના અને શંખોના નાદોથી આકાશ ગાજવા લાગ્યું. ગામમાં ચંદનના રસનો છંટકાવ કરી તે ઉપર નાખેલાં સિંદૂરનાં ચૂર્ણોથી સુંદર કાદવ મચી રહ્યો હતો. એવી ધામધુમવાળાં નગરમાં પાર્વતી આવ્યાં ત્યાં સામે દોડયાં આવતાં, અત્યંત રાજી થએલાં, રોમાંચિત થએલાં અને જેઓને હર્ષનાં આંસુ ચાલ્યાં જતાં એવાં પોતાનાં માબાપ તેમના જોવામાં આવ્યાં. પ્રસન્ન મુખવાળાં પાર્વતીએ સખીઓ સહિત તેઓને પ્રણામ કર્યા અને તેઓએ પાર્વતીને છાતીમાં ઘાલીને આશિર્વાદ આપ્યા. 'દીકરી ! દીકરી !' એમ વારંવાર બોલતાં, હર્ષથી રૂદન કરતાં અને પ્રેમથી વિહ્વલ થએલાં તે માતાપિતા તે સમયે પાર્વતીને રથમાં બેસાડીને ઘેર તેડી ગયાં. સ્ત્રીઓ પાર્વતીને વધાવવા લાગી અને બ્રાહ્મણો આશિર્વાદ બોલવા લાગ્યા. હિમાલયે બ્રાહ્મણોને ધન આપ્યાં, મંગળ કરાવ્યું અને વેદના પાઠ કરાવ્યા. એ પ્રમાણે હિમાલય અને મેના આનંદથી ભરપૂર થઈને પોતાની કન્યાની સાથે સુખપૂર્વક પોતાના ઘરમાં રહ્યાં. તે પછી એક સમયે હિમાલય તપ કરવાને વાસ્તે ગંગાજીને કીનારે ગયો હતો અને મેના પોતાની કન્યાની સાથે આનંદથી આંગણામાં બેઠી હતી ત્યાં એક નાચનારો અને સારૂં ગાયન કરનારો ભિક્ષુક ઓચીંતો મેનાની પાસે આવ્યો. એ ભિક્ષુકના ડાબા હાથમાં શીંગડીનું વાજું હતું અને જમણા હાથમાં ડાકલું હતું. એણે સર્વ અંગોમાં વિભૂતિ લગાવી હતી, પીઠપર કંથા ધરી હતી અને વસ્ત્રો ભગવાં પેહેર્યાં હતાં. અત્યંત ઘરડો, ઘડપણથી આતુર, સારા કંઠવાળો અને અત્યંત રૂપાળો એ ભિક્ષુક મનોહર નાચ કરી સારા ગુણ ગાઈને પછી શીંગડી તથા ડાકલું વગાડવા લાગ્યો. વાજાંનો શબ્દ સાંભળી હર્ષથી વિહ્વલ થએલાં શેહેરનાં રેહેવાશી છોકરાઓ, છોકરીઓ, ઘરડા, જુવાનો

જુવાન સ્ત્રીઓ અને ડોશીઓ સર્વે ત્યાં આવ્યાં. એ ભિક્ષુકનું ઉત્તમ તાનવાળું અને સારા સ્વરવાળું સુંદર ગાયન સાંભળી સહસા સર્વે મોહિત થઈ ગયાં અને પછી મૂર્છિત થઇ ગયાં. પાર્વતીને મૂર્છા પ્રાપ્ત થતાં તેમને હૃદયમાં ત્રિશૂલ તથા ખડ્ગને ધારણ કરનારા, વાઘના ચામડાના વસ્ત્રવાળા, સર્વથી પર, વિભૂતિરૂપી શણગારવાળા, નિર્મળ હાડકાંની માળાને ધરનારા, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળા, હર્ષયુક્ત જણાતા, ત્રણ નેત્રવાળા, હાથમાં માળાવાળા, પાંચ મોહોડાંવાળા તથા સર્પરૂપી જનોઇવાળા સદાશિવનાં દર્શન થયાં, અને તે સદાશિવે 'વરદાન માગ્ય' એમ કહ્યું. હૃદયમાં રહેલા મહાદેવનાં દર્શન કરી મનથી પ્રણામ કરીને પાર્વતીએ મનમાં વરદાન માગ્યું કે 'તમે મારા પતિ થાઓ.' એ વરદાન માગતાં 'તથાસ્તુ' એમ કહીને સદાશિવ તુરતજ હૃદયમાંથી અંતર્હિત થઇ ગયા. સદાશિવ -હૃદયમાં નહી જોવામાં આવતાં પાર્વતીએ પાછાં સચેત થઇ આંખ્યો ઉઘાડી ત્યાં ગાયન કરનારો એજ ભિક્ષુક જોવામાં આવ્યો. એના નાચથી અને ગાયનથી રાજી થએલી મેના સોનાના થાળમાં રત્નો ભરીને તે ભિક્ષુકને દેવા લાગી પણ ભિક્ષુકે તો પાર્વતીરૂપજ ભિક્ષા માગી. બીજી ભિક્ષા લીધી નહી. વળી ભિક્ષુક કૌતુકથી નાચવા તૈયાર થઈ પાર્વતીનેજ ભિક્ષારૂપે માગતાં તેનું વચન સાંભળી મેનાને વિસ્મય થયો અને કોપ પણ ચડયો. મેનાએ ભિક્ષુકને તરછોડી નાખી તેને બાહાર કહડાવવાને વાસ્તે દાસીને કહ્યું કે "પાર્વતી કે જે ત્રૈલોક્યના નાથ પરમાત્મા સદાશિવનીજ પત્ની છે તેની માગણી કરનારા આ કડવાબોલા ભિક્ષુકને દુર કરય." આ સમયમાં તપને સમાપ્ત કરી ગંગાજીના મનોહર કીનારામાં નારાયણનું પુજન કરી તે મૂર્ત્તિના ધ્યાનના વિયોગથી થએલા શોકને લીધે જેના મનને ઉદ્વેગ થયો હતો એવો હિમાલય ઘેર આવ્યો અને ત્યાં તેણે આંગણામાં ઉભેલા પેલા રૂપાળા ભિક્ષુકને દીઠો. મેનાના મોહોડાથી વાત સાંભળી હસતા અને કોપ પામેલા હિમાલયે તે ભિક્ષુકને દુર કરવા પોતાના દાસને આજ્ઞા કરતાં તે દાસ ભિક્ષુકને કાહાડી મુકવા તૈયાર થયો પણ ભિક્ષુક કે જે તેજથી અત્યંત પ્રજ્વલિત અને આકાશની પેઠે અડી પણ ન શકાય એવો હતો તેની પાસે પણ નહી જઇ શકતાં બાહાર કાહાડી શકયો નહી. હિમાલયે ક્ષણમાત્રમાં તે ભિક્ષુકને સુંદર ચાર ભુજાવાળો, કિરીટ, કુંડળ તથા પીતાંબરને ધરનારો, સારા વેષવાળો, શ્યામ સુંદર, મંદહાસ્ય કરતો, મનનું હરણ કરતો, સર્વ અંગોમાં ચંદનનાં લેપનવાળો અને ભકતો ઉપર અનુગ્રહ કરવામાં તત્પર થતો દીઠો. પોતે પુજાના સમયમાં નારાયણના મસ્તક ઉપર અને ગાત્ર ઉપર જે જે પુષ્પો ચડાવ્યાં હતાં તે સઘળાં પુષ્પો તે ભિક્ષુકના મસ્તક ઉપર અને ગાત્ર

ઉપર જોવામાં આવ્યાં તેમજ જે ધુપ જે દીવો અને જે મનોહર નૈવેદ્ય પોતે નારાયણની આગળ ધરેલાં હતાં તેજ ધુપ, તેજ દીવો અને તેજ નૈવેદ્ય એ ભિક્ષુકની આગળ પડેલાં જોવામાં આવ્યાં. વળી જરાવારમાં તે ભિક્ષુકને બે ભુજાવાળો, વિનોદને વાસ્તે હાથમાં મુરલી ધરનારો, ગોવાળના વેષવાળો, કિશોર અવસ્થાવાળો, મોરપીંછની ટોપીવાળો, રત્નમય અલંકારોથી શણગારેલો, સઘળાં અંગમાં ચંદનનાં લેપનવાળો અને વનમાળાથી દીપી રહેલો દીઠો. વળી જરાવારમાં એ ભિક્ષુકને શ્વેતકાંતિવાળો, ચંદ્રરૂપ મુકુટવાળો, સુખ દેનારો, હાથમાં ત્રિશૂળને તથા ખડ્ગને ધરનારો, વાઘનાં ચામડાનાં વસ્ત્રવાળો, ગાત્રોમાં વિભૂતિના લેપનવાળો, હાડકાંની માળાથી શણગારેલો, સર્પરૂપી જનોઇવાળો, તપાવેલા સોના જેવી જટાને ધરનારો, હાથમાં ડાકલાં તથા શીંગડીવાળો, અત્યંત વખાણવા યોગ્ય, મનનું હરણ કરનારો, ધોળાં કમળનાં બીજોની માળાથી ભગવાનનાં નામનો જપ કરતો, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળો, ભક્તો ઉપર અનુગ્રહ કરવામાં તત્પર સ્વાભાવિક તેજથી પ્રકાશતો, પાંચ મોહોડાંવાળો અને ત્રણ નેત્રવાળો દીઠો. વળી જરાવારમાં એ ભિક્ષુકને જગતની સૃષ્ટિ કરનારો, ચાર મોહોડાંવાળો અને સ્વચ્છ સ્ફટિક મણિની માળાથી પ્રભુનાં નામનો જપ કરતો દીઠો. જરાવારમાં ત્રિગુણાત્મક સૂર્યરૂપ દીઠો, જરાવારમાં બ્રહ્મતેજથી પ્રકાશતો શાંતરૂપ દીઠો, જરાવારમાં અત્યંત તેજથી પ્રજ્વલિત અગ્નિરૂપ દીઠો, જરાવારમાં પરમ શાંતિ આપનાર ચંદ્રરૂપ દીઠો અને જરાવારમાં જ્યોતિરૂપ, નિરાકાર, નિરંજન, નિર્લેપ તથા ક્રિયારહિત પરમાત્મારૂપ દીઠો. એ પ્રમાણે ઈચ્છાથી નાના પ્રકારનાં રૂપ ધરનારા એ ભિક્ષુકને જોઇ અંગમાં રોમાંચિત થએલા અને નેત્રમાં આનંદનાં આંસુયુક્ત થએલા હિમાલયે તેને દંડવત્પ્રણામ કર્યા. આનંદથી વ્યાપ્ત થએલો હિમાલય ભક્તિથી પ્રદક્ષિણા કરી વારંવાર પ્રણામ કરીને વળી ઊંચો થઈ થઇને તેને જોવા લાગ્યો. જરાવારમાં વિષ્ણુની માયાનું આવરણ આવવાથી તેને સાચેસાચો ભિક્ષુક જોઇને તેણે દેખાડેલા સઘળા ચમત્કારોને ભુલી ગયો. ભિક્ષુક ભિક્ષા માગતાં હિમાલયે પોતાના પડખામાં પડેલો થાળ તેને દેવા માંડયો પણ રાતાં વસ્ત્રવાળા અને હાથમાં શીંગડી તથા ડાકલારૂપ વિચિત્ર વાજાંવાળા તે ભિક્ષુકે પાર્વતીરૂપ ભિક્ષા લેવાનીજ ઉત્કંઠા બતાવીને થાળ લીધો નહી. વિષ્ણુની માયાથી મોહ પામેલા હિમાલયે પાર્વતી આપવાની ના પાડતાં તે ભિક્ષુક બીજું કાંઈ પણ નહી લેતાં ત્યાંજ અંતર્ધાન થઈ ગયો. હે રાધિકાજી! એ સમયે હિમાલયને અને મેનાને સમજણ આવતાં તેઓ પશ્ચાત્તાપ કરવા લાગ્યાં કે " અહો! આપણે દિવસમાં સ્વપ્નની પેઠે સદાશિવને દીઠા પણ તે સ

દાશિવ આપણને છેતરીને પોતાને ઠેકાણે જતા રહ્યા." એ પ્રમાણે હિમાલયની અને મેનાની સદાશિવ ઉપર ભક્તિ જોઈ ઇંદ્ર આદિ દેવતાઓને ચિંતા ઉત્પન્ન થઈ કે "જો હિમાલય પરમભક્તિથી ભરતખંડમાં સદાશિવને કન્યાનું દાન દેશે તો અવશ્ય મોક્ષ પામીને પૃથ્વી ઉપરથી જતો રેહેશે માટે ગમે તેમ ઉપાયો કરીને આપણે હિમાલયને પૃથ્વી ઉપરજ રાખવો. હિમાલય કે જે અનંત રત્નોના આધા રરૂપ છે તે પૃથ્વીનો ત્યાગ કરીને જાય તો પછી પૃથ્વીનું 'રત્નગર્ભા' એ નામ જ મિથ્યા થઇ જાયં. હિમાલય જો સદાશિવને શ્રદ્ધાથી કન્યાદાન દેશે તો સ્થાવર પણું છોડી દિવ્યરૂપ ધરી વિષ્ણુલોકમાં જઈ લીલામાત્રમાંજ વિષ્ણુના જેવા રૂપ વાળો વિષ્ણુનો પાર્ષદ થશે. વેદ જાણનારા, પવિત્ર, પ્રતિગ્રહ ઉપર રૂચિ નહી ધ રાવનારા, સંધ્યાયજ્ઞ તથા વેદપાઠ આદિને કરનારા સત્યવાદી બ્રાહ્મણને જો કન્યા દાન દેવામાં આવે તો તેથી દશ[1]વાપી પૃથ્વીનું દાન કર્યા જેટલું પુણ્ય થાયછે. જે બ્રાહ્મણ પરસ્ત્રીનો સંગ કરનાર, ગોરપણું કરનાર, શઠ અને સંધ્યાવંદનથી રહિત હોય તેને કન્યાદાન આપવાથી એકવાપી પૃથ્વીનું દાન કર્યા જેટલું પુણ્ય થાય છે. કદીપણ સંધ્યા નહી કરનાર, ગાયત્રીથી રહિત, શઠ અને પિતા શિવાય બી જા બ્રાહ્મણના બીજથી ઉત્પન્ન થએલા બ્રાહ્મણને કન્યાદાન આપવાથી અર્દ્ધવાપી પૃથ્વીનું દાન કર્યા જેટલું ફળ થાયછે. શૂદ્રના, ક્ષત્રિયના અથવા વૈશ્યના બીજથી ઉત્પન્ન થએલો બ્રાહ્મણ કે જે ચાંડાલ જેવો અધમ ગણાય છે તેને કન્યાદાન આપ વાથી નરકની પ્રાપ્તિ થાયછે. જે બ્રાહ્મણ વિષ્ણુનો ભકત, સત્યવાદી અને જિતેં-દ્રિય હોય તેને કન્યાદાન દેવાથી વીશવાપી પૃથ્વીનું દાન કર્યા જેટલું પુણ્ય થા યછે. એવા બ્રાહ્મણને કન્યા આપનારો માણસ સાઠ હજાર વર્ષસુધી દિવ્યરૂપ ધરીને વૈકુંઠમાં આનંદ ભોગવેછે. શિવને અથવા વિષ્ણુને સારા સ્વભાવવાળી ક-ન્યાનું દાન દેવામાં આવે તો નારાયણના સ્વરૂપની પ્રાપ્તિ થાયછે એમ વેદમાં કહ્યું છે. વિષ્ણુનો ભક્ત જો વિષ્ણુની પ્રીતિને વાસ્તેજ બ્રાહ્મણને કન્યાદાન આ પે તો અવશ્ય તેને ભગવાનનું દાસપણું પ્રાપ્ત થાયછે." હે રાધિકાજી! આ પ્ર માણે સર્વે દેવતાઓએ વિચાર કરી યુક્તિ ગોઠવી બૃહસ્પતિને હિમાલયને ઘેર મોકલવા સારૂ બૃહસ્પતિને ઘેર જઇ પ્રણામ કરીને કહ્યું કે "તમે હિમાલયને ઘેર જઈ મહાદેવની નિંધા કરો એટલે મહાદેવને કન્યા દે-વાની હિમાલયની અરૂચિ થશે અને એ અરૂચિ છતાં પણ પાર્વતી મહા-દેવવિના બીજા વરને વરશે નહી એટલે અરૂચિથી કન્યા દેવી પડતાં હિમાલયને જેવું

૧ જેમ સાંતી એ પૃથ્વીનું માપ છે તેમ વાપી પણ પૃથ્વીનું એક જાતનું માપ છે.

ફળ થવું જોઈએ તેવું નહી થશે. આમ થવાથી હિમાલયને કાળાંતરે વિષ્ણુનો લોક મળશે પણ હમણાં તુરત તો તે પૃથ્વી ઉપરજ રેહેશે. હિમાલય કે જે અનંત રત્નોના આધારરૂપ છે તેને ભરતખંડમાંજ રાખવો એ તમારૂં કામ છે." એ પ્રમાણે દેવતાઓનાં વચન સાંભળી બૃહસ્પતિએ નારાયણનું સ્મરણ કરી કાન ઉપર હાથ મુકીને તે વાતનો સ્વીકાર કરયો નહી. વેદ તથા વેદાંતને જાણનારા અને શિવના તથા વિષ્ણુના પરમભક્ત બૃહસ્પતિએ દેવતાઓને વારંવાર તરછોડીને નીચે પ્રમાણે કહ્યું.

બૃહસ્પતિ કેહે છે—હે સ્વાર્થનેજ સાધનારા દેવતાઓ! સત્ય, નીતિની સારરૂપ, વેદપ્રતિપાદિતઅને પરિણામે સુખ આપનારૂં મારૂં વચન સાંભળો. જે પાપી લોકો શિવના કે વિષ્ણુના ભક્તની, પૃથ્વીના દેવતારૂપ બ્રાહ્મણોની, પોતાના ગુરૂની, પતિવ્રતાની, પોતાના ધણીની, સન્યાસીની, બ્રહ્મચારીની કે સૃષ્ટિના બીજરૂપ દેવતાઓની નિંધા કરે તેઓ, ચંદ્ર અને સૂર્ય રહે ત્યાંસુધી કાળસૂત્ર નામના નરકમાં રંધાય છે. એ નરકમાં એઓ અહર્નિશ કફમાં, મૂત્રમાં અને વિષ્ટામાં સુતા રેહે છે, ભયથી ચીસો પાડયા કરે છે અને તેઓને અનેક કીડાઓ તોડી ખાય છે. જે લોકો જગતને સ્રજનારા મહાત્મા બ્રહ્માની, દેવતાઓમાં ઉત્તમ સદાશિવની, દુર્ગાની, લક્ષ્મીની, સરસ્વતીની, ગીતાની, તુલસીની, ગંગાજીની, વેદોની, ગાયત્રીની, વ્રતની, તપની, પૂજાની, મંત્રની કે મંત્રનો ઉપદેશ દેનારા ગુરૂની નિંધા કરે તેઓ બ્રહ્માના અડધા આયુષ્યપર્યંત અંધકૂપ નામના નરકમાં રંધાય છે, નિરંતર ચીસો પાડયા કરે છે અને તેઓને અનેક સર્પો કરડયા કરે છે. જેઓ વિષ્ણુને સઘળા દેવના સમાન ગણીને તેમની, વિષ્ણુની ભક્તિ આપનારા તથા વેદથી પણ અધિક ઉપકાર કરનારા પુરાણની, રાધાજીની, રાધાજીના અંગથી થએલી ગોપીઓની કે સર્વદા પૂજાએલા બ્રાહ્મણોની નિંધા કરે તેઓ બ્રહ્માના આયુષ્યપર્યંત અવટ નામના નરકમાં રંધાય છે, તેઓને ઉંચા પગથી ઉંધે માથે લટકતું પડે છે, અનેક સર્પોથી વીંટાઇને રેહેવું પડે છે, સર્પ જેવા દુષ્ટ આકારવાળા કીડાઓ ફાડી ખાય છે અને તેઓ વિહ્વળપણાથી નિરંતર ચીસો પાડયા કરેછે. એ લોકો યમદૂતોના બળાત્કારથી કફને, મૂત્રને તથા વિષ્ટાને ખાય છે અને ક્રોધી યમદૂતો તેઓના મોહોડામાં ઉંબાડીયાં ખોસે છે, ત્રણે સમયમાં તિરસ્કાર કરીને ધોકા મારે છે અને માર વાગવાથી તથા ભયથી તરસ્યા થાય ત્યારે મૂત્ર પીવરાવે છે. જ્યારે બીજા કલ્પમાં સૃષ્ટિનો આરંભ થાય ત્યારે તેઓના દુઃખનો નીકાળ થાય છે એમ બ્રહ્માએ કહ્યું છે. હે દેવતાઓ! શિવની નિંદા કરવાથી લોકો નરકમાંજ પડે છે માટે મારી નરકમાં

નાખવારૂપ પૂજા કરવાને તમો ઈચ્છોછો કે શું ? બ્રહ્માની પ્રેરણાથી દક્ષે મહાદેવને કન્યા આપી તેથી દક્ષને મોટું ઐશ્વર્ય મળ્યું હતું અને પછી મહાદેવની નિંદા કરવાથી પાપ લાગ્યું હતું. દક્ષે પોતાની ઈચ્છા વગર બ્રહ્માની પ્રેરણાથી કન્યા આપી હતી તેથી તેને ચોથા ભાગનું પુણ્ય મળતાં સ્વર્ગની પ્રાપ્તિ થઇ હતી પણ નારાયણના જેવા રૂપની પ્રાપ્તિ થઇ ન હતી. તમારી ઈચ્છા હોય તો તમારામાંથી કોઈ હિમાલયને ઘેર જઈ પ્રયત્નથી હિમાલયના અભિપ્રાયને ફેરવી નાખો એટલે રૂચિ વગર કન્યા આપવી પડતાં તે ભરતખંડમાંજ રેહેશે અને જો ભક્તિપૂર્વક કન્યાદાન કરશે તો મોક્ષ પામશે એ નિશ્ચય છે. ભવિષ્ય એવું છે કે "એકવાર હિમાલયના વિચાર ફરી જશે અને પાર્વતી મહાદેવ વિના બીજા વરને વરશે નહીં તે ઊપરથી સઘળા સપ્તર્ષિઓ અરૂંધતીને સાથે હિમાલયને ઘેર જઈને હિમાલયને સમજાવશે. આમ થતાં દીકરીની આજ્ઞાથી પોતાની ઇચ્છા વગર પણ મહાદેવને દીકરી દેશે. હે દેવતાઓ! આ પ્રમાણે સઘળું તમોને મેં કહી દીધું, હવે તમો પોતપોતાને ઘેર જાઓ.

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી! બૃહસ્પતિ એટલાં વચનો કહીને તુરત તપ કરવા સારૂ ગંગાજીને કીનારે ગયા.

इत्येवंकथितंसर्वैर्देवागच्छंतुमंदिरम् ॥

इत्युक्त्वावाक्पतिःशीघ्रंतपसेस्वर्णदींगतः ॥ ११४ ॥

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'पार्वतितपश्चर्यादिवर्णन' એવા નામનો ચાળીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૦

---

॥ श्रीकृष्णउवाच ॥

तदादेवाःसमालोच्यजग्मुस्तेब्रह्मणोंतिकम् ॥

सर्वेनिवेदनंचक्रुर्ब्रह्माणंजगतांपतिम् ॥ १ ॥

શ્રીકૃષ્ણ કેહે છે—બૃહસ્પતિએ ના પાડતાં સર્વે દેવતાઓ વિચાર કરીને બ્રહ્માની પાસે ગયા અને ત્યાં જઈ તેઓએ જગતના પતિ બ્રહ્માની પાસે નીચે પ્રમાણે નિવેદન કર્યું.

દેવતાઓ કેહે છે—હે બ્રહ્મા! તમારી સૃષ્ટિમાં હિમાલય રત્નોના આધાર-

રૂપ છે તે જો મુક્તિ પામશે તો પછી પૃથ્વી 'રત્નગર્ભા' કેમ કેહેવાશે. હિમાલય જો ભક્તિપૂર્વક સદાશિવને કન્યાદાન દેશે તો નારાયણના સારૂપ્યરૂપ મુક્તિને પ્રાપ્ત થશે એમાં સંશય નથી. હે પ્રભુ! એટલા માટે તમે સદાશિવની નિંદા કરીને હિમાલયના મતને ફેરવી નાખો. આ કામ કરવાને તમારા વિના બીજો કોઈ પણ સમર્થ નથી માટે હિમાલયને ઘેર પધારો.

શ્રીકૃષ્ણ કેહે છે—એ પ્રમાણે દેવતાઓનાં વચન સાંભળી બ્રહ્માએ તેઓને નીચે પ્રમાણે નીતિના સારરૂપ અને કાનને અમૃતસમાન લાગે એવાં ઉત્તમ વચન કહ્યાં.

બ્રહ્મા કેહે છે—હે પુત્રો! શંકરની નિંદા કે જે સંપત્તિનો વિનાશ કરનારી છે, વિપત્તિના બીજરૂપ છે અને શાણા પુરૂષોથી ન કરી શકાય એવી છે તે કરવાને હુ સમર્થ નથી. એટલા માટે તમો શંકરનેજ હિમાલયની પાસે મોકલો એટલે તે પોતાના મોહોડાથી પોતાની નિંદા કરશે. પરાઇ નિંદા કરવાથી નાશ થાય છે અને પોતાની નિંદા કરવાથી યશની અત્યંત વૃદ્ધિ થાય છે.

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી! એ પ્રમાણ બ્રહ્માનાં વચન સાંભળી બ્રહ્માને પ્રણામ કરી તુરત કૈલાશમાં જઈ સર્વે દેવતાઓએ કરૂણાના ભંડારરૂપ સદાશિવની સ્તુતિ કરી અને તે પછી સદાશિવની પાસે પોતાના અભિપ્રાયનું નિવેદન કર્યું. દેવતાઓનાં વચન સાંભળી દેવતાઓની આશ્વાસના કરી હસીને સદાશિવ હિમાલયની પાસે ગયા અને દેવતાઓ રાજી થઈને પોતપોતાને ઘેર ગયા. ધારેલું કામ થવાથી સર્વદા આનંદ થાય છે અને ધારેલું કામ ન થવાથી દુઃખ વધે છે એ સ્વાભાવિકજ છે. હિમાલય પોતાના બંધુઓથી વીંટાઈને પાર્વતી સહિત પરમ આનંદથી સભામાં બેઠો હતો તે સમયે સદાશિવ બ્રાહ્મણનું રૂપ ધરીને તુરત ત્યાં પધાર્યા. એ બ્રાહ્મણનાં મુખ તથા નેત્ર પ્રસન્ન હતાં, દંડ તથા છત્ર ધર્યાં હતાં, લાંબાં લાંબાં વસ્ત્ર પેહેર્યાં હતાં, લલાટમાં ઉત્તમ તિલક કર્યું હતું, હાથમાં સ્ફટિકની માળા ધરી હતી અને ગળામાં શાલગ્રામનું ધારણ કર્યું હતું. એ બ્રાહ્મણને જોઇ હિમાલય પોતાના બંધુઓ સહિત ઉભો થયો અને ઉભો થઇને તેણે તે અપૂર્વ અતિથિને પૃથ્વીપર ભક્તિથી દંડવત્ પ્રણામ કર્યા. પાર્વતીએ પણ એ બ્રાહ્મણરૂપી પ્રાણનાથને ભક્તિપૂર્વક પ્રણામ કર્યા અને તે બ્રાહ્મણે પ્રીતિપૂર્વક સર્વને આશિર્વાદ આપ્યા. તુરત એ બ્રાહ્મણે હિમાલયે આપેલા આસનપર બેશીને પ્રીતિથી સઘળા મધુપર્કઆદિ ઉપચારોનું ગ્રહણ કર્યું. હિમાલયે કુશળ પ્રશ્નપૂર્વક 'તમે કોણછો?' એમ પુછતાં તે બ્રાહ્મણે આદરથી નીચે પ્રમાણે સઘળી વાત કહી.

બ્રાહ્મણ કેહે છે—હું કે જે ગુરૂના વરદાનથી સર્વજ્ઞ છું મનના જેવા વેગ વાળોછું, અને સર્વ સ્થળોમાં જવાની શક્તિવાળોછું તે સ્વતંત્ર વૃત્તિ રાખીને પૃથ્વી માં ફર્યા કરૂં છું. સદાશિવ કે જેનાં કુળ કે શીલ કોઈના જાણ્યામાં નથી, આશ્રય વગરના છે, સંગથી, રૂપથી તથા ગુણોથી રહિત છે, શ્મસાનમાં રેહેનાર છે, સઘળાં ભૂતપ્રેતોના અધિપતિ છે, યોગી છે, નગ્ન રેહેનાર છે, ગાત્રમાં વિભૂતિના તથા સર્પના શણગાર ધરનાર છે, ગારૂડીના જેવા રૂપવાળા છે, વૃથા કાળક્ષેપ કરનાર છે, અજાણ્યા મૃત્યુવાળા છે, અનાથ છે, બંધુરહિત છે, તપાવેલા સોના જેવા જટાજૂટને ધરનાર છે, નિર્ધન છે, અજાણી અવસ્થાવાળા છે, અત્યંત વૃદ્ધ છે, નિર્વિકાર છે, સર્વ સ્થાનકોમાં ભટકનાર છે, સર્પના હાર પેહેરનાર છે, ભીખારી છે અને જ્ઞાન રહિત છે તેને તમે આ લક્ષ્મી જેવી દિવ્ય દીકરી દેવાને ઇચ્છો છો એમ મેં સાંભળ્યું છે પણ મારૂં વચન સાંભળો કે, તમારે એમ કરવું યોગ્ય નથી. નારાયણ કે જે જ્ઞાનીઓમાં ઉત્તમ છે અને કુલીન છે તેને કન્યા આપો. કન્યાદાન નું યોગ્યપાત્ર એજ છે. તમે જે ધારેલું છે તે સાંભળવામાં આવતાંજ લોકો હસવા લાગશે કે "હિમાલયનાં તો લાખ સગાં છે અને સદાશિવનો તો કોઈ પણ બાંધવ નથી." હે હિમાલય ! તુરત તમારા બાંધવોને, મેનાને અને બીજા સઘળાઓને પણ આ વિષયની સલાહ પુછી જુવો. સર્વને પુછજો પણ પાર્વતીને પુછશો માં. કારણ કે રોગીને ઔષધ ન ગમે પણ સર્વદા કુપથ્યજ ગમે એ સ્વાભાવિક છે.

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી ! એ શાંત બ્રાહ્મણ એટલાં વચન બોલી આનંદથી તુરત ખાઇ પીને ત્યાંથી ચાલ્યો ગયો. બ્રાહ્મણનાં વચન સાંભળી શોકથી જેનાં નેત્રોમાં આંસુ આવ્યાં એવી મેનાએ કચવાતા હૃદયથી નીચે પ્રમાણે હિમાલયને કહ્યું.

મેના કેહે છે—હે પર્વતોના રાજા ! પરિણામે સુખ આપે એવું મારૂં વચન સાંભળો અને સારા સારા પર્વતોને પુછી જુવો. હું સદાશિવને મારી દીકરી આપવાની નથી, હું સઘળાં સુખ છોડી દઇશ, ઝેર ખાઇશ, અથવા પાર્વતીને ગળામાં બાંધીને ભયંકર વનમાં જતી રહીશ, તમે જોજો.

શ્રીકૃષ્ણ કેહેછે—મેના એટલાં વચન બોલી ખાવું પીવું છોડી દેતાં પાર્વતીને લઈ રોતી રોતી કોપ કરવાના ઘરમાં જઈને ધરતીપર સુતી. આ સમયમાં વસિષ્ઠમુનિ પોતાના ભાઇઓની સાથે હિમાલયની પાસે આવ્યા અને તેઓની પછવાડે અરૂંધતી પણ આવ્યાં. હિમાલયે એ સર્વને પ્રણામ કરી સુવર્ણના સિંહાસનપર બેસાડી ભક્તિપૂર્વક સોળ ઉપચારોથી તેઓની પૂજા કરી. ઋષિઓ સુખપૂર્વક સભામાં બેઠા

બ્રહ્મા અને અરૂંધતી તુરત જ્યાં પાર્વતીને લઇને મેના સુતી હતી ત્યાં ગયાં. પતિવ્રતા અરૂંધતીએ સુતેલી અને શોકથી વ્યાપ્ત થએલી મેનાને જોઇ સાવધાન કરવા સારૂ તેને નીચે પ્રમાણે હિતવચન કહ્યું.

**અરૂંધતિ કેહે છે**—હે પતિવ્રતા! હે પિતૃઓની મનથી ઉત્પન્ન થએલી પુત્રી! હે મેના! હું વસિષ્ઠમુનિની પત્ની અરૂંધતી તારે ઘેર આવીછું, ઉઠય.

**શ્રીકૃષ્ણ કેહે છે**—અરૂંધતીનો સ્વર સાંભળી મેના તુરત ઉઠી અને ઉઠીને લક્ષ્મીજીનાં જેવાં તેજસ્વી તે અરૂંધતીને મસ્તકવતે પ્રણામ કરીને નીચે પ્રમાણે બોલી.

**મેના કેહે છે**—અહો! આજ અમારો જન્મારો સફળ થયો અને અમારાં મોટાં પુણ્ય કે જેથી જગત્પુજ્ય વસિષ્ઠમુનિની પત્ની મારે ઘેર પધાર્યાં. અરેરે!! આ-મારાથી ભુલભુલાએ બોલી જવાયું. આ ઘર તમારૂંજ છે અને હું તો તમારી દાસી છું. વસિષ્ઠમુનિનાં ધણીઆણી તમે અમારાં ઘણાં પુણ્યોના યોગથી પધાર્યાંછો.

**શ્રીકૃષ્ણ કેહે છે**—હે રાધિકાજી! મેનાએ એટલાં વચન બોલી તેમને ચરણ ધોવાનું જળ આપીને બેસાડયાં અને મિષ્ટાન્નથી જમાડયાં. અરૂંધતીએ પાર્વતીને પોતાની સાથે બેસાડી જમતાં જમતાં સદાશિવનો પ્રસંગ લાવીને સગપણના સંબંધમાં મેનાને સદાશિવને વાસ્તે કેટલીક નીતિ સમજાવી અને ઋષિઓએ પણ એવોજ પ્રસંગ કાહાડી સદાશિવને કન્યા દેવરાવવાને વાસ્તે હિમાલયને નીતિની ઉત્તમ વાતો સમજાવી.

**ઋષિઓ કેહેછે**—હે પર્વતોના રાજા! અમારૂં શુભકારી વચન સાંભળો! તમે સદાશિવને પાર્વતી આપો અને સંહાર કરનારના સસરા થાઓ. સદાશિવ તમારી કન્યાનું માગું કરશે નહી પણ તમારી શંકા ટાળવા સારૂ સંબંધના કામને વાસ્તે તમે તુરત પ્રયત્ન કરીને તેમને સમજાવો. શંકર કે જે યોગીઓમાં ઉત્તમ છે તેમને સ્ત્રી પરણવાની ઈચ્છા નથી પણ જો બ્રહ્મા તેમને પ્રાર્થનાપૂર્વક સમજાવશે તો તમારી કન્યાને પરણશે. તમારી દીકરીએ તપશ્ચર્યા પુરી કરી તે સમયમાં સદાશિવે એવા પ્રકારની કાંઇક પ્રતિજ્ઞા પણ કરી છે તો એ બે કારણોથી પોતે યોગીંદ્ર છતાં પણ વિવાહ કરશે.

**શ્રીકૃષ્ણ કેહેછે**—હે રાધિકાજી! એ પ્રમાણે ઋષિઓનાં વચન સાંભળી કાંઇક ભય પામેલા હિમાલયે તેઓને નીચે પ્રમાણે વિનયપૂર્વક વચન કહ્યું.

**હિમાલય કેહેછે**—સદાશિવની પાસે કોઇ રાજસામગ્રી, ઘર, ઐશ્વર્ય, સ્વજન કે બાંધવ એઓમાનું કાંઇ મારા જોવામાં આવતું નથી. જે અત્યંત નિર્લેપ

યોગી હોય તેને કન્યા નહીંજ દેવી જોઇએ. તમો બ્રહ્માના પુત્ર છો માટે ખરેખર સાચું બોલો. બાપ જો અયોગ્ય જમાઇને કામનાથી, લોભથી, ભયથી કે મોહથી પણ કન્યા આપે તો સો વર્ષ સુધી નરકમાં પડે છે. હે ઋષિઓ ! તમારે જે તજવીજ કરવી હોય તે કરો પણ હું તો મારી ઇચ્છાથી સદાશિવને કન્યા આપીશ નહી.

શ્રીકૃષ્ણ કેહેછે—હે રાધિકાજી ! એ પ્રમાણે હિમાલયના વચન સાંભળી વેદને તથા વેદનાં અંગોને જાણનારા બ્રહ્માના પુત્ર વસિષ્ઠે તેને નીચે પ્રમાણે વેદને અનુસરતાં વચનો કહ્યાં.

વસિષ્ઠ કેહેછે—હે પર્વત ! લોકમાં અને વેદમાં ત્રણ પ્રકારનાં વચનો હોય છે કે જેઓને વિદ્વાન માણસ નિર્મળ જ્ઞાનરૂપી ચક્ષુથી જાણેછે. જે શત્રુ હોય તે અસત્ય, પરિણામે અહિત કરનારૂં અને વર્ત્તમાનકાળમાં કાનને સારૂં લાગે એવું વચન સારીપેઠે સમજાવીને કેહેછે પણ તે વચન કદી હિતકારી થતું નથી. જે દયાળું અને ધર્માત્મા માણસ હોય તે પોતાના બાંધવને ઉપર ઉપરથી પ્રીતિ ઉત્પન્ન કરનારૂં અને પરિણામે સુખ આપે એવું વચન સારીપેઠે સમજાવીને કહેછે. જે મહાત્મા પુરૂષો હોયછે તેઓ સાંભળતાંજ અમૃત સમાન લાગે એવું, સર્વકાળમાં સુખ આપનારૂં, સત્યરૂપ સારથી ભરેલું, હિતકારી અને સજ્જનોએ અત્યંત ઇચ્છેલું વચન કેહેછે. હે પર્વત ! એ પ્રમાણે નીતિના ગ્રંથોમાં ત્રણ પ્રકારનાં વચન કહેલાં છે તેઓમાંથી તમને કેવું વચન પ્યારૂં છે તે કહો એટલે તેવું વચન કહું. શંકર જો કે બાહારની સંપત્તિઓથી રહિત છે તો પણ દેવતાઓના ઇશ્વર છે અને તત્વ જ્ઞાન રૂપી સમુદ્રોમાં અત્યંત ડૂબેલા મનવાળા છે. જે સંપત્તિ છે તે દેખતાં સારી લાગે એવી હોયછે પણ વીજળીની પેઠે તુરત નાશ પામી જાયછે. અયોગ્ય વરને કન્યા દેવામાં આવે તો પિતાને કન્યાની હત્યા કર્યાનું પાપ લાગેછે. જેના કુબેરજી કિંકર છે અને જે પોતાની ભમરના ચાળામાત્રથી જગતની સૃષ્ટિ કરવાને તથા પ્રલય કરવાને સમર્થ છે તેમને ( દુઃખી છે ) એમ કોણ કેહે. સર્વના સ્વામી અને પ્રકૃતિથી પર જે નિર્ગુણ પરમાત્મા છે તે વાસ્તવિક રૂપે નિર્લેપ છે અને સર્વ શરીરોમાં જીવરૂપે સલેપ છે. સૃષ્ટિ, પાલન તથા સંહાર આદિ સઘળાં કામોમાં સમર્થ એજ પરમાત્મા સૃષ્ટિને વાસ્તે, પાલનને વાસ્તે તથા સંહારને વાસ્તે અનુક્રમે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ નામોને ધરેછે. બ્રહ્મલોકમાં રેહેનારા બ્રહ્મા, ક્ષીરસમુદ્રમાં રેહેનારા વિષ્ણુ અને કૈલાસમાં રેહેનારા શિવ એઓ સર્વે શ્રીકૃષ્ણ પરમાત્માની વિભૂતિઓ છે. બે ભુજાવાળું અને ચાર ભુજાવાળું એવી રીતે શ્રીકૃષ્ણનાં બે સ્વરૂપ છે

તેઓમાં ચાર ભુજાવાળું સ્વરૂપ વૈકુંઠમાં છે અને બે ભુજાવાળું મુખ્ય સ્વરૂપ ગોલો કમાં છે. બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એઓ શ્રીકૃષ્ણના અંશરૂપ છે, કેટલાએક દેવતાઓ તેમની કળાઓરૂપ છે અને કેટલાએક તો કળાઓના પણ અંશરૂપ છે. સૃષ્ટિ કરવામાં ઉન્મુખ થએલા શ્રીકૃષ્ણે પ્રથમ પ્રકૃતિને બનાવી તેના ગુહ્યસ્થળમાં વીર્ય નાખતાં તેમાંથી બ્રહ્માંડરૂપ બાલક ઉત્પન્ન થયું અને તે બ્રહ્માંડમાં મહાવિરાટ ઉત્પન્ન થયો. શ્રીકૃષ્ણના સોળમા ભાગરૂપ એ મહાવિરાટ મહાવિષ્ણુ કેહેવાયછે. જળમાં સુતેલા એ મહાવિષ્ણુના નાભિકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા અને બ્રહ્માના કપાળમાંથી શંકર ઉત્પન્ન થયા. જે વિષ્ણુ કેહેવાયછે તે મહાવિષ્ણુના ડાબા પડખામાંથી ઉત્પન્ન થએલછે. હે હિમાલય! બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આદિ સર્વે દેવતાઓ પ્રકૃતિને આધાનછે એટલે શ્રીકૃષ્ણથી ઉત્પન્ન થએલી પ્રકૃતિજ મહાવિરાટ, બ્રહ્મા, વિષ્ણુ અને શિવરૂપે થએલીછે. એ પ્રકૃતિ લીલામાત્રમાં પોતાના અંશોથી અને કળાઓથી અનંત પ્રકારની સૃષ્ટિ કરે છે. રાસનાં ઈશ્વરી રાધાજી શ્રીકૃષ્ણના ડાબા અંગમાંથી ઉત્પન્ન થયાં છે, રાગનાં અધિષ્ઠાતા સરસ્વતી મુખથી ઉત્પન્ન થયાં છે અને સઘળી સંપત્તિઓરૂપ લક્ષ્મી વક્ષઃસ્થળથી ઉત્પન્ન થયાં છે. મુળપ્રકૃતિરૂપ દુર્ગાએ દેવતાઓના તેજથી પોતાનો આવિર્ભાવ કરી સર્વે દૈત્યોને મારીને દેવતાઓને સંપત્તિ આપી હતી. એજ દુર્ગાએ બીજા કલ્પમાં દક્ષની સ્રીના ઉદરથી જન્મ ધરયો હતો અને તે જન્મમાં સતી કેહેવાયાં હતાં. દક્ષે શિવને કન્યાદાન દેવાથી તે સતી શિવને પામ્યાં હતાં પણ પછી દક્ષે કરેલી શિવની નિંદા સાંભળવામાં આવતાં તેમણે યોગ કરીને દેહ છોડી દીધો હતો. પિતૃઓની મનથી ઉત્પન્ન થએલી કન્યા મેના કે જે તમારી સ્રી છે તેના ઉદરથી હમણાં પાર્વતીરૂપે એ જગદંબાનો જન્મ થયો છે માટે હે પર્વત ! આ પાર્વતી પ્રત્યેક જન્મમાં સદાશિવનીજ પત્ની છે. પ્રત્યેક કલ્પમાં બુદ્ધિરૂપ, જ્ઞાનીલોકોની માતા, સર્વોત્તમ, સર્વજ્ઞ સિદ્ધિઓ આપનાર અને સિદ્ધિસ્વરૂપ આ પાર્વતીને પોતાના પુર્વજન્મનું સ્મરણ છે. આના પુર્વદેહનાં અસ્થિઓને અને ચિતાની ભસ્મને સદાશિવ ભક્તિપુર્વક આજ દિવસ સુધી ધરી રહ્યાછે. હે હિમાલય, ! તમે તમારી ઈચ્છાથી આ કન્યા સદાશિવને આપો અને નહી આપો તો એ પોતાની મેળે સદાશિવની પાસે જશે તે તમારે જોવું પડશેઃ પૂર્વજન્મમાં જે જેની સ્રી હોય તે પરજન્મમાં પણ તેજ પતિને પામે છે એવો વિધાતાનો નિયમ છે તો એ નિયમને તોડવાને કોણ સમર્થ છે? કોઈ પણ સમર્થ નથી. સદાશિવ પોતે આત્મારામ અને તત્વવેત્તા હોવાથી વિવાહ કરવાને ઈચ્છતા ન હતા પણ હમણાં તારકાસુર નામના દૈત્યે પીડેલા દેવતાઓએ સ્તુ-

તિ કરવાથી અને દેવતાઓની પીડા જોઈને બ્રહ્માએ પ્રાર્થના કરવાથી કૃપાને લીધે તેમણે દેવતાઓની સભામાં વિવાહ કરવાનું સ્વીકારયું છે. તમારી દીકરી તપ કરતાં હતાં ત્યાં પોતાને પરણવાની પ્રતિજ્ઞાને લીધે તેમને બહુ દુઃખ પડતું જોઇ યોગિઓના ઇશ્વર સદાશિવ બ્રાહ્મણના બાળકનું રૂપ ધરી ત્યાં આવી તમારી દીકરીની આશ્વાસના કરી વરદાન દઇને પાછા પોતાના સ્થાનકમાં પધારતાં તે સમયેજ તેમની પાસે ઇંદ્ર આદિ સર્વે દેવતાઓ, નારાયણ ભગવાન્, બ્રહ્મા, ધર્મ, ઋષિઓ, મુનિઓ, ગંધર્વો, યક્ષો અને રાક્ષસો એ વાત સાંભળીને આવ્યા હતા. ત્યાં એ સઘળાઓએ પ્રેમ ભરેલી રીતે વિચાર કરીને તુરત અમને તથા અરૂંધતિને અહીં તમારી પાસે મોકલ્યાં છે. સર્વકાળમાં સુખદાઈ જે કાર્ય પ્રાપ્ત થયું છે તે વિષે તમને સમજાવવામાં અમોને પ્રેમ વધે છે. હે પર્વતોના રાજા! પોતાની ઇચ્છાથીજ સદાશિવને કન્યા આપો અને નહી આપો તોપણ ભવિષ્યના બળને લીધે તે વિવાહ અવશ્ય થશે. યોગીંદ્રોમાં ઉત્તમ, જ્ઞાનિઓના ગુરૂના ગુરૂ, દેવતાઓમાં ઉત્તમ, આદિથી, મધ્યથી તથા અંતથી રહિત, નિર્વિકાર, સર્વથીપર અને અજન્મા એ સદાશિવને ઉત્તમ રત્નમય રથમાંબેસાડી સર્વેને તેડીને નારાયણ ભગવાન્ અહીં આવશે. પાર્વતીને તપના સ્થળમાં સદાશિવે વરદાન પણ આપ્યું છે તો તે ઈશ્વરની પ્રતિજ્ઞા કદીપણ વ્યર્થ થવાની નથી. બ્રહ્માથી માંડીને થુંબડાંપર્યંત સઘળું જગત અસ્થિર છે પણ મહાત્માઓની પ્રતિજ્ઞા કદી પણ અસ્થિર હોતી નથી, એ પ્રતિજ્ઞાને કોઈથી પણ અટકાવાય એમ નથી. હે હિમાલય! તમારે સમજવું જોઇએ કે એકલા ઇંદ્રે લીલામાત્રમાં પર્વતોની પાંખ્યો કાપી નાખી હતી અને એકલા વાયુએજ લીલામાત્રમાં મેરૂપર્વતનાં શિખરો પાડી નાખ્યાં હતાં, ત્યારે સઘળા દેવતાઓ સદાશિવનો પક્ષ લઇને આવશે તો પછી તેઓની સાથે તમારા સંબંધી પર્વતોમાંથી કોણ લડી શકશે. પવનના ઉડાવવાથી સઘળા પર્વતો ક્ષણ માત્રમાં સમુદ્રોમાંજ પડી જશે. એકને વાસ્તે સઘળી સંપત્તિનો નાશ થતો હોય તો એકને આપી દઈને સર્વનું રક્ષણ કરવું જોઇએ. કેવળ શરણાગતના વિષયમાંજ એમ કરવું અયોગ્ય છે, કારણ કે પ્રાણ, દીકરા, ધન અને એ શિવાય બીજું પણ સઘળું ટળી જાતું હોય તો પણ શરણાગતનું રક્ષણ કરવું જોઇએ એવો નીતિ જાણનારાઓનો નિશ્ચય છે. પૂર્વે 'અનારણ્ય' નામના ચક્રવર્ત્તી રાજાએ પણ બ્રાહ્મણને પોતાની દીકરી આપીને સર્વ સંપત્તિની રક્ષા કરી હતી અને પોતે બ્રાહ્મણના શાપથી બચ્યો હતો. એ રાજા કે જે બ્રાહ્મણોને માનનાર, બ્રાહ્મણોથી બીહનાર અને બ્રાહ્મણના શાપથી દુઃખી થવાની તૈયારીમાં હતો તેને નીતિ જાણનારા પંડિતે સમ-

જાણ્યો હતો. હે પર્વતોના રાજાધિરાજ ! તમે પણ સદાશિવને કન્યા આપીને સઘળા બંધુઓનું રક્ષણ કરો અને દેવતાઓને પણ વશ્ય કરી લ્યો.

શ્રીકૃષ્ણ કેહે છે—એ પ્રમાણે વસિષ્ઠનાં વચન સાંભળી હિમાલયે હશીને કચવાતા હૃદયથી તેમને નીચે અનારણ્ય રાજાનું વૃત્તાંત પુછ્યું.

હિમાલય પુછે છે—હે વસિષ્ઠ મુનિ! એ રાજાધિરાજ અનારણ્ય કોના વંશમાં જન્મ્યો હતો અને તેણે કેવી રીતિથી દીકરી આપીને. સઘળી સંપત્તિનુ રક્ષણ કરયું હતું ?

વસિષ્ઠ કેહે છે—એ અનારણ્ય રાજા મનુના વંશમાં ઉત્પન્ન થયો હતો, મોટા જીવનવાળો હતો, ધર્માત્મા હતો, વૈષ્ણવ હતો અને જીતેંદ્રિય હતો. ચૌદ મનુઓમાં બ્રહ્માના પુત્ર મહાત્મા પેહેલા મનુસ્વાયંભુવે એકોતેર ચોકડી યુગ સુધી ધર્મથી રાજ્ય કરયું હતું અને તે પછી પોતાની સ્ત્રી શતરૂપા સહિત વૈકુંઠમાં ભગવાનની પાસે જઇ તેમનું દાસપણું મેળવ્યું હતું. તે પછી બીજો મનુસ્વારોચિષ નામનો થયો હતો. તે પછી ઉત્તમ નામનો ત્રીજો મનુ થયો હતો. ઉત્તમ પછી ચોથો ધર્માત્મા તામસ નામનો મનુ થયો હતો. તે પછી જ્ઞાનીઓમાં ઉત્તમ પાંચમો રૈવત નામનો મનુ થયો હતો. તે પછી છઠો ચાક્ષુષ, સાતમો શ્રાદ્ધદેવ, અનેસૂર્યનો પુત્ર માહાત્મા સાવર્ણિ કે જે પુર્વે જન્મમાં પૃથ્વીપર ચૈત્રના વંશનો સુરથ નામનો રાજા હતો તે આઠમો મનુ થયો હતો. તે પછી નવમો દક્ષસાવર્ણિ, દશમો બ્રહ્મસાવર્ણિ, અગિયારમો ધર્મસાવર્ણિ બારમો વિષ્ણુના ભજનમાં તત્પર રેહેનારો જિતેંદ્રિય રૂદ્રસાવર્ણિ, તેરમો દેવસાવર્ણિ અને ચૌદમો ઈંદ્રસાવર્ણિ મનુ થયો હતો. હે હિમાલય ! મેં આ ચૌદ મનુઓનાં નામ તમને કહી સંભળાવ્યાં. એટલા મનુઓ વ્યતીત થતાં બ્રહ્માનો દિવસ પુરો થઈ રહ્યો હતો. એ મનુઓમાં ઇંદ્રસાવર્ણિનું વૃત્તાંત કહું છું તે સાંભળો. મનુઓમાં ઉત્તમ, ધર્માત્મા અને ભગવાનમાં શુદ્ધભક્તિવાળો એ મનુ યુગોની એકોતેર ચોકડી સુધી ધર્મપુર્વક રાજ્ય કરી અંતે પોતાના પુત્ર સુરેંદ્રને રાજ્ય આપીને તપ કરવા સારૂ વનમાં ગયો. સુરેંદ્રનો મહાબળવાન્ શ્રીમિકેતુ નામનો પુત્ર થયો, તેનો મહાયોગી પુરીષતરૂ નામનો પુત્ર થયો, તેનો મહાતેજસ્વી ગોકામુખ નામનો પુત્ર થયો, તેનો વૃદ્ધશ્રવા, તેનો ભાનુ, તેનો પુંડરીક, તેનો જિન્હલ, તેનો શૃંગી, તેનો ભીમ અને તેનો યશશ્ચંદ્ર નામનો પુત્ર થયો. યશશ્ચંદ્રે પોતાના યશથી ચંદ્રમાને જીતી લીધો હતો અને તેની નિર્મળ કીર્ત્તિને સત્પુરૂષો તથા દેવતાઓ અદ્યાપિ સુધી ગાયા કરે છે. યશશ્ચંદ્રનો વરેણ્ય, તેનો પુરારણ્ય તેનો ધર્માત્મા ધરારણ્ય અને તેનો તપ

સ્ત્રી તથા જ્ઞાનિઓમાં ઉત્તમ મંગલ્લારણ્ય નામનો પુત્ર થયો. એ મંગલારણ્ય પોતાને પુત્ર નહો હોવાથી તપ કરવા વાસ્તે પુષ્કરક્ષેત્રમાં ગયો હતો અને ત્યાં લાંબા કાળ સુધી તપ કરી મહાદેવના વરદાનથી અનારણ્ય નામના પુત્રને પ્રાપ્ત થયો હતો. મંગલારણ્ય પોતાના વૈષ્ણવ અને જિતેંદ્રિય પુત્ર અનારણ્યને રાજ્ય આપી તપ કરવા સારૂ વનમાં ગયો. તે પછી સાતે દ્વીપના પતિ અને રાજાઓમાં ઉત્તમ અનારણ્યે શુક્રાચાર્યને ગોર કરી સો યજ્ઞ કર્યા, પોતે સુબુદ્ધિ હોવાથી ઈંદ્રની પદવીને તુચ્છ તથા નાશ પામનાર માનીને લીધી નહી, લીલામાત્રથી ઈંદ્રને તથા બળિરાજાને જીતી લીધા અને પોતાના પ્રજ્વલિત તેજથી મોટા મોટા દૈત્યોને પણ જીતી લીધા. હે હિમાલય! એ રાજાને સો પુત્ર થયા અને એક લક્ષ્મીજી જેવી રૂપાળી તથા ગુણવાળી પદ્મા નામની કન્યા થઈ. એ કન્યા પોતાને ઘેર જુવાન થતાં રાજાએ વર શોધવાને વાસ્તે ચારેકોર માણસો મોકલ્યાં. એક દિવસે પિપ્પલાદ નામના મુનિ પોતાના આશ્રમમાં જવાનું મન કરતા હતા તે સમયે તપ કરવાના એકાંત સ્થળમાં સ્ત્રીઓની સાથે ક્રીડા કરતો, શૃંગારરસરૂપી સમુદ્રમાં ડૂબેલા મનવાળો, કામનાથી અત્યંત મત્ત થએલો અને જેને રાતદિવસનું પણ ભાન રહ્યું ન હતું એવો એક ગંધર્વ તેના જોવામાં આવ્યો. એ ગંધર્વને જોઈ કામાતુર થએલા અને તપથી નિવૃત્ત થએલા પિપ્પલાદ મુનિ સ્ત્રી પરણવાનો વિચાર કરવા લાગ્યા. એક દિવસે એ મુનિ પુષ્પભદ્રા નામની નદીમાં નાહાવા જતા હતા ત્યાં લક્ષ્મીજી જેવી રૂપાળી પેલી રાજકન્યા પદ્મા જોવામાં આવતાં તેમણે પાસે ઊભેલા લોકોને પુછ્યું કે "આ કન્યા કોણ છે?" લોકોએ કહ્યું કે "આ અનારણ્ય રાજાની કુંવરી પદ્મા છે." હે હિમાલય! કામાતુર થએલા પિપ્પલાદ મુનિ તો નાહી પોતાના ઈષ્ટદેવ શ્રીકૃષ્ણનું પૂજન કરી ભિક્ષાને વાસ્તે અનારણ્ય રાજાની સભામાં ગયા. મુનિને આવેલા જોઈ ભયથી વ્યાકુળ થએલા રાજાએ તેમને પ્રણામ કર્યા અને મધુપર્ક આદિ આપીને ભક્તિપૂર્વક પૂજન કર્યું. મુનિએ સઘળું સ્વીકારીને કામનાને લીધે કન્યાની માગણી કરતાં રાજા ચૂપ થઇ ગયો અને કાંઇપણ બોલી શક્યો નહી, મુનિએ તો વારંવાર કન્યા માગવા માંડી અને છેલ્લીવારે કહ્યું કે "હે રાજા જો મને કન્યા નહી આપો તો ક્ષણમાત્રમાં સર્વને ભસ્મ કરી નાખીશ." મુનિના તેજથી રાજાના સર્વે અનુચરો ઢંકાઈ ગયા, રાજા એ અત્યંત ઘરડા મુનિને જોઇ અનુચરો સહિત રોવા લાગ્યો અને કાંઇ પણ કરી નહી શકતી સઘળી રાણીઓ પણ રોવા લાગી. શોકથી વ્યાકુળ થએલી માહારાણી કે જે આ કન્યાની મા હતી તેતો મૂર્છિતજ થઈ ગઇ, આ સમયે નીતિશાસ્ત્રને જાણનારા એક પંડિતે રાજાને, રાણીઓને તથા કન્યાને

ઉત્તમ નીતિનાં વચનોથી સમજાવ્યાં. પંડિતે રાજાને કહ્યું કે "હે રાજા! આજ અથવા કેટલાક દિવસ કાહાડયા પછી પણ બ્રાહ્મણને કન્યા તો દેવાનીજ છે ત્યારે બ્રાહ્મણ શિવાય બીજા કોને દેવો યોગ્ય છે. ત્રૈલોક્યમાં બ્રાહ્મણ જેવો બીજો કોઇ પણ સત્પાત્ર મારા જોવામાં નથી. હે રાજા! આ મુનિને કન્યાઆપી દઈને તમારી સઘળી સંપત્તિનું રક્ષણ કરો, નહીતર કન્યાના કારણને લીધે સઘળી સંપત્તિ નાશ પામશે. એક શરણાગત વિના બાકી સઘળાનો ત્યાગ કરીને રાજ્યનું રક્ષણ કરવું યોગ્ય છે." એ પ્રમાણે પંડિતનાં વચનો સાંભળી રાજાએ વારંવાર વિલાપ કરી તે કન્યાને શણગારીને પિપ્પલાદ મુનિને આપી. કન્યાને પરણી પિપ્પલાદ મુનિ તેમને ઠેકાણે જતાં રાજા શોકને લીધે સઘળાંઓને છોડીને તપ કરવા સારૂ ચાલી નીકળ્યો, રાણીએ પતિના તથા દીકરીના શોકથી પ્રાણ છોડી દીધા અને તે રાજાના દીકરા, પોતરા તથા નોકરલોકો પણ રાજા વિના મૂર્છિત થઇ ગયા. અનારણ્ય રાજા તપ કરી ગોલોકનાથ અને રાધિકાજીના સ્વામી શ્રીકૃષ્ણનું ચિંતન તથા શેવન કરીને ગોલોકમાં ગયો. તે પછી તે રાજાનો કીર્ત્તિમાન્ નામનો મોટો પુત્ર થયો અને રાજા થઇને પૃથ્વીમાં સઘળી પ્રજાઓને પુત્રની પેઠે પાળવા લાગ્યો.

**बभूवकीर्त्तिमानराजाज्येष्ठपुत्रोनृपस्यच ॥**
**पुत्रवत्पालयामासप्रजाःसर्वामहीतले ॥ १४३ ॥**

ઇતિશ્રી બ્રહ્મવૈવર્તપુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'अनारण्यकथाप्रस्ताव' એવા નામનો એકતાળીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૧

---

**॥ श्रीवसिष्ठउवाच ॥**

**अथानारण्यस्यकन्यासिषेवेभक्तितोमुनिम् ॥**
**कर्मणामनसावाचालक्ष्मीर्नारायणंयथा ॥ १ ॥**

વસિષ્ઠ કેહે છે--પછી જેમ લક્ષ્મીજી નારાયણને શેવે છે તેમ અનારણ્યની કન્યા પદ્મા ભક્તિપૂર્વક કર્મથી, મનથી અને વચનથી પિપ્પલાદ મુનિની શેવા કરવા લાગી. એક દિવસે એ સતી પદ્મા મંદહાસ્ય કરતી કરતી ગંગાજીમાં નાહાવાને વાસ્તે જતી હતી તે સમયે માયાથી રાજાનો વેષ ધરીને રથમાં બેઠેલા, રત્નમય અલંકારોથી શણગારેલા, ખીલતી જુવાનીથી શોભતા અને કામદેવના સરખી કાંતિ

વાળા ધર્મે તેને દીઠી. એ રમણીય સ્ત્રીને જોઇ તેના હૃદયની મહત્તાની પરીક્ષા કરવા વાસ્તે ધર્મે કપટથી તેને નીચે પ્રમાણે કહ્યું.

**ધર્મ કેહે છે**—હે લક્ષ્મીજી જેવી રૂપાળી, હે રાજાને યોગ્ય! હે ચિત્તનું આકર્ષણ કરનારી, હે ભરપૂર જુવાનીવાળી! હે કામિની! હે સ્થિર યૌવનવાળી! તારો પતિ કે જે વૃદ્ધ અને જરાથી આતુર છે તેની પાસે તું શોભતી નથી. તું તો ચંદન અને અગરૂનાંલેપન કરીને રાજાના વક્ષઃસ્થળમાં શોભે એવી છે. તારો બ્રાહ્મણ પતિ કે જે તપ કરવામાં લાગેલો, કેવળ સત્યમાંજ સમજનાર અને મરવામાં ઉન્મુખ છે તેને છોડી દઈને કામદેવથી આતુર અને રતિ કરવામાં શૂરપણાવાળા કોઇ મોટા રાજાને શોધી લે. પૂર્વ જન્મનાં પુણ્યોથીજ ઉત્તમ રૂપ મળે છે પણ તે સઘળું રૂપ રસિક પુરૂષનું આલિંગન મળવાથી સફળ થાય છે. હે સુંદરી! હું કે જે હજારો સ્ત્રીઓનો પતિછું, અને કામશાસ્ત્રમાં પ્રવીણછું તેને દાસ કરી લે. તું જો આ વાતનો સ્વીકાર કરે તો હું બીજી સઘળી સ્ત્રીઓને છોડી દઉં. પ્રત્યેક એકાંત સ્થળમાં, પ્રત્યેક રમણીય પર્વતોમાં, પ્રત્યેક નદીઓમાં, પુષ્પોના સુગંધી વાયુથી ઘેરાએલા પ્રત્યેક પ્રત્યેક પ્રફુલ્લિત બગીચાઓમાં અને મલયાચળના સુંદર ચંદનના પવનથી વ્યાપ્ત ચંદન વનમાં હું તારી સાથે કામનાથી વિહાર કરીશ. તું કે જે કામદેવરૂપી જ્વરથી બળેલી છે તેને શાંતી આપવાને હું સમર્થછું. તું મારી સાથે વિહાર કરય અને આ જન્મને સફળ કરય.

**વસિષ્ઠ કેહે છે**—ધર્મ એટલાં વચન બોલી રથમાંથી ઉતરીને હાથ પકડવા તૈયાર થતાં પતિવ્રતા પદ્માએ તેને નીચે પ્રમાણે કહ્યું.

**પદ્મા કેહે છે**—હે પાપી! હે રાજાઓમાં અધમ! દૂર જા! દૂર જા! જો તું કુદૃષ્ટિથી મારી સામું જોશે તો તુરત ભસ્મ થઈ જશે. તપથી પવિત્રશરીરવાળા અને મુનિઓમાં શ્રેષ્ઠ પિપ્પલાદને છોડીને તું કે જે સ્ત્રીજિત અને રતિને વાસ્તે હડકાયો છે તેને હું ભજું કે? સ્ત્રીજિત પુરૂષના સ્પર્શ માત્રથી સઘળાં પુણ્યનો નાશ થાય છે. પૃથ્વિમાં પાપી લોકોની અંદર સ્ત્રીજિતથી વધારે કોઈપણ પાપી નથી. હું કે જે તારી મા છું તેને તું સ્ત્રીભાવની નજરથી બોલાવે છે એટલા માટે મારા શાપથી કાળે કરી તારો ક્ષય થઈ જશે.

**વસિષ્ઠ કેહે છે**—દેવતાઓમાં મુખ્ય ધર્મદેવ એ પ્રમાણે સતીનો શાપ સાંભળી રાજાનો દેહ છોડી દઈ પોતાનો દેહ ધરીને ધ્રુજતો ધ્રુજતો નીચે પ્રમાણે બોલ્યો.

**ધર્મ કેહે છે**—હે મા! હે સતિ! અને ધર્મવેત્તાઓના ગુરૂનો ગુરૂ અને પરસ્ત્રીઓને સર્વદા માતારૂપ સમજનાર ધર્મ જાણો. હું જે કે તમારાં મનને જાણનો

હતો તો પણ દુર્દૈવની પ્રેરણાથી તમારા મનની પરીક્ષા લેવા સારૂ તમારી પાસે આવ્યો. હે સતી! તમે જે મને શિક્ષા કરી તે યોગ્યજ કરી છે, વિરૂદ્ધ કરી નથી. અવળે માર્ગે ચાલનારાઓને શિક્ષા થાય એ ઈશ્વરનું નિર્માણજ છે. શ્રીકૃષ્ણ કે જે ધર્મને તથા અધર્મને જાણવાને, કાળને પણ વશ્ય કરવાને અને વિધાતાને પણ બનાવવાને સમર્થ છે તેમને પ્રણામ કરૂંછું. હે શ્રીકૃષ્ણ! તમે કે જે સંહાર કરનાર સદાશિવનો પણ સમયસર સંહાર કરવાને તથા સૃજનાર બ્રહ્માને પણ સૃજવાને સમર્થ છો તેમને પ્રણામ કરૂંછું. હે શ્રીકૃષ્ણ તમે કે જે શત્રુને મિત્ર કરવાને, મિત્રને શત્રુ કરવાને અને કજીયાને ઉત્પન્ન કરવાને તથા તેને મટાડવાને પણ સમર્થ છો તેમને પ્રણામ કરૂંછું. હે શ્રીકૃષ્ણ! તમે કે જે સઘળાઓને શાપ, સુખ, દુઃખ, વરદાન, સંપત્તિ તથા વિપત્તિ આપવાને સમર્થ છો તેમને પ્રણામ કરૂંછું. હે શ્રીકૃષ્ણ! તમે કે જે પ્રકૃતિને, મહાવિષ્ણુને, બ્રહ્માને, વિષ્ણુને તથા મહેશ્વર આદિને બનાવવા સમર્થ છો તેમને પ્રણામ કરૂંછું. હે શ્રીકૃષ્ણ! તમે કે જેણે પુર્વે દુધને ધોળું, જળને ટાઢું અને અગ્નિને ઊનો કરેલ છે તેમને પ્રણામ કરૂંછું. હે શ્રીકૃષ્ણ! તમે કે જે અત્યંત તેજને ઉત્પન્ન કરનારા, તેજોરૂપ મૂર્ત્તિવાળા, સગુણ અને નિર્ગુણ છો તેમને પ્રણામ કરૂંછું. હે શ્રીકૃષ્ણ! તમે કે જે સર્વરૂપ, સર્વના બીજરૂપ, સર્વના અંતર્યામી અને સર્વના બંધુરૂપ છો તેમને પ્રણામ કરૂંછું.

વસિષ્ઠ કેહે છે—હે હિમાલય! જગતનો ગુરૂ ધર્મ એટલાં વચન બોલીને સામો ઉભો રેહેતાં પતિવ્રતા પદ્માએ તેને ઓળખીને નીચે પ્રમાણે વચન કહ્યાં.

પદ્મા કેહે છે—તમે કે જે સઘળાં પ્રાણીઓમાં સઘળાં કર્મોના સાક્ષી, સર્વના અંતર્યામી, સર્વને જાણનારા અને સઘળાં તત્વોના વેત્તા સાક્ષાત્ ધર્મ છો તેમણે મારો અભિપ્રાય જાણવા માટે, હું કે જે દાસી છું તેને શામાટે દુઃખી કરી. હે મહારાજ! તમારે વાસ્તે મારાથી જે બોલાઇ ગયું તે મારો અપરાધ થયો છે. હે પ્રભુ! મેં સ્ત્રી સ્વભાવને લીધે ક્રોધથી અને અજ્ઞાનથી તમને જે શાપ આપ્યો તેની હવે શી વ્યવસ્થા થાય એ વિચારૂં છું. વખત પર આકાશનો, સઘળી દિશાઓને અને વાયુઓનો નાશ થઈ જાય પણ પતિવ્રતાના શાપનો કદી નાશ થાય નહી. 'તમારો જો નાશ થાય તો સૃષ્ટિનો પણ નાશ થઇ જાય માટે હવે શું કરવું' એ વિચારમાં હું મુંઝાઈ ગઈછું તો પણ તમને કહું છું કે હે દેવતાઓમાં મુખ્ય! સત્યયુગમાં તમે પુનમના ચંદ્રની પેઠે સર્વકાળમાં ચારે પાયાઓથી વિરાજમાન રેહેશો. ત્રેતાયુગમાં તમારા એક પાયાનો ક્ષય થશે અને કળિયુગના અંતમાં તમારો છેલ્લો એક પાયો પણ ઢંકાઇ જશે. પાછો સત્યયુગ આવશે ત્યારે ચારે પાયાઓથી પરિપુર્ણ

થશે. સત્યયુગમાં તમે જેવા સર્વ સ્થળોમાં વ્યાપક રેહેશો તેવા બીજા યુગોમાં રહી શકશો નહી. હવે તમારૂં જ્યાં સ્થાન થશે અને જે તમારા આધારો છે તે વિષે કહુછું તે સાંભળો. સઘળા વૈષ્ણવો, સન્યાસીઓ, બ્રહ્મચારીઓ, પતિવ્રતાઓ, વિદ્વાનો, વાનપ્રસ્થો, ધર્મવાળા ભિક્ષુકો, ધર્માત્મા રાજાઓ, ઉત્તમ વૈશ્યો, બ્રાહ્મણોની શેવા કરનારા શૂદ્રો અને સત્સંગ કરનારાં માણસો એઓમાં તમે પરિપુર્ણ સ્વરૂપે બીરાજશો. પ્રત્યેક યુગમાં જ્યાં જ્યાં પવિત્ર માણસો હશે ત્યાં ત્યાં તમારી સ્થિતિ થશે. પીપળામાં, વડમાં, બીલીમાં, તુંળસીમાં, ચંદનમાં, દીક્ષામાં, ધર્મની પરીક્ષા કરવાના શપથોમાં, ગાયોના વાડામાં, ગાઓનાં પગલાંવાળી પૃથ્વીમાં, વિવાહમાં, પુષ્પોમાં, વૃક્ષોમાં, દેવાલયોમાં, સજ્જનોનાં ઘરોમાં, વેદના તથા તેનાં અંગોના શ્રવણમાં, જળોમાં, સભાઓમાં, શ્રીકૃષ્ણનાં ગુણો તથા નામો જ્યાં બોલાતાં સંભળાતાં કે ગવાતાં હોય છે ત્યાં, વ્રતોમાં, પુજાઓમાં, તપમાં, ન્યાયમાં, યજ્ઞોમાં, જ્યાં શાહેદી લેવાય છે ત્યાં, ગાઓનાં ઘરોમાં અને ગાઓમાં રહીને તમે સંપુર્ણ રીતે સર્વને જોયા કરો છો. હે ધર્મ ! એ સ્થળોમાં તમારૂં દુર્બળપણું નહી થશે પણ બીજાં સ્થળોમાં થશે. હવે જે સ્થાનકોમાં તમે જઈ શકશો નહી તે. સ્થાનકો કહું છું તે સાંભળો. સઘળી છીનાળ સ્રીઓ, માણસોને મારનારાઓનાં ઘરો, માણસોનો ઘાત કરનારાઓ, નીચ, મુર્ખ, ખળ, દેવતાઓનાં, ગુરૂનાં, બ્રાહ્મણોનાં, મિત્રનાં કે પાલના કરવા યોગ્યનાં ઘરોનું હરણ કરનારાઓ, દુષ્ટ માણસો, ધુતારા, ચોર, પરસ્રીમાં લંપટ, જુગારની જગ્યા, સુરાપાનની જગ્યા, કજીયાની જગ્યા, સાલગ્રામથી, સાધુથી, તીર્થથી તથા પુરાણોથી રહિત રહેનારાઓ, ચોરની સાથે સ્નેહ રાખનારાઓ, ખોટા વાદ કરનારાઓ, તાડની છાયા, અભિમાની, તરવાર બનાવવાનો ધંધો કરનારાઓ, શાઇ બનાવવાનો ધંધો કરનારાઓ, મૂર્ત્તિપૂજનથી આજીવિકા ખાનારાઓ, ગામોટપણું કરનારાઓ, બળદને સમારનારાઓ, સોનીઓ, કસાઈઓ, સ્વામીએ ધિકારેલી સ્રીઓ, સ્રીને વશ્ય રહેનારા પુરૂષો, દીક્ષાથી, સંધ્યાથી તથા વિષ્ણુની ભક્તિથી રહિત રેહેનારા દ્વિજો, પોતાના શરીરને વેચનારાઓ, કન્યાને વેચનારાઓ, સ્રીને વેચનારાઓ, શાલગ્રામને, દેવની મૂર્ત્તિને, ગ્રંથને કે પૃથ્વીને વેચનારાઓ, મિત્રનો દ્રોહ કરનારાઓ, ઉપકાર કરનારનું ભુંડું કરનારાઓ, સત્યને તોડનારાઓ, વિશ્વાસઘાત કરનારાઓ, શરણાગતનો ત્યાગ કરનારાઓ, આશ્રિતોને મારનારાઓ, સર્વદા ખોટું બોલવાના સ્વભાવવાળાઓ, સીમાડાનું હરણ કરનારાઓ, કામથી, ક્રોધથી કે લોભથી ખોટી શાહેદી પુરનારાઓ, પુણ્યકર્મથી રહિત રેહેનારાઓ અને પુણ્યકર્મને અટકાવનારાઓ, એટલાં નીચ ઠેકાણાઓમાં જ

વાનો કે રેહેવાનો તમને અધિકાર નથી. આ વ્યવસ્થા કરવાથી તુરત તમારૂં વચન પણ સફળ થયું અને મારૂં વચન પણ સત્ય થયું. હે પિતા ! હવે હું પતિની સેવા કરવા જાઉછું અને તમે તમારે ઘેર જાઓ.

વસિષ્ઠ કેહેછે—આ પ્રમાણે પતિવ્રતા પદ્માનાં વચનો સાંભળી જેનું મુખ પ્રસન્ન થયું એવા ધર્મદેવે ઘણી નમ્રતાથી તેને નીચે પ્રમાણે કહ્યું.

ધર્મ કેહેછે— તું ધન્ય છે. પતિની ભક્ત છે. તારૂં સર્વદા કલ્યાણ હોજો. હે મારૂં રક્ષણ કરનારી ! હું તને વરદાન અર્પુંછું તે લે. હે પુત્રી ! હે પતિવ્રતા ! તારો પતિ જુવાન, રતિ કરવામાં અત્યંત સમર્થ, રૂપાળો, ગુણવાળો અને સર્વદા સ્થિર યૌવનવાળો થશે. તું પણ મોટા ઐશ્વર્યવાળી અને સ્થિર યૌવનવાળી થશે. તારો પતિ માર્કંડેય કરતાં પણ વધારે જીવનાર, કુબેર કરતાં પણ વધારે ધનવાન, ઇંદ્ર કરતાં પણ અધિક ઐશ્વર્યવાળો, વિષ્ણુનો ભક્ત, સદાશિવ સમાન, અને કપિલ કરતાં પણ અધિક સિદ્ધિવાળો થશે. તું તારા આયુષ્યપર્યંત પતિના સૌભાગ્યવાળી થશે. તારાં ઘર કુબેરજીનાં ઘરોથી પણ અધિક થશે. તને ગુણવાન, લાંબા આયુષ્યવાળા અને તારા સ્વામીથી પણ અધિક પ્રભાવવાળા દશ પુત્રો થશે એમાં સંશય નથી.

વસિષ્ઠ કેહેછે—હે હિમાલય ! એટલાં વચન બોલીને ધર્મ ઉભો રેહેતાં પદ્મા તેને પ્રદક્ષિણા કરી પ્રણામ કરીને પોતાને ઘેર ગઈ. પછી જેણે ઘણા આશિર્વાદ આપ્યા એવા ધર્મે પણ પોતાને ઘેર જઈ પ્રત્યેક સભામાં તેનાં વખાણ કરવા માંડયાં. પદ્મા જુવાન થએલા પોતાના પતિ પિપ્પલાદની સાથે નિરંતર એકાંતમાં રમણ કરવા લાગી અને પછી કેટલેક કાળે પિપ્પલાદ કરતાં પણ અધિક ગુણોવાળા તેને દશ દીકરા આવ્યા. હે પર્વતોના રાજા ! આ સઘળો પુરાતન ઇતિહાસ તમને કહી સંભળાવ્યો. એ પ્રમાણે અનારણ્ય રાજાએ પોતાની દીકરી આપીને સઘળી સંપત્તિની રક્ષા કરી હતી તો તે પ્રમાણે તમે પણ સર્વના ઈશ્વર સદાશિવને કન્યા આપી તમારા સર્વ બંધુઓની અને સઘળી સંપત્તિની રક્ષા કરો. સાત દિવસ પછી માગશર મહીનાના સોમવારને દિવસે સઘળા દોષોથી રહિત અને બીજાઓને ન મળે એવું વિવાહનું અત્યંત શુભ મુહૂર્ત છે. એ મુહૂર્ત્તમાં લગ્નનો સ્વામી લગ્નમાં છે, ચંદ્રમા બુધ સંયુક્ત છે, રોહિણી નક્ષત્ર છે, ચંદ્ર તથા તારા શુદ્ધ છે, સર્વ શુભગ્રહોની દૃષ્ટિ પડેછે અને કોઇ પણ ક્રૂર ગ્રહની દૃષ્ટિ પડતી નથી. હે હિમાલય ! એ મુહુર્ત્ત કે જે સારાં સંતાનોને આપનાર છે, પતિના સૌભાગ્યને દેનાર છે, અખંડ સૌભાગ્ય રાખનાર છે, પ્રત્યેક જન્મમાં સુખ આપનાર છે, સ્ત્રી

પુરૂષના પ્રેમને અત્યંત અખંડિત રાખનાર છે અને ઊત્તમથી પણ ઉત્તમ છે તેમાં તમે સદાશિવને કન્યાદાન આપીને સુખી તથા કૃતાર્થ થાઓ. તમારી પુત્રી કે જે સઘળા દેવતાઓના તેજરૂપ, દેવતાઓએ પૂજેલાં, મૂળપ્રકૃતિરૂપ, ઈશ્વરી અને જગદંબા છે તેમનું જગતના પિતા સદાશિવની સાથે લગ્ન કરો. આ તમારી પુત્રી પૂર્વ કલ્પમાં દેવતાઓનું રક્ષણ કરવાને વાસ્તે દેવતાઓના તેજના સમૂહમાંથી પ્રગટ થયાં હતાં અને દશે.દિશાઓને પ્રકાશિત કરતાં હતાં. આના તેજથી બળી ગએલા કેટલાએક દૈત્યો ભાગી ગયા હતા, કેટલાએક પૃથ્વીપર ભસ્મ થઇ ગયા હતા, કેટલાએક પાતાળમાં પેશી ગયા હતા, કેટલાએક મૂર્છા પામ્યા હતા, કેટલાએક દાંતોમાં તરણાં ઘાલીને શરણે આવ્યા હતા, કેટલાએક લડયા હતા, કેટલાએક સજડ થઈ ગયા હતા અને કેટલાએક લાંબીવાર સુધી યુદ્ધ કરીને દુઃખ રહિત સ્વર્ગમાં ગયા હતા. એવી રીતે આની કૃપાથી દેવતાઓ શત્રુરહિત થયા હતા. એ કલ્પના અંતમાં શ્રીકૃષ્ણની આજ્ઞાથી એ દેવી દક્ષની કન્યા થયાં હતાં અને તે જન્મમાં પણ દક્ષે તેમને વિધિપૂર્વક સદાશિવને આપ્યાં હતાં. પછી દૈવયોગને લીધે મારા પિતાના યજ્ઞમાં દેવતાઓની સભાની અંદર દક્ષને મહાદેવની સાથે અકસ્માત મોટો કજીયો થયો હતો. એ કજીયામાં રીસાઇ બ્રહ્માને પ્રણામ કરીને મહાદેવ જતા રહ્યા હતા અને દક્ષ પણ ક્રોધથી પોતાના અનુચરો સહિત પોતાને ઘેર ગયો હતો. કોપથી વ્યાપ્ત થએલા દક્ષે ઘેર આવી સામગ્રીઓ તૈયાર કરીને યજ્ઞ આરંભ્યો અને તેમાં મત્સરને લીધે સદાશિવને ભાગ આપ્યો નહી. એ જોઇ જેનાં નેત્ર કોપથી રાતાં થઈ ગયાં એવાં દક્ષની પુત્રી સતી ઘણી ઘણી રીતે દક્ષનો તિરસ્કાર કરી કચવાતા હૃદયથી યજ્ઞના સ્થાનમાંથી ઉઠીને પોતાની માની પાસે ગયાં. પોતે ત્રણે કાળને જાણનારાં પરમશક્તિરૂપ હોવાથી ત્યાં તેમણે સઘળું ભવિષ્ય કહ્યું. યજ્ઞનો ભંગ થવાનું, દક્ષનો પરાભવ થવાનું, યજ્ઞના સ્થાનમાંથી દેવતાઓને ભાગવું પડવાનું, મુનિઓને, ઋત્વિજોને તથા પર્વતોને પણ દુખી થવાનું, શંકરનાં સૈન્યોની જીત થવાનું, પોતાના મરણનું, વિરહાતુરપણાને લીધે શોકથી શંકરના ભટકવાનું, આંસુમાંથી તળાવ બનવાનું, વિષ્ણુનાં વચનથી બોધ થવાનું, પોતાને બીજા શરીરથી સદાશિવની પ્રાપ્તિ થવાનું, સદાશિવની સાથે વિહાર થવાનું તથા બીજું પણ સઘળું ભવિષ્ય કહીને સતીએ ત્યાંથી જવા માંડયું. એમની મા તથા બેનો ના પાડતાં છતાં પણ સિદ્ધયોગિનીરૂપ સતી ત્યાંથી અંતર્દ્ધાન થઈ ગયાં. એમણે ગંગાજીને કીનારે જઇ શંકરનું પૂજન કરી શંકરનાં ચરણારવિંદનું સ્મરણ કરી તે દેહ છોડી દઈને ગંધમાદન પર્વતની ગુફામાં પડેલું પોતાનું પૂર્વ શરીર કે જે

શરીરથી પોતે દૈત્યોનાં સઘળાં કુળનો સંહાર કરયો હતો તેમાં પ્રવેશ કરયો. આમ થતાં બહુજ વિસ્મય પામેલા સર્વે દેવતાઓએ હાહાકાર કરયો. સદાશિવની સેના ઓ દક્ષના યજ્ઞનો વિનાશ કરી સઘળાઓનો પરાભવ કરી સર્વને અત્યંત શોકાતુર કરીને પાછી પોતાને ઠેકાણે ગઇ. સઘળા જગતનો સંહાર કરનારા સદાશિવ પોતા ની સેનાના કેહેવાથી તુરત સઘળું વૃત્તાંત સાંભળી પાકી ખબર મેળવી સઘળા રૂદ્ર ગણોનીસાથે ગંગાજીને કિનારે ગયા કે જ્યાં સતીનું શબ પડ્યું હતું.

**श्रुत्वाप्रवृत्तिंसंहर्त्तासर्वरुद्रगणैर्वृतः**
**जगामस्वर्णदीतीरंयत्रदेवीकलेवरम् ॥**

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'सतीदेहत्याग' એવા નામનો બેતાળીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૨

## ॥ वसिष्ठउवाच ॥

**अथदुर्गामहादेवःसतीमूर्त्तिंमनोहराम् ॥**
**अम्लानपद्मवक्त्रांतांशयानांजान्हवीतटे ॥ १ ॥**

વસિષ્ઠ કેહેછે—મહાદેવે જઈને જોયું ત્યાં મનોહર, નહી કરમાએલા કમળ સરખા મુખવાળું, ગંગાજીને કીનારે પડેલું, હાથમાં રૂદ્રાક્ષની માળાવાળું, તપાવેલા સોના સરખી કાંતિવાળું, તેજથી અત્યંત પ્રકાશતું અને ધોળાં વસ્ત્રોવાળું સતીનું શબ જોવામાં આવ્યું. સતીના શબને જોઇ વિરહરૂપ અગ્નિથી બળતા સદાશિવ પોતે દેહ ધારી જ્ઞાનના સમૂહ જેવા હતા તોપણ મૂર્છિત થઈ ગયા. વેદના બીજરૂપ, યોગીંદ્રો ના ગુરૂના ગુરૂ, પરથી પણ પર અને પોતાના સ્વરૂપાનંદમાંજ રમણ કરનારા સદાશિ વને સ્ત્રીના શોકે બહુ પીડા કરી. ક્ષણમાત્રમાં ચેતના પ્રાપ્ત થતાં શબના મુખારવિંદને જોઇ ઠુંઠ જેવા સજ્જડ થઇ ગએલા, અત્યંત દીન થએલા અને જેમનાં નેત્રોમાં આં સુની ધારાઓ ચાલી જતી હતી એવા સદાશિવે પોતે દીનલોકોને આશ્રય આપનાર અને તેઓની દીનતાને હરનાર છતાં પણ નીચે પ્રમાણે બહુ વિલાપ કરયો.

સદાશિવ વિલાપ કરે છે—હે સૌભાગ્યવતી! હે સતી! હે મારા પ્રાણનાં ઈશ્વરી! હે પ્રિયા! ઉઠો ઉઠો. હું તમારો સ્વામી શંકર પાસે આવ્યોછું માટે મારો સામું જુવો. હું જો કે કલ્યાણ આપનાર, સઘળી સંપત્તિઓરૂપ, સિદ્ધિ દેનારો,

સર્વનો આત્મા અને સર્વનો સ્વામી શિવછું તોપણ તમારા વિના શબ જેવો થઇ ગયોછું. તમે કે જે સઘળી શક્તિઓરૂપ છો તેમના સાથે રેહેવાથી હું સમર્થ હતો પણ તમારો વિયોગ થતાં શબની પેઠે કાંઇ પણ કામ કરવામાં સમર્થ રહ્યો નથી. હે પ્રિયા ! જે પુરૂષ શક્તિને ન જાણતો હોય અને નહી જાણીને તેની નિંદા કરતો હોય તેનો ત્યાગ કરવો જોઈએ પણ હું કે જે તમારા સ્વરૂપને જાણુંછું તેમો ત્યાગ શા માટે કરોછો. બ્રહ્મા, વિષ્ણુ અને હું તમારા કિંકર છીએ. તમે મંદહાસ્ય કરી કટાક્ષ મારીને અમૃત જેવું કાંઇક વચન બોલો. હું કે જે બળી ગયોછું તેને અમૃત સરખી દૃષ્ટિથી સેંચન કરીને શાંત કરો. આગળ તો તમે મને દૂરથી જોઈને તુરત મંદહાસ્યપૂર્વક સ્નેહ ભરેલાં વચન બોલતાં હતાં અને આજ હું વિલાપ કરૂંછું તોપણ રીસાએલાની પેઠે હજુ સુધી કેમ બોલતાં નથી. હે પ્રાણથી પણ અધિક પ્યારાં! ઉઠો. હું કે જે રૂદન કરૂંછું તેને દેખતાં નથી કે શું? હે સુંદરી! મને અને પ્રાણને છોડી દઇને તમારે આમ જવું જોઇતું નથી. હે જગદંબ ! હે પ્રાણનાં આધારરૂપ ! હે કારણોનાં પણ કારણરૂપ ! હે પતિવ્રતા ! ઉઠો ઉઠો. મને અહીં બેઠેલો જાણ્યા છતાં પણ તમે આજ મારી શેવા કેમ કરતાં નથી. તમે વેદની માતા અને પરમ સમજુ થઈને મારી શેવારૂપ તમારા નિયમનો ભંગ કેમ કરોછો.

વસિષ્ઠ કેહે છે—હે હિમાલય ! વિરહથી આતુર થએલા શંકર એટલાં વચન બોલી પ્યારીના શબને છાતીમાં લઇ આલિંગન કરી વારંવાર ચુંબન કરવા લાગ્યા. હોઠની સાથે હોઠ અને છાતીની સાથે છાતી મીલાવી વારંવાર આલિંગન કરીને વળી મૂર્છિત થઇ ગયા. પાછી ચેતના આવતાં પોતે જ્ઞાનિઓના ગુરૂના ગુરૂ છતાં પણ શોકનેલીધે વેગથી ઉઠી ઉન્મત્તની પેઠે સતીના શબને છાતી ઊપર લઇ દોડવા લાગ્યા. સાતે દ્વીપોમાં, સાતે સમુદ્રોમાં, લોકાલોક પર્વતમાં, તે પછીની સુવર્ણની ભૂમિમાં, શતશૃંગ પર્વતના પડખામાં, જંબુદ્વીપમાં, ભરતખંડમાં, એકાંત રૂપ અક્ષયવટ નામના સ્થાનકમાં, ગંગાજીને કીનારે અને બીજી નદીઓના કીનારાઓમાં પણ ઘેલાઓની પેઠે સતીના શબને લઇને ભટકતા સદાશિવ 'હે સતી! હે પતિવ્રતા !' એમ બોલી બોલીને ઉંચા સ્વરથી રોવા લાગ્યા. મહાદેવનાં નેત્રોમાંથી અપાર આંસુ ચાલતાં તેમાંથી 'નેત્રસર' નામનું સરોવર થયું કેજે સરોવર મુનિઓને તપ કરવાના સ્થાનકરૂપ છે, બે યોજનમાં વિસ્તીર્ણછે, મનોહર છે અને પવિત્રતીર્થરૂપ છે. એ સરોવરમાં નાહાવામાત્રથી સો જન્મનાં પાપોનો નાશ થાય છે, પુનર્જન્મનો ભય રેહેતો નથી અને ત્યાં નાહેલાં માણસો મનુષ્ય દેહ છુટયા

પછી પ્રભુના પદને પ્રાપ્ત થાય છે. મનમાં વિરહથી આતુર થએલા સદાશિવ એ સ્થળમાં રોવું છોડી દઇ પોતે મહાયોગી છતાં પણ પુરા એક વર્ષ સુધી વળી પાછા એમને એમ પૃથ્વીમાં ફર્યા. હે હિમાલય! ફરતાં ફરતાં સતીનાં જે જે અંગો અને પ્રત્યંગો ખરી પડયાં તેઓમાંથી તે તે સ્થળોમાં માણસોના મનોરથોને પુરનારાં કામાક્ષી આદિ સિદ્ધ પીઠો થયાં. પછી જે અંગો અવશેષ રહ્યાં તેઓને બાળી સદાશિવે ભક્તિપૂર્વક તે ભસ્મથી નિત્ય પોતાનાં ગાત્રોમાં લેપન કરવા માંડયું, હાડકાંઓની માળા બનાવીને ગળામાં પેહેરી, "હે સતિ! હે પ્રાણેશ્વરી!" એમ બોલી બોલીને વારંવાર મૂર્છિત થવા લાગ્યા અને પોતાનું સ્વરૂપ કે જે સાક્ષાત્ પરમાત્મા પરબ્રહ્મ છે તેને ભુલી ગયા. પોતે આત્મારામ અને પૂર્ણકામ છતાં પણ વિરહના તાપથી શબ જેવા થઈને પર્વતની પાસે વડની નીચે સુતા. તેમને જોઈ વિસ્મય પામેલા સર્વે દેવતાઓ તેમની પાસે આવ્યા. જેનાં ચરણારવિંદને લક્ષ્મીજી પૂજે છે એવા, રત્નમય અલંકારોની શોભાથી ભરપુર, પીળા વસ્ત્રોવાળા, ચાર ભુજાવાળા, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળા અને વનમાળાથી શણગારેલા નારાયણ ભગવાન પણ પોતાના પાર્ષદો સહિત સદાશિવની પાસે આવ્યા. નારાયણ આવ્યા પછી બ્રહ્મા, શેષ, ધર્મ અને મોટા મોટા ઋષિઓ પણ ત્યાં આવી નારાયણને પ્રણામ કરીને સભામાં બેઠા. એ સમયમાં જ્ઞાનીઓના સ્વામી નારાયણે જ્ઞાનિઓના ગુરૂના ગુરૂ સદાશિવ કે જે મૂર્છિત જેવા થઇને પડયા હતા અને રોયા કરતા હતા તેમને છાતીમાં ઘાલીને નીચે પ્રમાણે બોધવચન કહ્યાં.

નારાયણ કેહે છે—હે આત્મારામ! હિતકારી, વેદાંતના સારરૂપ અને દુઃખને તથા શોકને કાપનારૂં આ મારૂં વચન સાંભળો. તમે જો કે સઘળી વેદાંત વિદ્યાના બીજરૂપ, જ્ઞાનના ભંડારરૂપ, સર્વને જાણનાર અને વિધાતાઓનાં પણ વિધાતા છો તોપણ હું તમને સમજાવુંછું. જ્ઞાનીને પ્રાણસંકટ પડયું હોય ત્યારે જ્ઞાનીજ તેને સમજાવી શકે છે. લોકમાં જ્ઞાનિઓ એક બીજાને સમજાવે એ વ્યવહારજ છે. સુખ દુઃખના કારણરૂપ સર્વે ગુણો માયાના આશ્રયથીજ રહ્યા છે. વિષ્ણુની માયા કે જે બળવાન્ છે તે સત્વ આદિ ગુણોવાળા પુરૂષને દુઃખ દીયે છે. હે શંભુ! હે ઈશ્વર! જ્યારે નરસા દિવસ આવે ત્યારે દુઃખ, શોક અને ભય ઉત્પન્ન થાય છે પણ નરસા દિવસ જઈને પાછા સારા દિવસ આવે ત્યારે દુઃખ, શોક કે ભય કાંઈ પણ નહીં રેહેતાં નિરંતર હર્ષની, ઐશ્વર્યની અને અભિમાનની વૃદ્ધિ થાય છે. એ દુઃખ અને હર્ષ આદિ સઘળા પદાર્થોને જ્ઞાનીઓ સ્વપ્ન જેવાજ ગણે છે. હે મહાદેવ! હે જ્ઞાનના બીજરૂપ! હે સનાતન! તમે જ્ઞાન ધરો અને સાવધાન થાઓ. તમારૂં ભલું થશે

અને સતી અવશ્ય મળશે. જેમ શીતળપણું જળને, દાહશક્તિ અગ્નિને, તેજ સૂર્યને અને ગંધ પૃથ્વીને કદી પણ છોડતાં નથી તેમ સતી તમને કદી છોડશે નહી.

વસિષ્ઠ કેહે છે—હે હિમાલય! એ પ્રમાણે નારાયણનાં વચન સાંભળી સદાશિવે આંખો ઉઘાડીને નારાયણને ધીરેકથી નીચે પ્રમાણે કાંઇક કહ્યું.

સદાશિવ કેહે છે—તમે કે જે તેઓમય છો તે કોણ છો? આ લોકો તમારી પાસે બેઠેલાં છે તેઓ કોણ છે? તમારૂં શું નામ છે? આ લોકોનાં શાં નામ છે? સતી કોણ છે? હું કોણ છું? તમે શું બોલો છો? આ કિંકરો ક્યાંથી આવ્યા છે? તમે ક્યાં જશો? હું ક્યાં જઈશ અને આ લોકો ક્યાં જવાના છે? તે કહો.

વસિષ્ઠ કેહે છે—હે હિમાલય એ પ્રમાણે સદાશિવનું બોલવું સાંભળી નારાયણ પાર્ષદો સહિત રોઈ પડયા અને રોઇ રોઇને આંસુઓથી સદાશિવને ભીંજવી દીધા. સદાશિવ પણ રોતા હતા. નારાયણના અને સદાશિવનાં આંસુઓથી ભરતખંડમાં અસ્તાચળના પાછલા ભાગમાં અક્ષયવટની પાસે ત્રૈલોકયને પવિત્ર કરનારૂં તીર્થરૂપ સરોવર થયું કે જે સરોવર મુક્તિના બીજરૂપ છે અને તપસ્વીઓને તપ કરવાનું સ્થળ છે. પછી નારાયણે તુરતજ બીજીવાર સર્વે દેવતાઓ અને બાળબ્રહ્મચારી મુનિઓ સાંભળતાં નીચે પ્રમાણે બોધનાં વચનો કહ્યાં.

નારાયણ કેહે છે—હે શંકર! હે જ્ઞાનસ્વરૂપ! હે આનંદમય! હે સનાતન! હે જ્ઞાનના ભંડારરૂપ! હે કારણોના કારણરૂપ! હું તમને જ્ઞાનની વાત કહું છું તે સાંભળો. તમે શોકથી જ્ઞાનને ભુલી ગયાછો. પ્રત્યેક જન્મમાં સઘળા પ્રાકૃતજીવોને સર્વદા સારા અને નરસા દિવસો આવ્યાજ કરેછે અને તેઓ સુખના તથા દુઃખના બીજરૂપ થાયછે. સુખથી સર્વદા હર્ષ, અભિમાન, શૂરપણું પ્રમત્તપણું, રાગ, ઐશ્વર્ય, કામ અને દ્વેષ ઉત્પન્ન થાયછે અને દુઃખથી સર્વદા શોક, ઉદ્વેગ અને ભય ઉત્પન્ન થાયછે. હે મહેશ્વર! અજ્ઞાન કે જે સુખ દુઃખના પ્રથમ બીજ રૂપ છે તે ટળી જાય તો એ સઘળાં ટળી જાયછે. સર્વને સારા અને નરસા દિવસો કર્મોથી પ્રાપ્ત થાયછે. કર્મથી શુભાશુભ થાયછે, પ્રવૃત્તિથી કર્મ થાયછે, સ્વભાવથી પ્રવૃત્તિ થાય છે, સ્વભાવ અભ્યાસથી થાયછે, અભ્યાસ સત્સંગથી કે દુઃસંગથી થાયછે અને સત્સંગ પુણ્યથી તથા દુઃસ્સંગ પાપથી થાયછે. એ પાપ અને પુણ્યનું બીજ મનજ છે કે જે ચંચળ છે, મારા અંશરૂપ છે અને સઘળી ઇંદ્રિયોમાં મુખ્ય છે. હું, તમે અને બ્રહ્મા કે જેઓ સર્વને ઉત્પન્ન કરનારા અને સર્વના આધપતિ છીએ તેઓ બ્રહ્મરૂપ

જ છીએ. ગુણોના ભેદને લીધે કેવળ આપણાં શરીરોજ જુદાં જુદાં છે. હે સદા-શિવ! સગુણ અને નિર્ગુણ એ રીતે બ્રહ્મ બે પ્રકારનું છે જે માયાસહિત છે તે સગુણ કહેવાય છે અને જે માયાથી અલગ છે તે નિર્ગુણ કહેવાયછે. સગુણ પરબ્રહ્મ ઇચ્છા શકિતમય છે તે પોતાની ઇચ્છારૂપ માયાથી અનેક પ્રકારે થાયછે. એ ઈચ્છા શકિતરૂપ પ્રકૃતિ નિત્ય છે અને સર્વને ઉત્પન્ન કરનાર છે. કેટલાએક કહેછે કે સનાતન જ્યોતિરૂપ બ્રહ્મ એકજ છે અને કેટલાએક કહેછે કે સગુણ અને નિર્ગુણ ભેદથી બે પ્રકારનું છે. જેઓ કહેછે કે "પ્રકૃતિથી તથા પુરૂષથી પર એકજ બ્રહ્મ છે" તેઓના મતમાં પ્રકૃતિ અને પુરૂષ બ્રહ્મથી થાયછે એમ માનેલું છે માટે એ બ્રહ્મ સર્વનું કારણ છે. જેઓ કહેછે કે "સગુણ અને નિર્ગુણ એમ બે પ્રકારનું બ્રહ્મ છે" તેઓના મતમાં પણ બ્રહ્મ પોતાની ઇચ્છાથીજ બે પ્રકારનું થાય છે અને જે ઇચ્છા શક્તિ છે તેજ સર્વને ઉત્પન્ન કરનારી પ્રકૃતિ છે એવો સિદ્ધાંત છે. એ પ્રકૃતિમાં જે આશક્ત છે તે સગુણ, સર્વનો આધાર, સનાતન, સર્વનો સાક્ષી અને સર્વ સ્થળમાં ફળ આપનારે ઈશ્વર છે એમ માનેલું છે. હે શિવ! નિત્ય અને પ્રાકૃત એ ભેદથી શરીર બે પ્રકારનું છે. જે શરીર કદી પણ નાશ પામતું નથી તે નિત્ય કહેવાય છે અને જે શરીર સર્વદા નાશ પામ્યા કરે છે તે પ્રાકૃત કહેવાય છે. મારૂં શરીર અને તમારૂં શરીર નિત્ય છે. જેઓ આપણા અંશરૂપ છે તેઓનાં શરીર પ્રાકૃત (નાશ પામનારાં) છે. રૂદ્ર આદિ તમારા અંશો છે અને વિષ્ણુ આદિ મારા અંશો છે. મારૂં રૂપ પણ બે ભુજાવાળું અને ચાર ભુજાવાળું એમ બે પ્રકારનું છે. હું વૈકુંઠમાં લક્ષ્મીજીની સાથે તથા પાર્ષદોની સાથે ચાર ભુજાવાળા રૂપથી રહુંછું અને ગોલોકમાં રાધાજીની સાથે તથા ગોપીઓની સાથે બે ભુજાવાળા રૂપથી રહુંછું. જેઓ બ્રહ્મને બે પ્રકારનું કહે છે તેઓના મતમાં પ્રકૃતિ અને પુરૂષ એ બન્ને મુખ્ય છે. પુરૂષ પણ નિત્ય છે અને પ્રકૃતિ પણ નિત્ય છે. સર્વના માતા પિતારૂપ એ પ્રકૃતિ અને પુરૂષ સર્વદા મળેલાંજ રહે છે. તેઓ શરીરવાળાં પણ છે, શરીર વગરનાં પણ છે અને પોતાની ઈચ્છાથી સઘળાં રૂપવાળાં પણ છે. જેમ પુરૂષની મુખ્યતા છે તેમ સર્વદા પ્રકૃતિની પણ મુખ્યતા છે. હે સદાશિવ! હવે જો તમારે સતીની ઇચ્છા હોય તો પ્રકૃતિની સ્તુતિ કરો. જે તમે પૂર્વે પ્રેમથી કણ્વશાખામાં કહેલું દિવ્ય સ્તોત્ર દુર્વાસાને આપ્યું હતું તે સ્તોત્રથી પ્રકૃતિનું ભજન કરો. મારા આશિર્વાદથી તમારા શોકનો નાશ થાઓ, તમારૂં કલ્યાણ થાઓ અને દૂરદૂર સુધી ભટકાવનારો આ સ્ત્રીના વિરહરૂપી તમારો જ્વર દૂર થાઓ.

વસિષ્ઠ કેહે છે—હે હિમાલય! એટલાં વચન બોલી નારાયણ બંધ પડતાં

ભક્તિવાળા અને જેનું શરીર રોમાંચિત્ત થઇ ગયું એવા સદાશિવે સ્નાન કરી શ્રી કૃષ્ણને તથા બ્રહ્માને પ્રણામ કરી નીચે પ્રમાણે પ્રકૃતિનું સ્તુતિ કરી.

સદાશિવ સ્તુતિ કરે છે—ૐનમઃપ્રકૃત્યૈ હે બ્રાહ્મી! હે બ્રહ્મસ્વરૂપ! હે નિત્યપણાંવાળાં! હે પરમાત્મ સ્વરૂપ! હે પરમાનંદરૂપ! તમે મારાપર કૃપા કરો. હે મંગળરૂપ! હે મંગળ આપનારાં! હે દુર્ગા! હે કષ્ટોને તોડનારાં! હે દુર્ગ દૈત્યનો નાશ કરનારાં! હે આ જુના સંસારરૂપી સમુદ્રમાં વાહાણરૂપ! મારાપર કૃપા કરો. હે સર્વ સ્વરૂપ! હે સર્વનાં ઇશ્વરી! હે સર્વનાં બીજરૂપ! હે સર્વના આધારરૂપ! હે સઘળી વિદ્યાઓરૂપ! હે ભય આપનારાં! મારાપર કૃપા કરો. હે સર્વ મંગળરૂપ! હે સર્વ મંગળ દેનારાં! હે સર્વ મંગળોના આધારરૂપ! હે સર્વ મંગળા! મારાપર કૃપા કરો. હે નિંદ્રા, તંદ્રા, ક્ષમા, શ્રદ્ધા, તુષ્ટિ, પુષ્ટિ, લજ્જા, મેધા તથા બુદ્ધિરૂપ! હે ભક્તોપર પ્રેમવાળાં! મારાપર કૃપા કરો. હે વેદ સ્વરૂપ! હે વેદનાં કારણરૂપ! હે વેદ દેનારાં! હે વેદનાં સર્વ અંગોરૂપ! હે વેદની માતા! મારાપર કૃપા કરો. હે દયા! હે જયા! હે મહામાયા! હે જગદંબા! હે ક્ષમાવાળાં! હે શાંતિવાળાં! હે સર્વના અંતરૂપ! હે ક્ષુધા તથા તૃષારૂપ! મારાપર કૃપા કરો. હે નારાયણના વક્ષઃસ્થળમાં લક્ષ્મીરૂપ! હે બ્રહ્માના વક્ષઃસ્થળમાં સરસ્વતીરૂપ! હે મારા વક્ષઃસ્થળમાં મહામાયારૂપ! હે વિષ્ણુની માયા મારાપર કૃપા કરો. હે કાળા કાષ્ઠારૂપ! હે દિવસ રાત્રિરૂપ! હે પરિણામ દેનારાં! હે દેવી! હે દીનવત્સલા! મારાપર કૃપા કરો. હે સઘળી શક્તિઓનાં કારણરૂપ! હે શ્રીકૃષ્ણના વક્ષઃસ્થળમાં રાધિકાજીરૂપ! હે શ્રીકૃષ્ણને પ્રાણથી પણ અધિક પ્યારાં! હે શ્રીકૃષ્ણે પૂજેલાં! હે કલ્યાણી! મારાપર કૃપા કરો. હે યશરૂપ! હે યશના કારણરૂપ! હે યશ દેનારાં! હે સર્વ દેવીઓરૂપ! હે સ્ત્રીઓનાં રૂપ ધરનારાં! હે અંશોની કળાઓરૂપે સઘળી કામિનીઓરૂપ! મારાપર કૃપા કરો. હે સઘળી સંપત્તિઓરૂપ! હે સર્વ સંપત્તિઓ દેનારાં! હે શુભરૂપ! હે પરમાનંદરૂપ! હે સઘળી સંપત્તિઓનાં કારણરૂપ! મારાપર કૃપા કરો. હે યશસ્વી લોકોએ પૂજેલાં! હે યશના ભંડારરૂપ! મારાપર કૃપા કરો. હે સર્વ જગતના આધારરૂપ! હે રત્નોના આધારભૂત પૃથ્વીરૂપ! હે ચરાચર સ્વરૂપ! મને તુરત પ્રસન્ન થાઓ. હે યોગસ્વરૂપ! હે યોગીઓનાં ઇશ્વરી! હે યોગ દેનારાં! હે યોગના કારણરૂપ! હે યોગનાં અધિષ્ઠાતા! હે દેવીઓનાં ઇશ્વરી! હે સિદ્ધ યોગવાળાં! મને પ્રસન્ન થાઓ. હે સર્વ સિદ્ધિઓરૂપ! હે સર્વ સિદ્ધિઓ દેનારાં! હે સર્વ સિદ્ધિઓનાં કારણરૂપ! હે સિદ્ધ લોકોનાં ઇશ્વરી! મને પ્રસન્ન થાઓ. હે મહેશ્વરી! હે પરમેશ્વરી! મતભેદને લઇને સર્વ

શાસ્ત્રોના જ્ઞાનના વિષયમાં જે વ્યાખ્યાન કરયું છે તે સર્વવિષે ક્ષમા કરજો. કેટલાએક પ્રકૃતિને મુખ્ય કેહે છે, કેટલાએક પુરૂષને મુખ્ય કેહે છે અને કેટલાએક એ મતભેદમાં જુદી જુદી ઉપપત્તિઓ કેહે છે. જ્યારે મહાવિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પન્ન થએલા બ્રહ્મા એ કમળમાંજ બેઠા હતા ત્યારે મધુ અને કૈટભ નામના બે મોટા દૈત્યો લીલામાત્રથી બ્રહ્માને મારી નાખવા તૈયાર થતાં અને બ્રહ્મા તમારી સ્તુતિ કરવા લાગતાં બ્રહ્માની રક્ષા કરવા સારૂ અને તે દૈત્યોનો નાશ કરવા સારૂ તમે નારાયણને જગાડયા હતા અને નારાયણમાં તમે કે જે પોતામાં શક્તિરૂપે રહ્યાં હતાં તેમનાજ પ્રભાવથી એ દૈત્યોને માર્યા હતા. એ નારાયણ તમારે લીધેજ સર્વેશ્વર છે અને તમારા વિના અનીશ્વર છે. હે દેવતાઓના ઈશ્વરી! પૂર્વે ત્રિપુરાસુરના સંગ્રામમાં હું આકાશમાંથી પડી ગયો હતો ત્યારે વિષ્ણુએ અને તમેજ મારી રક્ષા કરી હતી. હે ઇશ્વરી! હમણાં હું કે જે વિરહરૂપી અગ્નિથી બળી ગયોછું તેની રક્ષા કરો અને પોતાનાં દર્શનરૂપી પુણ્ય આપીને ખરીદી લ્યો.

વસિષ્ઠ કહે છે—હે હિમાલય ! સદાશિવે એ પ્રમાણે સ્તુતિ કરી ત્યાં તેમને સો ભુજાવાળાં જગદંબાએ આકાશમાં દર્શન દીધાં. રત્નમય રથમાં બીરાજેલાં, તપાવેલા સુવર્ણના સરખા વર્ણવાળાં, રત્નમય આભરણોથી શણગારેલાં, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળાં એ જગદંબાને જોઇ વિરહથી આતુર થએલા સદાશિવે તુરત ફરીવાર તેમની સ્તુતી કરી, રોતાં રોતાં વિરહના દુઃખનું નિવેદન કરયું, હાડકાઓની માળારૂપ આભૂષણ દેખાડયું અને પોતાના શરીરપર ચોપડેલી ભસ્મપણ દેખાડી. જગદંબાએ ઘણી ઘણી આશ્વાસના કરીને શંકરને પ્રસન્ન કર્યા અને નારાયણે, બ્રહ્માએ, ધર્મે શેષે અને દેવતાઓના ઋષિઓએ પણ 'હે ઈશ્વરી ! શિવની રક્ષા કરો' એમ કહીને જગદંબાની સ્તુતિ કરી. એઓએ સ્તુતિ કરવાથી બહુ પ્રસન્ન થએલાં અને શંકરને પ્રાણથી પણ અધિક પ્યારાં જગદંબાએ કૃપાથી તુરત પોતાના પ્રાણનાથ સદાશિવને નિચે પ્રમાણે કહ્યું.

જગદંબા કહે છે—હે સદાશિવ ! હે મારા પ્રાણપ્યારા સ્વામી ! સ્થિર થાઓ. તમે આત્માછો, યોગીયોના અધ્યક્ષ છો અને જન્મોજન્મમાં મારા સ્વામીછો. હે સદાશિવ ! હું હિમાલયની પત્ની મેનાના ઉદરથી જન્મ ધરીને તમારી પત્ની થઇશ. તમે વિરહરૂપી સંતાપને છોડી દ્યો.

વસિષ્ઠ કહે છે—જગદંબા એટલાં વચન બોલી સદાશિવની આશ્વાસના કરીને અંતર્ધાન થઈ ગયાં અને સર્વે દેવતાઓને પણ લાજથી જેમનું માથું નમી રહ્યું હતું એવા સદાશિવની આશ્વાસના કરીને પોતપોતાને ઠેકાણે ગયાં. મનમાં બહુ

રાજી થએલા સદાશિવ વિરહનો સંતાપ છોડી દઇ તુરત કૈલાસમાં જઈને પાર્ષદો સહિત નાચવા લાગ્યા. જે માણસ સદાશિવે કરેલા આ પ્રકૃતિના સ્તોત્રનો પાઠ કરે તે માણસ કોઇપણ જન્મમાં સ્ત્રીના વિરહને પ્રાપ્ત ન થાય, આ લોકમાં સુખ ભોગવીને અંતે સદાશિવના લોકમાં જાય અને ધર્મ, અર્થ કામ તથા મોક્ષ એ ચારે પુરૂષાર્થોને પણ પામે એમાં સંશય નથી.

**इहलोकेसुखंभुक्तासयातिशिवमंदिरम् ॥**

**धमार्थकाममोक्षांश्चलभतेनात्रसंशयः ॥ १०८ ॥**

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો ' शंकरशोकापर्नोदन ' એવા નામનો ત્રેતાળીશમો અધ્યાય સંપુર્ણ. ૪૩

**॥ श्रीकृष्णउवाच ॥**

**वसिष्टस्यवचःश्रुत्वासगणोपिहिमालयः ॥**

**विस्मितोभार्ययासार्द्धंजहासपार्वतीस्वयम् ॥ १ ॥**

શ્રીકૃષ્ણ કેહેછે— હે રાધિકાજી ! એ પ્રમાણે વસિષ્ઠનાં વચન સાંભળી હિમાલય, મેના તથા તેઓના અનુચરો વિસ્મય પામ્યા અને પાર્વતી હસ્યાં. મેના કે જે બીની હતી, ખાતી ન હતી અને રોતી હતી તેને અરૂંધતીએ સમજાવી એટલે તેણે પણ રાજી થઈને શોક છોડી દીધો. મેના અરૂંધતીને ઉત્તમ સામગ્રી જમાડીને પોતે પણ જમી અને સઘળાઓની સાથે આનંદ ભરેલા મનથી મંગળકાર્ય કરવા લાગી. હે રાધિકાજી! પછી હિમાલયે વસિષ્ઠની આજ્ઞાથી વિવાહની સામગ્રીઓ તૈયાર કરીને તુરત નોખનોખે ઠેકાણે કુંકુમપત્રીઓ લખી મોકલી. સદાશિવને પણ કુંકુમપત્રી મોકલી અને વિવાહના સંબંધનાં બીજા પણ અનેક પદાર્થો તૈયાર કર્યા. હે સુંદરી ! ચોખાના અને પુંવાના પર્વતો કરી મુકયા. તેલના, ઘીના અને દહીના હોજ ભરી મુકયા. ગોળની, મદિરાની, દુધની, માંખણની અને મીઠાની સઘળી ગોઠવણો કરી. લાડુના, સાકરના, વડપાપડનાં અને જવ તથા ઘઉ આદિની મીઠાઇઓના ગંજ કરી મુકયા. અગ્નિથી ધોવાએલાં અનેક પ્રકારનાં વસ્ત્રો, મોટાં મોટાં રત્નો, પરવાલાં, સોનાં અને રૂપા એઓનાં પણ પર્વતો કરી મુકયા. એ સઘળા પદાર્થો તૈયાર કરીને હિમાલય તેજ દિવસે વિધિ

પૂર્વક મંગળકર્મ કરવાનો આરંભ કરયો. પર્વતોની સ્ત્રીઓએ સુંદર મુખવાળાં રૂપાળાં પાર્વતીને શણગારવા માંડયાં. પ્રથમ નવરાવીને વસ્ત્રની ઉત્તમ જોડ પેહેરાવી સુવેષ કરાવી રત્નમય આભરણો પેહેરાવી દૂર્વા તથા અક્ષતથી વધાવેલો દર્પણ દેખાડયો. પગની સુંદર આંગળીઓમાં સુંદર અળતો લગાવ્યો, ગાલ ઉપર સુંદર કુંડાંમાંકડાં કાહાડયાં, નેત્રોમાં મનોહર આંજણ આંજ્યું, માલતીનાં પુષ્પોથી ચોટલો ગુંથ્યો અને રેશમી વસ્ત્ર ઓઢાડયું. હે રાધિકાજી! આ સમયમાં સદાશિવને રત્નમય વાહનમાં બેસાડી તેમની સાથે સર્વે મોટા દેવતાઓ ત્યાં આવી પોહોચ્યા. હિમાલયે સઘળા સામાનોની ગોઠવણ કરી આપીને સારા સારા પર્વતોને અને સારા બ્રાહ્મણોને તેઓની સરભરા કરવા મોકલ્યા. આંગણામાં રેશમી દોરાથી બાંધેલાં આંબાનાં પલ્લવોવાળા કેળના થંભો અને ફળોથી તથા પલ્લવોથી સંયુક્ત કરેલા પૂર્ણ કુંભો ગોઠવ્યા. થંભોને તથા કુંભોને ચંદનથી, અગરૂથી, કસ્તૂરીથી અને કેસરથી છાંટેલી માલતીની 'માળાઓથી મનોહર રીતે શણગારવામાં આવ્યા. જાનના અગ્ર ભાગમાં મોટા દેવતાઓને જોઈ હિમાલયે તેઓને પ્રણામ કર્યા અને સર્વેને રત્નનાં સિંહાસનો દેવા સારૂ પોતાના કિંકરોને આજ્ઞા કરી. ચારભુજાવાળા, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળા અને ભક્તોપર અનુગ્રહ કરવામાં તત્પર નારાયણ ભગવાન્ તુરત ગરૂડજી ઉપરથી ઉતરીને પાર્ષદો સહિત સભામાં બીરાજ્યા. રત્નમય આભરણોથી શણગારેલા ચારચાર ભુજાવાળા એ પાર્ષદો રત્નમય દાંડીવાળા ધોળા ચમરો આદિ લઈને નારાયણની શેવા કરતા હતા અને મોટા મોટા મુનિઓ તથા દેવતાઓ સ્તુતિ કરતા હતા. નારાયણના સમીપમાં દેવતાઓની સાથે બ્રહ્મા બેઠા અને ઋષિઓ તથા મુનિઓ પણ મંગળ સ્થળમાં બેઠા. આ સમયમાં સદાશિવ પણ રથમાંથી ઉતરી સર્વોત્તમ સિંહાશનપર બીરાજીને હિમાલયનું ઘર જોવા લાગ્યા. શેહેરની વૃદ્ધ બાળક અને જુવાન સ્ત્રીઓ વસ્ત્રોથી તથા આભરણોથી શણગારીને ઉતાવળથી સદાશિવને જોવા આવી. કેટલીએકના હાથમાં કાજળના પાત્રો, કેટલીએકના હાથમાં વસ્ત્રો, કેટલીએકના હાથમાં સિંદૂરનાં પાત્રો અને કેટલીએકના હાથમાં કાંકશીઓ એમને એમ હતી. કેટલીએક અરધા શણગાર ધર્યા હતા, કેટલીએકે પુરા અરધા પણ ધર્યા ન હતા, કેટલીએકે તો થોડા પણ ધર્યા ન હતા અને કેટલીએકે સઘળા શણગાર ધર્યા હતા. હિમાલયને ઘેર આવેલી ઋષિઓની, દેવતાઓની, નાગોની, ગંધર્વોની, પર્વતોની અને રાજાઓની સઘળી કન્યાઓ ત્યાં આવી મંદમંદ હસતી ઊભી રહી. અદિ રંભા સઘળી દિવ્ય અપ્સરાઓ પણ ત્યાં આવી. મેનાએ સઘળી બીજી કન્યાઓની સાથે વરને જોયા. સુંદર ચંપકપુષ્પના સરખા

વર્ણવાળા, એક મુખવાળા, ત્રણ નેત્રવાળા, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળા, રત્નમય આભરણોથી તથા માલતીની માળાઓથી સણગારેલા, ઉત્તમ રત્નમય મુકુટથી દીપતા, હાથમાં રત્નમય દર્પણવાળા, આંજણથી શોભતા નેત્રોવાળા, સઘળી કાંતિના મંડળથી ઘેરાએલા, મનનું અત્યંત આકર્ષણ કરનારા, ખીલતી જુવાનીવાળા, નારાયણના કહેવાથી અતુલરૂપ ધરીને બીરાજેલા અને જેમણે અગ્નિથી ધોવાએલાં, અત્યંત ઝીણાં, સુંદર, વિચિત્ર અને અમૂલ્ય બે વસ્ત્રો ધર્યાં હતાં એવા સદાશિવને જોઈ મેના રાજી થઈ. યોગ સ્વરૂપ, યોગના સ્વામી, યોગીંદ્રોના ગુરૂના ગુરૂ, પોતાના ઈચ્છામય, ત્રણે ગુણોથી અળગા, સનાતન બ્રહ્મ જ્યોતિરૂપ, ગુણોના ભેદોથી અનંત રૂપો ધરનારા, સંસારીઓનો ઉદ્ધાર કરનારા, સૃષ્ટિનાં, સ્થિતિના તથા પ્રલયના કારણરૂપ, સર્વના બીજરૂપ, સર્વના સ્વામી, સર્વના જીવનરૂપ, સર્વના સાક્ષી, ક્રિયા રહિત, પરમાનંદરૂપ, અવિનાશી, આદિથી, મધ્યથી તથા અંતથી રહિત, સર્વના આદિ અને સર્વરૂપ પોતાના જમાઇ સદાશિવ કે જે એ સમયે સર્વોત્તમરૂપ ધરી અને સર્વોત્તમ શણગાર ધરીને બીરાજ્યા હતા તેમને જોઈ આનંદ થવાથી મેનાનો સઘળો શોક ટળી ગયો. કેટલીએક જુવાન સ્ત્રીઓ અને કેટલીએક કન્યાઓ 'ધન્ય છે, ધન્ય છે, પાર્વતી ભાગ્યશાળી છે' એમ બોલવા લાગી. કેટલીએક સ્ત્રીઓ કામાતુરપણાને લીધે ચૂપજ થઇ ગઇ, કેટલીએક 'હજી અમે વરને બરાબર જોયા નથી' એમ બોલી નિમેષ રહિત નેત્રોથી જોવા લાગી. કેટલીએક મૂર્છિત થઈ ગઈ, કેટલીએક પોતાના ભર્ત્તાઓની નિંદા કરવા લાગી, કેટલીએક સદાશિવને પતિ કરવા ઈચ્છવા લાગી અને કેટલીએક રોમાંચિત્ત થઇને ભાવથી રોવા લાગી. સદાશિવનું સુંદર રૂપ જોઈ સર્વે દેવતાઓ રાજી થયા. મોટા મોટા ગંધર્વો ગાવા લાગ્યા, અપ્સરાઓ નાચવા લાગી અને વાજા બજાવનારા લોકો નાના પ્રકારનાં સુંદર મધુર વાજાઓને અનેક પ્રકારની કારીગરીઓથી બજાવવા લાગ્યા. આ સમયે હિમાલયના અંતઃપુરની દાસીએ પાર્વતીને અંતઃપુરમાંથી બાહાર પધરાવી લાવીને રત્નમય વેદીપર રાખેલા રત્નમય આસન ઉપર બેસાડયાં. કસ્તૂરીની બીંદીની સાથે કરેલી સિંદૂરની બીંદીથી શોભતાં, સુંદર ચંદનના તથા ચંદ્રના જેવા વર્ણવાળાં, નમેલા કમળથી દીપતાં, વક્ષઃસ્થળમાં ઉત્તમ રત્નમય હારથી શણગારેલાં, નેત્રની અણીથી સદાશિવનેજ જોયા કરતાં, બીજા કોઇની સામું નહી જોતાં, મંદહાસ્ય કરતાં, સુંદર કટાક્ષવાળાં, મનનું હરણ કરનારાં, રત્નમય બાંજુબંધોથી, રત્નમય વળીઓથી તથા રત્નમય કંકણોથી શોભતાં, રત્નમય છવીંટીયાંવાળાં, ઝાંઝરના ઝમકારવાળાં, અમૂલ્ય તથા અતુલ ચિત્રોવાળી વસ્ત્રની જોડીથી શોભતાં, ઉત્તમ રત્નમય કુંડળની જોડીથી

ચળકતાં ગાલવાળાં, ઉત્તમ મણિઓની કાંતિને પણ જીતી લીએ એવી દાંતની પંક્તિથી દીપતાં, હાથમાં રત્નમય દર્પણવાળાં, રમવાના કમળને હલાવ્યા કરતાં જગતમાં આદિ કારણરૂપ, અને શરીરમાં ચંદન, અગરૂ, કસ્તૂરી તથા કેસરનાં લેંપનવાળાં તે જગદંબાને સર્વે લોકો પ્રેમથી જોવા લાગ્યા. રાજી થએલા સદાશિવે નેત્રના ખુણાથી તેમને જોઇ સતીના જેવીજ સઘળી આકૃતિ જોવામાં આવતાં સતીના વિરહનો સંતાપ છોડી દીધો. જેનું મન પાર્વતીમાં લાગી ગયું એવા, સર્વ અંગોમાં રોમાંચિત્ત થએલા અને હર્ષનાં આંસુથી ભરાઈ ગએલા નેત્રોવાળા સદાશિવ આગલી સઘળી પીડા ભુલી ગયા. આ સમગમાં રાજી થએલા હિમાલયે પોતાના પુરોહિતને પાસે રાખી ભક્તિપૂર્વક વસ્ત્રોથી, ચંદનથી, ભૂષણોથી, પાદ્ય આદિથી અને દિવ્ય સુગંધથી મનનું હરણ કરનારાં પુષ્પોથી વરની પૂજા કરી. પૂજા કર્યા પછી તુરત વેદમંત્રોથી કન્યાદાન દીધું અને અનેક પ્રકારનાં રત્નો આદિ દાયજો આપ્યો. હે રાધિકાજી! સુંદર રત્નોથી બનાવેલાં પાત્રો, એક લાખ ગાયો, ઝુલો તથા અંકુશો સહિત હજારો હાથીઓ, સજ્જ કરેલા ત્રીશ લાખ ઘોડા, રત્નોથી શણગારેલી સ્નેહવાળી એક લાખ દાસીઓ, પાર્વતીને ભાઇ જેવા પ્યારા બ્રાહ્મણોના સો બટુકો અને શ્રેષ્ઠ રત્નોથી જડેલા સો રમણીય રથો પ્રેમથી તથા ઉદાર મનથી આપ્યા. હિમાલયે યત્નપૂર્વક વસ્તુઓ સહિત આપેલાં પાર્વતીનું આનંદથી ભરપૂર થએલા સદાશિવે 'સ્વસ્તિ' એમ બોલીને ગ્રહણ કર્યું. દીકરીનું અને દાયજાનું દાન કર્યા પછી પ્રેમથી પરવશ થએલા હિમાલયે હાથ જોડી માધ્યંદિની શાખામાં કહેલા સ્તોત્રથી નીચે પ્રમાણે સદાશિવની સ્તુતિ કરી.

**હિમાલય સ્તુતિ કરે છે**—હે દક્ષના યજ્ઞને તોડનારા! હે નરકરૂપી સમુદ્રમાંથી તારનારા! હે સર્વના આત્મારૂપ! હે પરમાનંદ રૂપ! હે ગુણોના સમુદ્ર રૂપ! હે ગુણાતીત! હે ગુણયુક્ત ગણોના ઈશ્વર! હે ગુણોના બીજરૂપ! હે પૂજ્ય! પ્રસન્ન થાઓ. હે ગુણીઓમાં શ્રેષ્ઠ! હે યોગના આધારરૂપ! હે યોગરૂપ! હે યોગને જાણનારા! હે યોગના કારણરૂપ! પ્રસન્ન થાઓ. હે યોગીઓના સ્વામી! હે યોગીઓના બીજરૂપ! હે યોગીઓના ગુરૂ! પ્રસન્ન થાઓ. હે પ્રલય કરનારા! હે પ્રલયના આદિ કારણરૂપ! હે સૃષ્ટિના તથા પ્રલયના કારણરૂપ! હે પ્રલયને અંતે સૃષ્ટિના બીજરૂપ! હે પાલન કરનારા! પ્રસન્ન થાઓ. હે ભયંકર સંહારકાળમાં સૃષ્ટિના સંહારના કારણરૂપ! હે નિવારણ કરવાને અશક્ય! હે આરાધન કરવાને અશક્ય! હે તુરત પ્રસન્ન થનારા! મારા ઉપર કૃપા કરો. હે કાળરૂપ! હે કાળના સ્વામી! હે સમય પ્રાપ્ત થતા ફળ દેનારા! હે કાળના બીજરૂપ! હે કાળને તોડ-

નારા! હે કાળનું પાલન કરનારા! મારાપર કૃપા કરો. હે મંગળ સ્વરૂપ! હે મંગળ દેનારા! હે મંગળના બીજરૂપ! હે મંગળના આશ્રયરૂપ! હે સુખરૂપ! હે સુખના પ્રાણરૂપ! હે પરમ આશ્રયરૂપ! પ્રસન્ન થાઓ.

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી! આ પ્રમાણે સ્તુતિ કરીને હિમાલય બંધ પડતાં સર્વે દેવતાઓએ અને મુનિઓએ તેનાં વખાણ કર્યાં. જે માણસ હિમાલયે કરેલા સ્તોત્રનો જિતેંદ્રિયપણાથી પાઠ કરે તેને સદાશિવ અવશ્ય વાંછિત ફળ આપે છે.

**हिमालयकृतंस्तोत्रंसंयतोयःपठेन्नर : ॥**
**प्रददातिशिवस्तस्मवांछितंराधिकेध्रुवम् ॥ ७० ॥**

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'पार्वतीप्रदान' એવા નામનો ચુમાળીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૪

---

**॥ श्रीकृष्णउवाच ॥**

**अथवेदविधानेनसंस्थाप्यवन्हिमीश्वर : ॥**
**यज्ञंचकारतत्रैववामेसंस्थाप्यपार्वतीम् ॥ १ ॥**

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી! પછી સદાશિવે વેદોક્ત રીતિથી અગ્નિનું સ્થાપન કરી પાર્વતીને ડાબાપડખામાં રાખીને તેમાં હોમ કરયો અને હોમની ક્રિયા પુરી થયા પછી એક એક બ્રાહ્મણને સો સો સોના મોહોર દક્ષિણા આપી. તે પછી હિમાલયના નગરની સ્ત્રીઓએ ઝુમરદીવડો લાવી મંગળક્રિયા પુરી કરી, પ્રેમથી જય જય શબ્દો કર્યા, સારી રીતે વધાવા વગેરે કરયું અને તે પછી ગાજતે વાજતે વરકન્યાને નિવાસના ઘરમાં પોહોચાડયાં. નિવાસનાં ઘરમાં જઈ મંદહાસ્ય કરતી, કટાક્ષ મારતી અને શરીરમાં રોમાંચિત્ત થએલી સઘળી સ્ત્રીઓ સારા રૂપવાળા, સારા વેષવાળા, રત્નમય આભરણોથી શણગારેલા, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળા, શુભ કટાક્ષથી જોતા, મમનું આકર્ષણ કરનારા, સર્વોત્તમ ઝીણાં વસ્ત્રોથી શોભતા, સિંદૂરના બિંદુઓથી શણગારેલા, સુંદર ચંપક પુષ્પ સરખા વર્ણવાળા, સર્વ અવયવોમાં રૂપાળા, ખીલતી જુવાનીવાળા અને મોટા મુનિઓનાં ચિત્તોને પણ મોહિત કરનારા સદાશિવને જોવા લાગી. સરસ્વતી, લક્ષ્મી, સાવિત્રી, ગંગાજી, રતિ, અ-

દિતિ, ઇંદ્રાણી, લોપામુદ્રા, અરૂંધતી, અહલ્યા, તુલસી, સ્વાહા, રોહિણી, પૃથ્વી, શતરૂપા અને સંજ્ઞા એ સોળ સ્ત્રીઓ તથા બીજી પણ દેવતાઓની, નાગોની તથા મુનિઓની કન્યાઓ આદિ ઘણી સ્ત્રીઓ ત્યાં ઊભી હતી કે જેઓની સંખ્યા પણ કોઇનાથી થઇ શકે નહી. એઓએ સદાશિવને રત્નમય આસન આપ્યું, તે ઉપર આનંદથી સદાશિવ બીરાજ્યા અને તે પછી એ સ્ત્રીઓએ સદાશિવને નીચે પ્રમાણે અમૃત જેવાં મધુર વચનો કહ્યાં.

સરસ્તી કહે છે—હે માહાદેવ! હે કાળના સ્વામી! તંમને પ્રાણ કરતાં પણ અધિક પ્યારાં સતી પ્રેમથી પ્રાપ્ત થયાં માટે હવે એ પ્યારીનું ચંદ્રમાં સરખું મુખ જોઇને સંતાપ છોડી દીયો. હે કામી! ખુબ આલિંગન કરીને સમય કહાડો. હવે મારા આશિર્વાદથી તમને કદી પણ વિયોગ થશે નહી.

લક્ષ્મીજી કહે છે—હે દેવતાઓના સ્વામી! હવે લાજ છોડી દઈ સતીને છાતીમાં ઘાલી બેસો. જે વિના પ્રાણ જતાં હતાં તે મળતાં શી લાજ રાખવી હોય.

સાવિત્રી કહે છે—હે શંભુ! મુંઝાંજો માં સતીનેજમાડીને જમજો અને એ આચમન કરી લીએ ત્યારે ભક્તિપૂર્વક કપુર સહિત પાનબીડી દેજો.

ગંગાજી કહે છે—હાથમાં સોનાની કાંકસી લઈને પાર્વતીનો ચોટલો ઓળો. કારણ કે સ્ત્રીને સ્વામીના સૌભાગ્યનું સુખ એથી વધારે કાંઈ નથી.

રતિ કહે છે—હે દેવ! સૌભાગ્યવતી પાર્વતી જે અતિ દુર્લભ હતાં તેને તમે પરણી બેઠા. આમ કરવું હતું ત્યારે મારા પ્રાણનાથને તમે અમથો અમથો શા માટે ભસ્મ કરી નાખ્યો. તમે પોતાના શરીરમાંમારા પતિના વ્યાપારને તમારી ઈચ્છા પ્રમાણે ચાલવા દીઓ છો તો હવે પતિના વિયોગ સંબંધી મારૂં જે દુઃખ છે તેને દૂર કરી આપો. હે દયાના ભંડારરૂપ! વિરહથી સ્ત્રીપુરૂષને ખેદ કેવો થાય છે એ જાણતાં છતાં પણ ક્રોપથી તમે મારા સ્વામીને બાળી નાખ્યો છે.

શ્રી કૃષ્ણ કહે છે—હે રાધિકાજી! રતિ એટલાં વચન બોલી કામદેવની રાખની પોટલી મહાદેવની પાસે મુકી 'હે નાથ! નાથ!' એમ બોલીને રોવા લાગી. રતિના રોવાનો શબ્દ સાંભળી કરૂણાના સમુદ્રરૂપ નારાયણ, બ્રહ્મા અને ધર્મ આદિ દેવતાઓ મહાદેવના નિવાસના ઘરમાં ગયા. મહાદેવે એઓને આવેલા જોઈ તુરત ઉભા થઇને 'આજ્ઞા કરો' એમ કહ્યું. મહાદેવનું વચન સાંભળી 'હે રૂદ્ર! કામદેવને જીવતો કરો' એટલાં વચન બોલીને તુરત ત્યાંથી નારાયણ પાછા ગયા અને બીજા દેવતાઓ પણ ગયા. દેવીઓએ પણ કામદેવને જીવાડવાને વાસ્તે વિનયપુર્વક મહાદેવને ઘણું ઘણું કહ્યું. મહાદેવે ભસ્મ ઉપર કૃપાદૃષ્ટિ કરી અને

તેજ સમયે એ ભસ્મમાંથી કામદેવ પ્રગટ થયો. તેવાજ રૂપવાળા, તેવાજ આકારવાળા અને હાથમાં તેનાં તેજ ધનુષબાણવાળા કામદેવને જોઈ રતિ મહાદેવને પગે લાગી. કામદેવે પણ મહાદેવને પ્રણામ કરી વેદોક્ત સ્તુતિ કરી અને તે પછી બાહાર જઇ નારાયણને તથા દેવતાઓને પ્રણામ કરીને વાતચીત કરી. દેવતાઓએ કામદેવને બોલાવી આશિર્વાદ આપ્યા અને કહ્યું કે "પ્રારબ્ધને લઇને મરવાનો તથા જીવવાનો જે સમય સરજાયો હોય તેને કોઈ પણ અટકાવી શકે નહી." પછી હિમાલયે નારાયણ આદિ સર્વે દેવતાઓને ભક્તિપુર્વક જમાડયા અને ઘણી ઘણી બરદાશ કરીને સુવડાવ્યા. મહાદેવે નિવાસના ઘરમાં પોતાને ડાબે પડખે પાર્વતીને બેસાડીને પ્રેમથી જમાડયાં અને પોતે પણ તેમની સાથે ભોજન કરયું. હે રાધિકાજી ! મહાદેવ જમી રહ્યા પછી દેવતાઓની મા અદિતિએ પ્રેમપુર્વક મંદહાસ્ય કરીને મહાદેવ સાંભળતાં ઇંદ્રાણીને રસ ભરેલું વચન કહ્યું કે "હે ઈંદ્રાણી ! મને રાજી કરવા સારૂ મહાદેવને અને પાર્વતીને મુખ ધોવા વાસ્તે તુરત જળ દીઓ." તે પછી બીજી દેવીઓએ પણ મહાદેવને નીચે પ્રમાણે વચનો કહ્યાં.

**ઇંદ્રાણી કેહે છે**— હે સદાશિવ ! તમે જેને વાસ્તે વિલાપ કરતા હતા તે પ્યારીને હવે છાતીમાં ધાલો.

**અરૂંધતી કેહે છે**— જો કે મેનાની ઈચ્છા ન હતી તો પણ તેને ઘણું ઘણુ સમજાવીને મેં આ પાર્વતી તમને અપાવ્યાં છે તો હવે પાર્વતીની સાથે મોજથી રતિ કરો.

**અહલ્યા કેહે છે**—હે ઇશ્વર ! તમે ઘડપણને છોડી દઇને હમણાં ભારે જુવાન થયા તેથી મેનાએ તમને દીકરી દેવાનું સ્વીકારયું છે.

**તુળસી કેહે છે**—તમે પ્રથમ તો પાર્વતીનો પણ ત્યાગ કરયો હતો અને કામદેવને પણ બાળી નાખ્યો હતો તે છતાં પાછળથી સગપણ કરવાની લાલચ કરી વસિષ્ઠને કેમ મોકલ્યા હતા.

**સ્વાહા કેહે છે**—હે મહાદેવ ! હમણાં સ્ત્રીઓનાં ભાષણથી મુંઝાજોમાં. વિવાહમાં શેહેરની સ્ત્રીઓ મજાકનાં વચન બોલે એ વ્યવહારજ છે.

**રોહિણી કેહે છે**—હે કામશાસ્ત્રમાં પ્રવીણ ! હવે પાર્વતીની કામનાને પરિપૂર્ણ કરો. તમે કે જે પુરેપુરા કામી થયા છો તે એ પ્રકારથી કામદેવરૂપી સમુદ્રનો પાર પામો.

**પૃથ્વી કેહે છે**—જેને ભુખ લાગી હોય તે જમ્યા વિના રાજી થાયજ નહી

માટે હવે જેથી સ્ત્રી રાજી થાય એવું કામ કરવું જોઈએ છે.

સંજ્ઞા કેહે છે—હે સર્વજ્ઞ ! હે સદાશિવ ! તમને તો આગળ પણ સ્ત્રીનો સમાગમ હતો તેથી તમે કામાતુર થએલી સ્ત્રીના ભાવથી જાણીતા છો પણ પાર્વતી હમણાં નવાં સવાં હોવાથી સ્વામીના ભાવથી અજાણ્યાં છે.

શતરૂપા કેહે છે—હે શંકર ! એકાંતે સ્થળમાં રત્નમય દીવા, પાનબીડીઓ અને શયન તૈયાર કરાવીને તુરત પાર્વતીની સાથે ત્યાં પધારો.

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી ! યોગીંદ્રોના ગુરૂના ગુરૂ નિર્વિકાર સદાશિવે એ પ્રમાણે સ્ત્રીઓનાં વચન સાંભળી તેઓને કહ્યું કે "હે દેવીઓ ! તમારે મારી પાસે આવું નહી બોલવું જોઈએ. તમો જગતની માતાજીઓ થઇને દીકરાની પાસે ચપળતા કેમ કરો છો." મહાદેવનાં વચન સાંભળી લજાઈ ગએલી એ દેવીઓ સંભ્રમને લીધે ચિત્રમાં આળખેલી પુતળીઓની પેઠે ચૂપ થઇ ગઈ. મહાદેવ પાર્વતીની સાથે પ્રેમથી મિષ્ટાન્ન જમી કપુરવાળી પાનબીડી આરોગ્યા અને પછી મેનાએ આપેલા મનોહર રત્નમય સિંહાસન ઉપર પાર્વતીની સાથે બીરાજી વાસમંદિરને જોવા લાગ્યા. એ મંદિરમાં સૈકડો રત્નમય દીવાઓના પ્રકાશથી ભારે શોભા થઇ રહી હતી. ચારેકોર ઘણાંઘણાં રત્નમય પાત્રો, મોતી, માણેક, રત્નમય દર્પણો, ધોળા ચમરો, ચંદન, અગરૂ, ફુલની શય્યાઓ અને અનેક વિચિત્ર ચિત્રો વિશ્વકર્માએ ગોઠવેલાં હતાં. ઉત્તમ રત્નો અને ઉત્તમ હીરાઓ જડેલા હતા. કોઇ સ્થાનકમાં દેવલોકની, કોઇ સ્થાનકમાં વૈકુંઠની, કોઇ સ્થાનકમાં વૃંદાવનની, કોઇ સ્થાનકમાં રાસમંડળની, કોઇ સ્થાનકમાં કૈલાસની અને કોઇ સ્થાનકમાં ઈંદ્રના ઘરની શોભા ગોઠવી હતી કે જે આશ્ચર્ય જોઇને મહાદેવ પ્રસન્ન થયા. હે રાધિકાજી ! એમ કરતાં પ્રભાતકાળ થયો, લોકો અનેક પ્રકારનાં વાજાં વગાડવા લાગ્યા અને સર્વે દેવતાઓ ઉઠી પોતપોતાનાં વાહનોપર બેસી કૈલાસમાં જવાને વાસ્તે સંભ્રમથી સજ્જ થયા. નારાયણની આજ્ઞાથી મહાત્મા ધર્મે સદાશિવના વાસમંદિરમાં આવી સદાશિવને નીચે પ્રમાણે તે સમયમાં ઘટે એવું વચન કહ્યું.

ધર્મ કેહેછે—હે પ્રમથોના અધિપતિ ! તમારૂં કલ્યાણ થાઓ. ઉઠોઉઠો. શ્રીકૃષ્ણનું સ્મરણ કરીને પાર્વતીની સાથે કૈલાસમાં પધારો.

શ્રીકૃષ્ણ કેહેછે—હે રાધિકાજી ! ધર્મનાં વચન સાંભળી સદાશિવ પાર્વતીની સાથે કૈલાસમાં પધારવા તૈયાર થતાં તે સમયે મેનાએ ઊંચા સાદથી રોઈને સદાશિવને ભલામણ કરી કે "હે કૃપાના ભંડારરૂપ ! કૃપા કરીને મારી દીકરીનું પાલન કરજો અને આપ તુરત પ્રસન્ન થનારા છો માટે મારી દીકરીના હજાર વાંક

ની પણ ક્ષમા કરજો. આ મારી દીકરી જનમો જનમમાં તમારીજ ભકત છે. સ્વપ્નમાં અને જાગ્રતમાં એને આપના વિના બીજા કોઇનું સ્મરણ હતુંજ નહી. હે મૃત્યુંજય ! તમારી ભકિતની વાત સાંભળતાંજ એને હર્ષનાં આંસુ આવતાં હતાં તથા રૂવાડાં ઉભાં થઈજતાં હતાં અને કોઈ સમયે તમારી નિંધા સાંભળવામાં આ વતાં એ શબની પેઠે ચૂપ થઇ જતી હતી." એ પ્રમાણે મેના બોલતી હતી ત્યાં હિમાલય આવ્યો.અને તે, દીકરીને છાતીમાં ઘાલી ઊંચા સ્વરથી રોઈ પડીને બો લવા લાગ્યો કે " હે દીકરી ! મારા ઘરને શૂન્ય કરીને તું કયાં જાયછે. અવશ્ય મારૂં હૃદય તારા અનેક ગુણોને સંભારી સંભારીને ફાટી પડશે." એ પ્રમાણે બો લી પાર્વતીને સદાશિવના સ્વાધીનમાં સોંપી પુત્રો સહિત હિમાલય વારંવાર ઉંચા સાદથી રૂદન કરતાં કૃપાના ભંડારરૂપ નારાયણ ભગવાને વેદાંત વિદ્યાથી તે સર્વેને સમજાવ્યાં. મહામાયારૂપ પાર્વતી ભકિતથી માતાને, પિતાને તથા ગુરૂને પગે લા- ગ્યાં અને લોકોને દેખાડવા સારૂ ઉંચા સ્વરથી વારંવાર રોવા લાગ્યાં. પાર્વતી રૂ દન કરતાં સર્વે સ્ત્રીઓ, મુનિઓ, દેવતાઓ અને તેઓના ગણો પણ રોવા લાગ્યા. મનના જેવા વેગથી જનારા દેવતાઓ તુરત કૈલાસમાં પોહોચીને આનંદથી થોડી કવારમાં મહાદેવના સ્થાનકમાં ગયા. દેવતાઓની સ્ત્રીઓ અને મુનિઓની સ્ત્રી ઓ મહાદેવને પધારેલા જોઈ પ્રેમથી દીવડો લઇને મંગળકર્મ કરવા આવી. વાયુ ની સ્ત્રી, કુબેરની સ્ત્રી, શુક્રની સ્ત્રી, બૃહસ્પતિની સ્ત્રી તારા, દુર્વાસાની સ્ત્રી અત્રિ, ઋ ષિની સ્ત્રી અનસૂયા, ચંદ્રની સ્ત્રીઓ, દેવકન્યાઓ, નાગકન્યાઓ અને મુનિકન્યા ઓ આદિ હજારો સ્ત્રીઓનાં ટોળાં ભેળાં થયાં કે જેઓની સંખ્યા કોઈથી થઇ શકે નહી. એ સ્ત્રીઓએ મહાદેવને અને પાર્વતીને વાસમંદિરમાં પ્રવેશ કરાવ્યો અને પાર્વતીને રમણીય રત્નમય સિંહાસન પર બેસાડયાં. સદાશિવે પાર્વતીને પ્રથમનું વાસમંદિર દેખાડીને પ્રેમથી કહ્યું કે " હે સતી ! તમને યાદ છે ? કે આ ઘરમાંથી તમે પોતાના પિતા દક્ષને ઘેર ગયાં હતાં. તમે પૂર્વે દક્ષની પુત્રી હતાં તે હમણાં પર્વ તની પુત્રી થયાં છો. તમને જો કે સર્વદા પૂર્વજન્મનું સ્મરણ છે તો પણ હું વિશેષ સ્મરણ કરાવુંછું. જો તમને સ્મરણ હોય તો બોલો." સદાશિવનાં વચન સાંભળી પાર્વતી મંદહાસ્ય કરીને બોલ્યાં કે " હે પ્રાણનાથ ! મને સઘળી વાતનું સ્મરણ છે. આપ વધારે પુછોમાં." પછી સદાશિવે સામગ્રીઓ ભેળી કરીને નારાયણ આ દિ દેવતાઓને નાના પ્રકારનાં મનોહર મિષ્ટાન્ન જમાડયાં. મહાદેવે જેઓને અ- નેક રત્નો આપીને શણગાર્યા એવા સર્વે દેવતાઓ જમી મહાદેવને પ્રણામ કરીને પોતાની સ્ત્રીઓ તથા પાર્ષદો સહિત પોતપોતાના લોકમાં ગયા. સદાશિવ નારાયણ

ને અને બ્રહ્માને પગે લાગતાં નારાયણ અને બ્રહ્મા તેમનુ આલિંગન કરી આશિર્વાદ દઈને ગયા. પછી હિમાલયે અને મેનાએ પોતાના પુત્ર મૈનાકને બોલાવીને કહ્યું કે "હે પુત્ર! પાર્વતીનું આણું તુરત વાળીઆવ્ય અને સદાશિવને પણ તેડી આવ્ય." માબાપનાં વચન સાંભળી મૈનાક કૈલાસમાં જઈને પાર્વતીને તથા સદાશિવને તેડી આવ્યો. પાર્વતીને આવ્યાં સાંભળી શેહેરના છોકરાં, છોકરીઓ, વૃદ્ધ સ્ત્રીઓ, જુવાન સ્ત્રીઓ અને કેટલાએક પર્વતો પણ પ્રેમથી સામા ગયા. મેના પણ દીકરાઓની સાથે તથા વહુની સાથે હસતી હસતી ત્યાં ગઈ. હિમાલય પણ સઘળી તજવીજ કરીને પ્રેમને લીધે પાછળથી ગયો. આનંદરૂપી સમુદ્રમાં ડૂબેલાં પાર્વતી રથમાંથી ઉતરીને માતાને, પિતાને તથા ગુરૂને પગે લાગ્યાં. હર્ષથી વિહ્વળ થએલી મેના અને હિમાલય પાર્વતીનું આલિંગન કરીને, જેમ ગએલા પ્રાણ પાછા આવવાથી રાજી થાય તેમ રાજી થયાં. હિમાલયે દીકરીને પોતાના ઘરમાં પધરાવ્યાં અને સદાશિવને તથા તેમના પાર્ષદોને પ્રેમપૂર્વક મધુપર્ક આદિ આપીને રત્નમય આસનો આપ્યાં. મહાદેવ પોતાના પાર્ષદો સહિત સસરાને ઘેર રહ્યા અને ત્યાં તેમની તથા પાર્વતીની નિત્ય સોળ ઉપચારોથી પૂજા થવા લાગી. હેરાધિકાજી! શોકને ટાળનારૂં આ શંકરનું વિવાહ સંબંધી સઘળું મંગળચરિત્ર તમને કહી સંભળાવ્યું. હવે બીજું શું સાંભળવા ઈચ્છો છો.

इत्येवंकथितंराधेशंकरोद्वाहमंगलम् ॥
शोकघ्नंहर्षजनकंकिंभूयःश्रोतुमिच्छसि ॥ ८६ ॥

ઇતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'शंकर विवाह' એવા નામનો પીસતાળીશમો અધ્યાય સંપુર્ણ. ૪૫

---

॥ राधिकोवाच ॥

सुचिरंचमृतंकामंशंकरेणचजीवितम् ॥
रतिःपुनःप्रियंप्राप्यकिंचकारमुदान्विता ॥ १ ॥

રાધિકાજી પુછે છે--કામદેવ કે જે ઘણા કાળ થયા મરી ગયો હતો અને પાછો શંકરે જીવતો કરયો તેને પામીને રાજી થએલી રતિએ પછી શું કરયું. સ્ત્રીઓને પોતાના પતિનો વિયોગ મરણ કરતાં પણ વધારે વિષમ છે અને પતિના

પાછા સમાગમનું સુખ અત્યંત દુર્લભ છે. સદાશિવે પણ પાર્વતી મળવાથી ઘણા કાળના વિરહનું દુઃખ ટળી જતાં પછી સંગરૂપ મંગળકર્મમાં કેવી રીતની પ્રવૃત્તિ કરી. પુરૂષોને સ્ત્રીઓનો વિયોગ સઘળા શોકોથી વધારે અસહ્ય છે અને સ્ત્રીનો પાછો સમાગમ પ્રાણ મળવા કરતાં પણ વધારે સુખદાઈ છે. ઘણા કાળથી રતિને પુરૂષનો વિયોગ થયો હતો અને શિવને સ્ત્રીનો વિયોગ થયો હતો પણ પાછાં એ જોટા જોટા મળ્યાં ત્યારે તેઓને કેવું સુખ થયું. હે વિદ્વાનોમાં ઉત્તમ! હે પ્રભુ! હું ઘણા કૌતુકથી એ વાત સાંભળવા ઇચ્છું છું માટે કૃપા કરીને વિસ્તારથી કહો. શાક્તનો અને શિવનો, તથા રતિનો અને કામદેવનો સમાગમ સાંભળનારાઓના શોકને મટાડનાર છે અને સઘળાં મંગળને આપનાર છે.

**નારાયણ કેહે છે**—રાધિકાજી એટલું બોલી મંદહાસ્ય કરીને બંધ પડતાં તેમનાં વચન સાંભળી શ્રીકૃષ્ણે હસીને તેમને નીચે પ્રમાણે કહ્યું.

**શ્રીકૃષ્ણ કેહે છે**—મરી ગએલા કામદેવને પાછો પામી કામનાથી આતુર થએલી અને રમણ કરવામાં ઉત્સાહવાળી કામદેવની સ્ત્રી રતિએ કામદેવને મહાદેવના વિવાહમંડપમાંથી પોતાને ઘેર તેડી આવીને પ્રેમસહિત યત્નપૂર્વક પોતાની સખીઓના હાથથી તેને સુંદર અને અનેક પ્રકારનો શણગાર ધરાવ્યો. કામશાસ્ત્રને બનાવનારો કામદેવ તેના ભાવને જાણી રત્નમય વાહનમાં બેશીને રતિની સાથે પોતાના ઘરમાંથી વનમાં ગયો. પ્રત્યેક રમણીય પર્વતોમાં, પ્રત્યેક નદીઓમાં, પ્રત્યેક દ્વીપમાં, પ્રત્યેક સમુદ્રોના તટોમાં, પ્રત્યેક મનોહર ફુલવાડીઓમાં, સુવર્ણમય ભૂમીઓમાં, વડના નીચેના ભાગોમાં, પ્રત્યેક એકાંત સ્થળોમાં, નદીઓના કીનારાઓની ભૂમીઓમાં, અને ભ્રમરાઓના શબ્દોથી કોયલના ટૌકારાઓથી સુગંધી પવનોથી તથા જળના ઝીણા ઝીણા બિંદુઓથી સ્ત્રીઓના મનનું હરણ કરનારાં પ્રત્યેક સ્થળોમાં દેવતાઓનાં પુરા સો વર્ષસુધી કામદેવે રતિની સાથે સોળે પ્રકારનો શૃંગાર કરયો. પ્રેમથી રતિના સમાગમમાં નિરંતર લાગેલા કામદેવને રાતદિવસનું પણ ભાન રહ્યું નહી. કામશાસ્ત્રોમાં પ્રવીણતા ધરાવનારાં એ દંપતી સુરત કરવામાં થાકયાંજ નહી. જેને પતિના વિયોગનો સંતાપ મટી ગયો એવી રતિ પ્રેમને લીધે કામદેવને છોડતીજ ન હતી. ખોવાએલું રત્ન પાછું મળતાં તે રત્નનો ક્ષણમાત્ર પણ ત્યાગ કરવાનું કોને મન થાય. હે રાધિકાજી! આ પ્રમાણે રતિનો સંતાપ ટળી ગયાની કથા કહી સંભળાવી. હવે શક્તિના તથા સદાશિવના અતુલ શૃંગારની કથા કે જે સાંભળનારાઓના કાનને અમૃતતુલ્ય લાગે એવી છે, પરમ આશ્ચર્યરૂપ છે, પ્યારી છે, સઘળા સંતાપોને ટાળનારી છે, સુખદાયી છે, પુણ્ય આ

પનારી છે અને શુભ છે તે સાંભળો. સસરાને ઘેર રહેલા સદાશિવ સસરાની રજા લઇ પાર્વતીની સાથે ક્રીડા કરવાને વાસ્તે વિશ્વકર્માએ બનાવેલા, રત્નમય સામગ્રી આવાળા અને ઉત્તમ રત્નોથી જડેલા રત્નમય રથમાં બીરાજીને વનમાં પધાર્યા. શતશૃંગ પર્વતમાં, સુવસન પર્વતમાં, મલયાચલમાં, ગંધમાદનમાં, નંદન વનમાં, પુષ્પભદ્ર વનમાં, પરિભદ્ર વનમાં, ભદ્રક વનમાં, કાલિંદ પર્વતમાં, પુલિંદ પર્વતમાં, પુંડ્ર પર્વતમાં, પિંડારકમાં, અંધકમાં, પ્રત્યેક રમણીય વનોમાં, પ્રત્યેક સમુદ્રોના કીનારાઓમાં, અને અસ્તાચળના સમીપમાં મનોહર વડનું મૂળ કે જ્યાં પોતાનો વિયોગ થવાથી સતીએ વિલાપ કરયો હતો ત્યાં તથા બીજા પણ પશુપક્ષીથી રહિત એકાંત સ્થળોમાં પોતાની ઇચ્છા પ્રમાણે જઇને સદાશિવે પાર્વતીની સાથે રમણ કરયું. પૃથ્વીના જે જે ભાગોમાં પોતે સતીના શબને લઇને ફર્યા હતા તે તે સઘળાં સ્થળો સદાશિવે પ્રેમથી પાર્વતીને દેખાડયાં. ઘણા કાળ સુધી વિહાર કરતાં પણ બન્નેમાંથી કોઇને તૃપ્તિ ન થતાં પછી સદાશિવે હજાર વર્ષ સુધીના મહાશૃંગારનો આરંભ કરયો. માયાથી અલગા, માયાના સ્વામી, સુખથી મોટા સમયને કાહાડતા અને પાર્વતીની સાથે રતિમાં લાગેલા સદાશિવને સમયનું પણ ભાન રહ્યું નહી. એટલા કાળ સુધી રતિ કરતાં પણ બન્નેમાંથી કોઇને થાક લાગ્યો નહી. અન્યોન્યના વિરહ સંબંધી સઘળા તાપનો ત્યાગ કરતાં, સુખમાં લાગેલાં મનવાળાં, ગાત્રોમાં રોમાંચિત થએલાં, કામદેવનાં બાણોથી મૂર્છિત થએલાં, પુષ્પોની શય્યામાં સુતેલાં, સુખ સંભોગથી વસ્ત્ર રહિત થએલાં, કામશાસ્ત્રના વિધિને જાણનારાં, નખોના તથા દાંતોના પ્રહરોથી શરીરમાં ઘવાએલાં, ચંદન અગરૂ કસ્તુરી તથા સિંદૂરના બિંદુઓથી લેપાએલાં, છુટીગએલા કેશવાળાં, ત્રુટી ગએલી માળાઓવાળાં, વસ્ત્રોના, નૂપુરોના, કંકણોના, વળીયાંઓના તથા કુંડળોના શબ્દોથી ક્રીડા કરતાં, પુષ્પોની શય્યાને ચોળી નાખતાં, સરખા પ્રભાવવાળાં અને જેઓને હર્ષનાં આંસુ ચાલ્યા જતાં હતાં એવાં એ સદાશિવ અને પાર્વતીના ભારથી દબાઈને ફાટી જતી પૃથ્વી, પર્વતો, વનો અને સમુદ્રો સહિત કંપવા લાગી. પાર્વતીના અને સદાશિવના ભારથી પૃથ્વી દબાણી, પૃથ્વીના ભારથી શેષનાગ દબાયા, શેષનાગના ભારથી કચ્છપ દબાયો, કચ્છપના ભારથી સર્વના આધારરૂપ વાયુઓ દબાયા અને સર્વના પ્રાણરૂપ વાયુઓ અત્યંત વિહ્વળ થઈને અટકતાં સર્વે લોકો ત્રાસથી વિહ્વળ થયાં. આમ થતાં બ્રહ્મા આદિ સર્વે દેવતાઓએ વૈકુંઠમાં જઇ નારાયણના ચરણારવિંદમાં પ્રણામ કરી સઘળી વાતનું નિવેદન કરતાં નારાયણે બ્રહ્માને કહ્યું કે " હે બ્રહ્મા ! હમણાં સદાશિવને શૃંગારનું

સુખ લેવાનો સમય છે માટે આપણું કામ થશે નહી. સઘળું કાર્ય સમયે થાય છે પણ સમય વગર થતું નથી. હજાર વર્ષ પુરાં થઇ રેહેશે ત્યારે સદાશિવ પોતાની ઈચ્છાથીજ ક્રીડા કરતા અટકશે. ક્રીડા કે જે સદાશિવને અત્યંત પ્યારી છે તેને તોડવાને કોણ સમર્થ છે? કોઇ નથી. જે ઘણી ઉપાય કરીને સ્ત્રીપુરૂષની રતિનો ભંગ કરે તેને પ્રત્યેક જન્મમાં સ્ત્રીપુરૂષની રતિનો ભંગ થાય છે અને તે પાપી આ લોકમાં જ્ઞાનથી, કીર્ત્તિથી તથા લક્ષ્મીથી ભ્રષ્ટ થાય છે અને અંતે એક લાખ વર્ષ સુધી કાળસૂત્ર નામના નરકમાં રેહે છે. ઈંદ્ર, રંભાઅપ્સરાની સાથે રતિ કરતો હતો તે સમયમાં મોટા મુનિ દુર્વાસાએ તેની રતિનો ભંગ કર્યો હતો તેથી દુર્વાસાને પોતાની સ્ત્રીનો વિયોગ થયો હતો અને પછી દેવતાઓનાં હજાર વર્ષ સુધી સદાશિવનું શેવન કર્યાથી બીજી સ્ત્રીને પામીને વિરહરૂપ જ્વરથી મુક્ત થયા હતા. ચંદ્ર રોહિણીની સાથે રતિ કરતો હતો તે સમયે ગૌતમ ઋષિએ તેમાં ભંગ પાડયો હતો તેથી ગૌતમને અહલ્યાનો વિયોગ થયો હતો અને પછી તે ઋષિ પુષ્કરક્ષેત્રમાં દેવતાઓનાં હજાર વર્ષ સુધી સદાશિવનું આરાધન કરવાથી અહલ્યાને પ્રાપ્ત થઈને વિરહરૂપ જ્વરથી મુક્ત થયા હતા. બ્રહ્માંડક નામના મુનિનો પુત્ર દિવસે નિર્જન વનમાં પોતાની સ્ત્રીની સાથે રતિ કરતો હતો તેને બ્રહ્માંડકે ત્યાંથી તેડી જઇને રતિથી અટકાવ્યો હતો તેથી બ્રહ્માંડકને પુત્રનો વિયોગ થયો હતો તે વિયોગ બીજા કલ્પમાં શિવનું શેવન કરવાથી પુત્ર પ્રાપ્ત થતાં મટયો હતો. પૂર્વે હરિશ્ચંદ્ર રાજાએ, નિર્જન વનમાં કોઇ રાંડની સાથે લાગીને મર્છિત થએલા કશાલ ને રતિથી અટકાવ્યો હતો તેથી તે રાજા સેહેજ વાતમાં લક્ષ્મીથી, રાજ્યથી તથા ધનથી ભ્રષ્ટ થયો હતો અને તેને વિશ્વામિત્રના હાથના માર ખાવા પડયા હતા, પછી સઘળી સંપત્તિઓને દેનારા સદાશિવનું આરાધન કરવાથી તે રાજા પોતાના પરિવાર સહિત વૈકુંઠ નામના મારા લોકમાં ગયો હતો. અજામિલ નામનો ઉત્તમ બ્રાહ્મણ રાંડની સાથે લાગ્યો હતો પણ બીકને લીધે કોઈ દેવતાઓએ પણ તેને અટકાવ્યો ન હતો. એ બ્રાહ્મણ પોતાનાં કર્મ ભોગવી મારા નામનાં સ્મરણમાત્રથી મારો ભક્ત થઇને મારા લોકમાં આવ્યો હતો. હે બ્રહ્મા ! ગર્ભાધાનના સમયમાં નક્કી થએલા પ્રારબ્ધથી સઘળું બને છે માટે પ્રારબ્ધ બળવાન્ છે. હું પણ પ્રારબ્ધ પ્રમાણેજ ફળ આપું છું અને પ્રારબ્ધને અટકાવવાને કોઈ સમર્થ નથી. મહાદેવ કે જે લોકોને પ્રારબ્ધનાં ફળ દેનારા છે તેમનું હમણાં હજાર વર્ષ સુધી સંભોગ કરવાનું પ્રારબ્ધ છે. હજાર વર્ષ પુરાં થયા પછી ત્યાં જઇને જે રીતે તેમનું વીર્ય ધરતીપર પડશે તેમ અવશ્ય કરવામાં આવશે અને તે વીર્યમાંથી ભક્તોને

તારનાશ કાર્તિકેય સ્વામી ઉત્પન્ન થશે. હે બ્રહ્મા ! હું કે જે સર્વદા કલ્યાણરૂપ છું તે વિદ્યમાન છતાં તમને શો ભય છે માટે હમણાં તમે તમારા ગણોસહિત પોતાને ઘેર જાઓ અને સદાશિવ નિર્જન વનમાં ભલે પાર્વતીની સાથે ક્રીડા કરે." હે રાધિકાજી ! એ પ્રમાણે કહીને નારાયણ પોતાના અંતઃપુરમાં પધાર્યા. સર્વે દેવતાઓ પોતપોતાને ઠેકાણે ગયા અને સદાશિવ મોજથી રતિમાં લાગ્યા રહ્યા.

નારાયણ નારદજીને કેહે છે—કટાક્ષ મારતાં અને મંદહાસ્ય કરતાં રાધિકાજીને એટલાં વચનો કહીને શ્રીકૃષ્ણ તેમની સાથે ચંદનવનમાં ગયા અને ત્યાં રાધિકાજીના સંગના સ્પર્શમાત્રથીજ અત્યંત મુર્છિત થઇ ગયા. હે નારદજી ! રાધાજી અને શ્રીકૃષ્ણ અત્યંત રતિથી સજડ જેવાં થઇને તે વનમાં સાથે સુઈ રહ્યાં. હવે તમારે બીજું શું સાંભળવાની ઈચ્છા છે. જે માણસ સાવધાનપણાથી આ મંગળકથાનું શ્રવણ કરે તેને કદીપણ બંધુઓથી વિયોગ ન થાય. પુત્રના, સ્ત્રીના, સારા ચ કરના કે બંધુના કુતાપથી અત્યંત શોકરૂપી મહાસાગરમાં ડૂબેલો માણસ એક મહીના સુધી આ કથાનું શ્રવણ કરે તો અવશ્ય શોકથી મુક્ત થાય છે અને પ્યારાને પ્રાપ્ત થાય છે.

સૂત કેહે છે—હે શૌનક ! ધર્મના પુત્ર મહામુનિ નારાયણ એ પ્રમાણે બોલીને બંધ પડતાં નારદજીએ કૌતુકથી તેમને ફરીવાર નીચે પ્રમાણે પુછ્યુ.

**इत्युत्त्काधर्मपुत्रश्चविररामममहामुनिः ॥**

**पुनःसंप्रष्टुमारेभेदेवर्षिःकौतुकान्वितः ॥ ६६ ॥**

ઇતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'शिवसंभोगवर्णन' એવા નામનો છેતાળીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૬

—:o:—

**॥ श्रीनारदउवाच ॥**

**अथक्रीडांतरेराधाकिंपप्रच्छहरिंविभुम् ॥**

**कांकथांकथयामासकथ्यतांकरुणानिधिः ॥ १ ॥**

નારદજી પુછે છે—હે નારાયણમુનિ ! પછી રાધાજીએ ક્રીડાથી અવકાશ મળતાં શ્રીકૃષ્ણને શું પુછ્યું અને કરૂણાના ભંડારરૂપ શ્રીકૃષ્ણે કઇ કથા કહી તે કહો.

નારાયણ કેહે છે—શ્રીકૃષ્ણ ભગવાન્ સુખ સંભોગમાંથી ઉઠી રાધિકાજીને

આગળ કરીને મલયાચળની તળાટીમાં મનોહર વડની નીચે બીરાજ્યા. રાધિકાજીએ મંદહાસ્ય કરી કાનને પ્યારી લાગે એવી ઈંદ્રના ગર્વનો ભંગ થયા સંબંધી ગુપ્ત કથા શ્રીકૃષ્ણને પુછી.

• રાધિકાજી પુછે છે—મહાદેવના યશની, દૈવગતિથી મહાદેવના ગર્વનો ભંગ થયાની, પાર્વતીના ગર્વનો ભંગ થયાંની અને શિવપાર્વતીના વિવાહની આશ્ચર્ય આપનારી કથા સાંભળી. હે શ્રીકૃષ્ણ! હે જગતના ગુરૂ! હવે ઇંદ્રના ગર્વનો ભંગ થયાની કથા સાંભળવા ઇચ્છુંછું અને તે પછી અનુક્રમે બીજાઓના ગર્વનો ભંગ થયાની કથા પણ વિસ્તારથી કેહેજો.

શ્રીકૃષ્ણ કેહે છે—હે સુંદરી! ઇંદ્રના ગર્વનો ભંગ થયાની કથા કે જે ત્રૈલોકયમાં વિખ્યાત છે અને કાનને અમૃત લાગે એવી બહુ સુંદર છે તે સાંભળો. પૂર્વે ઇંદ્ર અભિમાનથી પ્રેમપૂર્વક સો યજ્ઞ કરી સઘળા દેવતાઓનો અધ્યક્ષ થઈને સર્વ સંપત્તિ પામ્યો હતો અને દિવસે દિવસે તપના ફળને લીધે તેનું ઐશ્વર્ય વધતું જતું હતું. બૃહસ્પતિએ સિદ્ધમંત્રની દીક્ષાં દેતાં ઈંદ્રે પુષ્કર નામના ક્ષેત્રમાં સો વર્ષ સુધી તે મહામંત્રનો જપ કરયો અને તે મંત્ર સિદ્ધથતાં ઈંદ્રના સઘળા મનોરથો પૂર્ણ થયા. પછી સંપત્તિથી મૂઢ થએલો ઇંદ્ર બ્રહ્મ સ્વરૂપ પ્રકૃતિનો અનાદર કરમાં પ્રકૃતિએ કોપને લીધે ઈંદ્રને શાપ દીધો કે 'તને ગુરૂજ શાપ દેશે.' પ્રકૃતિના શાપથી બુદ્ધિ રહિત થએલો ઇંદ્ર એક દિવસે સભામાં બેઠો હતો ત્યાં બૃહસ્પતિ આવતાં ગર્વને લીધે તેમની સામે ઉભો થયો નહી અને પગે લાગ્યો પણ નહી. એ કોપથી બૃહસ્પતિ ઘેર નહી જતાં અને તારાની પાસે પણ ઝાઝીવાર નહી ઉભા રહેતાં,તપ કરવા સારૂ વનમાં ગયા અને કચવાઇને મનથી કેહેતા ગયા કે "ઈંદ્રની સંપત્તિ જતી રેહેજો." પછી કાંઈક ભાન આવતા ઇંદ્ર 'અરે! મારા સ્વામી કયાં ગયા' એમ બોલી તુરત સિંહાસન ઊપરથી ઉઠી તારાની પાસે જઈ માથું નમાવી હાથ જોડી ભક્તિપૂર્વક તેમને પ્રણામ કરી સઘળી વાતનું નિવેદન કરીને વારંવાર ઉંચા સાદથી રોવા લાગ્યો. ઇંદ્રનું રોવું સાંભળી તારાએ બહુ રૂદન કરીને ઈંદ્રને કહ્યું કે "હે પુત્ર! તું ઘેર જા. હમણાં ગુરૂનાં દર્શન થશેજ નહી. તારા દુર્દશાના દિવસો મટી ગયા પછી,તને ગુરૂની પ્રાપ્તિ થશે અને તે પછી લક્ષ્મી પાછી મળશે. હે મૂઢ! હે દુષ્ટ અંતઃકરણવાળા! હમણાં તો તારાં કર્મનાં ફળ ભોગવ્ય. ખરાબ દશા આવે ત્યારે ગુરૂનો કોપ થાય છે અને સારી દશા આવે ત્યારે ગુરૂ પ્રસન્ન થાય છે. હે ઇંદ્ર! સારી દશા સુખ આપે છે અને ખરાબ દશા દુઃખ આપે છે." પતિવ્રતા તારા એટલાં વચન બોલીને બંધ પડતાં ઇંદ્ર સ્નાન કરવા વાસ્તે મનોહર ગંગાજીને

કિનારે ગયો. ત્યાં રૂપાળાં, પુષ્ટ નિતંબવાળાં, મંદહાસ્ય કરતાં અને સુંદર કટાક્ષવાળાં ગૌતમની સ્ત્રી અહલ્યા નાહાતાં હતાં તે તેનાં જોવામાં આવ્યાં. એમના સુંદર નિતંબોને અને સુંદર સ્તનની જોડીને જોતાં ઇંદ્ર તુરતજ કામદેવથી મોહિત થઇ ગયો. અને પછી ચેતના પામી નાહાવું છોડી દેતાં ગૌતમઋષિનું રૂપ ધરીને તેમની પાસે ગયો. કામદેવથી આતુર થએલા ઈંદ્રે ભીનાંવસ્ત્રવાળાં અહલ્યાને બાથમાં લઇ ખેંચીને ત્યાં અનેક પ્રકારનો મનોહર શૃંગાર કરયો: સુખ ક્રીડાને લીધે અહલ્યાને નિંદ્રા જેવું આલસ્ય ઊત્પન્ન થયું તથા મૂર્છા પણ આવી અને ઈંદ્ર પણ મૂર્છિત થઇ ગયો. આ સમયમાં તપ પુરૂં કરીને ગૌતમમુનિ ઘેર આવ્યા તેમણે ઘરમાં એ બન્નેને સુરત કરતાં દીઠાં. એઓને જોઇ કોપથી અગ્નિની પેઠે સળગતા ગૌતમે ક્રોધને લીધે પોતાની શક્તિથી તેઓનો સુરત સંબંધી આનંદ તોડી નાખ્યો. ઈંદ્રે સાવધાન થઈ કાળ જેવા ગૌતમને જોઈ ત્રાસને લીધે ગૌતમના ચરણારવિંદ પકડયા. જેનાં નેત્ર અને મુખ કોપથી રાતાં થઈ ગયાં હતાં એવા ગૌતમે શરણાગત થએલા અને ભયને લીધે પગમાં પડેલા ઇંદ્રને નીચે પ્રમાણે વચન કહ્યાં.

ગૌતમ કેહે છે—હે ઈંદ્ર ! તને ધિક્કાર છે. તું કે જે દેવતાઓમાં ઉત્તમ, કશ્યપનો પુત્ર, પંડિત અને બ્રહ્માનો પ્રપૌત્ર છે તેની આવી બુદ્ધિ કેમ થઇ. દક્ષ તારો માતામહ છે અને પતિવ્રતા અદિતિ તારી મા છે તે છતાં પણ તારો આવો સ્વભાવ કેમ થયો. કર્મોથી થતો સ્વભાવ કુળના ધર્મને દબાવી દે છે. તું વેદને જાણનાર અને જ્ઞાની થઇને કર્મથી યોનીનો લાલચુ થયો છે એટલા માટે તારા ગાત્રમાં એક હજાર યોનિ થશે અને એક વર્ષસુધી સર્વદા તારા શરીરમાંથી યોનિના જેવો ગંધ નિકળ્યા કરશે. અંતે સૂર્યનું આરાધન કરવાથી યોનિઓ મટીને હજાર ચક્ષુઓ થશે. હે મૂઢ! મારી પ્રાણપ્રિયાને તેં બગાડી એટલા માટે મારા શાપથી તું લક્ષ્મી રહિત થઈ જા. તારા ઉપર તારા ગુરૂ બૃહસ્પતિનો કોપ પણ થયો છે. હે મૂઢ ! મહાતેજસ્વી બૃહસ્પતિ મારા બંધુ છે તો બંધુઓમાં કુસંપ થવાની બીકને લીધે હું તારા પ્રાણ લેતો નથી. હે દેવતાઓના રાજા ! હે દીકરા! ઉઠ ઉઠ, તારે ઘેર જા. જે સારૂં કે નરસું થાય છે તે સઘળું કર્મથીજ થાય છે.

શ્રીકૃષ્ણ કેહે છે—એ પ્રમાણે ગૌતમનાં વચન સાંભળી ઇંદ્રે પુષ્કરક્ષેત્રમાં ભક્તિથી સૂર્યનું આરાધન કરીને પોતાના દુઃખનો છુટકારો કરયો. ઈંદ્ર આશ્રમમાંથી ગયા પછી પગમાં પડેલાં અહલ્યાને પણ ગૌતમે કહ્યું કે "હે પ્યારી ! વનમાં જઇ ત્યાં ઘણા દિવસ સુધી પથરારૂપ થઈને રેહે. હું સઘળું જાણું છું કે 'તું કામના વગરની છતાં પણ ઈંદ્રે ભુલવીને તારો સંગ કરયો છે' તોપણ બીજાએ

ભોગવેલીને મારાથી ભોગવી શકાય નહી માટે હે દુષ્ટ! ચાલી જા. સ્ત્રીની કામના વગર દૈવગતિથી તેના અંગમાં પરાયું વીર્ય પડે તો તે સ્ત્રી મહાપાપી નહી થતાં પ્રાયશ્ચિત કરવાથી શુદ્ધ થાય છે અને સ્ત્રીની કામનાથી તેના અંગમાં પરાયું વિર્ય પડે તો તે સ્ત્રીનો ત્યાગજ કરવો જોઇએ. જાણીજોઇને વ્યભિચાર કરનારી સ્ત્રી દેવતાઓની કે પિતૃઓની રસોઇમાં કામ આવતી નથી અને સાઠ હજાર વર્ષો સુધી કાળસૂત્ર નામના નરકમાં વસે છે. એ સ્ત્રી સાઠ હજાર વર્ષે પાપ ભોગવાઈ રેહે ત્યારેજ શુદ્ધ થાય છે." હે રાધિકાજી! એ પ્રમાણે સ્વામીનાં વચન સાંભળી 'હે નાથ હે નાથ' એમ બોલતાં અને રૂદન કરતાં અહલ્યા વનમાં જઇ પાષાણરૂપ થઇને રહ્યાં તે સાઠ હજાર વર્ષને અંતે શ્રીરામચંદ્રજીનાં ચરણનો સ્પર્શ મળવાથી તુરત શુદ્ધ થયાં. શુદ્ધ થયા પછી અહલ્યા ત્રૈલોક્યને મોહિત કરનારૂં રૂપ ધરી ગૌતમની પાસે ગયાં અને ગૌતમમુનિએ તેમનો સ્વીકાર કરયો. હે રાધિકાજી! હવે પાપોને તોડનારૂં અને પુણ્યોના બીજરૂપ ઇંદ્રનું સંપૂર્ણ વૃત્તાંત વિસ્તારથી કહું છું તે સાંભળો. પ્રકૃતિનો અનાદર કરવાને લીધે ગુરૂનો કોપ થવાથી ઇંદ્રને એ સમયમાં બ્રહ્મહત્યા પણ લાગી હતી કે જેથી ઇંદ્રની બુદ્ધિ મારી ગઇ હતી. દૈવગતિથી આગળ કહ્યા પ્રમાણે બૃહસ્પતિએ ઈંદ્રનો ત્યાગ કરતાં દૈત્યોએ પીડેલા અને ભય પામેલા ઈંદ્રે જગતના ગુરૂ બ્રહ્માની શરણે જઇ બ્રહ્માની આજ્ઞાથી વિશ્વરૂપને ગોર કરયો હતો. દૈવગતિથી બુદ્ધિ મારી જવાને લીધે તે દૈત્યોના દોહિત્રા વિશ્વરૂપ ઉપર ઈંદ્રે વિશ્વાસ રાખ્યો હતો પણ પછીથી તેનું કપટ જાણવામાં આવતાં લીલામાત્રમાં બાણવતે વિશ્વરૂપનું માથું કાપી નાખ્યું હતું. વિશ્વરૂપના પિતા ત્વષ્ટાએ એ વાત સાંભળી તુરત કોપને લીધે 'હે ઇંદ્રના શત્રુ! વૃદ્ધિ પામ' એમ બોલીને યજ્ઞ કરતાં યજ્ઞના કુંડમાંથી વૃત્રાસુર નામનો મોટો દૈત્ય ઉત્પન્ન થયો અને તેણે કોપથી લીલામાત્રમાં દેવતાઓનો નિગ્રહ કરયો હતો. પછી દૈત્યોને મારનારા ઇંદ્રે દધીચિઋષિના હાડકાંઓનું મહાદારૂણ વજ્ર બનાવી તે વજ્રથી, દેવતાઓને દુઃખ દેનારા વૃત્રાસુરને મારયો હતો. વૃત્રાસુર મરણ પામ્યા પછી બુદ્ધિવગરના ઈંદ્રની પછવાડે તુરત બ્રહ્મહત્યા દોડી. રાતાં વસ્ત્રોવાળી, વૃત્રાસુરની સ્ત્રીનો વેષ ધરનારી, સાત તાડ જેવડી ઉંચી, જેનાં ગળું હોઠ તથા તાળવું સુકાઈ ગયાં હતાં એવી અને હળ જેવડા દાંતવાળી તે બળવત્તર બ્રહ્મહત્યાને પાછળ દોડતી જોઇ અત્યંત ભય પામેલો ઈંદ્ર ભાગ્યો. ઈંદ્ર ભાગતાં છતાં પણ નિર્દય બ્રહ્મહત્યા હાથમાં તરવાર લઈને વેગથી તેને પછવાડે દોડી. ભયંકર બ્રહ્મહત્યાને પાછળ દોડતી જોઇ ઈંદ્રે ગુરૂના ચરણારવિં

દનું વારંવાર સ્મરણ કરીને માનસસરોવરમાં કમળના નાળના તાંતણામાં પ્રવેશ કર્યો એટલે બ્રહ્મહત્યા બ્રહ્માના શાપને લીધે ત્યાં નહી જઇ શકાતાં તળાવને કાંઠે વડની શાખા નીચે ઉભી રહી. આ સમયમાં ઈંદ્રની પદવી ઉપર આવેલા બળવાન્ નહુસ રાજાએ દુર્બળ થએલા દેવતાઓની પાસે ઈંદ્રાણીની નીચ માગણી કરતાં બહુ ભય પામેલી ઇંદ્રાણી બૃહસ્પતિની સ્ત્રી તારાને શરણે ગઈ. તારાએ પોતાના સ્વામી બૃહસ્પતિને વઢી ઈંદ્રાણીનું રક્ષણ કરતાં બૃહસ્પતિ પણ ઇંદ્રાણીની આશ્વાસન કરી પ્રેમથી માનસસરોવરમાં ગયા અને ત્યાં જઇ તેમણે ભય પામેલા અને જડસમાન થએલા ઈંદ્રને હાકલ કરી કે "હે પુત્ર! ઉઠ ઉઠ. હું વિદ્યમાન છતાં તારે શો ભય છે. હે દેવતાઓના ઇશ્વર! આ મારો સાદ સાંભળીને ભય છોડી દે." સઘળી સિદ્ધિઓના ઈશ્વર ઈંદ્રે બૃહસ્પતિનો સ્વર જાણવામાં આવતાં ઝીણું રૂપ છોડી દઇ પોતાનું મોટું રૂપ ધરી તુરત બાહાર નીકળીને સૂર્ય સરખા તેજવાળા અને કોપ છોડી દઈને રાજી થએલા બૃહસ્પતિને દીઠા અને દેખતાંજ પ્રેમથી તેમના પગમાં પડ્યો. ચરણારવિંદમાં પડેલા, ભયથી વિહ્વલ થએલા અને રૂદન કરતા ઈંદ્રને પ્રેમથી છાતીમાં ઘાલીને બૃહસ્પતિ પણ રોઇ પડયા. ઈંદ્ર વિજ્ઞપ્તિ કરી કે "હે મહારાજ! હે કૃપાના ભંડારરૂપ! અપરાધની ક્ષમા કરો અને કૃપા કરો. જે સારો ધણી હોય તે, નોકરના અપરાધને કદીપણ લેખે નહી. બળા કે બળવાન્ કોઇપણ પુરૂષો પોતાની સ્ત્રીને, શિષ્યોને, નોકરોને અને દીકરાઓને શિક્ષા કરવાને અસમર્થ નથી. હે મુનિઓમાં ઉત્તમ! હું કે જે તેત્રીશ કરોડ દેવતાઓમાં હલકી બુદ્ધિવાળો તથા મૂઢ છું તે તમારી કૃપાથીજ વધ્યો હતો અને તમેજ વધારયો હતો. મારી સઘળી રીતે ખરાબી કરવાને પણ તમે સમર્થ છો. કીડા જેવા હું કોણ માત્ર છું. તમે તો બ્રહ્મના પૌત્ર છો અને નવી સૃષ્ટિ કરવાને પણ સમર્થ છો." એ પ્રમાણે ઇંદ્રની વિજ્ઞપ્તિ સાંભળી રાજી થએલા અને જેનાં નેત્ર તથા મુખ પ્રસન્ન થયાં એવા બૃહસ્પતિએ પ્રેમથી ઇંદ્રને કહ્યું કે "હે મહાભાગ્યશાળી! સ્થિર થા. તને અવિચળ લક્ષ્મી મળશે. હે ઇંદ્ર! તું આગળના કરતાં પણ ચોગણું ઐશ્વર્ય પામી અમરાવતીમાં જઈને રાજ્ય કર્ય અને મારી કૃપાથી નિષ્કંટક થઈ ઇંદ્રાણીને સુખી કર." એટલાં વચન બોલી બૃહસ્પતિ પોતાના શિષ્યો સહિત જવાને તૈયાર થયા ત્યાં પેલી મહાભયંકર અને સહન કરી શકાય નહીં એવી બ્રહ્મહત્યા તેમના જોવામાં આવી. ઈંદ્રપણ એ બ્રહ્મહત્યાને જોઇ બહુજ ભય પામીને બૃહસ્પતિની શરણે ગયો. અત્યંત ત્રાસ પામેલા બૃહસ્પતિએ ભગવાનનું સ્મરણ કરતાં તે સમયે થોડા અક્ષરવાળી અને ઘણા અર્થવાળી આકાશવાણી થઈ કે "હે બૃહસ્પતિ! સઘળાં

અશુભોનો નાશ કરનારૂં 'સંસારવિજય ' નામનું કવચ આપીને હમણાં તમે તમા રા શિષ્ય ઇંદ્રની રક્ષા કરો." એ વાણી સાંભળી શિષ્યો ઉપર પ્રેમ રાખનારા બૃહસ્પતિએ તે કવચ ઈંદ્રને આપ્યું અને લીલામાત્રમાં હુંકારથીજ બ્રહ્મહત્યાને ભસ્મ કરી નાખી. પછી ઈંદ્રને સાથે લઇ બૃહસ્પતિ સ્વર્ગપુરીમાં ગયા ત્યાં ઈંદ્રે પ્રથમ થએલા બૃહસ્પતિના શાપથી છિન્નભિન્ન થએલી તે નગરીને જોઈ તેની મરામત કરવાને વાસ્તે વિશ્વકર્માને આજ્ઞા કરી. ઈંદ્રને આવેલો સાંભળી મનમાં બહુ રાજી થએલી ઇંદ્રાણી ભક્તિથી બૃહસ્પતિને પગે લાગીને પછી ઈંદ્રને પગે લાગી. હે રાધિકાજી ઈંદ્રને આવ્યો સાંભળી મનમાં હર્ષથી ગદ્દગદ્દ થએલા સર્વે દેવતાઓ, ઋષિઓ અને મુનિઓ પણ ત્યાં આવ્યા. વિશ્વકર્માએ પુરાં સો વર્ષ સુધી કારીગરી કરીને સ્વર્ગ નગરીને અનેક પ્રકારનાં રત્નોથી, ચિત્રોથી અને ઉત્તમ મણિઓથી મનોહર અને જેને કોઇની પણ ઉપમા લાગુ ન પડે એવી સુશોભિત કરી પણ ઇંદ્રને સંતોષ થયો નહી તેથી વધારે કારીગરી કરવા માટે ઈંદ્રે તેને રોકી રાખ્યો. ઈંદ્રની આજ્ઞા વિના પોતાને ઘેર નહી જઈ શકાતાં મનમાં બહુજ મુંઝાએલો વિશ્વકર્મા બ્રહ્માની શરણે ગયો. વિશ્વકર્માનો અભિપ્રાય જાણીને બ્રહ્માએ તેને કહ્યું કે " હે વિશ્વકર્મા ! તારા અહીં રોકાઇ રેહેવાના પ્રારબ્ધનો ક્ષય આવતી કાલે થશે." બ્રહ્માનું વચન સાંભળી વિશ્વકર્મા તુરત પાછો સ્વર્ગમાં આવ્યો અને બ્રહ્મા તજવીજ કરવાને વાસ્તે વૈકુંઠમાં ગયા. બ્રહ્માએ નારાયણને પ્રણામ કરી વિશ્વકર્માના દુઃખનું નિવેદન કરતાં નારાયણે આશ્વાસના કરીને બ્રહ્માને તેમને ઘેર મોકલ્યા અને પોતે બ્રાહ્મણના બટુકનું રૂપ ધરીને સ્વર્ગમાં આવ્યા. અવસ્થાથી અત્યંત બાળક પણ જ્ઞાનથી વૃદ્ધપણાવાળા એ બાળકે દંડ, છત્ર, ધોળાંવસ્ત્રો તથા કપાળમાં ઉજ્વલ તિલક ધર્યાં હતાં, શરીર અત્યંત ઠીંગણું હતું, દાંત ધોળા હતા, રૂપાળો હતો અને મંદહાસ્ય કરતો હતો. વિધાતાના પણ વિધાતા અને સઘળિ સંપત્તિઓ દેનારા એ બાળકે ઈંદ્રના દ્વારમાં ઉભા રહીને " ઈંદ્રને કહો કે બ્રાહ્મણ તમારાં તુરત દર્શન કરવા આવેલ છે" એમ દ્વારપાળને કહ્યું. દ્વારપાળના કેહેવાથી ખબર થતાં ઇંદ્રે તુરત બાહાર આવીને તે બ્રાહ્મણના બાળકને જોયો. મોટા ઉત્સાહથી હસતાં છોકરાઓ અને છોકરીઓના સમુહથી વીંટાએલા, મંદમંદ હસતા અને ભારે તેજવાળા એ નારાયણરૂપ બાળકને ઇંદ્રે ભક્તિથી પ્રણામ કર્યા અને ભક્તો ઉપર પ્રેમ રાખનારા તે બાળકે પ્રીતિથી આશિર્વાદ દીધા. ઇંદ્રે મધુપર્ક આદિથી પૂજન કરીને તેને પુછ્યું કે " ક્યાંથી પધાર્યા છો તે કહો." ઈંદ્રનું વચન સાંભળી બૃહસ્પતિના ગુરૂના પણ ગુરૂરૂપ એ બાળકે મેઘના નાદ સરખા ગંભીરવાણીથી ઈંદ્રને નીચે

પ્રમાણે કહ્યું.

બાળક કેહે છે—હે ઈંદ્ર તમારૂં નગર ભારે અદ્ભુત બનાવવામાં આવે છે એ વાત સાંભળીને હું તમને મળવા અને એક વાત પુછવા આવ્યો છું. કેટલા વર્ષો સુધી આ નગરીની રચના કરાવવાનું તમે ધારયું છે અને કેટલા વિશ્વકર્મા આ નગરીની રચના કરશે. આવી રચના તો કોઇ પણ ઇંદ્રે કરાવી નથી અને બીજો કોઇ પણ વિશ્વકર્મા કરી શકયો નથી.

શ્રીકૃષ્ણ કેહે છે—એ પ્રમાણે બાળકનાં વચન સાંભળી સંપત્તિના મદથી અત્યંત મત્ત થએલા ઇંદ્રે હશીને તે બાળકને પુછયું કે "હે બટુક! તમે કેટલા ઇંદ્રો અને કેટલાં વિશ્વકર્મા દીઠા છે અથવા સાંભળ્યા છે." ઇંદ્રનું વચન સાંભળી તે બાળક હસીને તેને નીચે પ્રમાણે સાંભળતાં અમૃત સમાન લાગે એવું વચન કહ્યું.

બાળક કેહે છે—તમારા પિતા કશ્યપપ્રજાપતિને, કશ્યપના પિતા મરીચિને, મરીચિના પિતા અને વિષ્ણુના નાભિકમળમાંથી ઉત્પન્નથઇ વિષ્ણુની સ્તુતિ કરીને સમર્થ થએલા બ્રહ્માને અને બ્રહ્માનું રક્ષણ કરનારા સત્વગુણની અધિકતાવાળા વિષ્ણુને પણ જાણું છું. કોઇ પણ જીવ વગરના ભયાનક પ્રલયમાં સર્વત્ર વ્યાપેલા મહાસાગરને, કેટલીક સૃષ્ટિઓને, કેટલાએક કલ્પોને, કેટલાંએક બ્રાંહ્મડોને અને બ્રહ્માંડોમાંના કેટલાએક બ્રહ્માઓને, વિષ્ણુઓને તથા મહેશ્વરોને જાણું છું. ઇંદ્રો કેટલા થઇ ગયા એ તો સંખ્યાજ થઇ શકતી નથી. હે ઇંદ્ર! સમયપર પૃથ્વીના રજકણોની સંખ્યા થઇ શકે પણ ઇંદ્રોની સંખ્યા થઈ શકે એમ નથી એવો વિદ્વાનોનો નિશ્ચયછે. ઇંદ્રનું આયુષ્ય અને ઈંદ્રનો અધિકાર યુગોની એકોતેર ચોકડી સુધી રેહેછે. એવા અઠયાવીશ ઈંદ્રો પડે ત્યારે બ્રહ્માનું એક અહોરાત્ર થાય છે. બ્રહ્મા એકસો ને આઠ વર્ષસુધી જીવે છે. બ્રહ્માઓની સંખ્યા કરી શકાતી નથી ત્યારે ઈંદ્રોની સંખ્યા તો કેમ કરી શકાય. બ્રહ્માંડોની સંખ્યા નથી ત્યારે બ્રહ્માંડોમાંના બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની સંખ્યા કયાંથીજ હોય. મહાવિષ્ણુના રૂવાડાંના છિદ્રમાં ભરેલા નિર્મળ જળમાં, જેમ સમુદ્રમાં અનેક વાહાણો હોય તેમ બ્રહ્માંડો છે. એવાં રૂવાડાં અનંત છે અને તેઓના છિદ્રોમાં રહેલાં બ્રહ્માંડો તો એઓથી પણ અનંત છે. એક એક બ્રહ્માંડમાં તમારા જેવા અસંખ્યાત દેવતાઓ છે.

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી! બાળકરૂપી નારાયણ એ પ્રમાણે વાત કરતા હતા ત્યાં એમની ઇચ્છાથી ચારસો હાથમાં વ્યાપેલો કીડીઓનો સમૂહ

જોવામાં આવ્યો. અનુક્રમથી ગોઠવાએલી કીડીઓને જોઈ એ બાળક ઊંચા સ્વરથી હસ્યો પણ ગંભીર માણસની પેઠે કાંઇ પણ ન બોલતાં ચૂપ રહ્યો. બાળકને હસતો જોઈ અને તેની વાત સાંભળી બહુજ વિસ્મિત થએલા અને જેનાં ગળું, હોઠ તથા તાળવું સુકાવા લાગ્યાં એવા ઈંદ્રે તે બાળકને નીચે પ્રમાણે પુછ્યું.

ઇંદ્ર કેહે છે—હે બ્રાહ્મણોમાં ઉત્તમ! તમે શા માટે હસોછો તેનું કારણ મને તુરત કહો. ગુણોના સમુદ્રરૂપ તમે માયાથી બાળકનું રૂપ ધરીને આવ્યા છો એમ જણાય છે.

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી! એ પ્રમાણે ઈંદ્રનાં વચન સાંભળી તે બાળક ઈંદ્રને નીચે પ્રમાણે વેદાંતના તથા નીતિના સારરૂપ અને જ્ઞાનના બીજરૂપ ઉત્તમ વચન કહ્યું.

બાળક કેહે છે—હે ઇંદ્ર! આ કીડીઓનો સમૂહ જોવામાં આવે છે તેનું કારણ ગુપ્ત છે અને તમને શોક ઉત્પન્ન કરે એવું છે માટે એ વિષે મને પુછોમાં. સંસારીઓના સંસારરૂપી વૃક્ષો મૂળને કાપી નાખનારૂં, સઘળા વેદોમાં ગુપ્ત, સિદ્ધલોકોને પણ દુર્લભ, યોગીઓને પ્રાણ સમાન અને મૂઢ લોકોના અહંકારને તોડી નાખે એવું આ વિષયમાં જ્ઞાનનુ ઉત્તમ બીજ રહ્યું છે કે જે જ્ઞાનરૂપી સર્વોત્તમ દીવો અજ્ઞાનરૂપી અંધકારથી અપૂર્વ રીતે ઢં-કાઇ રહ્યો છે.

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી! એટલાં વચન બોલી મંદહાસ્ય કરતો એ બાળક ઉભો રેહેતાં જેનાં ગળું, હોઠ અને તાળવું સુકાવા લાગ્યાં એવા ઇંદ્રે ફરીવાર તેને નીચે પ્રમાણે પુછ્યું.

ઇંદ્ર કેહે છે—હે બ્રાહ્મણના બટુક! જુના જ્ઞાનરૂપી દીવાનો તુરત પ્રકાશ કરો. જાણે દેહધારી જ્ઞાનનો સમુહજ હોય એવા બાળકરૂપી તમે કોણ છો એ હું જાણતો નથી.

શ્રીકૃષ્ણ કેહે છે—ઇંદ્રનાં વચન સાંભળી એ બ્રાહ્મણરૂપી નારાયણે યોગીંદ્રોને પણ ન મળે એવા જ્ઞાન સંબંધી નીચે પ્રમાણે ભાષણ કરયું.

બાળક કેહે છે—હે ઈંદ્ર! આ અનુક્રમથી ગોઠવાએલી પ્રત્યેક કીડીઓને મેં ઉત્પન્ન કરી છે. આ સઘળી કીડીઓ પૂર્વે પોતાનાં કર્મોથી દેવલોકમાં ઇંદ્રોની પદવી ઉપર હતી અને હમણાં કર્મના યોગથી કીટરૂપ થએલ છે. પોતાના સુખ ભોગના સમય પુરા થઈ રેહેતાં સઘળા ઇંદ્રોને કીડીઓના અવતાર આવ્યા છે.

જીવલોકો કર્મથી સર્વોત્તમ વૈકુંઠમાં જાય છે, કર્મથી બ્રહ્મલોકમાં જાય છે, કર્મથી શિવલોકમાં જાય છે, કર્મથી સ્વર્ગમાં જાય છે, કર્મથી પાતાળમાં જાય છે, કર્મથી મહા દુઃખદાયી ઘોર નરકમાં જાય છે, કર્મથી ભુંડણીઓના ગર્ભમાં જાય છે, કર્મથી ક્ષુદ્ર પ્રાણીપણાને પામે છે, કર્મથી પશુઓના ગર્ભમાં જાય છે, કર્મથી પક્ષિણિઓના ગર્ભમાં જાય છે, કર્મથી કીડાની યોનિને પામે છે, કર્મથી વૃક્ષપણું પામે છે, કર્મથી સુખ દુઃખ પામે છે, કર્મથી સ્વામિ શેવકપણું પામે છે, કર્મથી બ્રાહ્મણપણું પામે છે, કર્મથી દેવપણું પામે છે, કર્મથી પ્રેતપણું પામે છે, કર્મથી બ્રહ્માપણું પામે છે, કર્મથી રોગી થાય છે, કર્મથી અત્યંત રૂપાળા થાય છે, કર્મથી અંગોમાં ખોટવાળા થાય છે અને કર્મથીજ અધિક અંગોવાળા થાય છે. વિધાતા સર્વ પ્રાણીઓને કર્મોના અનુસારથી ફળ આપે છે, કર્મો સ્વભાવથી થાય છે અને સ્વભાવ અભ્યાસથી થાય છે. સુખ આપનારૂં, પુણ્ય આપનારૂં, સારરૂપ અને નરકરૂપી સમુદ્રમાંથી તારે એવું આ સઘળું જ્ઞાન સંબંધી પ્રકરણ તમને કહી સંભળાવ્યું. હે ઇંદ્ર! સઘળો સચરાચર સંસાર સ્વપ્ન જેવો છે, કાળયોગ પ્રમાણે મૃત્યુ સર્વને માથે ફરે છે અને પ્રાણીઓનું સઘળું શુભાશુભ જળના પરપોટા જેવું છે. એમાં મૂર્ખ લોકો નિરંતર ભમ્યા કરે છે પણ પંડિત લોકો આશક્ત થતા નથી.

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી! બ્રાહ્મણનો બાળક એટલાં વચન બોલી હસતો હસતો ઉભો રહ્યો અને વિસ્મય પામેલો ઇંદ્ર પોતાને ઉત્તમ નહીં ગણવા લાગ્યો તે સમયે ત્યાં અત્યંત વૃદ્ધ, જ્ઞાનથી પણ વૃદ્ધ, જેણે કાળીઆરનું ચામડું ઓઢયું હતું એવા, જટાધારી અને ઉત્તમ તિલકવાળા એક મહાયોગી મુનીશ્વર આવી નીકળ્યા. એ મુનીશ્વરના માથા ઉપર વાંસનો કટ હતો અને છાતીમાં રૂવાડાંનું ચકર હતું કે ચકર વચલા ભાગમાંથી કાંઈક ઉખેડાએલું અને બાકીના ભાગમાં પુરેપુરૂં હતું. એ મુનીશ્વર બન્નેની વચમાં આવી ઠુંઠની પેઠે ઉભા રહેતાં ઈંદ્રે પ્રેમથી તેમને જોઈને પ્રણામ કર્યા, ભક્તિથી મધુપર્કઆદિ આપીને પૂજા કરી, વિનય કર્યો, કુશળ પુછ્યુ અને અતિથી જાણીને આદરપુર્વક તેમની સ્તુતિ કરી. પેલા બટુક બ્રાહ્મણે તેમની સાથે વાતચિત્ત કરતાં વિનયપુર્વક પોતાનું ધારયું ઉતારવા સારૂ તેમને નીચે પ્રમાણે સઘળું પુછ્યું.

બાળક પુછેછે—હે વિપ્ર! તમે કયાંથી આવ્યાછો અને તમારૂં નામ શું છે તે કહો. તમારૂં અહીં આવવાનું શું કારણ છે, કયા સ્થળમાં કયા કારણથી ર હોછો, માથા ઉપર કટ શા માટે રાખ્યોછે અને તમારી છાતીમાં મધ્યભાગમાં કાં

ઈક ઉખેડાએલું અત્યંત ઉંચું રૂવાડાંનું ચકર શા માટે છે ? હે મુનીશ્વર ! મારા ઉપર જો કૃપા હોય તો સઘળું વિસ્તારથી કહો. આ સઘળું અતિ અદ્ભુત સાંભળવાની મને ઉત્કંઠા છે.

• શ્રીકૃષ્ણ કેહે છે—એ પ્રમાણે બાળકનાં વચન સાંભળી તે મુનીશ્વરે ઈંદ્રના સમક્ષમાં આનંદથી નીચે પ્રમાણે પોતાનું સઘળું વૃત્તાંત કહ્યું.

મુનીશ્વર કેહેછે—હે વિપ્ર ! મેં મારૂં આયુષ્ય અલ્પ હોવાથી કોઈ ઠેકાણે પણ ઘર બાંધ્યું નથી, વિવાહ કરયો નથી અને આ જીવિકાનો નિયમ પણ કરયો નથી. કેવળ આજસુધી ભિક્ષાથીજ નિર્વાહ કરૂંછું. મારૂં નામ 'લોમશ' છે. તમારાં દર્શન કરવા સારૂ આવ્યોછું. મેં વરસાદની અને તડકાની શાંતિને વાસ્તે માથા ઉપર કટ રાખ્યોછે. હવે મારી છાતીમાં જે રૂવાડાંનું ચકર છે તેનું કારણ સાંભળો કે જેથી સંસારીઓને ભય થશે અને અત્યંત વિવેક ઉત્પન્ન થશે. મારી છાતીમાં રૂવાડાંનું ચકર મારા આયુષ્યની સંખ્યાના પ્રમાણરૂપ છે. એક ઈંદ્ર પડે ત્યારે એમાંથી એક રૂવાડું ઉખેડી નાખુછું. આમ થવાથી કેટલાંક રૂવાડાં મધ્યમાંથી ઉખેડાઇ ગયાં છે અને બાકી રહ્યાં છે. બ્રહ્માનાં બન્ને પરાર્દ્ધ પુરાં થશે ત્યારે મારૂં મરણ થશે. હે બ્રાહ્મણ ! અસંખ્યાત બ્રહ્માઓ મરી ગયા છે અને અસંખ્યાત બ્રહ્માઓ મરશે તો એવા ચંચળજીવનમાં મારે સ્રીનું, પુત્રનું કે ઘરનું શું પ્રયોજન હોય. એક બ્રહ્મા પડે ત્યારે પ્રભુનો એક નિમેષ થાય છે એટલા માટે હું નિરંતર પ્રભુના ચરણારવિંદનુંજ ચિંતન કર્યા કરૂંછું. શ્રીકૃષ્ણના દાસની પદવી મળવી દુર્લભ છે અને ભક્તિ મુક્તિ કરતાં પણ શ્રેષ્ઠ છે. સઘળું ઐશ્વર્ય સ્વપ્ન જેવું છે અને પ્રભુની ભક્તિમાં અંતરાયરૂપ છે. આ ઉત્તમ જ્ઞાન મને મારા ગુરૂ સદાશિવે આપેલું છે. હું સાલોક્ય આદિ મુક્તિઓને સ્વીકારતો નથી પણ ભક્તિનેજ સ્વીકારૂંછું.

શ્રીકૃષ્ણ કેહેછે— એટલાં વચન બોલીને એ મુનીશ્વર સદાશિવની પાસે ગયા અને બ્રાહ્મણના બાળકરૂપી ભગવાન્ પણ ત્યાંજ અંતર્દ્ધાન થઈ ગયા. હે રાધિકાજી ! એ સઘળું સ્વપ્ના જેવું જોઇને ઈંદ્રને વિસ્મય થયો અને સંપત્તિમાં તેને કાંઈ પણ તૃષ્ણા રહી નહી તેથી તેણે વિશ્વકર્માને બોલાવી પ્રિય વચનો સંભળાવી, રત્નો આપી પૂજન કરીને ત્યાંથી રજા દીધી. પછી જેને વિવેકથી મોક્ષની ઈચ્છા ઉત્પન્ન થઇ એવો ઈંદ્ર સઘળું રાજ્યપુત્રને આપી દઇ ઇંદ્રાણીનો તથા રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરી વનમાં જવાને તૈયાર થતાં તે જોઈ શોકથી પીડાએલી અને ત્રાસ પામેલી ઈંદ્રાણીએ કચવાતા મનથી બૃહસ્પતિને શરણરૂપ સમજી તેમને બોલાવી સઘળું નિ

વેદન કરીને બૃહસ્પતિના મુખથી ઇંદ્રને સઘળો નીતિનો સાર સમજાવ્યો. બૃહસ્પતિએ શૃંગારરસથી ભરેલું એક નવું શાસ્ત્ર બનાવીને ઈંદ્રને ભણાવ્યું તથા તેના અર્થો પણ સમજાવ્યા ત્યારે ઇંદ્રે રાજ્ય કરયું. હે વૃંદાવનમાં વિનોદ કરનારાં રાધિકાજી ! આ સઘળી ઈંદ્રના ગર્વના ભંગની કથા મેં તમને કહી સંભળાવી. હે દેવતાઓનાં ઈશ્વરી ! નંદરાયના યજ્ઞનાં ઈંદ્રના ગર્વનો જે ભંગ થયો હતો તે તો તમે નજરે જોયો હતો.

इत्येवं कथितंसर्वशक्रदर्पविमोचनम् ॥
साक्षाद्दष्टोदर्पभंगोनंदयज्ञेसुरेश्वरि ॥ १६० ॥

इतिश्री બ્રહ્મવૈવર્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'शक्रगर्व विमोचन' એવા નામનો સડતાળીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૭

॥ श्रीराधिकोवाच ॥

कथितोभवतामह्यंदर्पभंगःश्रुतोहरेः ॥
दर्पभंगंरवेश्चापिश्रोतुमिच्छामितत्त्वतः ॥ १ ॥

રાધિકાજી પુછે છે—આપે મને ઇંદ્રના ગર્વના ભંગની કથા કહી તે મેં સાંભળી, હવે સૂર્યના ગર્વનો ભંગ થયાની તાત્વિક કથા સાંભળવા ઈચ્છું છું.

શ્રીકૃષ્ણ કેહે છે—એક દિવસે સૂર્ય ઉગીને પોતાના સમયસર અસ્ત પામી જતાં શંકરના વરદાનને લીધે મોટી સંપત્તિના મદથી ઉન્મત્ત થએલા માલી અને સુમાલી નામના બે મોટા દૈત્યો સૂર્યના જેવોજ પ્રકાશ કરવા લાગ્યા. હે સુંદરી ! 'એઓની કાંતિથી રાત્રિજ નહી થાય' એમ ધારી ક્રોધ પામેલા સૂર્યે અવજ્ઞાપૂર્વક તેઓને ત્રિશૂળ મારતાં તેઓ બન્ને મુર્છિત થઇને ધરતીપર પડી ગયા. ભક્તવત્સલ સદાશિવે ભક્તોનો નાશ થયો જાણી ત્યાં આવીને પોતાની જ્ઞાનશક્તિથી તેઓને જીવતા કરતાં તેઓ ભક્તિથી સદાશિવને પ્રણામ કરીને પોતાને ઘેર ગયા અને પછી ક્રોધથી પ્રજ્વલિત થએલા સદાશિવ સૂર્યને મારી નાખવા દોડયા. સંહાર કરનારા સદાશિવને આવતા જોઈ સૂર્ય ભયથી ભાગીને બ્રહ્માની શરણે જતાં કાળના કાળ અને વિધાતાના પણ વિધાતા સદાશિવ ત્રિશૂળ ઉગામીને અત્યંત ક્રોધથી બ્રહ્માના લોકમાં ગયા. મહાદેવને ક્રોધ પામેલા જોઈ જગતના પતિ બ્રહ્માએ ચારે

મોહોડાંથી વેદોક્ત સ્તોત્રવતે તે પરમેશ્વરની નીચે પ્રમાણે સ્તુતિ કરી.

**બ્રહ્મા સ્તુતિ કરે છે**—હે દક્ષના યજ્ઞને તોડનારા ! સૂર્ય કે જે મને શરણાગત થએલ છે તેની રક્ષા કરો. હે જગતના ગુરૂ ! સૃષ્ટિના આરંભમાં તમેજ સુર્યને ઉત્પન્ન કરેલ છે. હે તુરત પ્રસન્ન થનારા ! હે પૂજ્ય ! હે ભક્તવત્સલ ! પ્રસન્ન થાઓ. હે કૃપાના સમુદ્રરૂપ ! કૃપા કરીને સૂર્યનું રક્ષણ કરો રક્ષણ કરો. હે મહારાજ ! હે બ્રહ્મસ્વરૂપ ! હે સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયના કારણરૂપ ! સૂર્યને પોતે બનાવીને પોતેજ તેનો નાશ કરવાને કેમ ઇચ્છો છો. હે સર્વથી પર ! બ્રહ્મા, શેષ, ધર્મ, સૂર્ય, અગ્નિ, ઇંદ્ર અને ચંદ્ર આદિ સઘળા દેવતાઓ તમારાથી બીએ છે. ઋષિઓ અને મુનિઓ તમારી શેવા કરવાથીજ તપોધન કેહેવાયા છે. તપનાં ફળ દેનારા, તપરૂપ અને તપના ફળરૂપ તમેજ છો.

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી ! બ્રહ્માએ એ પ્રમાણે સ્તુતિ કરી સૂર્યને લાવીને પ્રીતિથી દીનવત્સલ શંકરના હાથમાં સોંપ્યા. જગતના કર્ત્તા સદાશિવ પ્રસન્ન થઈ સૂર્યને આશિર્વાદ દઇ બ્રહ્માને પ્રણામ કરીને આનંદથી પાછા પોતાના સ્થાનકમાં પધાર્યા. જે માણસ બ્રહ્માએ કરેલા આ સ્તોત્રનો સંકટના સમયમાં પાઠ કરે તે ભય પામ્યો હોય તો ભયથી મુક્ત થાય છે અને બંધાયો હોય તો બંધનથી મુકત થાય છે. રાજદ્વારમાં, શ્મસાનમાં, અને મહાસમુદ્રમાં વાહાણ ડૂબતું હોય તે સમયમાં માણુસ આ સ્તોત્રનું સ્મરણ કરવામાત્રથીજ ભય મુકત થાય છે એમાં સંશય નથી.

**राजद्वारेश्मसानेचमग्नेपोतेमहार्णवे ॥**
**स्तोत्रस्मरणमात्रेणमुच्यतेनात्रसंशयः ॥ १८ ॥**

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'सूर्यदर्पभंग' એવા નામનો અડતાળીશમો અધ્યાય સંપૂર્ણ. ૪૮

—:o:—

**॥ श्रीकृष्णउवाच ॥**

**सूर्यःप्रणम्यब्रह्माणंमुदायुक्तस्तदाज्ञया ॥**
**चकारविनयंप्रीत्यातेजस्वीत्रिगुणात्मकः ॥ १ ॥**

શ્રીકૃષ્ણ કેહે છે—તેજસ્વી અને ત્રિગુણાત્મક સ્વરૂપવાળા સૂર્યે આનંદ

પામીને બ્રહ્માની આજ્ઞાથી તે દિવસથી માંડી યોગ્ય વિનય રાખ્યો. હવે અગ્નિના ગર્વનો ભંગ થયાનું આખ્યાન કે જે પુરાણોમાં ગુપ્ત છે અને કાનને અમૃત સમાન લાગે એવું ઉત્તમ છે તે સાવધાનપણાથી સાંભળો. એક દિવસે ભૃગુએ શાપ દેતાં તેથી ક્ષોભ પામેલો અને ક્રોધ પામેલો અગ્નિ પોતાને તેજસ્વી માની અને બીજાઓને પોતાથી તુચ્છ માની સો તાડ જેવડી ભયાનક જ્વાળા કરીને ત્રૈલોક્યને ભસ્મ કરી નાખવા તૈયાર થયો હતો. આ સમયમાં વિષ્ણુએ અવજ્ઞાથી માયાવતે બાળકનું રૂપ ધરી અગ્નિની સામે ઉભા રહી તેની દાહશક્તિનું હરણ કરી, વિનય અને મંદહાસ્યપુર્વક ભક્તિથી માથું નમાવીને અગ્નિને નીચે પ્રમાણે કહ્યું.

બાળક કેહે છે—હે મહારાજ! તમે શા માટે કોપ કરયો છે તે કારણ મને કહો. ત્રૈલોકયને ભસ્મ કરવાનો આ ઉદ્યોગ તમે વ્યર્થ કરયો છે. તમને ભૃગુએ શાપ આપ્યો છે માટે ભૃગુને શિક્ષા કરો પણ એકના અપરાધમાં ત્રૈલોકયને ભસ્મ કરી નાખવું યોગ્ય નથી. જગતને બ્રહ્મા સર્જે છે, વિષ્ણુ પાળે છે અને સદાશિવ સંહાર કરે છે એવો ક્રમ છે તો શંકર વિધમાન છતાં તમે સંહાર કેમ કરી સકશો. તમારામાં શક્તિ હોય તો પ્રથમ રક્ષણ કરનારા વિષ્ણુને જીતીને પછી તુરત સંહાર કરો.

શ્રીકૃષ્ણ કેહે છે—હે રાધિકાજી! એ પ્રમાણે બોલી તે બ્રાહ્મણના બાળકે આગળ પડેલું અત્યંત સુકાએલું એક કાંસડાનું પાંદડું હાથમાં લઇને આનંદથી અગ્નિને બાળવા આપ્યુ. ચારેકોર વ્યાપ્ત થતા ભયંકર અગ્નિએ સુકાએલા પાંદડાને જોઇ જેમ મેઘ ચંદ્રને ઘેરી લે છે તેમ પોતાની જ્વાળાથી તે બ્રાહ્મણને ઘેરી લીધો પણ તે પાંદડાને કે બાળકના રૂવાડાંને પણ તેનાથી બાળી શકાયું નહી. એ જોઇ લજ્જાએલો અગ્નિ ગર્વ રહિત થઈને બાળકની પાસે ઉભો રહ્યો. એવી રીતે અગ્નિના ગર્વનો ભંગ કરીને તે બાળકરૂપી વિષ્ણુ અંતર્દ્ધાન થઈ ગયા અને અગ્નિ પણ પોતાની જ્વાળાઓને સમેટીને બીનેલાની પેઠે પોતાને ઠેકાણે ગયો. હે રાધિકાજી! અગ્નિનો ગર્વ ત્રુટયાની કથા મેં તમારી પાસે કહી, હવે કઈ કથા સાંભળવા ઈચ્છો છો. દેવતાઓના ગર્વ ત્રુટયાની કથાઓ નિત્ય નવીન લાગે એવી છે.

રાધિકાજી કેહે છે—હે પ્રભુ! બાકીનાઓના ગર્વ ત્રુટયાની કથાઓ અનુક્રમે કહો તમારી વાણીરૂપી અમૃતની ધારાનું પાન કરતાં પૃથ્વીમાં કોને તૃપ્તિ થાય? કોઈને પણ ન થાય.

નારાયણ મુનિ કેહે છે—એ પ્રમાણે રાધિકાજીનાં વચન સાંભળી મંદહાસ્ય

કરતા શ્રીકૃષ્ણ ભગવાને સાંભળનારાઓને પ્યારી લાગે એવી જુદી કથા કહેવાનો આરંભ કરયો.

राधिकावचनंश्रुत्वासास्मितोभगवानहरिः ॥
कथांकथितुमारेभेश्रुत्वरम्यांपुरातनीम् ॥ १७ ॥

ઇતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'अग्निदर्पमोचन' એવા નામનો ઓગણપચાશમો અધ્યાય સંપૂર્ણ. ૪૯



॥ श्रीकृष्णउवाच ॥
दुर्वाससोदर्पभंगंकथयामिश्रृणुप्रिये ॥
महामुनेर्योगिनश्चरुद्रांशस्यातितेजसः ॥ १ ॥

શ્રીકૃષ્ણ કેહે છે—હે પ્યારાં! હવે દુર્વાસા નામના મહામુનિ કે જે યોગી છે, રૂદ્રના અંશરૂપ છે અને અત્યંત તેજસ્વી છે તેમનો ગર્વ તુટયાની કથા કહું છું તે સાંભળો. એક દિવસે અંબરીષ રાજાએ દ્વાદશીનું વ્રત કરી ઘણા બ્રાહ્મણોને જમાડીને પારણું કરવાનો આરંભ કરતાં ભુખ્યા અને તરશ્યા મહાવૈષ્ણવ દુર્વાસામુનિ ત્યાં આવ્યા. દુર્વાસાએ 'હે રાજા ! મને જમાડો' એમ કેહેતાં રાજાએ ભક્તિપૂર્વક તેમને અમૃત જેવો દુધપાક જમવા આપ્યો. દુધપાકમાંથી એક મોવાળો નીકળતાં ક્રોધથી રાજાને શાપ દેવા તૈયાર થએલા દુર્વાસાએ પોતાના માથાપરથી જટા કાપીને ધરતીપર નાંખી. જટામાંથી પ્રજ્વલિત અગ્નિની જ્વાળા જેવો, સાત તાડ જેવડો ઉંચો અને પ્રલયનો પણ પ્રલય કરે એવો એક પુરૂષ નીકળ્યો. એ પુરૂષ ક્રોપથી રાજાને મારી નાખવા તૈયાર થતાં સર્વે લોકો બીકથી ધ્રુજવા લાગ્યા, અને સર્વેનાં ગળાં, હોઠ તથા તાળવાં સુકાવા લાગ્યાં. એ સમયે અત્યંત ભય પામીને રાજાએ મારા ચરણારવિંદનું સ્મરણ કરતાં સ્મરણમાત્રથીજ સર્વ વિઘ્નની શાંતિ થઇ પણ મારૂં સુદર્શન નામનું ચક્ર કે જે કોઈથી અટકાવાય એવું નથી, તેથીજ મારા જેવુંજ છે, અને કરોડ સૂર્યોના સરખી પ્રભાવાળું છે તે તુરત સભાના મધ્યમાં પ્રગટ થઈ પેલા મૃત્યુપુરૂષને બાળી નાખીને દુર્વાસાની પછવાડે દોડયું. દુર્વાસા ભાગીને પર્વતો તથા સમુદ્રો સહિત પૃથ્વીમાં ફર્યા, સુવર્ણની ઉત્તમ ભૂમિમાં ફર્યા અને બીજાં પણ સઘળાં સ્થાનકોમાં ફર્યા પણ ચક્રે તેનો સગડ

મુકયો નહી. તેજથી સૂર્યને પણ ઢાંકી દેનારૂં અને ભારે પ્રકાશ કરતું એ ચક્ર એમને એમ પછવાડે દોડતાં ભય પામેલા, વિવ્હળ થએલા, આતુર થએલા અને હડી કાહાડવાથી જેની જટા ફગફગતી હતી એવા દુર્વાસા કૈલાસમાં, સાત પાતાળોમાં અને બ્રહ્મલોકમાં ફરી ફરીને છેલીવારે સુખદાયી વૈકુંઠમાં જઈ નારાયણની શરણે ગયા. કૃપાના સમુદ્રરૂપ નારાયણે દુર્વાસાને ચરણમાં પડતાં જોઇ કૃપાથી અભયદાન આપતાં તુરતજ સંતાપ રહિત થએલા દુર્વાસા નારાયણની સ્તુતિ કરીને તેમની આજ્ઞાથી પાછા અંબરીષની પાસે ગયા. એ મહામુનિ પાછા આવતાં અંબરીષ રાજાએ તેમને દુધપાક જમાડયો અને પોતે પણ સ્ત્રીઓ સહિત તથા બાંધવો સહિત પારણું કરયું. દુર્વાસા જમી રાજાને આશિર્વાદ દઈને પોતાને ઘેર ગયા. હે રાધિકાજી ! મેં મારા ભકતોના રક્ષણને વાસ્તે ચક્રને આજ્ઞા કરી રાખી છે. પ્રલય કાળમાં સર્વે નાશ પામે છે પણ મારા ભકતો નાશ પામતા નથી. સઘળા દેવતાઓ મને પ્રાણ જેવા પ્યારા છે પણ ભકતો તો પ્રાણથી પણ અધિક પ્યારા છે. તમે, લક્ષ્મી, મહામાયા, સાવિત્રી, સરસ્વતી, બ્રહ્મા, સદાશિવ, શેષનાગ, ધર્મ બ્રાહ્મણો, ગોપીઓ અને ગોવાળીઆઓ મને બહુ પ્યારાંછો પરંતુ તમો કરતાં પણ ભકતો અધિક પ્યારા છે. મેં રક્ષણને વાસ્તે ભકતોને સુદર્શન ચક્ર આપ્યું છે તો પણ પ્રતીતિ નહી આવવાથી હું પોતે ભકતોને જોવા જાઉં છું. હે દેવતાઓનાં ઇશ્વરી ! તમે દુર્વાસાનો ગર્વ ત્રુટયાની કથા મારી પાસેથી સાંભળી, હવે બીજી કઈ કથા સાંભળવાને ઈચ્છો છો તે આજ્ઞા કરો.

રાધિકાજી કહે છે—હે જગતના ગુરૂ ! ધન્વંતરિના ગર્વનો ભંગ થયાની કથા પુરાણોમાં પણ ગુપ્ત છે માટે તે સાંભળવાની મને ઇચ્છા છે, એ કથા કહો.

નારાયણ મુનિ કહે છે—એ પ્રમાણે રાધિકાજીનાં વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાને હસીને કાનને પ્યારી લાગે એવી જુની કથા કેહેવાનો આરંભ કરયો.

**राधिकावचनंश्रुत्वाजहासमधुसूदनः ॥**
**कथांकथितुमारेभेश्रुतिरम्यांपुरातनीम् ॥ २४॥**

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'दुर्वासा दर्पभंग' એવા નામનો પચાશમો અધ્યાય સંપૂર્ણ. ૫૦

---

## ॥ श्रीकृष्णऊवाच ॥

**नारायणांशोभगवान्स्वयंधन्वंतरिर्महान् ॥**
**पुरासमुद्रमथनेसुमत्तस्थौमहोदधेः ॥ १ ॥**

શ્રીકૃષ્ણ કેહે છે—હે ઇશ્વરી પૂર્વે સમુદ્રમથનના સમયમાં સમુદ્રમાંથી ઉ-ત્પન્ન થએલા, નારાયણના અંશરૂપ. સઘળા વેદોના પારને પામેલા, મંત્રોમાં તથા તંત્રોમાં નિપુણ, ગરૂડજીના શિષ્ય અને મહાદેવના ઉપશિષ્ય મહાત્મા ધન્વંતરિ વૈદ્ય પોતાના હજાર શિષ્યોને સાથે લઇને કૈલાસમાં ગયા હતા. ત્યાં માર્ગમાં મહા-ભયંકર, લાખ નાગોથી વીટાએલો, મહાઝેરી અને પાહાડ જેવડો તક્ષક નાગ તેમના જોવામાં આવ્યો. તક્ષકનાગ કોપથી કરડવા આવતાં તેને જોઇ ધન્વંતરિ હસ્યા અને ધન્વંતરિના શિષ્ય દંભીએ તેને હાથમાં પકડી મંત્રથી થોભાવીને ઝે-ર વગરનો કરી નાખ્યો, તેના માથામાંથી અમૂલ્ય મણિ લીધો તથા હાથથી ફેરવી ને દૂર પણ ફેંકી નાખ્યો. તક્ષક મરી ગએલાની પેઠે ચેષ્ટા રહિત થઈને માર્ગમાં પડી રેહેતાં તેના ગણોએ વાસુકિની પાસે જઇને તે વાતનું નિવેદન કરયું. એ સાંભળી અત્યંત કોપથી પ્રજ્વલિત થએલા વાસુકિએ મહાઝેરી અસંખ્યાત સર્પોને મોકલ્યા અને તેઓની સાથે દ્રોણ,કાળીય,કર્કોટક,પુંડરિક અને ધનંજય એ નામના મહાવિચક્ષણ પાંચ મુખ્ય સેનાપતિઓને પણ મોકલ્યા. જ્યાં સાક્ષાત્ ધન્વંતરિ ઉભા હતા ત્યાં સર્વે નાગો આવતાં તે અસંખ્યાત નાગોને જોઇ ધન્વંતરિના શિષ્યો ભય પામ્યા અને તેઓના નિશ્વાસના પવનથી શબની પેઠે ચેષ્ટારહિત અને ભાનરહિત થઈને સર્વે ધરતીપર પડી ગયા. આ સમયમાં જગતના ગુરૂ મહાત્મા ધ-ન્વંતરિએ ગુરૂનું સ્મરણ કરી મંત્ર ભણીને અમૃતની વૃષ્ટિથી શિષ્યોને જીવતા કર્યા અને મંત્રોથી એ સઘળા મહાઝેરી નાગોને સ્તંભિત કરી દીધા. સઘળા નાગો સ્તંભિત થઈને શબની પેઠે ચેષ્ટારહિત થઈ જતાં એ વાતની પોતાના ગણોમાં ખબર દેવાને પણ કોઇ સમર્થ રહ્યો નહી. સર્વને જાણનારા વાસુકિને જ્ઞાનશક્તિથી આ સઘળા સંકટની ખબર પડતાં તેણે જગદંબારૂપ અને જ્ઞાન સ્વરૂપવાળી પો-તાની બેન મનસાને બોલાવીને કહ્યું કે " હે મનસા ! હે પૂજ્ય ! તું જા અને અ-તિ સંકટમાંથી નાગલોકોની રક્ષા કરય, એમ કરવાથી ત્રૈલોકયમાં તારી પૂજા થશે." વાસુકિનું વચન સાંભળી નમ્રતાથી ઉભેલી મનસાએ હસીને તેને અમૃત જેવું વચન કહ્યું કે " હે સર્પોનાં સ્વામી ! મારૂં વચન સાંભળો. હું યુદ્ધમાં જાઉછું ત્યાં જો કે સારૂં નરસું થવું દૈવના હાથમાં છે તોપણ મને જેમ યોગ્ય લાગશે તેમ કરીશ.

હું યુદ્ધભૂમિમાં લીલામાત્રથી તે શત્રુનો સંહાર કરીશ. હું જેને મારી નાખવા તૈયાર થઈશ તેનું રક્ષણ કરવાને કોઈ સમર્થ નથી. રણભૂમિમાં બ્રહ્મા આદિ દેવતાઓ આવશે તોપણ હું તમારા શત્રુને જીતીશ એમાં સંશય નથી. મારા ગુરૂ શેષનાગે મને જગતના સ્વામી નારાયણનો પરમ અદ્ભુત સિદ્ધમંત્ર આપ્યો છે અને હું ત્રૈલોકય મંગળ નામના ઉત્તમ કવચને ગળામાં ધારણ કરૂં છું તેથી સંસારને ભસ્મ કરીને પાછો સ્રજવાને પણ સમર્થ છું. હું મંત્રશાસ્ત્રોના વિષયમાં પૂર્વે સદાશિવની શિષ્ય થઈ હતી ત્યારે સદાશિવે કૃપાથી મને મોટું જ્ઞાન આપ્યું છે. સદાશિવના શિષ્ય ગરૂડને પણ હું ગણતી નથી ત્યારે ધન્વંતરિ કે જે ગરૂડના શિષ્યોમાંનો એક છે તેને તો કેમજ ગણું." રાજી થએલા મનવાળી મનસા એટલાં વચન બોલી ક્રોધથી કોઈ પણ નાગને સાથે નહી લેતાં નારાયણને, સદાશિવને તથા શેષનાગને પ્રણામ કરીને, જ્યાં પ્રસન્ન મુખવાળા અને પ્રસન નેત્રવાળા ધન્વંતરિ વૈદ્ય ઉભા હતા ત્યાં કોપથી લાલ આંખો કરીને એકલીજ ગઇ. તેણે પોતાની દૃષ્ટિથી સર્પોને જીવતા કર્યા અને ઝેર ભરેલી દૃષ્ટિથી ધન્વંતરિના શિષ્યોને ચેષ્ટારહિત કરી દીધા. મંત્રશાસ્ત્રમાં વિચક્ષણ મહાત્મા ધન્વંતરિ મંત્રથી યત્ન કરવા લાગ્યા પણ પોતાના શિષ્યોને ઊઠાડી શકયા નહી. હે રાધિકાજી! મનસાએ ધન્વંતરિને જોઈ હસીને તુરત નીચે પ્રમાણે અહંકાર ભરેલાં અને અર્થવાળાં તિવ્ર વચનો કહ્યાં.

મનસા કેહે છે––હે સિદ્ધ! તું ગરૂડનો શિષ્ય છે તો બોલ કે તને મંત્રના અર્થની, મંત્રની કારીગરીની, મંત્રના ભેદની અને મોટા ઔષધની ખબર છે? હે ધન્વંતરિ! હું અને ગરૂડ બન્ને, સદાશિવના પ્રખ્યાત શિષ્ય છીએ તેમાં પણ મેં ઘણાજ લાંબા કાળ સુધી અભ્યાસ કરયો છે.

શ્રીકૃષ્ણ કેહે છે—એટલાં વચન બોલી મનસાએ તળાવમાંથી એક કમળ લાવી તેને મંત્રથી વીંટીને કોપથી ધનવંતરિ ઉપર ફેંકયું. બળતા અગ્નિની જ્વાળા જેવા એ કમળને આવેલું જોઇ ધન્વંતરિએ પોતાની ફુંકથીજ તેને ભસ્મ કરી નાખ્યું. પછી કોપથી વિન્હળ થએલી મનસાએ તુરત સર્પના સમૂહને મંત્રીને ધન્વંતરિની ઉપર નાખ્યો. ધન્વંતરિએ એને જોઇને હશીને મંત્રેલી ધૂળની ચપટીથીજ લીલામાત્રમાં નિષ્ફળ અને ભસ્મરૂપ કરી નાખ્યો. મનસાએ ગ્રીષ્મકાળના સૂર્યના સરખી પ્રભાવાળી એક સાંગ લઇ તેને મંત્રીને ધન્વંતરિની ઉપર નાખી. એ પ્રજ્વલિત સાંગને જોઈ ધન્વંતરિએ પોતાને વિષ્ણુએ આપેલા ત્રિશૂળથી લીલામાત્રમાં તેને કાપી નાખી. સાંગને વ્યર્થ ગએલી જોઈ કોપથી પ્રજ્વલિત થએલી મનસાએ

લાખો નાગવાળો, ઘોર અને અત્યંત તિવ્રતાવાળો નાગપાશ લીધો અને કાળ તથા યમ જેવા એ પાશને સિદ્ધમંત્રથી મંત્રીને ક્રોપથી ધન્વંતરિની ઉપર નાખ્યો. ધન્વંતરિએ નાગપાશને જોઇ મંદહાસ્ય કરીને પ્રેમથી ગરૂડજીનું સ્મરણ કરતાં ગરૂડજી તુરતજ ત્યાં આવી પોહોચ્યા. ઘણીવારના ભુખ્યા ગરૂડજી નાગપાશને આવેલો જોઈ તેને ચાંચમાં લઇને તુરત ખાઈજ ગયા. હે રાધિકાજી! નાગપાંશને નિષ્ફળ થએલો જોઇ ક્રોધથી અત્યંત રાતા નેત્રવાળી મનસાએ પોતાને પૂર્વે સદાશિવે આપેલી ભસ્મની મુઠી લીધી અને મંત્રથી મંત્રીને શત્રુઓ ઉપર ફેંકી. ભસ્મને આવતી જોઇ ગરૂડજીએ પોતાના શિષ્યોને પોતાની પાછળ રાખીને પાંખોના પવનથીજ તે ભસ્મને ઉડાડી દીધી. ભસ્મની મુષ્ટિને વ્યર્થ ગએલી જોઇ ક્રોપ પામેલી મનસાએ પોતાને સદાશિવે આપેલું, સો સૂર્યના સરખા તેજવાળું, લોકોમાં કદી પણ વ્યર્થ નહી ગએલું અને પ્રલયકાળના અગ્નિ જેવું ત્રિશૂળ ધન્વંતરિને મારવા સારૂ હાથમાં લીધું. આ સમયે ધન્વંતરિના રક્ષણને વાસ્તે અને ગરૂડજીને શાંત કરવાને વાસ્તે બ્રહ્મા તથા સદાશિવ તે રણભૂમિમાં આવ્યા. શંકા વગરની અને ત્રિશૂળને ધરનારી મનસાએ જગતના પતિ શદાશિવને તથા બ્રહ્માને આવેલા જોઇ ભક્તિથી તેઓને પ્રણામ કર્યા અને ધન્વંતરિએ તથા ગરૂડજીએ પણ પરમભક્તિથી પ્રણામ કરીને તેઓની સ્તુતિ કરી. બ્રહ્માએ તથા સદાશિવે તેઓને આશિર્વાદ દીધા. પછી બ્રહ્માએ લોકોનું હિત કરવા સારૂ અને મનસાનું પૂજન કરાવવા સારૂ પ્રેમથી ધન્વંતરિને નીચે પ્રમાણે મધુર વચન કહ્યાં.

**બ્રહ્મા કેહેછે**—હે ધન્વંતરિ ! હે પૂજ્ય ! હે સર્વ શાસ્ત્રોમાં નિપુણ ! તમે મનસાની સાથે યુદ્ધમાં ઉતર્યા છો પણ તમે મનસાના જેવા શકિતમાન્ નથી એમ હું ધારૂંછું. આ દેવતાઓની ઈશ્વરી મનસા કોઇથી ન અટકાવી શકાય એવા સદાશિવે આપેલા ત્રિશૂલથી ત્રૈલોકયને ભસ્મ કરી નાખવા સમર્થ છે. તમે સાવધાન થઈ કૌથુમી શાખામાં કહેલું ધ્યાન કરી ભકિતપૂર્વક સોળ ઊપચારો આપીને મનસાનું પૂજન કરો અને આસ્તીકે કહેલા સ્તોત્રથી સ્તુતિ કરો. મનસા પ્રસન્ન થઈને તમને વરદાન દેશે.

**શ્રીકૃષ્ણ કેહેછે**—એ પ્રમાણે બ્રહ્મા બોલતાં સદાશિવે તેમાં સંમતિ આપી અને ગરૂડજીએ પણ પ્રીતિને લીધે યત્નપૂર્વક ધન્વંતરિને સમજાવ્યા. ધન્વંતરિએ એઓનાં વચનો સાંભળી નાહી, પવિત્ર થઈ, અલંકારો ધરી બ્રહ્માને પુરોહિત કરીને મનસાનું પુજન કરવાની તૈયારી કરી. “ હે જગદ્ગૌરી ! હે કશ્યપના પુત્રી !

અહીં આવો, મારા પુજનનો સ્વીકાર કરો, તમે પ્રાચીન કાળથી ત્રણે લોકોમાં પુજ્ય છો. હે દેવી ! તમે કે જે વિષ્ણુ સ્વરૂપ છો તેમણે સર્વ જગતને જીતેલું છે એટલા માટેજ તમે રણભૂમિમાં અસ્ત્રનો પ્રયોગ કરયો નહી." એ પ્રમાણે બોલી સાવધાન થઇ ભકિતથી માથું નમાવી ધોળું પુષ્પ હાથમાં લઇને તેનું ધ્યાન ક રયું: "સુંદર ચંપક પુષ્પના સરખા વર્ણવાળાં, સર્વ અંગોમાં રૂપાળાં, મંદહાસ્યથી પ્રસન્ન મુખવાળાં, સઘળી વિદ્યાઓમાં પ્રવીણ અને મોટા હાથિપર બીરાજેલાં સર્વોત્તમ નાગેશ્વરીને ભજું છું." એવી રીતે ધ્યાન કરી પુષ્પનું અર્પણ કરી અનેક પદાર્થોવાળા સોળ ઉપચાર આપીને શરીરમાં રોમાંચિત થએલા ધન્વંતરિએ તેમનું પુજન કરયું અને પછી ભકિતથી માથું નમાવી હાથ જોડીને યત્નપુર્વક નીચે પ્રમાણે સ્તુતિ કરી.

ધન્વંતરિ સ્તુતિ કરેછે—તમે કે જે સિદ્ધિસ્વરૂપ, સિદ્ધિઓ દેનારાં, કશ્યપની કન્યા, વરદાન દેનારાં, શંકરનાં પુત્રી, કલ્યાણ કરનારાં, હાથીના વાહનવાળાં નાગલોકોનાં ઇશ્વરી, આસ્તીકમુનિની મા, જગતનાં માતાજી, જગતનાં કારણરૂપ, જગત્કાર મુનિનાં પત્નિ, સર્પોનાં બેહેન, યોગવાળાં, ઘણા કાળ સુધી તપ કરનારાં, સુખ દેનારાં, તપસ્યારૂપ, ફળ દેનારાં, સારા સ્વભાવવાળાં, વશ્ય થનારાં, અને શાંત છો તેમને વારંવાર પ્રણામ કરૂછું.

શ્રીકૃષ્ણ કેહેછે—હે રાધિકાજી ! ધન્વંતરિએ પ્રયત્નથી એ પ્રમાણે સ્તુતિ કરીને ભકિતથી પ્રણામ કરતાં પ્રસન્ન થએલાં મનસાદેવી તેમને વરદાન આપીને તુરત પોતાને ઠેકાણે ગયાં, બ્રહ્મા, રૂદ્ર તથા ગરૂડજી પણ પોતપોતાને ઠેકાણે ગયા, ધન્વંતરિ પોતાને ઠેકાણે ગયા અને ફણોની પંકિતથી શોભી રહેલા નાગો પણ રાજી થઇને પોતપોતાને ઠેકાણે ગયા. હે રાધિકાજી ! આ મનસાદેવીનો સઘળો સ્તવરાજ મેં તમારી પાસે કહ્યો. આસ્તીક મુનિએ પણ વિધિથી પોતાની મા મનસાની ભકિત કરી હતી તેથી મનસા એ પોતાના પુત્ર મહામુનિ ઉપર પ્રસન્ન થયાં હતાં. જે માણસ ભકિતપુર્વક આ મહા પવિત્ર સ્તોત્રનો પાઠ કરે તેને તથા તેના વંશજોને કદી પણ નાગનો ભય ન થાય એમાં સંશય નથી.

**इदंस्तोत्रंमहापुण्यंभक्तियुक्तश्चयःपठेत् ॥**

**वंशजानांनागभयंनास्तितस्यनसंशयः ॥ ७० ॥**

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'धन्वंतारिदर्पभंगमनसा विजय' એવા નામનો એકાવનમો અધ્યાય સંપુર્ણ. ૫૧

॥ श्रीकृष्णऊवाच ॥

सर्वेषांदर्पभंगश्चकथितश्चश्रुतस्त्वया ॥

क्षुद्राणांमहतांचैवकुतएवनमंशयः ॥ १ ॥

શ્રીકૃષ્ણ કેહે છે—હે સુંદરી! સઘળા મોટા મોટાઓના ગર્વનો ભંગ થયાની કથા તમને સંભળાવી. જ્યારે મોટી મોટાઓના ગર્વનો પણ ભંગ થયા ત્યારે ક્ષુદ્ર લોકોના ગર્વનો ભાગ થવામાં શો સંશય? કશો નહી. હવે ઉઠો, આપણે વૃંદાવનમાં જઈએ અને વિરહથી પીડાએલી ગોપીઓને તુરત જોઈએ.

નારાયણમુનિ કેહેછે—એ પ્રમાણે શ્રીકૃષ્ણનાં વચન સાંભળી ઘણાં માનવાળાં રાધિકાજીએ શ્રીકૃષ્ણને કહ્યું કે "હે પ્રભુ! મારાથી ચાલી શકાય એમ નથી માટે મને તેડીને લઈ જાઓ." રાધિકાજીનાં માન ભરેલાં વચન સાંભળી હસીને "ત્યારે મારા ખભા ઉપર બેસો" એમ કહીને શ્રીકૃષ્ણ અંતર્દ્ધાન થઈ ગયા. મનના જેવી ગતિવાળાં રાધિકાજી ક્ષણમાત્ર રૂદન કરી ચારેકોર શ્રીકૃષ્ણને શોધવા લાગ્યાં પણ શ્રીકૃષ્ણ નહી મળવાથી વૃંદાવનમાં ગયાં. રૂદન કરતાં અને શોકથી વિવ્હલ થએલાં રાધાજી ચંદનવનમાં ગયાં ત્યાં શોકથી પીડાએલી, ભયથી વિવ્હલ થએલી, રાતાં મુખોવાળી, ધુમતાં નેત્રોવાળી, સઘળાં વનોમાં ભટકતી, 'હે નાથ હે નાથ!' એમ બોલ્યા કરતી, દુખી અને ક્રોધથી વ્યાપ્ત થએલી ગોપીઓ તેમના જોવામાં આવી. પ્રેમના તુટવાથી વિવ્હલ થએલાં રાધાજીએ એઓને મળી પોતાનુ મલયાચલમાં ફરવા આદિ સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું. પછી વિરહથી આતુર થએલાં રાધાજી ગોપીઓની સાથે 'હે નાથ હે નાથ!' એમ બોલી વારંવાર વિલાપ કરી શ્રીકૃષ્ણની નિંધા કરીને ક્ષણમાત્રમાં તેમને ધિક્કારવા લાગ્યાં અને ગોપીઓ પણ તુરતજ કોપને લીધે શરીર છોડી દેવાને તૈયાર થઈ. આ સમયમાં શ્રીકૃષ્ણે તે ચંદનવનમાં તુરતજ રાધિકાજીને તથા ગોપીઓને દર્શન દીધાં. ગોપીઓ સહિત રાધાજી પોતાના પ્રાણનાથ શ્રીકૃષ્ણને જોઈ શરીરમાં રોમાંચિત થઇને પ્રેમથી મંદહાસ્ય કરતાં કરતાં દોડીને તેમની પાસે ગયાં. ત્યાં જઈ શ્રી કૃષ્ણનું આલિંગન કરીને તેમની મુરલી તથા માળા ઝુટી લીધાં અને ક્રોધથી પીતાંબર પણ ફાડીને ઉતારી લીધું. વળી રાજી થઇને વસ્ત્રને, માળાને તથા વિનોદ કરવાની મનોહર મુરલીને ઠીકઠાઠ કરીને પાછાં આપ્યાં. રાધિકાજી શ્રીકૃષ્ણનાં ચંદન, અગરૂ, કસ્તુરી તથા કેસરનાં લેપનવાળાં ચપળ મુખને વારંવાર જોઈ પરમ આદરથી ચુંબન કરવા લાગ્યાં, ક્ષણમાત્રમાં સ્તુતિ કરવા લાગ્યાં

અને ક્ષણમાત્રમાં પ્રેમથી કપુર સહિત બીડી દેવા લાગ્યાં. પછી પ્રેમથી વિહ્વળ થએલી સઘળી ગોપીઓએ રૂદન કરી શ્રીકૃષ્ણ પાસે વિરહથી થએલા પોતાના સઘળા દુઃખનું નિવેદ કરયું. દેહનો ત્યાગ કરવાના ઉદ્યોગની, નાહાવાની, આહાર છોડી દીધાની અને પ્રત્યેક વનમાં નિરંતર ભ્રમણ કર્યાની વાતો કર્યા પછી પ્રેમથી વ્યાપ્ત થએલી ગોપીઓ ક્ષણમાત્રમાં તિરસ્કાર કરવા લાગી, ક્ષણમાત્રમાં સ્તુતિ કરવા લાગી, ક્ષણમાત્રમાં તેમને ભૂષણો દેવા લાગી અને ક્ષણમાત્રમાં ચંદન દેવા લાગી. કેટલીએક પરસ્પરને કેહેવા લાગી કે "આ આપણા પ્રાણના ચોરને સારી પેઠે જુઓ" કેટલીએક કેહેવા લાગી કે "શ્રીકૃષ્ણ હવે પછી આવું કામ કદી નહી કરે" કેટલીએક કેહેવા લાગી કે "આને ઘેરીને તુરત વચમાં લઇ લીઓ" કેટલીએક કેહેવા લાગી કે "આને હૃદયમાં પ્રેમરૂપી પાશથી બાંધી લીઓ" કેટલીએક કેહેવા લાગી કે "આ આપણી પાસે રેહેશે એવી કદી પ્રતીતિ આવતી નથી." કેટલીએક કેહેવા લાગી કે "આ આપણા ચિત્તના ચોરને જુવો જુવો" કેટલીએક કોપથી કેહેવા લાગી કે "આ કૃષ્ણ કઠોર મનવાળા છે તેથી હત્યા કરતાં વાર લગાડે એમ નથી" અને કેટલીએક કેહેવા લાગી કે "હવે ગઇ વાત સંભારો માં." એ પ્રમાણે અનેક પ્રકારનાં ભાષણો કરતી ગોપીઓ શ્રીકૃષ્ણની સાથે કૌતુકથી સઘળાં નિર્જન અને રમણીય સ્થળોમાં ફરવા લાગી. પછી સઘળી ગોપીઓ શ્રીકૃષ્ણને પોતાના યૂથની વચમાં લઇ જે વનમાં રમણીય રાસમંડળ હતું ત્યાં ગઇ. રાસમંડળમાં જઇ સુવર્ણના સિંહાશનપર બિરાજેલા રસિક શિરોમણિ શ્રીકૃષ્ણ ભગવાન્ જેમ ચંદ્રમા રાતે આકાશમાં તારાઓના સમુહોથી શોભે તેમ ગોપીઓના સમુહોથી શોભવા લાગ્યા. પછી શ્રીકૃષ્ણે પોતાની અનેક મૂર્ત્તિઓ કરી કામનાવાળી ગોપીઓની સાથે તેઓના મનનું હરણ કરે એવી ફરીવાર ક્રીડા કરી. કામદેવથી આતુર થએલા પોતે શ્રીકૃષ્ણ રાધિકાજીનો હાથ ઝાલીને આગળ કહેલા રતિ મંદિરમાં પધાર્યા કે જે રતિમંદિર વિશ્વકર્માએ બનાવેલું અને ચંદનથી, અગરૂથી, કસ્તુરીથી તથા કેસરથી સારીપેઠે વાસેલું હતું. કામશાસ્ત્રમાં પ્રવીણ અને કામનાવાળા શ્રીકૃષ્ણે ત્યાં ચંપક પુષ્પોની શય્યામાં શયન કરી કૌતુકથી પરમ કામનાવાળાં રાધિકાજીની સાથે શૃંગાર સંબંધી અનેક પ્રકારની ક્રીડાઓ કરી. હે નારદજી! એ સ્થળમાં તેઓએ ઘણીવાર સુધી સુરત કરયું અને બન્ને, રતિની ક્રિયામાં નિપુણ હોવાથી ક્ષણમાત્ર પણ બંધ પડયાં નહી. એ પ્રમાણે શૃંગારમાં ઉત્સુક થએલાં રાધાકૃષ્ણ એ રતિમંદિરમાં વિલાસ કરવા લાગ્યાં અને બીજી ગોપીઓ તથા શ્રીકૃષ્ણની મૂર્ત્તિઓ બીજાં સ્થળોમાં વિલાસ કરવા લાગ્યાં.

નારદજી પુછે છે—હે ભક્તલોકો ઊપર પ્રેમ રાખનારા નારાયણ મુનિ! વિદ્વાનો પ્રથમથી 'રાધા' શબ્દનું ઉચ્ચારણ કરીને પછી 'કૃષ્ણ' શબ્દનું ઉચ્ચારણ કરે છે તો તેનું જે કારણ હોય તે આ ભક્તની (મારી) પાસે કહેવું જોઇએ.

નારાયણ કેહે છે—હે નારદજી! એમ ઉચ્ચારણ કરવાનાં ત્રણ કારણો છે તે કહું છું, સાંભળો. પેહેલું કારણ એ છે કે "રાધાજી સર્વ જગતનાં માતાજી છે અને શ્રીકૃષ્ણ સર્વ જગતના પિતા છે તો પિતાના કરતાં માતાને સોગણું અધિક માન દેવું જોઇએ એ ધર્મશાસ્ત્રનો સંપ્રદાય છે." બીજું કારણ એ છે કે "વેદમાં રાધાકૃષ્ણ અને ગૌરીશિવ એવા શબ્દો આવે છે પણ કૃષ્ણરાધા અને શિવગૌરી એવા શબ્દો આવતા નથી. લોકમાં પણ કૃષ્ણરાધા કે શિવગૌરી એવા શબ્દો કદી સાંભળ્યા નથી. તે તે દેવના પુજન કરવાના સમયમાં પણ હે રોહિણીચંદ્ર! હે સંજ્ઞાસૂર્ય! હે લક્ષ્મીનારાયણ! આ પૂજનનો સ્વીકાર કરો અને મારા ઉપર પ્રસન્ન થાઓ એમ બોલવામાં આવે છે." ત્રીજું કારણ એ છે કે "रा શબ્દના ઉચ્ચારણથી શ્રીકૃષ્ણ રોમાંચિત્ત થઇ જાય છે અને धा શબ્દના ઉચ્ચારણથી સંભ્રમપૂર્વક પાછળ દોડયા આવે છે." હે નારદજી! જે માણસ પ્રથમ પુરૂષનું ઊચ્ચારણ કરીને પછી પ્રકૃતિનું ઉચ્ચારણ કરે તેને વેદની મર્યાદાનું ઉલ્લંઘન કરવાને લીધે માતાની હત્યા કરવા જેટલું પાપ લાગે છે. ત્રૈલોક્યમાં કર્મના ક્ષેત્રરૂપ અને પુણ્ય આપનાર ભરતખંડ ધન્ય છે અને ભરતખંડમાં પણ રાધિકાજીના ચરણારવિંદની રજનો સંપર્ક હોવાથી વૃંદાવન ધન્ય તથા પુણ્યરૂપ છે. બ્રહ્માએ પણ રાધિકાજીના ચરણારવિંદની રજની કણી મેળવવા સારૂ સાઠ હજાર વર્ષસુધી તપશ્ચર્યા કરી હતી.

**षष्ठिवर्षसहस्राणितपस्तप्तंचवेधसा ॥**
**राधिकाचरणांभोजस्वल्परेणूपलब्धये ॥ ४२ ॥**

ઈતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'रासवर्णन' એવા નામનો બાવનમો અધ્યાય સંપૂર્ણ. ૫૨

—:o:—

## ॥ नारदउवाच ॥

**समतीतेपूर्णरासेकिंचकारजगत्पतिः ॥**
**रहस्यंकिंबभूवाथतद्भवान्वक्तुमर्हति ॥ १ ॥**

. નારદજી પુછે છે—રાસ પૂર્ણ થઇ રહ્યા પછી શ્રીકૃષ્ણે શું કરયું અને કયું રહસ્ય થયું. તે આપે મને કેહેવું જોઈએ.

નારાયણ કેહે છે—શ્રીકૃષ્ણ ભગવાન્ રાસમંડળમાં રાસ પુરો કરીને પછી રાધિકાજીની સાથે યમુનાજીને કીનારે પધાર્યા. ત્યાં નિર્મળ જળમાં નાહી જળપાન કર્યા પછી ગોપીઓની સાથે જળમાં ક્રીડા કરી. તે પછી શ્રીકૃષ્ણ રાધાજીની સાથે ભાંડીર નામના સ્થળમાં પધાર્યા અને બીજી ગોપીઓ વિરહથી આતુર થઇને પોતપોતાને ઘેર ગઇ. ભાંડીર નામના સ્થળમાં માલતીના વનની અંદર રમણ કરવાનાં ઉત્સુક થએલા શ્રીકૃષ્ણે એકાંતમાં રમણીય માલતીના પુષ્પોનું શયન બનાવીને તેમાં રાધાજીની સાથે ક્રીડા કરી ત્યાં ક્રીડા કર્યા પછી રમણીય વસંત ઋતુમાં વાસંતીના વનમાં જઈને ત્યાં ક્રીડા કરી. પછી પોતાનાં તથા રાધાજીનાં સર્વ અંગોમાં ચંદનનું લેપન કરી રાધાજીને ચંદનનાં વનમાં લઇ જઇ પૂર્ણચંદ્રની ચાંદનીમાં ચંદનનાં પલ્લવોથી સંયુક્ત સુંદર ચંદનમય શયન ઉપર તેમની સાથે ક્રીડા કરી. ત્યાંથી રાધાજીને ચંપક વનમાં લઇ જઇ સુંદર ચંપક પુષ્પોના શયનમાં તેમની સાથે વિહાર કરયો. ત્યાંથી કમળ સરખાં મુખવાળાં રાધાજીને કમળ વનમાં લઈ જઇ મનોહર કમળપત્રોના શયન ઉપર * * અને કમળોના શીતળ પવનથી રાધાજીની સાથે થોડીવાર પોઢી ગયા. નિંદ્રા કરીને જાગેલા શ્રીકૃષ્ણે ભોગના સુખથી કમળની શય્યામાં ઉંઘી ગએલાં રાધાજીને નીરખી નીરખીને જોયાં. પસીનાનાં ટીપાંઓથી ઘેરાએલું રાધાજીનું મુખ શરદૃઋતુના ચંદ્ર કરતાં પણ અધિક દીપતું હતું. સિંદૂરની બિંદીઓ લુવાઈ ગઈ હતી. આંખનું આંજણ ભુંસાઇ ગયું હતું. હોઠ ઉપરનો પાનબીડીનો રંગ લુવાઇ ગયો હતો. ગાલ ઉપરનાં કુકડાં માંકડાં ભુંસાઇ ગયાં હતાં. ચોટલો છુટી ગયો હતો અને નેત્ર કમળ મીંચાઇ ગયાં હતાં. રાધાજીનું મુખ કે જે અમૂલ્ય રત્નમય કુંડળોની જોડીથી શોભી રહ્યું હતું અને નાકમાં પેહેરેલા ગજમોતીના બુલાખથી દીપી રહ્યું હતું તેને ભક્તવત્સલ શ્રીકૃષ્ણે અગ્નિથી ધોવાએલા સૂક્ષ્મ વસ્ત્રવતે પ્રેમપૂર્વક લુઇ નાખ્યું. કેશને સરખા ઓળી ચોટલાની વેણીમાં માધવીની તથા માલતીની માળાઓ ગુંથી રત્ન જેવા રેશમી દોરાથી બાંધી. ડાબીકોર વાંકો, મનોહર અને ડોલરનાં ફુલ જેવો

અત્યંત ગોળ અંબોડો વાળ્યો. શેંથામાં સિંદૂર ભરી તેની નીચે સુંદર ચંદનનો ચાંદલો કરી તેની નીચે અત્યંત શોભાયમાન કસ્તૂરીની બિંદી કરી. બન્ને ગાલ ઊપર વિચિત્ર કુંકડાં માંકડાં આલેખ્યાં. નેત્ર કમળમાં પ્રેમપૂર્વક આંજણ આંજ્યું. સુંદર રંગથી નીચલા હોઠને રંગ્યો. બન્ને કાનનાં આભરણોને અત્યંત સાફ કર્યાં. અત્યંત મોટાં બન્ને સ્તન ઉપર અમૂલ્ય રત્નોનો હાર તથા કંઠમાં અનેક મણિઓનો હાર ઠીક કરીને પેહેરાવ્યો. સઘળાં રત્નોથી અમૂલ્ય, અગ્નિથી ધોવાએલું, અને કસ્તૂરીથી તથા કેસરથી રંગેલું દિવ્ય વસ્ત્ર પેહેરાવ્યું. બન્ને ચરણમાં રત્નમય ઝાંઝર ઠીક કરીને પેહેરાવ્યાં અને પ્રેમપૂર્વક પગની આંગળીઓના નખોપર અળતો લગાવ્યો. ત્રણે લોકના સેવ્ય શ્રીકૃષ્ણ ભગવાન્ શેવકની પેઠે ધોળો ચમર હાથમાં લઇ પોતાનાં શેવ્ય રાધાજીની શેવા કરવા લાગ્યા. એ પ્રમાણે કરી સઘળા ભાવ જાણનારાઓમાં ઉત્તમ, જગાડવાની રીતિને જાણનારા અને કામશાસ્ત્રમાં પ્રવીણતા વાળા શ્રીકૃષ્ણે રાધિકાજીને જગાડયાં અને જગાડીને છાતીમાં ધાલ્યાં. સુંદર શણગાર જોવા સારૂ અને મુખચંદ્ર ઉપરનો પસીનો લુવરાવવા સારૂ પ્રેમથી મંગળકારી ઉત્તમ રત્નમય દર્પણ તેમના હાથમાં આપ્યો. અનેક પ્રકારનાં પુષ્પોથી બનાવેલી, કરમાય નહી એવી અને ચંદનના રસથી છાંટેલી માળા પ્રેમથી એ માનવતીના કંઠમાં માનપૂર્વક પેહેરાવી. કસ્તૂરી તથા કેસરવાળું સુગંધી ચંદન ઘણા પ્રેમથી તેમનાં સઘળાં અંગોમાં લગાવ્યું. હે નારદજી! બ્રહ્માએ એકાંતમાં આપેલું પારિજાતનું પુષ્પ એ રૂપવતીના ચોટલામાં લગાવ્યું. સદાશિવે એકાંતમાં આપેલું, હજાર પાંખડીઓવાળું, શોભીતું નિર્મળ દિવ્ય કમળ એમના જમણા હાથમાં આપ્યું. ધર્મદેવે એકાંતમાં આપેલો સર્વ મણિઓમાં અતિ ઉત્તમ કૌસ્તુભમણિ એ પ્યારીને રાજી કરવા સારૂ આપ્યો. અશ્વિનિકુમારોએ રત્નમય પાત્રમાં ભરીને એકાંતમાં આપેલું અને કામદેવથી ઉન્મત્ત કરનારૂં ઉત્તમ મદ્ય પીવા સારૂ આપ્યું. માલતી, માધવી, ડોલર, મંદાર અને ચંપક આદિ પુષ્પોથી ભરેલું રત્નમય પાત્ર તેમની આગળ મુકયું. સમયને જાણનારા શ્રીકૃષ્ણ ભગવાને કપૂર આદિના સંસ્કાર વાળી અને બીજાઓને ન મળે એવી પાનબીડી ચાવવાને વાસ્તે આપી. શ્રીકૃષ્ણે કૌતુકથી રાધાજીનું વસ્ત્ર કાહાડી લઈને પ્રેમપૂર્વક અત્યંત ઝીણું, સર્વોત્તમ, અમૂલ્ય, લોકોમાં દુર્લભ, બૃહસ્પતિએ બનાવેલું અને જેને કોઈની પણ ઉપમા લાગુ ન પડે એવું નવું વસ્ત્ર પેહેરાવ્યું કે જે વસ્ત્ર પોતાને એકાંતમાં વરૂણદેવે આપ્યું હતું. રાધાજીને રાજી કરવા સારૂ નાકમાં પેહેરવાનું સર્વોત્તમ ગજમોતી આપ્યું કે જે પોતાને ઇંદ્રે આપ્યું હતું. આ સમયમાં સાઠ કરોડ ગોપીઓથી વીટાએલી, મનમાં

આનંદવાળી; સુશીલા આદિ રાધાજીની મુખ્ય સાઠ સખીઓ રાધાજીની શેવા કરતાં શ્રીકૃષ્ણનાં પગલાં જોઇ જોઇને ત્યાં આવી પોહોચી. એ સખીઓમાં કેટલીએકના હાથમાં ચંદનનાં પાત્રો, કેટલીએકના હાથમાં ચમરો, કેટલીએકના હાથમાં કસ્તૂરીનાં પાત્રો, કેટલીએકના હાથમાં માળાઓ, કેટલીએકના હાથમાં સિંદૂરનાં પાત્રોં, કેટલીએકના હાથમાં અળતાનાં પાત્રો, કેટલીએકના હાથમાં કાંકશીઓ, કેટલીએકના હાથમાં વસ્ત્રો, કેટલીએકના હાથમાં દર્પણો, કેટલીએકના હાથમાં પુષ્પોનાં પાત્રા, કેટલીએકના હાથમાં રમવાનાં કમળો, કેટલીએકના હાથમાં મદ્યનાં પાત્રો, કેટલીએકના હાથમાં આભરણો, કેટલીએકના હાથમાં કરતાળ, કેટલીએકના હાથમાં મૃદંગો, કેટલીએકના હાથમાં શરયંત્ર નામનાં વાજાંઓ, કેટલીએકના હાથમાં વીણાઓ અને કેટલીએકના હાથમાં બીજાં ઉપકરણો હતાં. ગોલોકમાંથી રાધિકાજીની સાથે ભરતખંડમાં આવેલી અને ગોપીઓના રૂપને ધરનારી છત્રીશ રાગોની રાગણીઓ ત્યાં આવીને કેટલીએક ગાવા લાગી, કેટલીએક નાચવા લાગી, કેટલીએક બજાવવા લાગી, કેટલીએક ધોળાં ચમરો ઢોળવા લાગી, કેટલીએક રાધાજીની પગચંપી કરવા લાગી અને કેટલીએક ચાવવાને વાસ્તે પ્રેમથી પાનબીડીઓ દેવા લાગી. એ પ્રમાણે ઘણા કૌતુકોથી કામાતુર થએલા શ્રીકૃષ્ણ ભગવાન રાધિકાજીના ગળામાં હાથ નાખી ગોપીઓની સાથે વૃંદાવનમાંના પ્રત્યેક વનોમાં ફરવા લાગ્યા, ક્ષણમાત્રમા પ્યારીની સાથે મદ્ય પીવા લાગ્યા, ક્ષણમાત્રમાં પાનબીડીઓ ચાવવા લાગ્યા, ક્ષણમાત્રમાં આનંદથી ઉંઘી જવા લાગ્યા, ક્ષણમાત્રમાં રત્નમય મંદિરોમાં શૃંગાર કરવા લાગ્યા, અને ક્ષણમાત્રમાં યમુનાજીના જળમાં જળવિહાર કરવા લાગ્યા. હે નારદજી! પોતાની ઈચ્છામય, સર્વના આત્મા, અત્યંત પરિપૂર્ણ, નિર્ગુણ, સ્વતંત્ર, પ્રકૃતિથીપર અને બ્રહ્માના, વિષ્ણુના તથા સદાશિવના પણ સ્વામી શ્રીકૃષ્ણ ભગવાનની આ પ્રમાણે અદ્ભુત રાસલીલા તમને કહી સંભળાવી. શ્રીકૃષ્ણનું જન્મરૂપી રહસ્ય, બાળલીલા અને કિશોર અવસ્થાનાં પ્યારાં ચરિત્રો પણ તમને કહી સંભળાવ્યાં, હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો.

**कृष्णजन्मरहस्यंचबाळक्रीडनमीप्सितम् ॥**
**उक्तंकिशोरचरितंकिंभूयःश्रोतुमिच्छसि ॥ ५४ ॥**

ઇતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'रासक्रीडानिरूपण' એવા નામનો ત્રેપનમો અધ્યાય સંપૂર્ણ. ૫૩

॥ नारदउवाच ॥

अतःपरंकिंरहस्यंबभूवमुनिसत्तम ॥

कथंजगामभगवान्मथुरांनंदमंदिरात् ॥ १ ॥

નારદજી પુછે છે—હે મુનિઓમાં ઉત્તમ નારાયણ! એ પછી શું રહસ્ય થયું, શ્રીકૃષ્ણ નંદરાયના ઘરથી મથુરામાં શી રીતે પધાર્યા, નંદરાય યશોદા અને ગોપીઓ કે જેઓનાં મન શ્રીકૃષ્ણમાંજ લાગ્યાં રેહેતાં હતાં તેઓએ શ્રીકૃષ્ણનો વિયોગ થયા પછી કેવી રીતે પ્રાણનું ધારણ કરયું અને દેવી રાધિકાજી કે જે નેત્રના એક નિમેષમાત્ર પણ શ્રીકૃષ્ણનો વિયોગ થાય તો જીવે નહી તેમણે પ્રાણનાથ શ્રીકૃષ્ણના વિયોગ સમયમાં કેવી રીતે જીવન ધરયું. શયનમાં, બેસવામાં અને ભોગ ભોગવવામાં શ્રીકૃષ્ણનાજ સંગવાળા ગોવાળીયાઓએ વ્રજમાં રહી શ્રીકૃષ્ણ જેવા બાંધવને કેમ વિસાર્યા. શ્રીકૃષ્ણે મથુરામાં જઇને શાં શાં કામ કર્યાં. હે મહારાજ! શ્રીકૃષ્ણના સ્વધામમાં પધારવા સુધીની કથા આપે મને કેહેવી જોઇએ.

નારાયણ કેહે છે—કંસે ધનુષના યજ્ઞનો આરંભ કરી શ્રીકૃષ્ણને બોલાવવાંને વાસ્તે શ્રીકૃષ્ણના સ્નેહી અક્રૂરને મોકલ્યા. અક્રૂરે નંદરાયને ઘેર જઈ રાજાના નિમંત્રણનું નિવેદન કરયું. શ્રીકૃષ્ણે મથુરામાં આવવાનો અંગીકાર કરયો. અક્રૂર શ્રીકૃષ્ણને તથા શ્રીકૃષ્ણના સંબંધીઓને તેડીને મથુરામાં ગયા. શ્રીકૃષ્ણે મથુરામાં જઈને કંસને મારયો. ધોબીને, ચાણુરમલ્લને, મુષ્ટિકમલ્લને, તથા હાંથીને પણ માર્યા. માબાપને અને બાંધવોને દુઃખથી મુક્ત કર્યાં. કૌતુકથી કુબ્જાની સાથે શૃંગાર કરીને તેને ગોલોકમાં મોકલી. કૃપા કરીને માળીને મોક્ષ આપ્યો. ઉદ્ધવજીને મોકલીને ગોપીઓને બોધ અપાવ્યો. પછી જેને જનોઇ દેવાયું એવા શ્રીકૃષ્ણે ઉજ્જેણમાં જઇ સાંદીપનિ નામના ગુરૂની પાસે વિદ્યાભ્યાસ કરયો. જરાસંધને જીતી કાળયવનને મારીને ઉગ્રસેનને વિધિપૂર્વક રાજા કરયો. સમુદ્રના સમીપમાં દ્વારકાપુરીનું નિર્માણ કરી રાજાઓના સમૂહને જીતીને રૂક્મિણીનું હરણ કરયું. કાલિંદી, લક્ષ્મણા, શૈબ્યા, સત્યા, જાંબવતી, મિત્રવિંદા અને નાગ્નજિતી એ સ્રીઓની સાથે વિવાહ કરયો. દારૂણ રણમાં નરકાસુરને મારી સોળ હજાર સ્રીઓની સાથે વિહાર કરયો. લીલામાત્રમાં ઈંદ્રને જીતી પારિજાતનું હરણ કરયું. મહાદેવને જીતીને બાણાસુરના હાથ કાપ્યા. અનિરૂદ્ધને છોડાવી પાછા દ્વારકામાં પધારી લોકોને પ્રત્યેક ઘરમાં પોતાનાં દર્શન દીધાં. વસુદેવની તીર્થ-

યાત્રાના પ્રસંગથી વ્રજવાસીઓનો સમાગમ થતાં તેમાં પ્રાણનાં ઈશ્વરી રાધિકાજીને દીઠાં. સો વર્ષ પુરાં થવાથી સુદામાનો શાપ છુટી જતાં રાધિકાજીની સાથે પાછા પવિત્ર વૃંદાવનમાં પધાર્યા. પુણ્યના ક્ષેત્રરૂપ ભરતખંડમાં રાસમંડળની અંદર પાછા ચૌદવર્ષ સુધી રાધિકાજીની સાથે રાસ કરયો. ઘણાં પરાક્રમવાળા શ્રીકૃષ્ણે પ્રથમ નંદરાયના ઘરમાં અગીઆર વર્ષસુધી અને તે પછી મથુરામાં તથા દ્વારકામાં પુરાં સો વર્ષ સુધી રહીને પૃથ્વીનો ભાર ઉતારયો. હે નારદજી! શ્રીકૃષ્ણ સવાસો વર્ષ સુધી પૃથ્વીમાં રહીને અંતે ગોલોકમાં પધાર્યા. યશોદાને, નંદને, બુદ્ધિમાન વૃષભાનુને અને રાધાજીની મા કળાવતીને સામીપ્ય મુક્તિ આપી. પ્રત્યેક યુગને વાસ્તે વેદમાં જે ધર્મની મર્યાદા કહી છે તે મર્યાદાનું સ્થાપન કરી ગોપીઓની સાથે અને રાધાજીની સાથે શ્રીકૃષ્ણ ગોલોકમાં પધાર્યા. હે મોટા મુનિ નારદજી! આ પ્રમાણે રમણીય અને ચારે પુરૂષાર્થોને આપનારૂં સઘળું શ્રીકૃષ્ણનું ચરિત્ર સંક્ષેપથી તમારી પાસે કહ્યું. બ્રહ્માથી માંડીને તુંબડાંપર્યંત સઘળું જગત વિનાશ પામનાર છે એટલા માટે શ્રીકૃષ્ણ કે જે પરમાનંદ સ્વરૂપ, નંદરાયના પુત્ર, પોતાની ઈચ્છામય, પરબ્રહ્મ, પરમાત્મા, ઇશ્વર, સર્વથી પર, અવિનાશી, અભક્તોને દર્શન નહી આપે એવા, ભક્તો ઉપર અનુગ્રહ કરવાને વાસ્તે દેહ ધરનારા, સત્ય, નિત્ય, સ્વતંત્ર, સર્વના સ્વામી, પ્રકૃતિથી પર, નિર્ગુણ, ક્રિયારહિત, નિરાકાર અને નિરંજન છે તેમનું ભજન કરો.

सत्यंनित्यंस्वतंत्रंचसर्वेशंप्रकृतेःपरम् ॥
निर्गुणंचनिरीहंचनिराकारंनिरंजनम् ॥ ३० ॥

ઇતિશ્રી બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાના શ્રીકૃષ્ણ જન્મખંડનો 'राजलीलासंक्षेप निरुपण' એવા નામનો ચોપનમો અધ્યાય સંપૂર્ણ. ૫૪

